# કંકાવટી

જાન્યુઆરી
૧૯૭૫

KANKAVATI

**કવિતા**

અજિત ઠાકોર / મંગળ રાઠોડ / ગજેન્દ્ર શાહ
ઇન્દુ ગોસ્વામી / યેહુદા એમિચાઈ / મહેશ જોશી

**નર્મમર્મ**

જ્યોતીન્દ્ર હ. દવે

**વાર્તા**

રમેશ પારેખ

**પત્રચર્ચા**

સુમન શાહ

**અવલોકન**

મણિલાલ પટેલ

**લેખ**

રતિલાલ 'અનિલ'

## આંખની તપાસ / યેહુદા એમિચાઈ

જરા પાછળ જાઓ, તમારી ડાબી આંખ બંધ કરો

હજુ ?

હજુ રાજ પાછળ જાઓ આગળ દીવાલ આવી ગઈ

શું દેખાય છે ?

અંધારામાં કંઈ વરતાય છે ?

મને એક મજાનું ગીત યાદ આવે છે જે આમ વહેતુ..

હવે? હવે તમે શું જુઓ છો ?

હજુ ય ? આ બધો વખત,

કૃપા કરીને મને મૂકીને ન જાઓ કૃપા કરો

તમે તો છોડી જતા નથી

હું ય

એક આંખ બંધ કરો, મોટા અવાજે બોલો

હું સાંભળી શકતો નથી હું ઘણે દૂર નીકળી ગયો છું

કશું વરતાય છે ? શું જુઓ છો ?

એક ખિન્ન આંખ બંધ કરો

હા

બીજી ખિન્ન આંખ બંધ કરો, હા, જી

હું હવે જોઈ શકું છું

બસ બીજુ કંઈ નહીં

△

અનુ. મહેશ જોશી

# કંકાવટી

જાન્યુઆરી ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૦ : અંક ૨૩૮ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની ૫ંદરમી તારીખે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂા ૨૩, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય કે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે કરવો




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક યોગ્યતાની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે મોકલવી




તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : અમરજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૩.

## એક કાવ્ય □ અજિત ઠાકોર

આપણે ગામો છોડીને ચાલી નીકળ્યા
ગામોની તે તરફ આપણે પહોચ્યા ગામોમા
આપણે રસ્તાઓ ફગાવીને ચાલ્યા
રસ્તાઓની તે તરફ આપણામાથી જ ફૂટયા રસ્તાઓ
આપણે ટેકરીઓ પડખે મૂકીને ચાલ્યા
ટેકરીઓની તે તરફ આપણને આતર્યા ટેકરીઓએ
આપણે ઘરો વાસીને ચાવી ફંગોળીને નીકળી પડયા
ઘરોની તે તરફ આપણી સામે ખુલ્યા કેવળ ઘરો
આપણે માણસોને—સબધોને છોડીને ભાગ્યા
માણસો અને સબંધોની તે તરફ
વાટ જોઈને ઊભા હતા માણસો—સબધો
આપણે ગયા આ તરફથી તે તરફ
તો
તે તરફ તો બધુ જ તે–નુ તે
આજે
તુ ચાલી નીકળી છે મારી તે તરફ
આજે
હુ ય ચાલી નીકળ્યો છુ તારી તે તરફ
આજે આ ગોળમટોળ પૃથ્વીને
આપણા ફિક્કા અગૂઠા ઝૂકેલી પાપણોની સાક્ષીએ
ખોતરશે
અથવા
હળવી ઠેસે ગબડાવી મુકશે
આપણા સૌરમડળમાથી ..

શ્રદ્ધા □ અશ્રદ્ધા □ ત્રણ કાવ્યો □ મંગળ રાઠોડ

૧

હે
મિત્ર
હોડી
બનાવીને
આપણે
જેટલી વાર
તરી ગયા છીએ
આ સમુદ્ર
એટલી વાર
તરી ગયા છીએ
ડૂબી ગયો છે
અપવાદ !

૨

પેલી
કાગળની
હોડી
કાષ્ઠની
બની ગઈ
ત્યાં સુધી
આપણે
ભૂલી ગયા'તા સમુદ્ર
થાકથી
ઢળી પડેલા
આપણે
જાગીને જોયો

ફરી નવેસરથી
એનો એ જ સમુદ્ર
લડકામા
ચળકતા
દર્પણના આઘાતથી
આંખે આવી ગયા અંધારાં
આંખો મીંચીને
* ઊંડે ઊતરી ગયા ક્યાંક
ત્યાંથી
પાછા ફરતા
ક્યારે ઢળતો પહોર થયો
ક્યારે
ઊતર્યા અંધારાં
કંઈ જ ખબર ન રહી
આપણી પ્રતીક્ષામાં આમ
આ હોડીએ સદીઓ સહી !

3

જે
વિચારે છે
તે
હાલકડોલક થાય છે
આ હોડીમાં
પણ,
હર ક્ષણે
હાલકડોલક થતી
આ હોડી તો તરે છે !
ચાલો, જોઈએ કોઈક ખાવાને
પૂછી



તા ૯-૧

* ગાગજી ખુમાણને.

## ત્રણ ગઝલ ☐ ગજેન્દ્ર શુક્લ

કેટલા હઠીલા છે જીવલેણ રોગો પણ,
કામમા ન આવે કૈ સત્યના પ્રયોગો પણ

ક્રોસ પર ચડે કોઈ, 'રામ' કહી ઢળે કોઈ,
ઓની એ જ છે દુનિયા, એના એ જ લોકો પણ

આપણા જ હાથે, જે ગોળી જેમ વાગ્યો'તો,
યાદ ક્યા રહ્યો છે કૈ આપને એ ઝોકો પણ

મનપસદ કરવાનુ, સત્ય સત્ય રમવાનુ,
નામ એનુ રટવાનુ કોક સહેજ રોકો પણ

લાકડીને ટેકે જે લાગણીને હકારે,
પૂતળે પૂરાયો છે આજ તો એ ડોસો પણ

જેમને ન જોયાનો વસવસો રહ્યો કાયમ,
યાદનો છે અવસર આ, છે સ્મરણનો મોકો પણ

પ્રાર્થનાની પોથીમા કા ગઝલ ન ગુજરાતી?
એ રતો એ રહેવાનો ને રહેશે ધોખો પણ.

○

દ્વારથી ધકેલીને સાચના એ સાકીને,
જૂઠ જૂઠ મ્હેલાવે, મ્હેકવાનું બાકીને

કેટલીય મૌસમ કોક વાર આવે જે,
ખોળવો હવે ક્યા ક્યા એ ખલકના બાકીને?

કાળની મહેફિલમા ક્ષણ કદી અનેકાતી,
ભૂસવી છે નામુમકિન એક બાદબાકીને

આપણા નસીબે તો દોર સાવ ખાલીખમ,
ઊભવાનુ આવ્યુ છે જૂઠ સામે તાકીને

ભીતને અઢેલીને કે ગઝલ શુ ગણગણવુ,
શુ કરી શકે કોઈ મયકદાથી થાકીને?

૦

અંધકાર અંદરનો કોઈ ક્યાં સુધી ખાળે ?
એક જણ તે પ્રજાળીને કેટલુંક અજવાળે ?
કાફલો ય કેવો, જ્યાં મંઝિલે પહોંચ્યા કે–
ભોમિયાને ભૂલી સૌ જાતને જ સંભાળે ।
કોક શાપ એવો કે આ બધું એમ જ,
નીર નેવનાં મોભે વાળતલ ભલે વાળે ।
કેમ કોઈની પૂજા પહોંચતી નથી પૂરી,
કેમ ફૂલ કરમાતાં અધવચ્ચે જ અધગાળે ।
રાજઘાટ પર જઈને કે દિવસ ગઝલ ગાશું,
કે દિવસ સમર્પીશું શબ્દ પુણ્યની પાળે ।

## એન ટાણે □ ઈન્દુ ગોસ્વામી

પાથરણું પથરાતું જાય..
અડવા રે હાથનું પાથરણું પથરાતું જાય

જોગાનુજોગ જેવી નોધારી જાનમાં
આપણી મીઠાશ તો કે આવજો
કંકુની ચપટીને ઓતરાદી ફૂંકીને
રામને દરબાર તો કે આવજો
ભોંયભરી આંખોમાં ધૂળ જેવું નાખીને છોગું કોઈ છતરાતું જાય

કયા ઓલવાતા જણ, કયા ઓલવાતા પણ
ને કયા લમણામાં કાળી ઊઠબેસ
કાદવિયા સૂરજને કેમ કરી કહેવું.
આ માંડ્યો છે કઈ જાતનો વેશ

ઊંડઊંડ આકાશ જેવું પડતું પાતાળ હવે
પગલું મટીને થશે ચીલો
છાતીની પોલ જોઈ ધગધગતા શ્વાસનો
ઊતરી ન જાય ક્યાંક ખીલો
ઝળઝળિયું પોત આમ પેટછૂટા પડદામાં નદવાતું નદવાતું ...

/

# નોકરિયાતનું માનસ



જ્યોતીન્દ્ર હ. દવે

**અભ્યાસ** પૂરો કર્યા પછી અથવા અભ્યાસ પૂરો થતાં પહેલાં પોતે જ પૂરો થઈ જશે એવી સંભાવના ઊભી થયા પછી તરુણ પુરુષને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા માટે બે વસ્તુની જરૂર પડે છે: નોકરીની ને છોકરીની. 'પેદા થયો છું ખૂટવા તુંને સનમ!' એમ કવિ કલાપીએ કહ્યું છે કારણ કે એ જમીનદાર હતા, રાજવી હતા, એટલે એમને નોકરીની જરૂર નહોતી. બાકી મોટા ભાગના લોકોનો સંસાર એકલી સનમ વડે ચાલી શકતો નથી. સનમને સંતોષવા માટે ગાન પ્રચુર પૂરતાં નથી. સાહિત્યની સનમને સ્નેહ મળે મળે એટલે કદાચ ચાલી રહે, પણ સંસારની સનમને તો સ્નેહ ઉપરાંત બીજી ઘણી ઘણી વસ્તુ મેળવવા માટે પૈસાની જરૂર પડે છે અને પૈસા પેદા કરવા માટે નોકરી-ધંધાની જરૂર પડે છે.

સ્ત્રીઓએ નોકરી કરવી જોઈએ કે નહીં એ આજે ચર્ચાનો વિષય રહ્યો નથી. છતાં કળા ખાતર કળા એ ન્યાયે ચર્ચા ખાતર ચર્ચાના સિદ્ધાંતને અનુસરીને કેટલાક સમય પૂર્વે એક ચર્ચાસભા યોજવામાં આવી હતી. તેમાં થોડાક ભાઈઓ અને ઘણી બહેનોએ ભાગ લીધો હતો. એ ઘણી બહેનોમાંની ઘણી બહેનો નોકરી કરતી હતી. એમણે સ્ત્રીઓના સમાન અધિકારનો મુદ્દો આગળ કરી પુરુષના જેટલો જ સ્ત્રીઓને પણ નોકરી કરવાનો હક છે એમ ભારપૂર્વક જણાવ્યું હતું.

નોકરી કરવી એ હકનો ભાગવટો કરવા જેવું છે એવું એ બહેનોને શા પરથી લાગ્યું હશે તે સમજવું મુશ્કેલ છે. જે કેટલીક વસ્તુ કરવી પડે છે માટે જ આપણે કરીએ છીએ તેમાં નોકરીનું સ્થાન બહુ અગ્રપદે મૂકી શકાય એમ છે. નોકરી કરવાથી પૈસા મળે છે, એ ન મળતા હોત

અથવા બીજી કોઈ રીતે પૈસા મળે એમ હોત તો એ હકનો ભોગવટો કરવા કોઈ તૈયાર થાત ખરું ?

નોકરી કરવાથી થાક લાગે છે. નોકરી કરનાર ને કરાવનાર બંનેને, એવો સર્વસામાન્ય અનુભવ છે પણ શરીરના એ થાકને ઉતારવા માટે સાધનો મળી રહે છે, અને જ્યાં એ સાધનો જોઈએ તેટલા પ્રમાણમાં મળી નથી શકતા, ત્યાં નોકરી કરનારનું શરીર એવા થાકથી ટેવાઈ જાય છે જેમ રોગની સામે શરીર પોતે પોતાની અંદર એનો ય પ્રતિરોધ કરવાની શક્તિ–એન્ટીબોડીઝ–પેદા કરી લે છે તેમ થાકની સામે થવાની અથવા થાકને ગળી જવાની શક્તિ પણ એ ઉત્પન્ન કરે છે.

શરીરના આ થાકનું તો જાણે સમજ્યા પણ નોકરી કરનારાઓના મનની જે સ્થિતિ થાય છે અને ધીરે ધીરે એના આખા માનસમાં જે પરિવર્તન થાય છે તેનો ખ્યાલ જાણે ઘણે ભાગે એને આવતો જ નથી અને કદાચ આવે છે તો તે એટલો મોડો આવે છે કે પછી એ કરવા ધારે તોયે એને માટે કોઈ ઉપાય રહ્યો હોતો નથી

જનાવરો જે જાતના વાતાવરણમાં અથવા પ્રદેશમાં રહે છે તે પ્રકારના એના શરીરના રૂપરંગ થઈ જાય છે, માણસના વિષયમાં છેક એમ થતું નથી જંગલમાં રહેનારના શરીર જાતજાતના, જુદા જુદા રંગવાળા બની જતા નથી, કોલસાનો વેપાર કરનાર બધા કાળા ને ચૂનાની ભઠ્ઠી ચલાવનાર બધા સફેદ થઈ જતા નથી જેવો જેનો ધંધો કે નોકરી તેનું તેનું શરીર, એવું કોઈ સૂત્ર આપણે સ્થાપી શકીએ એમ નથી પરંતુ નોકરીધંધા અનુસાર માણસના મનની સ્થિતિમાં પરિવર્તન થઈ જાય છે એમ કહીએ તો તેમાં બહુ અતિશયોક્તિ જેવું નથી.

અમારા એક મુરબ્બી વર્ષો સુધી શાળામાં શિક્ષકની નોકરી કરીને નિવૃત્ત થયેલા તે અમારે ત્યાં અવારનવાર મળવા આવતા ઘણું ખરું એમનું આગમન સાંજના સમયે થાય. તે વેળા મારી ઉંમર ઘણી નાની

શાળાએથી આવી રમવા જવા માટે હું તૈયારી કરતો હોઉં ને મને જતો જોઈ એ બૂમ મારે 'એઈ! ક્યાં ચાલ્યો? આમ આવ અદબ વાળીને બેસ મારી સામે' મારે એમની સામે બેસવું પડતું વાત કરતા કરતા એ મને કંઈ પૂછે ને હું જવાબ આપવા જાઉં એટલે તરત મને બોલતો અટકાવીને કહે, 'ઊભો થા!' હું ઊભા થાઉં એટલે કહે, હવે જવાબ આપ જોઉં' મારા જવાબ ખોટા પડે તો 'તેં ખોટો જવાબ આપ્યો માટે હું જાઉં ત્યાં સુધી મારી સામે જ ઊભો રહે' એમ કહી મને શિક્ષા પણ ફટકારે

મહારાષ્ટ્રના એક સુપ્રસિદ્ધ હાસ્યકારે એક શાળાના શિક્ષકો આગળ ભાષણ કર્યું એમનું ભાષણ ખૂબ જ રમૂજી હતું વાક્ય વાક્યે નર્મ ને મર્મ એમાં ઊભરાતા હતા પણ એક પણ શિક્ષકે સ્મિત સરખું ય કર્યું નહીં અને એ હાસ્યકારને પોતે કોઈના મરણની સભામાં પ્રવચન કરતા હો તેવો એમનો અનુભવ થયો ભાષણ પૂરું થયા પછી એમણે શિક્ષકવર્ગ સાથે ચહાપાન કરતા કહ્યું 'મારું ભાષણ છેક આટલું નિષ્ફળ જશે એમ મેં ધાર્યું નહોતું—તમને કોઈને જરાકે ગમ્યું નહીં. તમને બધાંને કંટાળો આપ્યો તે માટે ખરેખર હું દિલગીર છું.' એક શિક્ષકે એમને જવાબ આપ્યો, 'ના, ના એવું કંઈ નથી અમને તો તમારું ભાષણ ખૂબ જ ગમ્યું.' 'મને તો એવું કંઈ લાગ્યું નહીં તમને હસાવવા માટે વાર તેટલા પ્રયત્ન કર્યા, પણ હસવાનું તો બાજુએ રહ્યું તમે તો ઊલટા વધારે ને વધારે ગંભીર થતા ગયા જાણે હું કંઈ વધારે પડતું કહી નાખતો હોઉં ને મને બારણે બહાર કાઢી મૂકવાની ઈચ્છાને પરાણે દબાવી રાખવી પડતી હોય એમ તમે હોઠ દબાવીને બેસી રહ્યા હતા એ જોઈને મને ખરેખર બહુ જ નવાઈ લાગી' પેલા શિક્ષકે જવાબ આપ્યો, 'તમને એમ લાગે એ બરાબર છે, પણ અમારો તો ક્રમ નીકળી જતો'તો હસવું એટલું બધું આવતું'તું કે વાત ન પૂછો પણ હસવાનું દબાવીને હોઠ બીડીને અમારે બેસી રહેવું પડ્યું' 'એમ?' પેલા વ્યાખ્યાતાએ આશ્ચર્ય

પામીને પૂછ્યું 'તો તમને હસતાં શું થતું'તું? મન મૂકીને મો ઉઘાડીને હસતાં તમને રોકતું કોણ હતું? અમારા હેડમાસ્તર' શિક્ષકે જવાબ દીધો. 'હેડમાસ્તર?' વ્યાખ્યાતાએ નવાઈ પામીને પૂછ્યું, હેડમાસ્તર તો કશું કહેતા નહોતા. એ પણ તમારી પેઠે ગંભીર ને મ્લાન વદને હોઠ ભીડી મારી સામે જોતા મૂંગા મૂંગા બેઠા'તા. શિક્ષકે ખુલાસો કર્યો, અમને એમણે પહેલેથી ચેતવણી આપેલી કે, જો જો આ વ્યાખ્યાતા સમર્થ હાસ્યકાર છે એમના વ્યાખ્યાનો સાંભળતા લોકો હસીને ઢગલો થાય છે પણ આપણે હસીએ તો આપણી આબરૂ શી? વર્ગમાં આપણે છોકરાઓને 'ડોન્ટ લાફ, ડોન્ટ લાફ' કહીને ધમકાવીએ અને આપણે પોતે ખડખડ કરીને હસવા લાગીએ તો કેવા ભૂંડા લાગીએ એનો વિચાર કરજો 'હેડમાસ્તરે અમને આવી ચેતવણી પહેલેથી જ આપી મૂકેલી એટલે ગમે તેટલું હસવું આવતું'તું પણ અમે હોઠ દબાવીને મૂંગા જ રહ્યા.'

છોકરાઓને હસતાં અટકાવી અટકાવીને એ શિક્ષકોનું માનસ એવું ઘડાઈ ગયેલું કે હસવું જોઈએ એવા પ્રસંગે પણ એમને પરાણે હસવું રોકવું પડ્યું

સામાન્ય રીતે નીચી પાયરીએથી ઊંચા પદ પર પહોંચનાર સામાન્ય કારકુનમાંથી અધિકારીની જગાએ આવનાર માણસનું માનસ એવું ઘડાઈ ગયું હોય છે કે પોતાના ઉપરીઓને એ આરાધ્ય ને હાથ નીચેનાઓને સજા કરવા યોગ્ય ગણતો થઈ જાય છે પ્રસંગે અપ્રસંગે એ પોતાના ઉપરી અધિકારી પાસે જઈને રાવ ખાય છે અરે! આ ઑફિસ કેમ ચાલે છે તે હું જ જાણું છું બધા હાડકાના હરામખોર છે કોઈને કામ કરવું ગમતું નથી એમને ઘેર ઊંઘ આવતી ન હોય, સૂવા માટે સારી જગા મળતી ન હોય તે માટે જ જાણે આ ઑફિસ આપણે ખોલી ન હોય તેમ અહીં આવીને મારા બેટા બધા ઘોરવા જ લાગી જાય છે સાહેબ, તમને તો ખ્યાલ પણ નહીં આવે. તમે તો સાહેબ, કામમાંથી ઊંચા જ આવતા નથી. બધા કામ પતાવીને ખરું પૂછો તો અધૂરું મૂકીને ઘેર ઊપડી જાય છે, ત્યાર પછી પણ તમે તો સાહેબ, કલાક બે કલાક ઑફિસમાં જ કામ કરતા દેખાવ

જો હું એ રાજ જોઉં છું કારણ કે હું પણ હમેશ ટાઈમ થઈ ગયા પછી કલાક બે કલાક કામ કરતો જ હોઉં છું પણ સાહેબ આપણે તો કામ કરવાનું નાનપણથી જ શીખેલા એટલે આપણને કોઈ કામચોર હોઈ જ શી રીતે શકે તે સમજાતું નથી. મારી તો સાહેબ વાત જ જવા દો, વસડબોગ કરવો એ મારે માટે રમત વાત છે નાનપણથી જ અમને કામ, કામ ને કામમા મચ્યા રહેવાની તાલીમ મળેલી અને અહીં આવ્યા પછી પણ સાહેબ તમારા જ હાથ નીચે અમે ઘડાયા છીએ ને ! પણ હવે જમાનો જુદો આવતો જાય છે ઓછું કામ ને વધારે પગાર એ જ બસ બધાની માગણી બની ગઈ છે હા, સાહેબ, ઠીક યાદ આવ્યું હવે આપણે સ્ટાફ માટે ઈન્ક્રીમેન્ટ પગારવધારાનો વિચાર કરવાનો છે હું તો મારા સ્ટાફ માટે કંઈ રેકમેન્ડ ભલામણ કરી શકું એમ લાગતું નથી અને મારા વિષે તો સાહેબ, આપને ઠીક લાગે તેમ કરજો હું ક્યાં આ કામ પૈસા માટે કરું છું છું ? નોકરી કરી તો બરાબર કરી ઉપરી અધિકારી તરફથી બઢતી મળે કે ન મળે પણ ઠપકો તો ન જ મળે, આપણા કામથી એ રાજી થાય એટલે બસ ગંગા નાહ્યા, એ સિવાય બીજો કશો વિચાર હું કરતો જ નથી '

કોઈક પેઢીમાં ગુમાસ્તાગીરી કરતા હિસાબના ચોપડાઓમાં આખો વખત માથું ખોસી રાખી જુદી જુદી રકમોના સરવાળા બાદબાકી કરતા મુનીમો ઘેર પણ ટૂંકા પગારમાંથી મોટો ખર્ચ ચલાવવાનો જેમ તેમ પ્રયત્ન કરતા મોડી રાતે હિસાબ લખવા બેસે છે, ત્યારે જુદી જુદી રકમોના ટાંટિયા મેળવવા પ્રયાનમાં આંખ મેળવી શકતા નથી એક નયા પૈસાનો હિસાબ મળતો નથી તો એ હેરાન હેરાન થઈ જાય છે અને 'હિસાબ ન મળે તે કેમ ચાલે !' એમ મનમાં ફરિયાદ કરતા ઊંઘ ન મળે તેથી ચલાવી લેતા હોય છે એમને ખબર હોય છે કે એમના હિસાબના ટાંટિયા કદી મળે એમ છે જ નહિ કારણ કે એનો એક પગ ખર્ચનો લાંબો ન બીજો આવકનો ટૂંકો હોય છે પણ ટાંટિયા મેળવવા માટે એમનું માનસ એવું ઘડાઈ ગયું હોય છે કે પોતાના ઘરમાં પણ એ ગૃહસ્થ તરીકે નહીં પણ

પણ ગુમાસ્તા તરીકે જ જીવન ગાળે છે.

આ પરથી મને એક હિસાબનીશ-એકાઉન્ટન્ટની વાત યાદ આવે છે એકાઉન્ટન્ટ તથા કેશિયરનું એ કામ કરતો એક વાર કોઈને પૈસા આપેલા તેની રસીદ લેવાની રહી ગઈ હતી અને એ રકમ એને પોતાના પગારમાંથી ભરી આપવી પડી હતી તે પરથી એ કોઈને પણ પૈસા આપતા પહેલા એની પાસેથી પહોંચ-રસીદ-લખાવી લેતા લગ્ન થયા પછી પોતાની પત્નીને પિયર મૂકવા માટે એને એક વાર જવાનો પ્રસંગ આવ્યો સપત્નીક એ પોતાને સાસરે પહોંચ્યા ઘરમાં એમના સસરા એકલા હતા બીજા સૌ કામસર બહાર ગયા હતા સસરાએ એમને આવકાર આપી કહ્યું 'બેસોને ! તમારાં સાસુ બહાર ગયા છે હમણા આવી પહોંચશે' 'આગળથી બેસાય એમ નથી જરૂરનું કામ છે જલદી જવું પડે એમ છે' એમણે ઊભા ઊભા કહ્યું 'ઠીક ત્યારે આવજો' સસરાએ કહ્યું બે ચાર મિનિટ થઈ, પણ એ ભાઈ ત્યાં ઊભા જ રહ્યા સસરાએ જરા આશ્ચર્યથી આંખો ઊંચી કરી પૂછ્યું, 'તમને મોડું નથી થતું ?', મોડું ? અરે મોડું તો થઈ જ ગયું છે, પણ ...' 'પણ શું ?' એમને વાક્ય પૂરું કરતા અચકાતા જોઈ સસરાએ પ્રશ્ન કર્યો. પણ તમે રસીદ આપો ત્યારે જાઉં ને ?' 'રસીદ ? રસીદ શેની ?' સસરાએ ખૂબ નવાઈ પામી પૂછ્યું કેમ ? આ તમારી છોકરીની,' પત્ની તરફ અંગુલિ-નિર્દેશ કરી એમણે કહ્યું 'એટલે ?' સસરાને કંઈ સમજ ન પડી હોય એ રીતે ગૂંચવાઈને જ્યારે સાસુ જોઈ પૂછ્યું. 'એટલે એમ કે આપની પુત્રી આપને મળી ગઈ તેની મને પહોંચ લખી આપો એટલે જાઉં' જમાઈએ ખુલાસો કર્યો 'ઓત્તારીની ! સ્ટેમ્પપેપર પર આપું કે એમ ને એમ ચાલશે ?' સસરાએ પ્રશ્ન કર્યો થોડી વાર વિચારમાં પડીને ઊભા રહ્યા વીસ રૂપિયા ઉપરની રકમ હોય તો સ્ટેમ્પની જરૂર પડે એથી ઓછી રકમ હોય તો સ્ટેમ્પ મારવાનો ન હોય હવે પત્નીની કિંમત શી કરવી ? પછી ગૂંચવણ દૂર થતા એ હસી પડ્યા અને કંઈ નહીં, કંઈ નહીં ચાલશે' કહીને નમસ્કાર કરી રજા લઈને ચાલી નીકળ્યા ☐

ચલમ હોય ત્યારે ભજન થાય એવા જૂનવાણી ભજનિયા કરતા આજનો આધુનિક કહેવડાવવા મથતો ગીતકાર જુદો ખરો ?

એક ગદ્યાળ વિચારને બે પંક્તિમા પાથરી દીધો એટલે ગે'ર થઈ ગયો ? પંક્તિએ પંક્તિએ જુદા કલ્પન મૂકયા એટલે એ અણમેળ દ્વારા જ વિચ્છિન્નતા સૂચવાઈ ગઈ ?

જે અભાવ અને નિરર્થકતા ગાયા કે ગાઈ નાખ્યાં તે પોતીકા સ્વાનુભવમાથી આવ્યા હતા ? તે એમા પોતીકો રણકો કેમ ન આવ્યો ? મીરાના ભજન અને કબીરના ભજનો પરમ અનુભૂતિથી કેટલાક તો સભર છે, પણ બંનેના લય, લહેકા, મીઠાશ અને કડકાઈ, રજુઆત, અભિવ્યક્તિ, ભાષા અને અનુકારો જુદા છે—આવુ કશુ પોતીકુ કેટલી રચનામા જોવા મળે છે ?

ચાળા પાડવાનુ કામ તો બાળક પણ કરી શકે છે. ભાષા અને વર્તનના ચાળા એ તો બાળકની સિદ્ધિ છે. સવારીની નિરર્થકતા સૂચવવા માટે ગધેડા પર બેસવાની શી જરૂર છે ? દર વર્ષે દશેરાએ હાથી પર સવારીએ નીકળી ચૂકેલા કોઈ માજી રાજવીને જુઓ એટલે એ સમજાઈ જશે અને જેણે ઘોડેસવારાની નિરર્થકતા સૂચવવી હશે તેણે પ્રથમ તો ઘોડેસવારીની પારંગતતા મેળવવાની રહેશે, તેણે તે બતાવવા માટે ગધેડા પર નહીં બેસવુ પડે. છતા મૂઢ લોકોને પણ ઘોડેસવારીની નિરર્થકતા સૂચવવા ગધેડા પર બેસવુ પડે ત્યારે ઘોડેસવારાનો અનુભવ જ એને કામ લાગશે !

અભાવ એ કંઈ આયાતી ભાવ નથી, નિરર્થકતા તો રાજાને બાળક ઊંઘમા ઘેરાય ત્યારે સોનાના ઘુઘરાને પણ ફેંકી દે છે એમા પણ જોઈ શકાય !

અને નિર્ભ્રાન્ત થનાર તો પ્રજ્ઞાવાન, મેધવાન હોય ! પાચ પાચ હજાર વર્ષોથી ચાલી આવતી અનેકાનેક પરંપરાઓ અને વિશ્વ આખામાથી આવતા અનેક દેશીય-ક્ષેત્રીય જ્ઞાનના પ્રવાહો જોયા-તાગ્યા વિના નિર્ભ્રાન્તિ

( અનુસંધાન પાના નં. ૪૬ પર )

બગાસાં બાવન ફેચિના



રમેશ પારેખ

સ્મશાનમાં અ સૌ ડાગીગૌરીની ચિતા સળગતી હતી ત્યારે છગુભાઈને એક નાજુક બગાસુ આવ્યુ

બગાસુ આવ્યુ એટલે દરરાજની જેમ બગાસુ ખાઈ નાખતા 'ચાલો ત્યારે સૂઇએ' એમ ટેવવશાત્ બોલુ બોલુ થઇ ગયેલા પોતાના હોઠને છગુભાઈએ અણીને વખતે ઝાલી લીધા આ ચાર નમ્બરનુ આખેઆખુ વાક્ય છગુભાઈ ગટક દઈને ગળી ગયા પોતાની આવી સાવધાની માટે છગુભાઈએ પોતાની જાતને શાબાશી આપી ને ગના છગ્ગ આ મસાણુ છે, મસાણ, તારા બાપનુ ઘર નથી એવો ઠપકો ય દીધો

તેમણે આસપાસ જોયુ ને પરિસ્થિતિનો તાગ કાઢ્યો ડાઘુઓ મહેફિલ માણતા હોય તેવા રગમા હતા બે-ત્રણ જણા બીડીઓનો વિનિમય કરતા, સળગાવતા અને ફૂકતા બેઠા હતા થોડા પારુટ લાગતા ડાઘુઓનુ એક ઝૂમખુ મૂગુમૂગુ, પોતાનો ચહેરો ચહેરો નહી ને અરીસો હોય, તેમા સ્મશાનનુ પ્રતિબિબ ધારણ કર્યુ હોય તેવી મુખમુદ્રા લઈ બેઠા હતા થોડક જણા જરા છેટે લીમડાની છાયામા સદ્ગત ડાગીગૌરી અગે ધીમેધીમે નિરુત્સાહી સ્વરે વાતો કરી લેતા હતા ને પાછા મૂગા થઈ જતા હતા

છગુભાઈની આખ આ ડાઘુઓના ટોળામાથી ગિધુને શોધી રહી હતી ચાલો ત્યારે સૂઈએ એ વણબોલાયેલ શબ્દોનો અણુસાર ગિધુને આવી ગયો નથીને એની છગુભાઇ તપાસ કરવા માગતા હતા

ગિધુ, છગુભાઈના મતે, શકરો છે, શકરા એને નાઈ પણ ખબર પડે, ખાસ કરીને છગુભાઈના બાગમા એટલે કે 'છાપુ છપાઈ ગયુ

ગિધુ ચિતામા લાકડા સકોરી રહ્યો હતો એની પાસે ઊભેલા બીજા ડાઘુઓ સાથે લાકડાની ગોઠવણ વિશે કોઇ ગભીર મસલત કરી રહ્યો

હતો. ઘણુખરુ તો, હવે પા અર્ધો કલાક લાગશે એવુ પૂરવાર કરવા એ મથતો હોય એમ લાગ્યુ

બનતા સુધી તો ગિધુનુ ધ્યાન છે નહી, છગુભાઈએ મનોમન માન્યુ એમણે ફરીવાર ગિધુનુ નિશાન લીધુ ને બુલેટની જેમ ધડધડધડ નજર છોડી, સાથે સાથે આ ગિધુડો ..એમ ગગડી લીધુ જેની પાછળ છગુભાઈની માનીતી ચાગ્ચાર ગાળો પણ જોડાઈ ગઈ.

બગાસુ અનાયાસ જ આવેલુ. છગુભાઈની રજમાત્ર કસૂર નહોતી આવે જ. બગાસુ આવવાનો ટાઈમ હોય ત્યારે બગાસુ તો આવે જ ને ? છગુભાઈ એને કઈ તાણીને લાવ્યા નહોતા. અને રોજની ટેવને લીધે 'ચાલો ત્યારે સૂઈએ' એવુ બોલાઈ જવુ ય કુદરતી જ હતુ આ વાત છગુભાઈના મનમા સમસમતી હતી 'અને આ કફર ગિધુડો ખરુ કારણ થોડો જાણે છે ?' એમ તેમને થયુ મનોમન ગિધુને કહ્યુ. 'ગિધુ રહેવા દે, હલકટ ખોટી વાતુ કરીને પાપના પોટલા બાધ મા ' અને આ વખતે ગિધુની પીઠને જોતી છગુભાઈની નજર અણીદાર ખજર જેવી બની ગઈ

છગુભાઈની નજરનો મૂઢ માર વાગ્યો એટલે કે ચિતાનો તાપ લાગતો હશે એટલે (કોને ખબર પણ) ગિધુ છગુભાઈની નજરના અને ચિતાના તાપના કોકસમાથી ખસી ગયો

અ. સૌ. કાશીગૌરીને જે સમયે અગ્નિદાહ દેવાયો એ જ છગુભાઈનો નિત્ય સૂવાનો ટાઈમ આજે સ્મશાનમા હાજર રહેવુ પડ્યુ તે કારણે સૂવાની મજા ગઈ આદત મુજબ આખ તો ભારેભારે બની જ. પણ કઈ સ્મશાનમા સૂવાય ખરુ ? છગુભાઈ ઊઘના તાબે ન થયા ન સૂતા પણ બગાસુ આવે એમા છગુભાઈ શુ કરે ?

એમા હુ શુ કરુ બોલ એવી નજરે છગુભાઈ ગિધુની પીઠને ખોતરવા લાગ્યા

ગિધુ લોખડનો સાણસો લઇ ચિતાના નહીં સળગેલા લાકડા બરો

તો જ ટક્કર લઈ શકાય એમ છગુભાઈને લાગ્યુ.

તેમણે ગિધુની સામે જોયુ. ગિધુ લોખંડનો સાણસો જમીન પર ઊભડક પગે ચિતાની બાજુમા બેઠો હતો. ચિતાનો તાપ ધીમો પડી હતો. બળવાની વાસ એકધારી આવી રહી હતી. ચૂલા નીચે દેવતાનો થયો હતો. બે પાચ મોટા લાકડા દીવીની જેમ બળતા હતા

ગજબ છે હાળીનો કપ ચા ય મળે નહી છગુભાઈએ ચારેબાજુ આખ ઘુમાવી થોડે દૂર નાખ અને કોલસાના ઢગલા પર બે કૂતરા ઊઘતા હતા છગુભાઈને વિચાર આવ્યો કે પોતે આ કૂતરુ હોત તો કેવી મજા હોત એ સાથે જ થોડીવાર પહેલા આવેલા બગાસાનુ સ્મરણ થયુ.

છગુભાઈએ કાંડાઘડિયાળમા જોયુ ને નિસાસો નાખ્યો સૂવાનો ટાઈમ તો ક્યારનો વીતી ગયો હવે ચા પીવાનો ટાઈમ પણ જાય છે આ વિચારની પ્રકટ અભિવ્યક્તિ રૂપે ઉપર ઉપરા બે પુખ્ત બગાસા આવ્યા

ટાઈમ માટે છગુભાઈ એટના તો ચોક્કસ કે મે કડે ય આમ તેમ થાય તે ન પાલવે ઘડિયાળીનો ધધો અને પોતે ૪૦ વરસના અનુભવી કારીગર. ઘડિયાળમા જરી ય ગોલમાલ ન ચાલે

હવે આવે આ ક્યારે બળી રહેશે એવી પૃચ્છાભરી આખે છગુભાઈએ સળગતી ચિતા તરફ જોયુ ગિધુ સક્રિય બની ચૂકયો હતો તે અને બીજા બે જણા ખૂણામા પડેલા લાકડાના અનામત ઢગલામાથી એક મોટુ ઢીમચુ ઉપાડીને ચિતામા નાખવા મથામણ કરી રહ્યા હતા.

છગુભાઈએ જોતાવેત નિરાશ થઈ ગયા આ ઢીમચુ વળી બીજી અડધી કલાક ખાઈ જવાનુ એમ મનોમન અદાજ કાઢ્યો અદાજને તળિયે વળગેલુ બગાનુ ય બહાર આવ્યુ છગુભાઈએ એ બગાસાને ગળામા થોસાની, જો તારો બાપ આવ્યુ, બગાસુ એવી મતલબથી ગિધુ સામે તેજાબદાર દૃષ્ટિપાત કર્યો, ગિધુડા હવે ઢીમચા નાખ મા. તારી મા ક્યારની બળી ગઈ છે, ડાફર એમ એ ધિક્કારથી મનોમન બોલ્યા

છગુભાઈને ઝાઝ ચડી ગઈ ખોપરીમા કે લાવ આ ચિતા પર પાણીની

કે આખો ચોળી લીધા પછી છગુભાઈ કશુક બોલશે પણ છગુભાઈએ ચપકને બીજીવારે ય થાપ આપી અને ઊભા થઇ ધોતિયાની પાટલી સરખી કરી

ચપક હજુ ય ઊભો છે તે જોઈ છગુભાઈએ પ્રશ્નસૂચક દૃષ્ટિએ તેની સામે જોયુ. ચપક છગુભાઈની મુદ્રાથી હેબતાઈ ગયો તેણે નનનન એવુ અસ્પષ્ટ ગણગણી છગુભાઈના ખભા પર હાથ મૂકી સ્હેજ ખભો દાબ્યા પછી નીચુ જોઇ લીમડાની છાયા નીચે બેઠેલા ડાઘુટોળા તરફ ચાલતો થયો

આ તરફ છગુભાઈ ગિધુની નવી હરકતને ખુન્નસભરી નજરે જોઈ રહ્યા ગિધુ લાકડાના ઢગલામાથી એક વજનદાર ઢીમચુ ઊચકવાની કોશિશ કરી રહ્યો હતો છગુભાઈ ગિધુનો ઈરાદો કળી ગયા. ગિધુના મદદનીશો હાથ હલાવી ના પાડતા હતા પણ ગિધુ ઢીમચુ ઊચકીને ચિતામા નાખવા કૃતનિશ્ચયી હતો તેમ જણાયુ

ઘોડીના, તારી મા, કાશલી તો ક્યારની બળી ગઈ, હવે કોના માટે આ ભડદા પેટાવવા છે? તારી કઈ બેનને સુવાડવી છે એમા? છગુભાઈ મનોમન ભડકો થઈ ગયા ને ગિધુને બબ્બે કટકા ગાળો ભાડવા લાગ્યા

ગાળો ભાડતા ભાડતા ભા દઈને સાતમુ બગાસુ છાનુ નહો છતરાયુ સઘોપ, પ્રલબ છગુભાઈએ કોઈની સાડીબાર વિના ખાધુ

સ્મશાનમા છૂટાછૂટા ડાઘુઓના ટોળા પોતાના કાર્યકલાપમા ગમખાણ હતા બગાસાનો ટકાર સાભળીને તેઓ થભી ગયા અને છગુભાઈની સામે જોવા લાગ્યા

ગિધુએ એક મોટુ ઢીમચુ ઉપાડયુ હતુ તે પણ થભી ગયો છગુભાઈએ જોયુ કે ગિધુ તેમની તરફ ટગર ટગર તાકી રહ્યો છે. ગિધુના મો પર રહસ્યમય ભાવો હતા 'આ ગિધુડો.' છગુભાઈને થયુ 'આ ગિધુડો હયાત છે ત્યા સુધી હુ પેટછૂટુ બગાસુ ખાઇ શકીશ નહી'

આવી ધૂંધવાયેલ છગુભાઈને માટે પોતાનો ગુસ્સો વ્યક્ત કરવાનો એક જ રસ્તો હાથવગો હતો, ગાળ છગુભાઈએ તમામ ગાળ ગિધુને મનોમન દીધી એમને ગિધુનું કામળ કાઢી નાખવાનો વિચાર પણ આવ્યો, અને સાથે સાથે એક બગાસું

હટ્યો તો ઠર્યો મગામાએ પણ છગુભાઈએ ફુનેટ વાપરીને મો બોલ્યું નહીં

હવે હદ થાય છે એક કડકડદાર ચાનો કપ ય મળી જાય એવું છગુભાઈ બબડ્યા એમની નાભિમાંથી ચા ચા ના ઝીણાઝીણા ને તીણા તીણા આર્તનાદ ઊઠવા લાગ્યા હતા જ્યારે જ્યારે છગુભાઈની નાભિમાંથી આવા અર્તનાદ ઊઠેલા ત્યાર ત્યારે એમનાથી ચા પીધા વિના રહી ગટાયું નહોતું

અત્યાર સુધી બેસી રહેલા છગુભાઈ ઊઠ્યા ને આળસ મરડી અચાનક હળવા ધક્કા સાથે ચાલવા લાગ્યા, અંદરથી પેના નાભિસ્વરે ધકેલ્યા હોય તેમ

લીમડાની છાયા નીચે બેઠેલા ડાઘુઓ તરફ એમના પગ વળ્યા ચંપક ઊઠીને સામો આવ્યો એમના મોઢા પર વેરાઈ પડતો આવકાર હતો તેણે ઉત્કંઠ બની પૂછ્યું કેમ છગુભાઈ કંઈ કામકાજ ચંપકના મો પર હવે તો છગુભાઈ, ટહુક બોલશે તેવો આર્તભાવ હતો

છગુભાઈએ બળતી ચિતા સામે મો ફેરવ્યું ગિધુ એક નવું ઢીમચું ચિતામાં નાખવા ઊંચકી રહ્યો હતો છગુભાઈને લાગ્યું કે આ ગિધુ અનંતકાળ સુધી આમ જ ચિતામાં નવા નવા ઢીમચા નાખ્યા કરશે, ચિતા સળગતી જ રહેશે, પોતાનો અવતાર સ્મશાનમાં જ પૂરો થશે, અહીં જ પોતાની ચિતા ખડકાશે ને ગિધુ નવા નવા ઢીમચા એમાં નાખતો રહેશે પાતે કદી ઘેર જઈ શકવાના નથી ચાનો કપ ય પામવાના નથી

છગુભાઈ વ્યથરી ઊઠ્યા આ ભયાનક પરિસ્થિતિમાંથી કેવળ ચંપક

. છગુભાઈને લાગ્યું ચંપક ક્યાં પારકો છે. ચા પીવાની ઈચ્છા એની પાસે વ્યક્ત કરી શકાય

છગુભાઈ હમણાં કશુંક બોલશે એવી ભાવાર્દ્ર આંખે ચંપક ઊભો હતો. છગુભાઈ બોલ્યા 'ભાઈ ચંપક '

આકાશવાણી થઈ હોય અને એ સાંભળીને પોતે ધન્ય થઈ ગયો હોય તેવા પુલકિત બની ચંપકે હોંકારો દીધો હા, કાકા

'હજી ઘણીવાર થશે આને ' ચિતા તરફ સંકેત કરી છગુભાઈ બોલ્યા 'જો થોડી ચાનો બંદોબસ્ત '

વચ્ચે જ ચંપક ઊછળ્યો 'શું વાત કરો, કાકા તમારે આવો વિવેક કરવાનો હોય કાંઈ ? અહીં કોઈ ચા પીવા થોડું જ આવ્યું છે ?' તેણે ચિતા તરફ આંગળી ચીંધી 'આ ખોપરીનો ભાગ બળી જાય જાય એટલે માનો ને કે અડધીક કલાક વધે હવે તો ' એમ બોલી એકાએક ચૂપ થઈ ગયો.

ચંપક વળી પાછો છગુભાઈ હમણાં કશુંક બોલશે-ની ભાવસમાધિમાં ગરકાવ થઈ ગયો

છગુભાઈ ગિધુને જોતા હતા એ લોખંડનો સાણસો લઈને ઢીમચું સરખું ગોઠવતો હતો, તેના મદદનીશો દૂરથી આ બાજુ નહીં પેલી બાજુ એમ બોલતા કોઈક વ્યૂહ રચતા હતા

છગુભાઈને થયું કે ગિધુના સાણસામાં ઢીમચું નહીં, પોતાનું ગળું છે. એમણે ગળા પર હાથ ફેરવ્યો તે સમાણું માળામાંથી કબૂતર ઊડે તેમ એક બગાસું, જબરદસ્ત બગાસું બહાર નીકળવા ગયું પણ છગુભાઈએ એના મોઢે ગળામાં સાયલેન્સર ચડાવી દીધું

બગાસાની સાથે જ, એકાએક, છગુભાઈમાં, બાકીનો અર્ધો કલાક ચહા પીધા વગર પસાર કરી નાખવાની ખુમારી પ્રકટી છગુભાઈની તોફાને ચડેલી તમામ ઈંદ્રિયોને આ ખુમારીએ લાલ ડોળો બતાવ્યો અને ચૂપ.

છગુભાઈએ આહ્વાન આપતી નજરે ગિધુ સામે જોયું. આંખની

નિપિએ ગિધુ માટે આટલુ લખાણ લાલ શાહીથી લખ્યુ ગિધુ, ગિધુ, તુ ડોમચા નાખ્યે જ આ છગુ, ટપુભાઈનો દીકરો છે, ટપુભાઈને એમ કઈ મહાત નહીં થાય

ગિધુ જાણે આ આહ્વાનથી ડરાઇ ગયો હોય તેમ ચૂપચાપ ઊભો રહ્યો હતો

ચપક, છગુભાઈ કમણા કશુક બોલતો ની ભારસમાધિમા જ ડૂસતો ડૂસતો લીમડા નીચે બેડેના ડાબુઓ તરફ ચાલ્યો ગયો

છગુભાઈને થયુ ચેલ બળી ગ્હેશે અર્ધા કલાકમા સૌને કહીશ કે ભાઈ હુ તો ઘેર જઈ નહાઈશ અને નીકળી પડીશ. ઘેર જઈ ગરમ મસાલો નખાવી કડકડતા ચ્હાના કપ ભરાવ્યા માગીશ ઓપરીમા

છગુભાઈના નાકમા ચાની ખુશ્બો પ્રવેશી હોય તેમ મનમા આનદ ઉત્સુવચ્યુ થઈ ગયો હતો પણ તત્ક્ષણ એ આનદ એક ઝાટકે ધૂળ ચાટતો થઈ ગયો

છગુભાઈને વિચાર આવ્યો ઘેર જઈશ પણ ચા કોણ બનાવી આપવાનુ છે ?

છગુભાઈનો આનદ ગાયબ થાય એ સ્વાભાવિક હતુ છગુભાઈને કડકડતી મસાલા ચા આમ તો છગુભાઈના ધર્મપત્ની અ સૌ કાશીગૌરી બનાવી આપતા પણ આજ તો એ

છગુભાઈ અ સો કાશીગૌરીની કંકુ ક્રૂ થયે બળતી ચિતા તરફ જોઈ રહ્યા

આગી વાર પછી છગુભાઈએ ઊનો, એકાદ વાસ જેવડો નિસાસો નાખ્યો માનુ હલાવ્યુ અને બબડયા ખેર, ઘેર ચા નહીં મળે હોટલમા જઈ પી લેશુ ગામભરોમે હિન્દુ હોટલમા

એવામા છગુભાઈને એક મોટુ લોભામણ બગાસુ આવ્યુ ને છગુભાઈ ચારે છેડેથી પહોળા પહોળા થઈ ગયા ☐

# પત્રચર્ચા / 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ' ને આ બધું



## સુમન શાહ

તંત્રી શ્રી, કંકાવટી', 'કંકાવટી' ઑકટો. અને નવે–ડિસેના અંકામાં અજિત ઠાકોર અને જયન્ત કોઠારીની પત્રચર્ચાઓ જોઈ બંનેની ચર્ચાઓમાં કશો એવો ચર્ચાપાત્ર મુદ્દો નથી, કે મારે એમાં ઊંડા ઊતરવું પડે. પરંતુ 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ' એ ઉચ્ચારણ મૂળે મારું છે એટલે અજિત ઠાકોરને સમ્બોધી એક પત્ર મોકલું છું, જેને પત્રચર્ચા માટે આપ 'કંકાવટી'માં પ્રગટ પણ કરી શકો 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'નો મારે મન ત્યારે અને આજે જે અર્થ નિશ્ચિત થયેલો છે તે આટલો જ . કે દોસ્તીદાવે નહિ, પણ દોસ્તી હોય તોપણ વિવેચન થઈ શકે, હોઈ શકે. આ દોસ્તી કૃતિ સાથેની હોય કે કર્તા સાથેની હોય, તે તો જે તે વિવેચકના સંદર્ભમાં આગવી તપાસનો વિષય બની આવે એવી વાત છે પણ આવી ભૂમિકાએ જે લખાયું તે ચર્ચાવું ઘટે, લખાયું તે દોસ્તી જ છે કે વિવેચન છે તેની આકરી પરીક્ષા થવી ઘટે ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'થી સાહિત્યપદાર્થ પ્રત્યેની પ્રીતિ, મિત્રોમાં એવી પ્રીતિ અર્થે ઉજવાતી મણાતી મહેફિલોનો-આનન્દ વગેરે ભાવો પણ મને અભિપ્રેત છે મારા લખાણોના હું વિવેચનસંગ્રહો તૈયાર કરતો નથી, ને એ 'ઊહાપોહ' મને હાલ હાથવગું નથી, એટલે નથી કહી શકતો કે આ ભાવોને એ વખતે પણ મેં ત્યાં અભિવ્યક્ત કર્યા છે કે કેમ. સો વાતની એક વાત છે જે કંઈ લખાય, મિત્ર માટે કે દુસ્મન માટે, વિવેચનક્ષેત્રે વિવેચનપદાર્થ લેખે સર્વથા ચર્ચાપાત્ર છે, એણે અન્ય અભ્યાસીઓ સામે માત્ર વિવેચન-લેખે જ ઊભવાનું છે, કશાયે પશ્ચાદ્‌નો આશરો લેવાનો નથી મારા 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'વાળા કે તેવા કશા વિલક્ષણ ઉચ્ચારણ વિનાના તમામ લખાણો અજિતભાઈઓ

માટે કે જયન્તભાઈઓ માટે હમેશાને માટે ખુલ્ના છે, પેલી કશી પાર્શ્વભૂના સદર્ભમા એને કાઈ અવલોકિ-વિલોક એવુ મે કદી કલ્પ્યુ પણ નથી-બનકે એવી પાર્શ્વભૂ પર થયેની મારી સ્તુતિ-નિન્દાઓને મે ગૌણ લેખ્યા છે મને તત્ત્વચર્ચાની જ શોધ છે, એની ભૂમિકાએ વિવેચક તરીકે નષ્ટભ્રષ્ટ થવાની મારી પૂરી તૈયારી છે ગણો તો મારી એક આ નમ્રમા નમ્ર સમજ છે, ગણો તો ઉગ્રમા ઉગ્ર પડકાર છે હવે પછીનુ લખાણ અજિત ઠાકોરને લખાયેલો અગત-જાહેર પત્ર છે અને એ પણ 'કકાવટી'ના વાચકો વિવેચકો માટે મારા પક્ષેથી ખુલ્લો છે

પ્રિય અજિતભાઈ ઠાકોર,

કદી આપણે મળ્યા જોઈએ એવુ સ્મરણ મને તો નથી અને છતા લાગે છે કે તમારી સાથે ફ્રેન્ડશિપ અવશ્ય હોઈ શકે આ પત્રને એનુ નિમિત્ત ગણો તમને હુ જયન્ત કોઠારીની માફક ધન્યવાદ તો નથી આપી શકતો, કેમકે તમે 'સાચના' વિશેના કે 'અમના' વિશેના મારા લખાણની કશી સાહિત્યિક ચર્ચામા નથી પડ્યા, ને તેથી મને તમારા તરફથી સાનુકૂ વિવેચન નથી મળ્યુ, એનો રજ છે ઠીક એ તમારો આશય પણ નથી પણ તમારી ચર્ચામા તમે મારા 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'ને કેન્દ્રમા રાખી જે જાગ્રતિ અને ચીવટ દાખવ્યા છે તેની આપણે ત્યા ઠીકઠીક અછત હોવાથી મને એ લખાણુ ઘણુ ગમી ગયુ નિરાશાની એકાદ કોર એવે ટાણે ખરી પડતી હોય છે અને મન તમારી સાથે વગર મળ્યે જ ફ્રેન્ડશિપમા પડી જતુ હોય છે એટલે કે તમારુ બીજુ લખાણુ ક્યાક આવે તો તરત જ વાચી જવાનુ ગમે ને એવુ બધુ

તમે જ્યારે વાત છેડી જ છે અને જયન્ત કોઠારીએ ચર્ચા લબાવી જ છે અને 'અનિલ'ભાઈએ ખુશીથી પ્રગટ કરી જ છે તો બીજી કેટલીક વાતો મારે વિશે જ કરુ, જે આપણી સમગ્ર વિવેચનાત્મક પરિસ્થિતિનો એક દ્યોતક અશ પણ બની રહેશે.

હા, આપણે ત્યાની વિવેચનાત્મક પરિસ્થિતિને વિશે છ ભાગમાર

નિરાશા અનુભવું છું. એ પરિસ્થિતિમાંથી હું ય બાકાત નથી જ છતાં પૂરો પ્રયત્નશીલ રહું છું, ને મથું છું. આપણે ત્યાંના કહેવાતા 'સર્જકો' મારું 'વિવેચક છે' એવું ઓળખાણ આપે છે ત્યારે વિરોધ નથી કરતો છતાં વિવેચનના 'મારા' આદર્શને હું હજીલગી આંબી શક્યો નથી એવું મને હમેશા લાગે છે. એક એ વાત એવે ટાણે બરોબર ઊપસી રહે છે અને બીજી તે પેલા ઓળખ આપનાર મિત્ર કે મુરબ્બીને વિશે ઊપસી રહે છે "આ 'વિવેચક' છે" એવું બોલતી વખતે એઓશ્રી પોતાને જાતે જ સર્જક ગણીને, એનું આત્મસ્થાપિત સમર્થિત ગૃહીત સ્વીકારીને જે પ્રકારની ગર્ભિત આત્મપ્રશસ્તિનો આનંદ લૂટતા હોય છે તેનું પરિણામ મારી ઓળખાણની ઘટનાની પળે,મ્હો પરનું એક એવું હાસ્ય બની-ને સ્થિર રહી જાય છે, જેની તમામ કોરે રજ, રજ ને રજ હોય છે વિવેચકો।। આપણે ત્યાં પ્રશસ્તિ સારુ ઉપયોગ થતો રહ્યો છે પહેલેથી એવો ઉપયોગ અનેક વિવેચકસાહેબોએ જાતે કરીને થવા દીધો છે તો બીજી તરફથી આપણા સર્જકને વિવેચકની કદી સર્જનપ્રવૃત્તિમાં ઉપયોગી ઘટક લેખેની મહત્તા સમજાઈ જ નથી. એ તો એના વાચકો અને એની આછીપાતળી (કેમકે અમિતાભ બચ્ચન કે શેક્સપિયરના કોઈ નટની હોય તેવી નહિ) લોકપ્રિયતાને આધારે ટકી રહેતો હોય છ, ને એવા પેતરા એની સર્જના-ત્મક પ્રવૃત્તિનો જ એક ભાગ હોય છે સર્જન સ્વાયત્ત છે એ વાત તો હું ય જાણું છું, પણ તે તત્ત્વાર્થમાં સાચું છે, આદર્શ સર્જનને વિશે સાચું છે. આપણે ત્યાં એવા ઉત્તમ સર્જકો પાક્યા નથી કે જેઓ વિવેચનને વ્યર્થ લેખી શકે, વિવેચકો શું સમજે–જાણે એમ કહી શકે. દુનિયાના સાહિત્યકારોની કલાત્મકતાને ધોરણે કોટિઓ નક્કી કરવામાં આવે, તો ગુજરાતી સાહિત્યકારોની પંક્તિ-કોટિ દસમી પહેલાં તો કદી આવી શકે નહિ એવું હું આશરે છતાં સત્યની બિલકુલ નજદીકનું કહું છું એમ તમે પણ સ્વીકારશો. આ વાત ઉમાશંકર જોશીથી માંડીને સુરેશ જોષી સુધીના આપણા તમામ સર્જકોને લાગુ પડે છે—પછી એ

કોઈ રઘુવીર ચૌધરી હોય, કોઈ શિવકુમાર જોષી હોય કે ભલેને કોઈ લાભશંકર ઠાકર હોય આપણા સર્જકો જ્યારે જ્યારે જેટલે જેટલે અંશે પોતાના વિવેચકો બન્યા છે, બની શકાય એવું જ્યારે જ્યારે પ્રમાણી શક્યા છે, ત્યારે ત્યારે એમને વિવેચન-પ્રવૃત્તિનો મહિમા સમજાયો જ છે બાકી આટલા સખત ભેદની રીતે, કનાને વરેના લોકો કદી વાત જ નથી કરતા, દુનિયાભરમાં ગને પ્રવૃત્તિઓ અવિચ્છિન્ન ભાવે વાણીપ્રયોગ અને મનુષ્યચિત્તની સગ્ગન્ધભૂમિકાની સૂચક છે એવું સમજનાર કશાને નગણ્ય કે ગૌણ લેખશે નહિ બાકી, પુરુષાર્થપૂર્ણ કારકિર્દીને વરેના એક વિવેચકના સન્માનમાં આજે તમે બધું ગૌરવપૂર્ણ બોલો, ને બીજે દિવસે 'વિવેચકોની જમાત' જેવી ગાળ આપીને આગના દિવસની તમારા ચિત્તમાં પડેલી પોકળતાને ખુલ્લી કરી દો આ વિસંગતિઓમાં જે દ્વિમિયારી વૃત્તિઓ ડોકાય છે તેનો મને રંજ છે અખણ્ડ, અવિચ્છિન્ન એવો સાહિત્યપુરુષ આપણે ત્યાં કોઈ છે? મારું ધ્યાન દોરજો, આનન્દ થશે

આપણા આવા સર્જક પાસે તમારા જેવા કોઈ આત્મવિશ્વાસ કે ગૌરવનો અભાવ જુએ તો તે ખોટું નથી, પણ હું એને એમ ગણતો નથી. એટલા માટે, કે એ પોતાની કૃતિ વિશે લખવા પોતાના મિત્રને કહે છે, કે અન્યને કહે છે, ત્યારે એની પાસે ગોઠામાં ઓછું પણ નક્કર સંગીન જે હોય છે તે તો પેલો આત્મવિશ્વાસ જ અને વિવેચકપદ-વાંછુઓની તો આપણે ત્યાં ખોટ જ ક્યાં છે? એટલે કૃતિ પ્રગટતાની સાથે જ લખાણો વિવેચનને નામે પ્રગટ થવા લાગી જાય છે મનો જાહેર હોય તો તો તમારા જેવાને ખમવેય પડે, પણ સદા કોઈ વડીલના ચરણ સેવતા હોઈએ ને એમના પુસ્તકની શાહીયે ન સુકાઈ હોય ને અવલોકન છપાઈ જાય તો એ અવલોકન કરનાર વિવેચક પણ મારી દૃષ્ટિએ તો 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશીપ'ના વર્ગનો જ છે, ફર્ક એટલો જ કે વડીલ બંધુ સાથેની મૈત્રીને આપણે જાણતા હોતા નથી, જાણી શકતા હોતા નથી એટલે વિવેચનને અંદરથી અક્ષમ લેખતો આપણો સર્જક આવા

કોઈ પાસેથી લખાવી લે કે આવો કોઈ સામે ચાલીને લખી આપે એવું તો બનવાનું જ. આપણો સંદર્ભ જ એટલો હીન છે એ વાસ્તવિકતા સ્વીકારવી પડશે તારતમ્ય તો ત્રીજાએ કરવાનું છે, વિવેચનનું વિવેચન કરવાનું છે

ગુજરાતમા વિવેચનનુ વિવેચન એક જ વાર થયુ છે, સુરેશ જોષી દ્વારા ત્યારબાદ વાચ્યાર્થમા એવુ બોલાયા કરે છે, કહેવાયા કરે છે ખરુ, પણ વાસ્તવમા તેમ થયુ નથી ચર્ચાચર્ચીથી કે ઝીણી બુદ્ધિવાળા અવલોકનોથી વિવેચનનુ વિવેચન ન થાય, તે માટે તો ખૂબ ખૂબ શક્તિ જોઈએ–સાહિત્યકલાને વિશેની આગવી ફિલોસોફી અને સાહિત્યવિવેચનને માટેની સુવ્યવસ્થિત મેથડ જોઈએ સાહિત્યવિવેચનનો આપણી પાસે નોધપાત્ર ભાવે નામ દેવા સરખોય એક સળગમૂત્ર સિદ્ધાન્ત ગ્રંથ પણ નથી, ત્યા એવી મોટી વાતોને વિશે માથાફૂટ માડવાનો કશો અર્થ નથી સાહિત્યિક મૈત્રી અને સાહિત્યમૈત્રી વચ્ચે વિવેક કરવાનો સમય હમેશા પાકેલો હોય છે, એના ચોઘડિયા જોવાતા નથી–કહીને માત્ર બતાવી આપવાનો હોય છે એ વિવેક એવો વિવેક કરવાની દિશામા પ્રવૃત્ત થવુ તે એક વાત છે, અને એને વિશેનો સમય પાકી ગયો છે એમ બોલવુ તે બીજી વાત છે ઉક્ત સંદર્ભો વચ્ચેય સર્જક જેવુ તેવુય સર્જન તો કરી લાવે છે, વિવેચક ગાડુઘેલુય વિવેચન તો કરે છે–એટલે અંશો બંનેમા વરતાતી નિષ્ઠાને ગણતરીમા લેવાની કે નહિ ? આપણે ત્યા પત્રચર્ચાઓમા કે પરિસંવાદોમા મોટી મોટી આશા અપેક્ષા સેવનારાઓનો એક વર્ગ એવો છે, જે લોકો એ સિવાયનુ કશુય કરતા નથી સાહિત્યક્ષેત્રે તો જ્યા જ્યા ખોટખામી અભાવઅછત વરતાય ત્યા ત્યા કામે લાગી જવુ એ જ નોધપાત્ર નિષ્ઠા છે એટલે અજિતભાઈ, તમારી પત્રચર્ચા એવી અપેક્ષા તો જગવે જ છે, કે 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'નો નારો કેવી રીતે 'હાસ્યાસ્પદ' બની રહ્યો તે તમે, તે વિવેચ્યકૃતિઓ અને તેને વિવેચનોના સંદર્ભોમા કહો, અથવા તો તમારા કોઈ ફ્રેન્ડ કહે, એમા દર્શાવી શકાય, કે એ ઉચ્ચારણના

ટૂંકી વાર્તા સ્વરૂપ તરીકે કે જયન્તિ દલાલ સાહિત્યકાર તરીકે અભ્યાસમા હોય તો મારાથી વિદ્યાર્થી–ઉપયોગી કશા સમારેલાકાતરેલા સમ્પાદનનો કરી શકાના નથી, કે નથી હુ વાચી શકતો બહાર પડેલુ બધુ. વાચુ વિચારુ ને અઠવાડિયે અઠવાડિયે બધુ ચીતર્યા કરુ કે પછી જેના સ ગ્રહો થાય, એ પદ્ધતિ જ નથી મારી. હુ તો ખૂબ જ Delechre છુ અને કલાને વિશેના ઘણા Pertechonist attitudesથી આગ્રહ્ છુ હુ ચાહી શકુ છુ, એટલે જ બધા પુસ્તકોને ચાહી શકતો નથી તમે જણાવો છો તેમ હુ સમર્થ વિવેચક છુ કે કેમ તે ખબર નથી, પણ સ્વસ્થ છુ એની ખબર છે–જો કે 'સ્વ' પછી ડેશ અને 'સ્થ', સ્વ–સ્થ, એમ સમજવાનુ છે

કૃતિઓને ચાહુ છુ એટલે કર્તાઓને ચાહુ છુ હુ એવુ ન કહી શકુ કે રઘુવીરે મને 'શ્રાવણ ગતે' વિશે લખવા કહેલુ જ નહિ કે મારા લેખ માટે બે માસ લગી રાહ જોયેલી નહિ પણ હુ કશુ એવુ કહી શકુ જ નહિ કૃતિ મને અપાય કે હુ સાનેથી માગીને લઉ, પણ વિવેચન તો મને ગમે રુચે ફાવે તો જ કરુ આ મારો સિદ્ધાન્ત છે મારા બધા જ સાહિત્યકાર મિત્રો સાથેની મૈત્રીના મૂળમા એમની કોઇ ને કોઈ રચના છે, રઘુવીર સાથેની મૈત્રીના મૂળમા એમની સુરેશભાઇના કાવ્યાસ્વાદોની ટીકા અને તેનો મે એમને આપેલો ઉત્તર છે, એટલે કે બે પત્રચર્ચાએ ચડેલા પહેલી વાર પ્રત્યક્ષ મળ્યા હતા! રાધેશ્યામ સાથેની મારી મૈત્રી સદ્‌ગત મડિયાને આભારી છે, જેમણે એમના હાઈકુપ્રકારના કાવ્યો છાપેલા અને મારો તે વિશેનો આસ્વાદ પ્રગટ કરેલો. તે પૂર્વે 'ક્ષિતિજ'મા કાકાસાહેબના ચિન્તન વિશે પહેલીવાર ઉગ્ર લખનારને રૂપે રાધેશ્યામને ચાહતો હતો પછી અમે પ્રત્યક્ષ તો ઘણા મોડા મળ્યા. કહેવાનુ તાત્પર્ય એ કે મૈત્રીના મૂળમા મિત્રનો કશોક 'શબ્દ' છે, ચા, ચેવડો ને ચુમ્બન નહિ! ભગત નાયકની વાર્તા 'વમડો' વાચીને ખુશ ખુશ થઈ ગયેલો, કદી જોયા પણ નહોતા સરોજ પાઠકની 'નાઈટમેર' વિગે

લખ્યું, પણ કદી જોયા ય નહોતા, મળ્યા ત્યારે એ વિશે ઝાઝી વાતે ય ન કરી એ જ રીતે સુનાલું રાય કે હરીન્દ્ર દવેને હું ભાગ્યે જ મળ્યો છું, પણ એમની મને ગમી તે કૃતિઓ વિશે લખ્યું જ છે । અજિતભાઈ, શી વાત કરવી ? આજકાલ હું ફ્રેન્ચ મનીષી રોલાં બાર્થના બધ કર પ્રેમમાં છું—એક જમાનામાં જેમ હું અને ચન્દ્રકાન્ત ટોપીવાળા સુમાન મોન્ટાગના પ્રેમમાં હતા,—ને એમના પર વરસી પડું, પિકાર્ડ જેવા એના આકરા સમીક્ષકોની સમીક્ષા જાણવા છતાં તો તમે શું કરશો ? એ જ રીતે મને આજકાલ ડોનાલ્ડ બાર્થેમ કે ક્રિસ્ટિન રોથ આજના કથાકારો તરીકે ખૂબ જ ગમે છે એમની રચનાઓ વિશે હું ભર્યું ભર્યું કશું લખી કાઢું તો તમે શું કહેશો ? કયો દોષ ? કઈ મૈત્રી ક્યારે કોને મળ્યા ? જાણ્યા-પિછાણ્યા ? અને છતાં એમના શબ્દ સાથેની મૈત્રી ન બંધાઈ હોય તો શું કોઈવા વિવેચનના પથારા પાથરવાના વારું ?

તમારા મનમાં જાગી ચૂકેલો એક પ્રશ્ન આ છે કે આસક્તિદોષ ન આવે ? આવે તમે એની ચર્ચા કરો ને મારા લખાણને સુધારો બીજો પ્રશ્ન આ છે, કે એકાદ કૃતિના પ્રેમની ભૂમિકાએ જ હું આ બધાને પછી વે મૂલવું છું ને ? ના, જરાય નહિ, તપાસો અને તપાસતાં આવડે તો એ પડેલા પ્રેમજન્ય લખાણમાંય હું મારી ભૂમિકાએથી ક્રિટિકલ જ હોઉં છું 'વાચના' વિશેનો મારો એ લેખ પૂરો વિવેચનાત્મક છે 'અમૃતા'ને તો 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ' જેવો ખયાલ નહોતો જાગ્યો તે પૂર્વે, સ્પષ્ટપણે જ જ્યાં ત્યાં મર્યાદાવાળી કહી છે તમને ફ્રેન્ડશિપ દેખાય ને ક્રિટિસિઝમ ન દેખાય તો શું ? મારાં ને તમારાં નસીબ । રાધેશ્યામ પોતે સ્વીકારેલા વિવેચકધર્મ અનુસાર ગમે તેની કૃતિ વિશે વિવેચન ઘડી કાઢે છે (આ ક્રિયાપદ વિવેચનાત્મક ભાષાના વર્ગનું છે, ખરું ને ?) ત્યારે એમને તે માટે કે ક્લિષ્ટ શૈલી માટે અનેક વાર ટપારી ચૂક્યો છું ચન્દ્રકાન્ત ટોપીવાળાની ભાષાને પણ અનેક વાર વખોડી વખોડીને સરળ બનાવવા મથ્યા છું, એમની રિલ્કે જેવા રિલ્કેની કૃતિઓની કાવ્યાનુવાદ પ્રવૃત્તિના હેતુ વિશે

ઝઘડયો છુ ચિનુ મોદીના 'ચાર કવિઓ' પુસ્તક વિશે કે મારા એક જમાનાના અધ્યાપક અનિરુદ્ધભાઈના સમ્પાદનો વિશે ટીકાત્મક નિર્દેશવાળી સમીક્ષાઓ કરી છે અરે, સુરેશ જોષી વિશે પણ કેટલીય વાર નોંધપાત્ર એવા-દેખાય તો-રિમાર્ક્સ કર્યા છે. ચમ્પૂ વ્યાસ, કપડવજમા મારા સહ-કાર્યકર હતા ને મિત્ર છે કાન્તિ પટેલ પણ એવા જ જિગરી દોસ્ત છે. પણ એ બન્ને બિનસાહિત્યિક સ્વાદની પત્રચર્ચાએ 'કારણમ્'મા ચડયા હતા ત્યારે મે એ બન્ને ઉપરાન્ત બધા આધુનિકોને (જાત સમેત) વિવેચન બકવાસ બની બેસે તે પહેલા ચેતવવાની અપીલ કરેલી, કડક શબ્દોમા, એ જ ભરત નાયકને એમની 'અગાશી' વાર્તા વિશે કડક શબ્દોમા એની રચનાઓના જોખમી પરિમાણનો ખ્યાલ આપ્યો છે હમણા રોજ મારા વિદ્યાર્થીઓને 'અમૃતા' ભણાવુ છુ, ગયે વરસે 'આપણો ઘડીક સગ' ભણાવતો હતો બન્નેના કર્તાઓ રોજ મારી સાથે ચા પીએ છે, ને મારી બાજુમા જ બેસે છે. તો કલ્પી શકો છો કે વર્ગમા હુ શુ કરતો હોઇશ ? ભલાભાઈ, વિવેચન જ કૃતિકર્તાને હુ ગમે તે ઘડીએ છૂટા પાડી શકુ છુ, ને મારી એ સુજાણને વિશે મને ગર્વ છે

તો, શુ તમે એમ કહેશો કે આ બધુ હુ જાહેરમા લખતો કેમ નથી ? હુ કહીશ કે હુ એવા કશા રદિયા આપવા બધાયેલો નથી, જે મારુ પ્રકાશિત છે તેની જવાબદારીમાથી કદી છૂટતો નથી, એના જેટલુ જ એ ય સાચુ છે પસદગી થવાની સાથે જ જે તરછોડાઈ જાય છે, તે જ તેનુ વિવેચન નથી શુ ? મારા ઓમિશન્સને વિશે મારુ કશુ જાહેર દાયિત્વ રહેતુ નથી, હુ એવો ધધાદારી વિવેચક નથી જ, ને એ સદર્ભે થતી ટીકાઓચર્ચાઓની મને લવલેશ ચિંતા નથી મિત્રો પણ મારે અગે સમીક્ષાબુદ્ધિને વરેલા છે રઘુવીર તો અવારનવાર મને માર્મિક તમતમતુ બોલવાની તકો પૂરી પાડતા હોય છે. રાધેશ્યામના મારે વિશેના રમળતા લખાણોમા ( અહી લખાણોનુ નિરીક્ષણ તપાસવુ ) કેટલી યે જગ્યાઓએ ટીકાત્મક કાકુઓ હોય છે. ચન્દ્રકાન્ત ટોપીવાલા તાજે-

ઝગડ્યો છુ ચિનુ મોદીના 'ચાર કવિઓ' પુસ્તક વિશે કે મારા એક જમાનાના અધ્યાપક અનિરુદ્ધભાઈના સમ ્દનો વિશે ટીકાત્મક નિર્દેશવાળી સમીક્ષાઓ કરી છે અરે, સુરેશ જોષી વિશે પણ કેટલીય લાર નોધપાત્ર એવા-દેખાય તો-રિમાર્કસ કર્યા છે. ચમ્પૂ વ્યાસ, કપડવજમા મારા સહ-કાર્યકર હતા ને મિત્ર છે કાન્તિ પટેલ પણ એવા જ જિગરી દોસ્ત છે. પણ એ બને બિનસાહિત્યિક સ્વાદની પત્રચર્ચાએ કારગસ'મા ચડયા હતા ત્યારે મે એ બને ઉપરાન્ત બધા આધુનિકોને (જાત સમેત) વિવેચન બકવાસ બની બેસે તે પહેલા ચેતવવાની અપીલ કરેલી, કડક શબ્દોમા, એ જ ભરત નાયકને એમની 'અગાશી' વાર્તા વિશે કડક શબ્દોમા એવી રચનાઓના જોખમી પરિમાણનો ખ્યાલ આપ્યો છે હમણા રોજ મારા વિદ્યાર્થીઓને 'અમૃતા' ભણાવુ છુ, ગયે વરસે 'આપણો ઘડીક સગ' ભણાવતો હતો બનેના કર્તાઓ રોજ મારી સાથે ચા પીએ છે, ને મારી બાજુમા જ બેસે છે તો કલ્પી શકો છો કે વર્ગમા હુ શુ કરતો હોઇશ ? ભનાભાઈ, વિવેચન જ કૃતિકર્તાને હુ ગમે તે ઘડીએ છૂટા પાડી શકુ છુ, ને મારી એ ગુજાશને વિશે મને ગર્વ છે

તો, શુ તમે એમ કહેનો કે આ બધુ હુ જાહેરમા લખતો કેમ નથી ? હુ કહીશ કે હુ એવા કશા રદિયા આપવા બધાયેલો નથી, જે મારુ પ્રકાશિત છે તેની જવાબદારીમાથી કદી છૂટતો નથી, એના જેટલુ જ એ ય સાચુ છે પસદગી થવાની સાથે જ જે તરછોડાઈ જાય છે, તે જ તેનુ વિવેચન નથી શુ ? મારા ઓમિશન-મને વિશે મારુ કશુ જાહેર દાયિત્વ રહેતુ નથી, હુ એવો ધધાદારી વિવેચક નથી જ ને એ સદર્ભે થતી ટીકાઓચર્ચાઓની મને લવલેશ ચિતાય નથી મિત્રો પણ મારે અગે સમીક્ષાબુદ્ધિને વરેલા છે રઘુવીર નો અવારનવાર મને માર્મિક તમતમતુ બોલવાની તકો પૂરી પાડતા હોય છે રાધેશ્યામના મારે વિશેના રમળતા લખાણોમા ( આવી લખાણોનુ વિશેષણ તપાસવુ ) કેટલી યે જગ્યાઓએ ટીકાત્મક કાકુઓ હોય છે ચન્દ્રકાન્ત ટોપીવાળાના તાજે-

એટલે, સુરેશભાઇ પછીના 'ઉત્તરાધિકારી' મે કહ્યા એ તો તમારી શોધ છે એવુ કહેવાથી જ કદાચ રાધેશ્યામની આગળની પરીક્ષા કરવાનો માર્ગ રુધાઈ જાય છે અને છતા મારુ પ્રતિપાદન ઉત્તરાધિકારની દિશામા પણ ખુલ્લુ છે, રાધેશ્યામને બદલે કોણ? એની ચર્ચાઓ ચર્ચકો કરી શકે છે મારા કહેવા માત્રથી જ થોડો રાધેશ્યામને માટેનો આ કોઇ અતિમ નિર્ણય બની જાય છે? હુ મારા વિધાન માટે જવાબદાર રહુ, પણ એ વિધાન કશી ઐતિહાસિકતા સરજી શકે નહિ, એ તો 'વાચના'-માનુ એમનુ વિવેચન જ સરજી શકવાનુ હશે તો સરજી શકશે 'સામ્પ્રત'ની પાછળ એમણે 'વાચના'ના મારા વિવેચનાત્મક અશો જોડયા–ચીપકાવ્યા છે એ એટલુ તો સ્વયસ્પષ્ટ છે કે એને વિશે બોલવાનુ જ શુ? વાચકોના મનમા જે વાત 'વાચના'ને વિશે સાચી/ખોટી હોય તે વાત 'સામ્પ્રત'ને વિશે પણ કેવી રીતે સાચી/ખોટી બની જાય?

વિવેચન આપણા જમાનામા સુષ્કુ સુષ્કુ અભિપ્રાયો અને છાપાના સાહિત્યપાનાઓમા જાહેરખબરની કક્ષાએ ન્યૂન થઇ આવ્યુ છે મને કેટલાયે વક્તાઓ યાદ છે, કે જેઓ સેમિનારમા ચોકાવનારા વિધાનો તો કરી ગયા, પણ પછી એમણે લખીને પ્રકાશિત તો કર્યું જ નહિ! વળી ઇન્ટવ્યૂ અને સવાલજવાબ (જેમા સિનેસૃષ્ટિ'ના પાના પર, છાપામા આવે છે તેવા કલ્પિત સવાલો પણ હોઇ શકે) વાળી વિવેચનાત્મક તરાહ-મા પણ અભિપ્રાયોનુ ઉચ્ચારણ થાય છે, 'ઉદ્ગાર' જેવા સામયિકમા રઘુવીર જેવા સાહિત્યકારો વિદ્યાર્થીઓ સાથે 'ગોષ્ઠિ' કરે ત્યારે પણ ત્યા આ અભિપ્રાયોનુ વાતાવરણ ઊછળતુ હોય છે. એમાનુ જે કઇ અસ્વીકાર્ય છે તેની થોડી જ ચર્ચાઓ થાય છે? પણ અભિપ્રાયોમા વિવેચકનુ કશુ સિરિયસ કન્સર્ન નથી, એ ન ખબર પડે તેમ પ્રવૃત્તિને વિપથગામી બનાવે છે, કેટલીક વાર તો અજાણ્યાની આખે પાટા ય બાધે છે આ દશા તરવાડી છાપ લખાણોની કશી પીઠિકા જ નથી, એને 'વિવેચન' શા માટે કહેવુ? આ અગે પણ રઘુવીર સાથે ઝગડયો હુ. મારા શોધ નિબન્ધના

## બે લઘુ અવલોકનો



મણિલાલ હ. પટેલ

અહીં બે કાવ્યસંગ્રહો ('ક્રમશ'/રમેશ આચાર્ય અને 'નગર વસે છે'/સં હરિકૃષ્ણ પાઠક) વિશે કેટલીક અનિવાર્ય નોંધો કરવાનો ઉપક્રમ છે.

### ૧. મોનો-ઇમેજ કાવ્યોની ઓળખ.

'ક્રમશ'માં રમેશ આચાર્યે પોતાના ફૂલ, ટાપુ, આગળિયો વગેરે કાન અને વૃક્ષ વિશેનાં ૫૭ જેટલાં લઘુકાવ્યો ગ્રંથસ્થ કર્યાં છે. આ કવિયત્નને 'અનિષ્ટ પ્રયાસ' ગણાવતાં શ્રી મધુ કોઠારીએ આ રચનાઓને 'મોનો-ઈમેજ કાવ્યો' કહ્યાં છે, કવિએ પણ પોતાની રચનાઓને એવું જ નામ આપ્યું છે. કાવ્યો મોનો-ઈમેજ પ્રકારનાં હોવા માત્રથી જ મધુભાઈએ આ સંગ્રહને 'વિશિષ્ટ કાવ્યસંગ્રહ' કહ્યો છે! સંગ્રહમાંની જુદા જુદા ગુચ્છની બધી જ રચનાઓ જોતાં 'વિશિષ્ટ' રચનાઓ છે એવો કોઈ કાવ્યત્વનો નિરાળો ખ્યાલ બંધાતો નથી! છતાં સપ્તકનું કવિકર્મ બતાવતી કેટલીક ઈમેજ અને ક્યાંક વર્ણનું ભાષાકર્મ જોઈ શકાય એમ છે. આસ્વાદચર્ચા કરતાં પૂર્વે 'મોનો-ઈમેજ' કૃતિઓ એટલે શું-એની સ્પષ્ટતા કરીએ. 'મોનો-ઈમેજ'ની સ્પષ્ટતા કે વ્યાખ્યા કરતાં મધુ કોઠારીએ

સંદર્ભમાં તો એમ કહેવાનું પ્રાપ્ત થાય છે કે અહીં કવિ એક જ કલ્પન લઈને ભિન્ન ભિન્ન રીતે પ્રયોજે છે એમ બનતું નથી એક જ વસ્તુ પદાર્થ કે સંવેદન-વિચારને લઈને કવિ અહીં ભિન્ન ભિન્ન સંદર્ભોથી કલ્પનો રચતો જાય છે એટલે કે એક જ વિષય ભિન્ન ભિન્ન ઈમેજીસથી દૃષ્ટિ-કોણથી, સંદર્ભોથી જોવાય છે/ નિરુપાય છે દા ત વૃક્ષ, પુલ એટલે એમ કહી શકાય કે 'મોનો-ઈમેજ' કાવ્યોમાં એક જ વસ્તુ પદાર્થ, વિચાર કે સંવેદન ભિન્ન ભિન્ન સંદર્ભોવાળા કલ્પનો વડે જુદી જુદી રચનાઓમાં અનેક પરિમાણી અને ભાવવભરી અભિવ્યક્તિ પામે છે। અહીં પાચ જ નહીં એથી ઓછી કે વધુ રચનાઓ પણ એક જ ગુચ્છમાં હોય રમેશે અહીં 'પુલ' વિશે પંદર અને 'વૃક્ષ' વિશે ઘણી વધુ રચનાઓ આપી છે અરુઢ પ્રકારના અવનવા કલ્પનો વર્ણવાય, એક જ વસ્તુને જોવા/પારખવાનો કલ્પન હંમેશા જુદા જુદા ફોકસ લેતો રહે, ને એમ વસ્તુ કે વિચાર વિવિધ રીતે અશેષપણે નિરુપાય। આવું અશેષ નિરુપણ 'મોનો-ઈમેજ કાવ્ય'ના કવિને અભિપ્રેત હોય એવો મારો ખ્યાલ છે મંગળ રાઠોડની પ્રતીક્ષા/હોડી ઈત્યાદિ વિચાર કે વસ્તુને નિરુપતી અવારનવાર પ્રગટતી રહેતી રચનાઓ આ પ્રકારની કવિતાના સાચા ઉદાહરણો જેવી મને લાગી છે મંગળે ભાષાની Coldnessને સર્જનાત્મકતાનો પાશ લગાડ્યો છે

Myth Fantasy કે ચમત્કૃતિયુક્ત ભાવવાળો ઉદ્‌ગાર આ બધાય આખરે તો કલ્પનના જ રૂપો છે। રમેશે અહીં આ બધા જ ઉપકરણો પાસેથી કાર્ય લીધું છે પણ એનો માર્મિક પરિચય આપવાનો મધુભાઈનો પ્રયાસ મને કાચો અને સંદિગ્ધ લાગ્યો છે

આ પ્રકારની રચનાઓમાં કવિ વસ્તુ વિચારને એના આંતરબાહ્ય જગતસમેત ચારે દિશેથી શક્ય એટલી બધી રીતે ભાષા વડે તપાસી જોવાનું સાહસ કરતો હોય છે ભાઈશ્રી રમેશ આચાર્યે 'પુલ' અને 'વૃક્ષ' વિશે લખવાનો આવો સફળ પ્રયાસ કર્યાનો ઓછોવત્તો સુખદ અનુભવ

## બે લઘુ અવલોકનો



મણિલાલ હ. પટેલ

અહીં બે કાવ્યસંગ્રહો ('ક્રમશ'/રમેશ આચાર્ય અને 'નગર વસે છે'/સ. હરિકૃષ્ણ પાઠક) વિશે કેટલીક અનિવાર્ય નોંધો કરવાનો ઉપક્રમ છે.

### ૧. મોનો-ઇમેજ કાવ્યોની ઓળખ

'ક્રમશ'મા રમેશ આચાર્યે પોતાના પુલ, ટાપુ, આગળિયો ચહેરો, કાન અને વૃક્ષ વિશેના ૫૭ જેટલા લઘુકાવ્યો ગ્રથસ્થ કર્યા છે આ કવિયત્નને 'બલિષ્ઠ પ્રયાસ' ગણાવતા શ્રી મધુ કોઠારીએ આ રચનાઓને 'મોનો-ઈમેજ કાવ્યો કહ્યા છે, કવિએ પણ પોતાની રચનાઓને એવુ જ નામ આપ્યુ છે કાવ્યો 'મોનો-ઈમેજ પ્રકારના હોવા માત્રથી જ મધુભાઈએ આ સંગ્રહને 'વિશિષ્ટ કાવ્યસંગ્રહ' કહ્યો છે ! સંગ્રહમાની જુદા જુદા ગુચ્છની બધી જ રચનાઓ જોતા 'વિશિષ્ટ' રચનાઓ કે એવો કોઈ કાવ્યત્વનો નિગાળો ખ્યાલ બધાતો નથી ! છતા રમેશનુ કવિકર્મ બતાવતી કેટલીક ઈમેજ અને કયાક વર્તાતુ ભાષાકર્મ જોઈ શકાય એમ છે કાવ્યચર્ચા કરતા પૂર્વે 'મોનો-ઈમેજ' કૃતિઓ એટલે શુ-એની સ્પષ્ટતા કરીએ. 'મોનો-ઈમેજ'ની સ્પષ્ટતા કે વ્યાખ્યા કરતા મધુ કોઠારીએ લખ્યુ છે કે 'મોનો-ઈમેજ' એટલે એક જ કલ્પન લેવુ અને તેને ભિન્ન ભિન્ન કાવ્ય પ્રકાર-ચ્યાગરમા ખેડવુ. 'મોનો-ઈમેજ'મા ચાર કે પાચ કાવ્યો હોય છે ક્યાક Myth હોય તો બીજા કાવ્યમા Fantasy હોય તો ત્રીજા કાવ્યમા ચમત્કૃતિયુક્ત લાવવવાળો ઉદ્ગાર હોય.' વગેરે 'મોનો-ઈમેજ કાવ્યો વિશે અહીં કેટલીક વધારે ચોખવટ થવી જોઈતી હતી, વધુ સમજણથી વાત થવી જોઈતી હતી રમેશની આ રચનાઓના

સંદર્ભમાં તો એમ કહેવાનું પ્રાપ્ત થાય છે કે અહીં કવિ એક જ કલ્પન લઈને ભિન્ન ભિન્ન રીતે પ્રયોજે છે એમ બનતું નથી એક જ વસ્તુ પદાર્થ કે સંવેદન-વિચારને લઈને કવિ અહીં ભિન્ન ભિન્ન સંદર્ભોથી કલ્પનો રચતો જાય છે એટલે કે એક જ વિષય ભિન્ન ભિન્ન ઈમેજીઝથી દૃષ્ટિકોણથી, સંદર્ભોથી જોવાય છે/ નિરુપાય છે દા ત વૃક્ષ, પુલ એટલે એમ કહી શકાય કે 'મોનો-ઈમેજ' કાવ્યોમાં એક જ વસ્તુ પદાર્થ, વિચાર કે સંવેદન ભિન્ન ભિન્ન સંદર્ભોવાળા કલ્પનો વડે જુદી જુદી રચનાઓમાં અનેક પરિમાણી અને નાવિન્યભરી અભિવ્યક્તિ પામે છે। અહીં પાંચ જ નહીં એથી ઓછી કે વધુ રચનાઓ પણ એક જ ગુચ્છમાં હોય સંભવે અહીં 'પુલ' વિશે પંદર અને 'વૃક્ષ' વિશે સોળ નવું રચનાઓ આપી છે અરુઢ પ્રકારના અવનવા કલ્પનો વર્ણવાય, એક જ વસ્તુને જોવા/પારખવાનો કલ્પન ક્રમેક્રમ જુદા જુદા કોઠમ લેતો રહે, ને એમ વસ્તુ કે વિચાર વિવિધ રીતે અનેકપણે નિરૂપાય। આનું અનેક નિરુપણ 'મોનો-ઈમેજ કાવ્ય'ના કવિને અભિપ્રેત હોય એવો મારો ખ્યાલ છે મંગળ રાઠોડની પ્રતીક્ષા/હોડી ઈત્યાદિ વિચાર કે વસ્તુને નિરૂપતી અનેકવાર પ્રગટતી રહેલી રચનાઓ આ પ્રકારની કવિતાના સાચા ઉદાહરણો જેની મને લાગી છે મંગળે ભાષાની Coldnessને સર્જનાત્મકતાનો પાસ લગાડ્યો છે

Myth Fantasy કે ચમત્કૃતિયુક્ત લાગતવાળો ઉદ્‌ગાર આ બધાય આખરે તો કલ્પનના જ રૂપો છે। રમેશ અહીં આ બધા જ ઉપકરણો પાસેથી કાર્ય લીધું છે પણ એનો માર્મિક પરિચય આપવાનો મધુભાઈનો પ્રયાસ મને કાચો અને સંદિગ્ધ લાગ્યો છે

આ પ્રકારની રચનાઓમાં કવિ વસ્તુ વિચારને એના આંતરબાહ્ય જગતસમેત ચારે દિશેથી શક્ય એટલી બધી રીતે ભાષા વડે તપાસી જોવાનું સાહસ કરતો હોય છે ભાઈશ્રી રમેશ આચાર્યે 'પુલ' અને 'વૃક્ષ' વિશે લખવાનો આવો સફળ પ્રયાસ કર્યાનો ઓછોવત્તો સુખદ અનુભવ

કરાવ્યો છે 'પુલ' વિશેની પ્રથમ રચનામાં પુલ જેમ પહોળા પગ કરી ઊભેલો નાયક નીચેથી નદીના પસાર થવાની અને પગના ભીંજાવાની રાહ જુએ છે. એમાં 'નદીનું પસાર થવું' અને 'પગનું ભીંજાવું' નાયકની પ્રતીક્ષાના સંદર્ભમાં આસ્વાદ્ય લાગે છે. એ પછી પુલ/નદી અને એ સાથે સંકળાયેલા અન્ય પદાર્થોના સંદર્ભો આવ્યા કરે છે ને રચનાઓ થયા કરે છે. 'પુલ' ગુચ્છની ચોથી, પાંચમી છઠ્ઠી રચનાઓ મને સપાટ કથનના કારણે નબળી લાગી છે એમાં ભાષા વડે કોઈ કલ્પન રચવાનું બન્યું નથી આવી રચનાઓમાં ગર્ભિત અર્થ સંદર્ભ વિનાની શબ્દચમત્કૃતિઓ કશું સિદ્ધ ન કરી શકે- 'ચહેરો' ગુચ્છની લગભગ બધી જ રચનાઓ મને આવા જ કારણે ગમી નથી.

'પુલ' વિષયક બે રચનાઓ કલ્પન અને અર્થયુક્ત ભાવસમૃદ્ધિને કારણે કેવી તાજગીવાળી લાગે છે!

નદી પુલને હમેશાં
પાણી પાય છે,
કૂંપળ ફૂટે કદાચ
(પૃ-૮)

આ પુલ નદીને
મળવા ઝૂરે છે,
અને પાચીકે ગમીરમી
દિ' ખૂટાડે છે (પૃ-૧૧)

આ સિવાય પણ 'પુલ' ગુચ્છની નવમી, દશમી, અગિયારમી, બારમી, પંદરમી રચનાઓ પુલની આંતરબાહ્ય સ્થિતિગત/સમૃદ્ધિ-ગત ગતિ કે અવગતિને નિરુપતી હોવાથી, અને ત્યાં ભાષા કલ્પનરૂપ પામતી હોવાથી આસ્વાદ્ય બને છે પણ 'વૃક્ષ' ગુચ્છની બધી રચનાઓ વિશે આવું કહી શકાય એમ નથી 'વૃક્ષ' વિષયક આરંભની ચાર અને અંતની ત્રણેક રચનાઓમાં કવિની ભાષા 'વૃક્ષ' સંદર્ભે અર્થ-યુક્ત બનીને કશુંક ચીંધી શકી છે અન્ય રચનાઓની કૃત્રિમતા કઠે છે 'કાન' વિગેની રચનાઓ પણ કવિએ યોજેલી ચાતુરીથી દિપ્ત છે એટલું જ। 'ચહેરો'માં ભાષા અને શબ્દપ્રાસનો અતિઉપયોગ બધું વણસાડીને કૃતકતા લાવે છે વળી આ રચનાઓ સંગ્રહની અન્ય રચનાઓ જેવી

'લઘુ' નથી ! 'ટાપુ' વિગેની ચાર રચનાઓ 'ટાપુ'ના સમગ્રને તો નહિ જ પણ એના કેટલાક વિશેષોમાથી ભાગ્યે જ એકાદા વિશેષને ઈમેજ વડે વર્ણવી શકે છે ! 'આગળિયો'મા ક,ચ,છ–રચનાઓ આગળીના ગુણધર્મ–વૈભવને કલ્પનબદ્ધ કરી શકવામા સફળ રહી છે એકલદોકલ અપવાદને બાદ કરતા આ સગ્રહમાની આખેઆખી રચના 'કાવ્ય' હોવાથી ગમી જાય એવો અનુભવ થતો નથી કોઈક ઈમેજ સ્પર્શી જાય એવી બની આવે બસ. રમેશભાઈનુ સાહસ હજી શબ્દના પ્રદેશોમા આઘે જાય અને કશુક નવુ પ્રયોજે એની રાહ જોવાનુ રહે છે. પણ આ પ્રકારની રચનાઓ આપણે ત્યા ઘણી ઓછી લખાય છે ત્યારે 'મોનો–ઈમેજ' રચનાઓનો આખો સગ્રહ કરવાનો કવિનો ઉત્સાહ સાચે જ આવકાર્ય લાગે છે. ☐

('ક્રમશ' પ્ર ચારુ આચાર્ય, પૃ. ૩૨, કિ ૫ રૂ, સ્ટેશનરોડ, હળવદ)

## ૨. આજે લખાતી કવિતા અને કવિતા !

'નગર વસે છે' એ હરિકૃષ્ણ પાઠક સપાદિત ગાધીનગરના (બૃહસ્પતિ સભાના), એકાદ અપવાદ બાદ કરતા બધા જ નવા સવા કુન ઓગણીસ કવિઓની રચનાઓનો સગ્રહ છે

'બૃહસ્પતિ–સભા'ના નવોદિત કવિઓની કાવ્યપ્રવૃત્તિને હરિકૃષ્ણ પાઠકે 'કૃતિઓના ભાવનદ્વારા એક–બીજાને, અન્યને અને ખુદની જાતને પામવાની મથામણ' તરીકે ઓળખાવી છે આ ઓળખાણ સાચી હશે તો પણ હજી આ કવિઓએ કવિતા સાથેની પાકી નિસ્બત કેળવવાનુ અને કવિતારૂપે જ એના પરિણામો અવતારવાનુ બાકી છે. 'નગર વસે છે'માની રચનાઓ કોક કૃતિ કેટલીક પક્તિઓને બાદ કરતા કાવ્યપદાર્થથી ઘણી જ વેગળી, બનકે કાવ્યત્વ સાથે કશી ય નિસ્બત ધરાવતી ન હોય એવી લાગે છે 'ફૂટની પાખોના પહેલા કકડાટ લેખે ય આ રચનાઓનો વધારે ગુણાક આપી શકાય એવુ પણ બહુ ઓછી કૃતિઓના સદર્ભમા બનવાનુ કારણ કે 'કાવ્ય' ભણી વળત કોઈપણ મુગ્ધ કે દગ્ધ રસિકજનને કવિતાના અને આપણી કાવ્યપરપરા

આત્મસાત્ કરીને જ કશુક નવુ લખી–સિદ્ધ કરી બતાવવાના સસ્કારો તો હોવા જોઈએ. પ્રતિભા, પ્રજ્ઞાની વાત આઘી જવા દઈએ તો પણ સવેદનોની સચ્ચાઈ અને અભિવ્યક્તિમા તાજગી તથા નાવીન્ય લાવવા જેટલી ભાષાગત મૌલિકતા તો હોવી અનિવાર્ય ગણાય. કવિતા એ માત્ર શબ્દ અને સવેદનની–પાચિકા રમવા જેટલી–સરળ રમત નથી ! કમનસીબે આપણી વચ્ચેના કેટલાક પોતાને નવોદિત કવિ કહેવડાવતા નાગરિકો અવુ માની બેઠા છે ! જેમનામા ઉપર કહી એવી સજ્જતા કે સમજણનો નર્યો અભાવ છે સાપ્રત કવિતાની કાચી અને ગેરસમજણોથી ભરેલી કેટલીક વિચિત્ર વિવેચનાએ કવિતાને ગેરમાર્ગે દોર્યાની ફરિયાદ કોઈ કરી શકે ! 'અકવિતા'ના ઢગમાથી સાચી કવિતા તો સમયના ગળણે ગળાતી રહેવાની, એટલે ચિતાનુ કારણ ન હોય ! તો પણ આજે કેટલીક સારી કવિતા સ્થિર થાય, એની વિવેચના થાય એ પહેલા જ નવા નવા કવિ નાગરિકો વડે 'અ–કવિતા'જ વિશેષે સર્જાતી રહે છે. આજે સર્જાતી કવિતામાથી સાચુકલી કવિતાનુ સપાદન થવુ તો હજી બાકી છે ત્યા આવા તેવા, અમુકતમુક પ્રદેશ કે ગ્રુપને નામે, સપાદનો થતા રહે છે ! આવા સપાદનોમા ગુજરાતી કવિતાની આવતીકાલની ઊજળી એંધાણી વર્તાતી હોય તો જુદી વાત હતી ! સદ્નસીબ છે કે આવતીકાલની ગુજરાતી કવિતાની સાચી એંધાણી આપતી કવિતા ઓછીવત્તી પણ આપણા પ્રતિષ્ઠિત સામયિકોમા પ્રગટતી/સચવાતી રહે છે.

કવિતાને નામે હમણા હમણા જે લઘુ સામાયિકો કે સપાદનોની પ્રવૃત્તિ ચાલી છે એ કમનસીબે સાહિત્યિક હોવાને બદલે 'ભળતી જ પ્રવૃત્તિ' લાગે છે ! બ ક ઠા જે કવિનાઓ માટ 'કવિતડા' શબ્દનો પ્રયોગ કરતા એવાઓની હવે 'ટોળકીઓ' દેખાય છે સદ્નસીબે આવી 'ટોળકીઓ' લુપ્ત થઈ જાય છે ને એમની અક્ષર–પ્રવૃત્તિ હર જેવી જ નશ્વર બની રહે છે !

બેએક વર્ષ પહેલાં ગોધરાના કવિઓએ 'ઢંઢેરો' બહાર પાડેલો, હવે એ લોકો Tension પ્રગટ કરે છે? માણસકાંઠામાં કેટલાક છોકરાઓ 'વર્તુળ'ને નામે 'કાવ્ય' શોધવા એકઠા મળે છે। સૌરાષ્ટ્રમાં તો શહેરે શહેરે આવા ઉત્સાહીઓ છે, ને એમના 'ચગ્ગીવડાં' જેવાં સામયિકો પણ છે। આ બધી પ્રવૃત્તિઓની ફલશ્રુતિ હજી તો શૂન્ય જ વર્તાય છે। કાવ્ય-ગોષ્ઠીના નામે સંમેલનો થાય છે। કાવ્યગ્રંથોના પ્રકાશન ઉદ્‌ઘાટનવિધિ જેવી બેહૂદી પ્રવૃત્તિઓ ચલાવાય છે। કવિ કે કવિઓ પાસે પૈસા લઈને આગવા કે સહિયારા સંગ્રહો તૈયાર કરી આપવામાં આવે છે ગાપેલું નામ જોઈને હરખપદૂડા થઈ જનારા મુગ્ધજનો છે ને એમના એવા જ મઠાધિપતિઓ છે જેમને કવિતા સાથે સ્નાનસૂતકનો ય સંબંધ નથી। સમજણ તો ક્યાંથી હોય? ભોળા અને થોડીક શક્તિ ધરાવતા હોય એવા છોકરાઓનું શોષણ કરી એમની પાસેથી માન પામતા અને પોતાને કવિ કે સાહિત્યવિવેચક કહેવડાવતા ધૂર્ત માણસો પણ આપણે ત્યાં છે। કોઈ આશાસ્પદ છોકરો જો આવાઓના 'માર્ગદર્શન'માં આવી જાય તો એની કવિતા બિચારી-'દૂધપીતી' જ થઈ જાય। 'ગુજરાતી કવિતાનાં વસ્ત્ર ખેંચાય છે ને વિવેચકો કેમ ચૂપ છે?'—આવું કોઈને કહેવું હોય તો કહી શકે એવી સ્થિતિ છે, પણ કવિતા પોતે જ એવી સાધનાનું ફળ છે કે એ આપમેળે જ બચતી ને પોતાનું ગૌરવ સાચવતી રહે છે। એટલે ચિંતાનું કારણ તો કવિ તરીકે ખર્ચાઈ જતા છોકરાઓ કે એમને ગેરરસ્તે દોરતા ખપ્પરગુરુઓ માટે છે।

વિદ્યાનગરના સાહિત્યવર્તુળ 'સંદર્ભ' કવિતાના શુભપરિણામ આપ્યાં છે। 'બૃહસ્પતિ-સભા ગાંધીનગરના કવિઓએ, બીજે બધે ઉપર કહી છે એવી સ્થિતિ પ્રવર્તમાન છે ત્યારે, સંભાળીને અને અભ્યાસથી કામ કરવાનું છે તો જ કહી શકાશે કે આવતીકાલે તેઓ કશુંક નક્કર કરી શકશે પહેલાં 'રે' મઠે કવિતાને નવો પથ ચીંધવામાં ને અનુકૂળ વાતાવરણ ઘડવામાં મોટો ફાળો આપેલો, કવિઓના મઠ પણ સારા હોઈ '

એનોય પરિચય કરાવેલો 'હોટલ પોએટસ' નામની એક કવિસંસ્થા અમદાવાદમાં છે. ચિનુ મોદી તેના અગ્રણી છે, 'ઓમિસિયમ'માં કેટલીક સારી રચનાઓ પ્રગટ કરતા રહીને અને 'સંભવામિ'માં તીક્ષ્ણ વિવેચન-નોંધો કરીને એમણે 'કવિતા'ને સાચવવા માટે પુરુષાર્થ કર્યો છે. જો કે 'ઢંઢેરો' નામના એમના સંપાદનમાં ઘણી નબળી રચનાઓ ગ્રંથસ્થ થઈ છે। આ સિવાય પણ ઘણા મંડળો છે, સંપાદનો છે। પણ એકંદર છાપ એવી છે કે આવી પ્રવૃત્તિએ કવિતાને હજી કશું નવું રળાવી આપ્યું નથી અને સંપાદનો જોતા જણાય છે કે મુગ્ધ લોકો કવિતાના નામે કશુંક 'ભળતું જ' લખી નામ છપાવ્યાનો આનંદ માણે છે।

આવી, પ્રવર્તમાન સ્થિતિ વિશે વિસ્તારથી લખ્યા પછી 'નગર વસે છે' વિશે મારે ઝાઝું લખવાનું રહેતું નથી।

'નગર વસે છે'ના પ્રારંભે ભાનુપ્રસાદ ત્રિવેદીએ પ્રતિભાવ લખ્યો છે પ્રતિભાવના પહેલા ત્રણે પેરેગ્રાફ ગુજરાતી કાવ્યવિવેચન પ્રવૃત્તિની નબળાઈની ઠીક ઠીક ખબર લે છે। છતાં એ આ સંપાદન સંદર્ભમાં આગંતુક વાતો લાગવા સંભવ છે શ્રી ત્રિવેદીએ આપેલો પ્રતિભાવ સમભાવી હોવા છતાં ઘણી જગાએ તટસ્થતાવાળો છે. દરેક કવિ વિશે અને સંગ્રહમાની એમની રચનાઓને ગુચ્છમા વહેંચીને એ વિશે એમણે સંપૂર્ણ નોંધો કરી છે છાંદસ રચનાઓનો પરિચય કરાવતા કનૈયાલાલ પંડ્યાની અને શંભુપ્રસાદ જોશીની રચનાઓની કેટલીક વિશેષતાઓનો અને કલ્પનોની તાજગી, ભાષાશૈલી ઈત્યાદિનો પરિચય કરાવ્યો છે શંભુપ્રસાદના કલ્પનો, છંદોવિધાન અને diction આકર્ષક છે. પણ એમની રચના પોતીકા અવાજ વગરની પરંપરાની વિષય અને રીતિ સંદર્ભમાંય રૂઢ-પડઘો પાડીને અટકી જાય છે ગીતરચનાઓમાં ખોડંગાતા લયને ભાનુભાઈએ પકડી બતાવેલો જ છે અછાંદસ રચનાઓ અને ગીતોમાં ભાષાનો ભેદ મને કઠ્યો છે સૂક્ષ્મતાનો અભાવ બધે જ છે. પ્રત્યક્ષ કથનની હાજરી

અને ધ્વનિપૂર્ણતાની ગેરહાજરી ખટકે છે। શબ્દાળુતા પણ આવા જ કારણે ખટકવાની. ગીતોમાં એ જ લોકગીતોના ટુકડાઓ કે અચિંતચર્વણ ભાવસંવેદનો દેખાય છે શબ્દ અને લયનો સંવાદ ભાગ્યે જ સધાય છે. તાજગીપૂર્ણ કલ્પન અને અર્થસમૃદ્ધ ભાષા પણ આ રચનાઓમાં આસ્વાદવા મળતી નથી આ બધા માટે ઉદાહરણ નોંધવા માટે સંગ્રહનું કોઈ પણ પૃષ્ઠ બતાવી શકાય।

કનૈયાલાલ, રમણ, ગિરીશ, ફિલિપ શંભુપ્રસાદ, ઊજમશી, રાજે વગેરેમાંય નખશિખ સારી રચના મળતી નથી પણ એમનામાં ક્યાંક કલ્પન, સંવેદન ઝીલતી અર્થયુક્ત ભાષા અને અભિવ્યક્તિની દિશામાં અજાણ્યે જ ઊપડી જતું ડગલું ક્વચિત્ વર્તાય છે। ગુજરાતી ગઝલની પ્રયોગશીલતા અને સત્ત્વ હવે તો જાણીતા છે! 'નગર વસે છે' માંની ગઝલો પ્રારંભિક દશાની બધી જ મર્યાદાઓ સમેત અહીં હાજર છે ગિરીશ, ઊજમશી, ફિલિપ, 'પંકજ' અને 'સલિલ'ની રચનાઓમાં કોઈક કોઈક શે'રમાં કાવ્યનો સ્પર્શ વર્તાઈ આવે છે બસ ટૂંકમાં હજી આ નગર વસી રહ્યું છે, છતાં એના નકશા સ્થિર રાખ્યે નહીં પાલવે. રિયાઝ અને પછી ફિનીશીંગની જરૂર છે કવિને માથે બહુ મોટી જવાબદારી હોય છે—શબ્દને વસતો રાખવાની, શણગાર્યા કરવાની। કાવ્યો પસંદ કરવામાં સંપાદકે ખાસ્સો પરિશ્રમ કર્યાનું જણાઈ આવે છે। નવા કવિઓ પ્રતિ ઉદારતા દાખવવા જતાં નબળી રચનાઓ તો આપવાની જ!

કવિતાનું નગર વસે એ તો સૌને ગમે, પણ આજે લખતા દરેક કવિએ પ્રામાણિકપણે આત્મનિરીક્ષણ કરીને પોતાની જાતને પૂછવું જોઈએ કે હું નહીં લખું તો ગુજરાતી કવિતાને સહન કરવું પડશે કે લખીશ તો સહન કરવું પડશે? પોતાના પક્ષે થતી આવી નિર્ભ્રાન્તિ પોતાને અને કવિતાને ઉપયોગી જ થતી હોય છે એમાં શંકા નથી*।

(* 'નગર વસે છે' સંપા હરિકૃષ્ણ પાઠક, આદર્શ પ્રકાશન, અમદાવાદ–૧, પૃ–૮૦, કિં ૭–૫૦)



( અનુસંધાન પાના નં ૧૬નું ચાલૂ )
શી રીતે આવી ગઈ ? એ તો ભૂખ્યો બાળક ખાલી હાંડલી જોઈને નિર્ભ્રાન્ત થાય એવી મર્યાદિત નિર્ભ્રાન્તિ છે। હું નિર્ભ્રાન્ત થઈ ગયો છું એવી ભ્રાન્તિથી કેટલા બધા આધુનિકો પીડાય છે।

શંકરાચાર્યે 'બ્રહ્મ સત્ય, જગત મિથ્યા' કહ્યું એ એમની અનુભૂતિ હતી, પણ શાંકરમતાનુયાયી એમ કહે ત્યારે તે માત્ર પોતાના પંથની 'માન્યતા'ને જ ઉદ્ગારે છે

આખું ગામ એક નેતાનું ભાષણ સાંભળવા ઊમટે છે, પણ જેણે જમાનો જોયો છે એવો અભણ ડોસો કહે છે–'એ વળી શું નવું કહેવાનો છે !' એ પણ નિર્ભ્રાન્ત છે। એના ઉદ્ગારમાં જ્ઞાન નથી, પણ અનુભવ-જ્ઞાન પામ્યા પછી અભણ માણસ તેના જાણકારીના વિષયો પૂરતો તો નિર્ભ્રાન્ત થઈ શકે છે પણ સાહિત્યકાર, સર્જક અભણ રહીને મર્યાદિત વિષયોમાં ચાંચ બોળીને નિર્ભ્રાન્ત થઈ શકતો નથી

બુદ્ધને સ્વર્ગ વિશે પૂછવામાં આવે છે ત્યારે પણ તેઓ સ્વર્ગ શબ્દનો આધાર લીધા વિના જ એ કલ્પનાની નિરર્થકતા સૂચવે છે, અને દેહની ક્ષણભંગુરતા, અનિવાર્ય મૃત્યુ વિશે પુત્રપ્રેમમાં બ્હાવરી બનેલી પુત્રવિહોણી બનેલી માતાને માત્ર જે ઘરમાં કોઈનું મરણ ન થયું હોય ત્યાંથી એક રાઈનો દાણો લાવવા જ કહે છે।

જ્યારે આપણને મૃત્યુ વિશે બોલવા લખવા માટે કંપોઝના ખાનામાં મૃ ત્ યુ ખૂટી જાય એટલી વાર 'મૃત્યુ' શબ્દ પ્રયોજવો પડે છે। અને છતાં આધુનિક કહેવાતો લેખક 'કળાલક્ષી' સર્જન કરે છે એવું મનાવાય છે।

રાજકુમાર ગૌતમે પ્રથમ વાર એક ડોસો, એક ઠાઠડી જોઈ ત્યારે આંચકો અનુભવ્યો અને શરીર વિશેનો, પોતાના પછીના શારીરિક જીવન વિશેનો બોધ થયો। એવો આંચકો તો આપણે યે અનુભવતા હોઈશું,

પણ આપણે તો ઉપરમા, મનમા ઉમંગ રાખીને જીવીએ છીએ। કશોક બોધ થયા પછી આપણી તથ્યશોધ ચાલતી નથી, એ ચાલે તો આપણને નિરર્થકતાના બોધની પોતીકી ભાષા અને આગવા વર્ણનની શક્તિ મળે, જે કંઈ ચિત્તબોધ થાય છે, એ પછી આપણી તથ્યશોધ કેટલી ચાલે છે? કેવળ નિશ્વાસ મૂકવો કે 'નિરર્થક' કહી દેવુ એ તો પલાયનવૃત્તિ છે, અને એની પલાયનવૃત્તિ ધરાવનારા બીજાના બીજા પલાયનો વિશે કહેવાને વળી અધીરા થઈ જાય છે।

જૂની પરિભાષા બોદી થઈ ગઈ એનો અજંપો જવા દો, આધુનિક પરિભાષા કેમ બોદી થતી જાય છે, એની ચિંતા નહીં તો યે વિચાર તો કરો। જૂની પરિભાષાને બોદી થતા વર્ષો લાગ્યા અને નવી પરિભાષા એકાદ દસકામા જ કેમ રણકો ગુમાવતી જાય છે?

ગતાનુગતિકતા એ માત્ર રસ્તે ચાલનારની જ ટેવ નથી, એક કઠિયારો વનની જે કેડીએ ગયો તે કેડીએ રોજ રોજ જનારા કઠિયારાની ય ટેવ છે। કેડી પસંદ કરવાથી યે ગતાનુગતિકતામાથી ઉગરી જવાનુ નથી ઝાડ પર ઊંધા લટકીને લાકડુ કાપનારો સારો વ્યાયામપટુ છે, પણ એ જૂની કુહાડીથી જૂની રીતે જ લાકડાને ચા કરે છે એણે લાકડુ કાપવાને બદલે સરકસમા નોકરી કરવી જોઇએ) અને જે કેડીએ રોજરોજ અનેક માણસો જાય છે તે કેડી રહે છે ખરી? એ પણ ચીલો બની જાય છે। જેને ખબર ન હોય કે હુ ચીલાચાલુ નથી, તો પછી એ નિર્ભ્રાન્ત શેનો? ભ્રાન્તિઓ બદલવાથી નિર્ભ્રાન્ત નથી થવાતુ।

સાહિત્યની જે કેડીએ પગરવ સાંભળાતો હતો ત્યા વણજારનો ગોકીરો સાંભળીને પગરવ અને પ્રયાણ ગુમાવ્યા કે શુ એવો વિષાદ થયા વિના રહેતો નથી □

## પ્રેત અને મોતી



તોલ્સ્તોય

એક માણસ સાગરમા હોડી હંકારતો પસાર થતો હતો કિનારા નજીક આવી એણે એક મોતી સાગરમા ફેંક્યુ ને કિનારે આવ્યો અને એક ડોલ લઈને સાગરનુ પાણી ઉલેચવા લાગ્યો પૂરા ત્રણ દિવસ સુધી એણે પાણી ઉલેચ્યુ

ચોથે દિવસે પાણીમા રહેતુ પ્રેત બહાર આવ્યુ અને એને પૂછ્યુ, 'તુ પાણી શા માટે ઉલેચે છે।

'મારુ મોતી સાગરમા ખોવાઈ ગયુ છે'

'ક્યા સુધી પાણી ઉલેચ્યા કરશે ?'

'જ્યા સુધી સાગર સુકાઈ નહી જાય ત્યા સુધી।'

પ્રેત ડરી ગયુ એણે સાગરમા ડુબકી મારી, અને પેલા માણસ માટે પુષ્કળ મોતી લઈ આવ્યુ 

## બોજ



તોલ્સ્તોય

કેટલાક જવાનોએ દુશ્મનના વિસ્તાર પર હુમલો કર્યો, ત્યારે એક ખેડૂત પોતાના ખેતરમા દોડ્યો અને પોતાના ઘોડા પાસે જઈ તેને પકડવાની કોશિશ કરવા લાગ્યો પણ ઘોડે હાથમા આવતો નહોતો

ખેડૂતે ઘોડાને કહ્યુ, 'તુ તો મૂરખ છે મારા હાથમા નહી આવે તો દુશ્મનના હાથમા જઈ પડશે।'

'દુશ્મન મને શુ કરશે ?' ઘોડાએ કહ્યુ.

'એ તારા પર બોજ નાખશે, બીજુ શુ કરવાનો વળી।'

'તો શુ હુ તારો બોજ નથી વહેતો ?' ઘોડાએ કહ્યુ, 'હુ કોનો બોજ વહુ છુ એ જાણવાથી મને શો ફેર પડે છે।' 

# આપણે સૌ ભારતીય છીએ

હંમેશા સદ્માર્ગે અનુસરીએ ।
પરસ્પર વફાદાર રહીએ ।
એકબીજાના ઘાતક ન બનીએ ।
હિંસા ન આચરીએ ।
બીજાના દ્રષ્ટિબિંદુને સમજીએ ।
અને સંગઠિત બનીએ ।।

ઋગ્વેદ



દુનિયાની સાત વ્યક્તિઓમાં
એક ભારતીય છે
વિભિન્ન જાતિઓમાં વહેંચાયેલ હોવા—
આપણે એક પ્રજા "
ભારતીય હોવાનું આપણને —

માહિતી-ગુજ-૫-'૭૪

## સાક્ષીઓને હાજર કરવા / યેહુદા એમિચાઈ

હુ છેલ્લે ક્યારે રડ્યો હોઈશ ?
સાક્ષીઓને બોલાવવાનો સમય થઈ ગયો છે
મને છેલ્લે જેમણે રડતો જોયેલો
તેમાંનાં કેટલાંક તો મરી પરવાર્યાં છે

બહોળે પાણીએ આંખો ધોઉ છુ
કે જેથી
વધુ એક વખત દુનિયાને
ઝળઝળિયાં અને ઝખમોમાંથી
જોઈ શકુ

મારે સાક્ષી તો શોધવો જ રહ્યો

મોડે મોડે પહેલી જ વખત
મે મારા હ્રદયમાં સોય ભોંકાતી અનુભવી છે
હું ડર્યો તો નથી જ;
હુ તો
બગલમાં અને બે પગ વચ્ચે
પહેલા ફૂટતા વાળને જોતા કિશોર જેટલો જ
ગર્વિત છુ

△

અનુ. મહેશ જોશી

# કંકાવટી

ફેબ્રુઆરી
૧૯૭૯

કવિતા

જિન બૉંગ / વિજય શાસ્ત્રી / મહેશ શાહ
રજની શાહ / ચન્દ્રકાન્ત ટોપીવાળા
હરીશ આચાર્ય / અજ્ઞેય / વજ્ર માતરી

વાર્તા

ભારતી દલાલ

કેરીકેચર

રતિલાલ 'અનિલ'

વિવેચન

## તડકો □ વજ્ર માતરી

તડકો પીળો, તડકો લીલો, તડકો લાલમ લાલ,
તડકો પારેવડાં ને તડકો પારધિ કેરી જાળ

તડકો વેલ, ને તડકો વગડો, તડકો ઘુઘરમાળ,
તડકો ચાદો, તડકો રજની, તડકો કાળ કરાળ

તડકો આવળ, તડકો બાવળ, તડકો રેશમી શૂળ,
તડકો ધગધગતા બપ્પોરની પગ ચપાતી ધૂળ

તડકો કોક ફુવારા જોબનનું છોગાળુ રૂપ,
તડકો લીબોળીને છાંયે ઘોળાતુ અમૃત

તડકો છાસ ને તડકો દોણી, ભતવારીતુ ગીત,
એકલદોકલ પનિહારીનું ઘૂમટેમઢ્યુ સ્મિત

તડકો કાચી કન્યાના ઉરમાં સળવળતા ભાવ,
તડકો પ્રેમીજનના હૈયે દૂઝતા છાના ઘાવ

તડકો ગોરીના કંઠે રુમઝૂમતા ગીતનો લ્હેકો,
તડકો ઠમઠમ ઠેકતા વૃંદાવનના મૃગનો ઠેકો

તડકો સાંઈની ઝોળી, તડકો સાધુડાની ફેરી,
તડકો જોગનની ફીડીના સર્પ મરેલા ઝેરી

△

# કંકાવટી

ફેબ્રુઆરી,
૧૯૭૯

સાહિત્યસર્જન
અને વિચારોનુ
સર્વલક્ષી માસિક

વર્ષ ૨૦ : અંક ૨૩૯ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ

દેશમા રૂપિયા ૧૨, બે વર્ષના રૂા ૨૩, વિદેશ · શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યા લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળુ કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી




તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન ભ્રમરજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૩.

## પ્રતિગમન ☐

ચોરસ પૃથ્વીમા મઝા નથી
શબ્દોનાં થીજી ગયેલા ચોસલાથી
અહીં ચણાયે છે—
મૌનના પિરામીડો
અહીં સૂરજ નથી
અહીં મૃગજળ નથી
સડક
થાકીને
અહીં અટકી ગઈ છે
અહીં પખી છે
અહીં કિલ્લો પણ છે
અહી છે—એકલતાની ભીડ
એટલે થાય છે
હૃદયમા દિમાગ ગોઠવી
બની જાઉં ફરીથી
માણસ

લેસ્ટર (યુ કે.) —હરીશ માણેકલાલ આચાર્ય

# ફોલેટના પ્રેમને

[ફ્રેંચ કવિતા]

જિન ખૌર □ અ. અનુ. એગ્નિસ સોટીરાકોપૈલો સ્કીના
ગુજ અનુ વિજય શાસ્ત્રી

'પ્રેમ' એ એક જ શબ્દ પૂરતો છે જીવનને પારખવા
જિંદગીનો પર્યાય બનવા
અને આપણી છાતીમા ધબકતા હૃદયને પારખવા
આપણા દૃષ્ટયાનુસંધાનો
આપણા મુખો, આપણા કમ્પનો, આપણાં મૌન
આપણા આનંદો

આપણો પ્રેમ

આપણો પ્રેમ જે પુષ્પમાલાવિભૂષિત કરે આપણા મસ્તકોને
બુદ્ધિની જાય જે ઉપરવટ
ટેકરીઓને કોરી કાઢતી વસંતથીયે વધુ પક્વ
સફેદ નળીઓમાની માદક મદિરાયેથી વધુ માદક
એ અહીં છે
એનો લય આપણી રગોમા વહે ઉન્મત્તપણે
તાણી જાય આપણને સ્વપ્નાઓ અને રાત્રિઓનીય પાર
આપણો પ્રેમ૦

વખત એને વિશે જરૂર કશુંક જાણતી હશે જ
આપણા ચુંબનોના સ્પંદનો સૌ પ્રથમ ઝીલે છે આ ધરા.
આપણી કાયા પરેથી વાદળો લયે હઠાવી નિજ છાયા
સમુદ્ર સૂંઘે આપણા ચુમ્બનોની ગંધ

અને સૂર્યતારાઅક્તિ નભ બને, વધુ ઉજ્જવળ
કેમ કે આપણો પ્રેમ છે આ બ્રહ્માંડથીયે બૃહત્

આમ હું ચાહું તને ધીર, ઉન્મત્ત,
તારો સઘ પ્રકાશ મમ છાયામા ભળે તદર્થે અધીર
ઓઠ મારા ગણગણે એક જ શબ્દ
જે સદા રહે ઊછળતો આપણી વચ્ચ

પર્વતો શી સઘન તુ હોવાથી
તવ કેશરાશિમા અરણ્યો વિસ્તરેલા હોવાથી
તારી આખોમા મારી આખો પુન એક વાર મેળવી હોવાથી
તારા સ્કધ વાલુકાના ઢગ શા હોવાથી,
તારા બાહુઓ બ્રહ્માડને નિજમા સમાવતા હોવાથી
તારા અધરોમા એક તારક ફકત બની ચૂકયો હોવાથી
હુ ચાહુ છુ તને અને તે કહુ છુ તને

વૃક્ષની ત્વચાથીયે કોમળ છે આપણા હૃદયની કોતરણી
આપણા માસમા જળવાઈ છે આનદની મુદ્રાઓ
માનવરચિત સીમાઓને વિદીર્ણ કરી દે છે આપણી અગુલિઓ
અને આપણે વિસ્મરી જઈએ છીએ ખોટુ કર્યાનો ડખ
સાપ્રતની સ્મૃતિઓ માગ લોહીથીયે છે વધુ નિકટ
કલાકો બની રહે સદોદિત
ક્ષણો—જે પ્રત્યેક ક્ષણે દૃષ્ટિપથમા આણતી રહે
આનદના બીજાણુઓ
વૈશ્વિક લય જીવનને અર્પતો રહે નવજન્મ
પ્રેમ ન પ્રેમ સિવાય કશુ ય અહીં સભવે
પણ આ પ્રેમ—આપણો—આપણો જ

આપણા બાળકોએ તારુ પયપાન કર્યું હોવાથી
દુર્ભાગ્ય કદીય તારા સ્કંધે ઊતર્યું ન હોવાથી
તારા ચરણ તળેની ધરતી સદૈવ સ્થિર હોવાથી
તારા હસ્તે એક શાશ્વત ચુમ્બન ઝીલ્યુ હોવાથી
તારા કટિદેશે આનંદ સામ્રાજ્યતો હોવાથી
તારા ભાલે સૂર્ય વિશ્રાન્તિ કાજ શોભતો હોવાથી
હુ ચાહુ છુ તને અને તે કહું છુ તને.

વૃક્ષઘટાના દીર્ઘ પટ તરે
લીલા પૉપ્લરની કૂંપળો ફૂટી નીકળે
વમળપુલકિત નદીમધ્યે તોળાઈ રહે આકાશ
ઘાસના બીડના ચહેરા પરની રક્તિમા શા પુષ્પો
આપણી ઇન્દ્રિયોને ઉત્તેજવા જરૂરી છે આપણો પ્રેમ,
આપણા ચુમ્બનો, આપણી વૃત્તિઓ,
આપણા આલિંગનો, આપણા રુદનો

આપણી વાસનાઓની એકાકારતા
અને આપણા આનંદો પર આઘાત કરતા
હીબકાઓના ધ્વનિઓ

નિદ્રાધીન થયેલા માછીમારોના ગામડાનો મધુર વૈભવ
ગ્રીષ્મના દિવસોનો રક્તિમ સુર્યાસ્ત
ધાન્ય પ્રસવતી ધરા
આપણી ભૂખને તોખે એવુ ધાન,
—જેના બીજ આપણે જગતને પ્રતિ—સમર્પીએ.
સમુદ્રને શાંત કરવા જરૂરી છે આપણો પ્રેમ
આપણા નિઃશ્વાસ, આપણા કમ્પનો, આપણા રુદનો,
આપણી ઝંખનાઓ,

આપણા દેહો તણું મિલન
અને ગહનમા નિક્ષેપાયેલા બીજનુ અંકુરન.

નરમ શિયાળો ઓગળતા
કઠણ ધાતુના ચાસ શી
ચળકતી રહે હિમશિલાઓ
ફૂંકાય ઝંઝાવાતી વાયરાઓ
બરફને પીગાળતા
શાતિને ધાર આપવા જરૂરી છે આપણો પ્રેમ.
આપણી આર્દ્રતા, પગલાં, ઘેનભરી નિદ્રા,
આપણુ તેજ,
આપણા શબ્દોતણુ બ્રહ્માડ
અને ભવિષ્યને વિદારી નાખતો આપણો અંતિમ શ્વાસ.

પાશવી ઝનૂનથી વહે આપણો પ્રેમ
વીરો અને દેવો શા લોલુપ
બ્રહ્માંડ રચી શકાય એ રીતે કરીએ પ્રેમ
આપણી આખોમા હોય અનતતા
ને રગોમા ધસમસતી જીવતતા
કૉલેટ, આપણી; આર્દ્રતાને આપણે કરીએ ફલવતી
આપણા બાળકોની પ્રતિમાને રહીએ વફાદાર
કઠોર વાડ વચ્ચે થઈને ભરીએ ડગ
સ્વસ્થ અને સત્ત્વ–શીલ હોઈ બને વિશુદ્ધ આપણો પ્રેમ

વૃત્તિઓના વૃક્ષને આચ્છાદી ન શકે કોઈ ધુમ્મસ,
ન છાયા, ન પવન
આપણો પ્રેમ જળશો વિશુદ્ધ
અને પાસાદાર રત્ન શો ઝળકતો.

કોલેટ, આપણા પ્રેમને, આપણા આનદને
આપણે ગાવો જ રહ્યો
આપણા સુખને અચળ ખડક શુ ઊચે ઉઠાવવુ રહ્યું.
કરો મુખરિત આનદને
અને વાવો બીજ ગભીરતાના પૃથ્વીમા
–જયા રાત્રિઓ પાથરે છે પ્રકાશ ચદ્રનો
તુ વસી મમ અતરે
અને હુ
તુજ દેહની શ્રી મધ્યે
સ્મૃતિઓની દરિયાઈ શેવાળ ફેલાવે કો દુર્ભાગ્યજાળ
અગ્નિ પુન પ્રદીપ કરે ધરા સમગ્રને
માત્ર રહ્યા આપણે, આપણા પ્રેમના બળે,

તારા નયનોમા બ્રહ્માડે પોતાનો સકેત મૂકયો હોવાથી,
તારા હસ્તમા પ્રત્યેક વસ્તુ આનદસ્વરૂપ બનતી હોવાથી,
તારા રક્તમાસમા હુ મારી ઇચ્છાઓને રચતો હોવાથી
હું ચાહુ છુ તને અને તે કહુ છુ તને

( For Colett's Love'નો અનુવાદ. )

૧૫ જાન્યુઆરી, ૧૯૭૯

## ગઝલ □ મહેશ શાહ

કે અમારું મન મઝાની રીતથી વાળી લીધું,
કોઈને ના એમ લાગે કે અમે ટાળી દીધું

આંખ રાખું બંધ કે ખુલ્લી રહે, બળતી રહે;
મન વહે, આંસુ અમે તો જીભ પર ઝાલી લીધું.

જાય મારો હેમનો લઈ આઈને પાછો વળ્યો,
એમ ઊપડેલું ચરણ મેં આખરે વાળી લીધું.

એક ઝણકો યાદનો નીકળે અને સળગી ઊઠું.
તોય તનને રાખનું ચિંતન કરી ટાળી દીધું

હું હવે ખાલીપણાનો આખરી પર્યાય છું,
હું ઊભો છું ને મને કયાં થાય કે ચાલી દીધું?

## આજે □ રજની શાહ

કૂવામાં કાંકરા જોઈ
છળી મરેલો હું
બખોલમાંથી
પડઘાય છે ગટુરગૂ–નો
ઘેરો ઘેરો અવાજ
કાંઠે જઈ બેસી પડું છું
ને, વર્ષોની
મારી તરસ
આજે ..

## મહાત્મા અને બકરી □ ચન્દ્રકાન્ત ટોપીવાળા

મહાત્મા આગળ અને બકરી પાછળ
મહાત્મા દૃઢ પગલે ચાલ્યા જાય
બકરીના બે પગ વચ્ચે આંચળ અટવાય

મહાત્મા સ્થિર ઊભા, ફરતે મેદાન ફરે
બકરી ભમે મેદાન ચરે

મહાત્મા, વાડ આવે, આરપાર નીકળી જાય
બકરી બે પગે ઊભી થાય
  ડોક લબાવે
  ને તોય વાડ જોવાય

મહાત્મા મસ્તક અજવાળે ગિરિશૃંગો જડે
બકરી માથુ અફળાવે, શીગડાઓ નડે

મહાત્મા અશ્વત્થ નીચે ઊભા રહે
ફળ લહે, ફળ ન પાડે
બકરી છાયે ચરે ને લીંડીઓ પાડે

મહાત્મા કેડની ઘડિયાળને ચાવી ભરે ને કાને ધરે
બકરીના કાન માખ બણબણે
તોય નીચા લબડયા કરે

મહાત્માને સુખ દુ ખ આવે કુછ ન ભાવે
બકરી તણખલુ ય જુએ ને પુચ્છ હલાવે
પણ એક દિવસ
એક કાકરો બકરીને ન ચૂકયો
બકરીએ મોમા મૂકયો
મહાત્માના ગળામા હે રામ
બકરીના ગળામા કાકરો, બધુ ય હરામ

હવે
મહાત્મા પાછળ અને બકરી આગળ



## ભારતી દલાલ

**એ** સાજે કૃતાર્થને ક્યાં ય જવાનું નહોતું ઘણે વખતે આવી અનુકૂળ પરિસ્થિતિ ઊભી થઈ નહિ તો એને કાંઈ ને કાંઈ લપ વળગેલી જ હોય એ બહાર જાય ત્યારે હું બેઠી બેઠી ઉઘાડી આંખે દિવાસ્વપ્નો જોયા કરું કોઈ વાર તો વાસ્તવિક્તા અને ભ્રાન્તિની એવી સેળભેળ થઈ જાય કે સત્યાસત્યનો પ્રશ્ન જ જાણે નકામો થઈ પડે. મારાથી કોઈ વાર વાતવાતમાં એવું બોલાઈ જાય જે કૃતાર્થને અસમ્બદ્ધ લાગે. એ સપ્રશ્ન આંખે મારી સામે જોઈ રહે. ત્યારે હું એને કહું, 'મારે તો તાણો વાસ્તવિક્તાનો અને વાણો ભ્રાન્તિનો–એમ ચેતનાની ભાત રચાતી આવે છે'

એ હસીને પૂછે, 'તો એ ભાતમાં મારું સ્થાન ક્યાં?' હું પણ ટિખ્ખળ કરવા જવાબ આપું, 'કોઈ વાર ભ્રાન્તિમાં, કોઈ વાર વાસ્તવિક્તામાં'

પછી એ મને ગાલમાં ચૂંટી ખણીને પૂછે, "આ ભ્રાન્તિ કે વાસ્તવિકતા?'

હું પ્રસન્ન મુખે કહું, 'ભ્રાન્તિ'

પછી એ એકની આગવી રીતે મને વાસ્તવિકતાની પ્રતીતિ કરાવે

એ સાંજે કૃતાર્થે મને કહ્યું, 'આજની સાંજ કેવળ આપણી છે ચાલ ઘણે વખતે જૂહૂ જઈશું?'

મારામાંથી નવદશ વર્ષની બાળા કૂદી પડીને બોલી ઊઠી, 'હા, ચાલ જૂહૂ જઈએ'

અને અમે જૂહૂ ઊપડ્યા

સમુદ્રનો પવન અડધે રસ્તે અમને સામેથી લેવા આવ્યો હું તો લટ સરખી કરતા થાકી રસ્તા પર મને દોટ મૂકવાનું મન થઈ આવ્યું. આમે ય ગમ્ભીરતા મને ઝાઝી સદતી નથી હું આગળ થઈ જતી

હતી અને કૃતાર્થ પાછળ રહી જતો હતો મે જોયુ તો એ સહેજ ગમ્ભીર થઈ ગયેલો લાગતો હતો મે એની સાથે થઈ જઈને પૂછ્યુ, 'કેમ શું વિચારમા પડી ગયો !'

એણે કહ્યુ, 'ના, ના, વિચાર તો કશો જ નહિ. પણ મને એમ થયું કે ઘરે જ શાન્તિથી બેઠા હોત તો—'

મેં કહ્યુ તે હુ તો રોજ શાન્તિથી ઘરે, તારા વિનાના એકાન્તમા, બેસતી જ હોઉ છુ ને ! આજે જરા બહારની હવા તો ખાઈએ.'

એ બોલ્યો, 'તું તો જાણે એવુ બોલે છે કે હુ તને ઘરમા પૂરી રાખતો હોઉ'

મે હસીને કહ્યુ, 'હા, પૂરી જ રાખે છે ને !'

ગમ્ભીરતાનો મને બહુ ભય લાગે છે કોઈને હળવા બનાવવાની કે હસાવવાની જવાબદારી મારે માથે આવી પડે છે તો હુ ગભરાઈ જાઉ છુ. સામુ માણસ વારેવારે મૂગુ થઈ જાય તો એને બોલતુ કરવા કઈક ને કઈક પૂછ્યે જવુ, તદબીરો શોધી શોધીને એને હસતુ રાખવુ—ના, મારાથી તો એ નહિ જ બને.

પણ જૂહૂ પહોચ્યા પછી કૃતાર્થ કઈક ઉત્સાહમા આવી ગયો મોટરોના ઝુડમા થઈને અમે બીચ પર પહોચ્યા. ભરતીની હજુ શરૂઆત થઈ હતી. પગ પલળે એટલા પાણીની નજીક અમે ચાલતા હતા એક નાનકડા ભટુરિયાનો દડો પાણીમા જઈ પડયો, હુ એની રમતની સગિની હોઉ તેમ, ભીજાવાની દરકાર કર્યા વિના, એ દડો બહાર લઈ આવી પાણીનુ તો એવુ છે કે થોડા ભીજાઈએ પછી તરબોળ થઈ જવાનુ ગમે આથી હુ તો મોજાની થપાટથી ભીંજાવાનો આનન્દ લેવા લાગી. આમ કરવા જતા મારી અને કૃતાર્થની વચ્ચે થોડુ અન્તર પડી ગયુ મારી બાળક સાથેની રમતને વળી એ 'સન્તાનલાલસા' કે એવુ તેવુ કશુ કહીને વાત લાબી ચલાવે તો ભલે.

થોડી વાર ઊભા રહીને એણે મારી રાહ જોઈ, પછી જાણે હુ સાથે આવી જ નથી એ રીતે એણે આગળ ચાલવા માડયુ મનમા

જામેલા ખુશનુમા વાતાવરણને મારે બગાડવુ નહોતુ થોડી વાર પછી પાણીમાથી બહાર નીકળી મે ઝટઝટ ચાલીને કૃતાર્થને પકડી પાડયો એ જગ્યાએ થોડાક ખડકો પથરાયેલા હતા. ત્યા પાણીના અથડાવાનો અવાજ ખડકોના પોલાણમા ગોરમ્ભાઈને બહાર આવતો હતો. એ અવાજે જાણે મને એકદમ ઊભી રાખી દીધી એ અવાજ તો હતો પાણીનો જ, છતા એમા કશુક એવુ હતુ જે ઝટ ઓળખાતુ નહોતુ, ને તેમ છતા એ મને ગેરી રાખતુ હતુ એમા કોઈ વાર જાણે કોઈ અશ્રુગદ્ગદ અવાજે બોલતુ હોય એવી ભ્રાન્તિ થતી હતી તો કોઈક વાર જાણે કશુક અશરીરી, અપાર્થિવ બોલી રહ્યુ હોય એવો ભાસ થતો હતો

ત્યાથી હુ જેમતેમ ખસીને આગળ ચાલીને જોયુ તો થોડે દૂર કેટલાક પખીઓ પાણીની કિનાર પાસે હારબધ બેસી ગયા હતા. કદાચ દરિયાઈ ટિટોડીઓ જ હતી. એ પખીની હાર હુ કુતૂહલપૂર્વક જોતી હતી ત્યા જ કોઈએ પથરો ફેકીને એ પખીઓને ઊડાડી મૂક્યા ટિટોડીઓ ચિત્કાર કરી ઊડી એ પહેલા સાભળેલો પેલો ગદ્ગદ અવાજ અને આ ચિત્કાર જાણે એકબીજામા ભળી ગયા હુ, કોણ જાણે શાથી, ખિન્ન થઈ ઊઠી મે જોયુ તો કૃતાર્થ જ કશા ખુન્નસથી પથ્થરો ફેકી રહ્યો હતો. મને ગુસ્સો ચઢયો મે એની પાસે જઈને એનો હાથ પકડી લીધો મારી પકડમા રોપનો સખત દાબ હતો તેથી એ જરા ભોઠો પડી ગયો. નાનુ બાળક કશુક ચોરીછૂપીથી કરતા પકડાઈ જાય અને જેવી આર્જવભરી દૃષ્ટિએ આપણી સામે જોઈ રહે તેવી દૃષ્ટિએ એ મારી સામે જોઈ રહ્યો હુ એ જોઈને, વાતાવરણ હળવુ બનાવવા, હસી પડી. ચાર બાજુના લોકોને હુ ભૂલી ગઈ મે એને સાવ મારી પાસે ખેચી લીધો. મારા પગની પીડી પર ચોટી ગયેલી ભીની સાડીને એ જોઈ રહ્યો

હાથમા હાથ ઝાલીને અમે ચાલ્યે જ ગયા ધીમે ધીમે લોકોની ભીડ ઓછી થઈ ગઈ. પછી તો એકલદોકલ કોઈક જ દેખાતુ હતુ હુ આવુ એકાન્ત જ ઝખતી હતી મે કૃતાર્થને કહ્યુ, 'ચાલ, અહી, થોડી વાર બેસીશુ ?'

એણે કહ્યું, 'હું તને એ જ કહેવા જતો હતો—'

મેં હસી પડીને કહ્યું, 'પણ તેં પહેલ કરી નહિ તું આટલો ગમ્ભીર કેમ થઈ ગયો છે ?'

એણે હસવાનો પ્રયત્ન કર્યો. તે જોઈને મેં કહ્યું, 'ના તું ખોટું હસવાનો પ્રયત્ન કરીશ નહિ'

બાજુમાં જ, લગભગ દરિયાને અડીને, એક મોટો બંગલો હતો. એની કાચની બારીઓ પર આથમતો સૂર્ય એકાએક સળગી ઊઠયો એ બંગલાના કમ્પાઉન્ડમાંથી કે પછી કોણ જાણે કયાંથી થોડી થોડી વારે જાણે કોઈ એક મરખું કણસી રહ્યું હોય એવો અવાજ આવતો હતો એ બંગલાની ચારે બાજુ ઊંચી વંડી હતી, એના પર અણિયાળા કાચ જડયા હતા બારીના કાચ પર સૂર્યનો પ્રકાશ આમ સળગી ઊઠયો ન હોત તો કદાચ મારી એ તરફ નજર ગઈ જ ન હોત

આજુબાજુ નારિયેળી કે તાડ નહોતા, સરુના ઝાડ પણ નહોતા છતાં એકધારો, વૃક્ષમાંથી ફૂંકાતા પવન જેવો, અવાજ આવી રહ્યો હતો. એ અવાજને ભૂંસી નાખવા માટે ખૂબ ખૂબ બોલવું હતું, પણ કોણ જાણે શાથી મોઢામાંથી અવાજ જ નીકળતો નહોતો

હવે તો સૂર્ય પણ આથમી ગયો હતો. આછા અન્ધકારમાં મેં એ ઘર તરફ જોયું તો કોઈક સાવ નજીકમાં જ ચાલી રહ્યું હોય એવો અવાજ આવ્યો મેં બેબાકળા બનીને ચારે બાજુ જોયું. કયાંય સુધી કોઈ દેખાતું જ નહોતું પાસે બેઠેલો કૃતાર્થ પણ જાણે કેટલાય જોજન દૂર હોય એવું લાગતું હતું એકાએક હું -જાણે નિર્જનતાના ઊંડાણમાં સરી પડી હોઉં એના ભાનથી ધ્રૂજી ઊઠી મેં કૃતાર્થનો હાથ પકડી લીધો એણે મારી સામે જોયું તો એની આંખો જોઈને હું હબકી જ ગઈ તે જાણે કૃતાર્થની આંખો જ નહોતી. હું તો ચીસ પાડવા જતી હતી ત્યાં એકાએક પાછળના બંગલામાંથી કોઈક દોડી રહ્યું હોય એવું

સભળાયુ મે કૃતાર્થને ઢઢોળ્યો હુ ઊભી થવા ગઈ, પણ માગ ગમા કોઈએ જાણે સીસુ રેડયુ હતુ

દરિયો તો જાણે મારી આખ આગળથી અદૃશ્ય જ થઈ ગયો કૃતાર્થ પણ દરિયાની પીઠ કરીને એ બગલાને જ જોઈ રહ્યો હતો

મે પૂછ્યુ, 'તુ એકીટશે શુ જોઈ રહ્યો છે ?'

એણે કહ્યુ, 'તને ઘુરકવાનો અવાજ નથી સભળાતો ?'

'મે કહ્યુ, 'અત્યારે તો તુ મારી સામે ઘુરકી રહ્યો હોય એવુ લાગે છે'

'કશુક બોલવાને એના હોઠ ખૂલ્યા પણ એ કશુ બોલ્યો નહિ પણ એના હોઠ ખુલ્લા રહી ગયા એના દાતની ધોળાશ અન્ધારામા વિલક્ષણ રીતે ઝબૂકી ઊઠી

મે એને કહ્યુ, 'તુ એ તરફ શુ જોઈ રહ્યો છે ? તને એ તરફ કશુ દેખાય છે ખરુ ?'

એણે કહ્યુ, 'હા, તને દેખાતુ નથી ? જો પેલો કાળો પડછાયો દેખાય છે તે એક માણસ છે. એ કદાચ બગલાનો માલિક હશે એની પાછળ પાછળ કેટલા વરુઓ ચાલી રહ્યા છે ! એમની આખો કેવી અગારા જેવી તગતગે છે !

મે આખો ઠેરવીને જોયુ મને તો કશુ દેખાયુ નહિ. આખો સામે માત્ર વડી જ દેખાતી હતી આથી મે અચરજ પામીને પૂછ્યુ, 'તને આ વડીની આરપાર કશુ દેખાય છે ? હુ તો કશુ જોઈ શકતી નથી.'

એ બોલ્યો, એ માણસના હાથમા કશુ ચમકી રહ્યુ છે તેની આખોમા વરુની આખો જેવો જ ચમકારો છે—'

મે એને અડધેથી અટકાવીને જરા ધમકાવી નાખીને કહ્યુ, 'કૃતાર્થ, આ તુ શુ લવી રહ્યો છે ! આ સિમેન્ટની દીવાલની આરપાર કોઈ કશુ જોઈ શકે નહિ અને તુ —'

પણ એણે તો જાણે મારા બોલવાની કે મારી નોંધ જ લી'ધી નહિ એ તો આગળને આગળ બોલ્યે જ ગયો.

'પેલી ઉગમણી બારીની પાછળ એક સ્ત્રી ઊભી છે, એ ખડખડ હસી રહી છે પેલો પુરુષ એની તરફ જાય છે—'

હુ ગભરાઈ ઊઠી ચારે તરફ જોયુ તો કોઈ દેખાતુ જ નહોતુ ઘડીભર તો લાગ્યુ કે હુ જાણે કોઈ બીજા જ પ્રદેશમા આવી ચઢી હતી કૃતાર્થ તે કૃતાર્થ નહોતો, હુ હુ નહોતી અન્ધકાર વધતો જતો હતો બગલા પાછળથી ચન્દ્રના ઊગ્યાનો આભાસ દેખાતો હતો હુ આખ માડીને જોઈ રહી જાણે કશુક સમ્મોહન મારી દૃષ્ટિને સ્થિર કરી દેતુ હતુ હુ ખૂબ અકળાઈ ઊઠી મે કૃતાર્થને કહ્યુ, 'તને અત્યારે આવુ નાટક સૂઝે છે? મારો તને સહેજસરખો ખ્યાલ નથી?'

એણે તારા તરફ જોયુ એની આખોમા પણ સ્ફુલિંગનો તીખારો મને દેખાયો એના નસકોરા પહોળા થઈ ગયા હતા એણે એનો હાથ મારા તરફ લબાવ્યો કશો ભયથી હુ દૂર સરી ગઈ એ એકાએક ઊભો થઈ ગયો કશીક દૃઢતાથી એણે એનો હાથ લબાવીને મને પકડી લેવાનો પ્રયત્ન કર્યો હુ લગભગ દોડવા લાગી એ પણ લાબા ડગના ભરીને મારી તરફ આવવા લાગ્યો હુ 'કૃતાર્થ, કૃતાર્થ' બોલતી રહી અને ધીમે ધીમે કૃતાર્થનુ નામ એક ચીસમા ફેરવાઈ ગયુ 'કૃતાર્થ' શબ્દના ત્રણે અક્ષરો છૂટા પાડીને ચારે બાજુ વેરાઈ ગયા

રેતીમા ભારે પ્રયત્ને હુ શરીરની બધી જ શકિત એકઠી કરીને દોડવા લાગી મને મનમા થયુ પણ ખરુ કે હુ મારા કૃતાર્થથી આટલી બધી શા માટે ભયભીત થઈ ગઈ છુ, પણ એવી કશી દલીલને ત્યારે મારુ શરીર સ્વીકારવા તૈયાર નહોતુ એ તો ત્યારે બ ખૂંઝી ઊઠયુ હતુ, મને પરસેવો વળી ગયો હતો

ત્યા રેતીમા કોઈએ ખાડો કર્યો હતો તેમા મારા પગ પડયો ને હુ પડી ગઈ. બીજી જ ક્ષણે જોઉ છુ તો કૃતાર્થ મારી સાવ પાસે આવી

ગયો હતો એ મારા પર ઝૂકી રહ્યો હતો એના શ્વાસનો સ્પર્શ મને છળાવી મારતો હતો હુ ઊભી થવા જતી હતી અને એ મને એના એક હાથથી દાબી રાખતો હતો. એનો એક હાથ મારા તરફ વધ્યો, એણે મારુ ગળુ દાબવાનો પ્રયત્ન કર્યો હુ બધુ જોર કરીને ઊભી થઈ ગઈ. ઊભી થઈને દોડવા લાગી મને ખબર નથી કે કઈ શક્તિથી હુ બે માઈલ દોડી ગઈ કૃતાર્થ પાછળ આવે છે કે નહિ તે મે જોયુ સુદ્ધા નહોતુ. પછી શક્તિ ખૂટી જતા ફસડાઈ પડી મે આખો બધ કરી દીધી

થોડી વાર રહીને જોયુ તો કૃતાર્થ મારી પાસે આવીને બેઠો, એણે મારે ખભે માથુ નાખી દીધુ. એ બોલ્યો, 'કૃત્તિકા, ચાલ આપણે અહીથી જતા રહીએ' હુ કશુ બોલ્યા વિના ઊભી થઈ ગઈ ફરી એ મારો હાથ ઝાલીને ચાલવા લાગ્યો. તે રાતે જાણે અમે બન્ને ફરીથી એક બીજાને પામ્યા

પછી જાણ્યુ કે એ બગલામા કોઈ લજપતરાય નામનો પજાબી રહેતો હતો એણે જાત જાતના કૂતરા પાળવાનો ખૂબ શોખ હતો. એ બગલામા જાતજાતની સ્ત્રીઓ અવારનવાર દેખાતી અદરનુ કશું દેખાય નહિ એ માટે એણે બગલાની ચારે બાજુ મોટી દીવાલો ચણાવી હતી એ જ બગલામા એણે એક સ્ત્રીને ગળુ દબાવીને મારી નાખી હતી કોઈ એ બગલા પાસે ખાસ કરીને જતુ નથી. હજી જાણે એ બન્નેના પ્રેતાત્માઓ ત્યાના વાતાવરણમા ફેલાયેલા છે જે કોઈ ત્યા જાય તેના શ્વાસ દ્વારા એ અદર પ્રવેશી જાય છે. અમે એ બગલાથી દૂર જઈને એના વાતાવરણની બહાર નીકળી ગયા ત્યારે જ ઊગરી ગયા નહિ તો □

## સાભાર સ્વીકાર

**પંચગવ્ય** (લલિતનિબંધસગ્રહ) લેખક શ્રી પ્રીતમલાલ મઝમુદાર, પ્રકાશક સાહિત્યસગમ, બાવાસીદી, ગોપીપુરા, સુરત–૧
મૂલ્ય **આઠ રૂપિયા.**

યશવન્તભાઈ



## રતિલાલ 'અનિલ'

૧૯૪૨મા સૂરતની સબ જેલ અને સાબરમતી સેન્ટ્રલ જેલમા રાજકારણ અને રાજકારણીઓનો એવો વેધક સાક્ષાત્કાર થયો કે આવનારી આઝાદી અને લોકશાહીનુ સ્થાન ન હેતુ હતો એની આઘાતજનક આગાહી થઈ ગઈ છેલ્લા ૪૦ વર્ષથી દેશમા જે ગોળમટોળ ચાલી રહ્યુ છે એણે એ પ્રતીતિને સાચી પણ પાડી

જેલમાથી બહાર આવતા જ રુચિએ પ્રવાહ બદલ્યો અને સાહિત્ય પ્રત્યે વળ્યો ફાઈલાત માઈલાતન ભાવ અજગર જેવા લાગે છતા અગ્રણા-ઓની મડળીમા પ્રવેશ્યો. ઉત્સાહી છોકરડારૂપે ભરતી થયા ત્યારે સાહિત્યકારોના પ્રત્યક્ષ સપર્કમા આવવા અને રાજકારણ સીધો લોક-સપર્કમા (ત્યારે) હતો તેના સપર્કમા ઉન્નતશ્રૃ સાહિત્યકારો આવે એવી રેવડી ભૂમિકાએ જે પણ સાહિત્યકારના આગમનની જાણ થાય કે ઉત્સાહથી મળીએ અને તેમનો વાર્તાલાપ ગોઠવીએ

એમ તો સાબરમતી જેલની ત્રણ નબરના વોર્ડની કોટડીમા જ શ્રી વેણીભાઈ પુરોહિતનો સપર્ક થયેલો, પણ સ્પર્શ થઈ શક્યો નહી. કારણ કે એમને જેલમા યે પાન અને ભજિયાનો સથવારો બીજા કોઈ પણ સથવારા કરતા વધારે પ્રિય હતો! આજે પણ એમના નિકટના આત્મીયોમા પાન અને ભજિયાનુ સ્થાન પ્રમુખસ્થાને હશે એવી પરમ શ્રદ્ધા રહે છે

શ્રી યશવન્ત શુક્લ અને શ્રી પુષ્કર ચદરવાકર ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના પહેલાની સરવેનોંધણી માટે સૂરત આવેલા એટલે એમને વાર્તાલાપ ગોઠવવા માટે મળ્યા ઉમરેઠના બે બ્રાહ્મણોનો સૂરતને સુપરિચય— એક શ્રી વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી, બીજા શ્રી કાલિદાસ કૃપાશકર ગેલત

અને ઉમગેટના ત્રીજા બ્રાહ્મણ શ્રી યશવન્તભાઈનો યે થોડો પરિચય ખરો, કારણ કે એ સૂરતની કૉલેજમા શ્રી. વિ ર ત્રિવેદીના ગુરુપદે ભણેલા

જાડી ફ્રેમના ચશ્મા પ્રસન્ન મુખમુદ્રા માથે આછા ખેઠા વાળ, સ્નેહરશ્મિ જેટલા ઊચા પણ વધારે સુડોળ શરીરના શ્રી યશવન્તભાઈ નજીક હોય તો જીવનમા સમસ્યાઓ હોય તેની ચિતા જ રહે નહી, કારણ કે યશવન્તભાઈ હોય એટલે સમાધાનો પણ હોય જ ! ચિતા, ઉદ્વેગ, વ્યાકુળતા એમના સથવારામા સો જોજન દૂર ભાગી જાય ! માણસ સમસ્યાના ઉકેલમા નહી, પણ સમાધાનોની સરાઈઓમા રાતવાસો કરતો કરતો સુખરૂપ અતિમે પહોચી જાય એવો જીવનપથ યશવન્તભાઈની હાજરીમા પ્રશસ્ત થઈ જાય !

વાર્તાલાપમા પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ રજૂ કરીને ઠાવકુ સમાધાન ગોઠવી દેનારા શ્રી યશવન્તભાઈ શકરાચાર્ય અને મડનમિશ્રનુ અદ્વૈત રચી જાણે એવા કુશળ વિધાયક જીવનકળાકાર છે. શાસ્ત્રાર્થની ખડન-મડનની પ્રાચીન પ્રણાલીથી મેધાવાન બ્રાહ્મણ હોઈ, સુપરિચિત હશે જ, પરન્તુ ગાધીયુગનો પ્રભાવ ગણો કે ગાધીજીએ યજ્ઞપુરુષ ટિળક મહારાજને બદલે મોડરેટ શ્રી ગોપાળકૃષ્ણ ગોખલેને પોતાના ગુરુ માન્યા તેનો પ્રભાવ ગણો – સ્મિતની આપ-લે સિવાય જીવનમા વળી બીજો કયો સઘર્ષ છે ? પૂર્વપક્ષે ય સ્મિત છે અને ઉત્તરપક્ષે ય સ્મિત જ છે એવુ જીવનગણિત (ગોખલેગણિત ?) એમણે રચી કાઢયું હશે એમણે દયાનદ સરસ્વતીનુ 'સત્યાર્થપ્રકાશ" વાચ્યુ હશે પરન્તુ છેવટે તો પ્રભાવિત ન થવાની પોતાની સરસાઈ પર એમણે સ્મિત જ કર્યું હશે !

શ્રી યશવન્તભાઈ ગુજરાતી સાહિત્યની રાજધાની અમદાવાદ મધ્યે પહોચ્યા પછી શ્રી ઉ જોશી સપાદિત 'અખાના છપ્પા' અને એમના પરનો અભ્યાસલેખ વાચ્યા હશે અને શ્રી. ઉ જોશીની નજીક પહોચ્યા ત્યારે 'સરસ કામ કર્યું છે, તમે' એવી ઠાવકી, પ્રશિષ્ટ પ્રશસા યે કરી હશે, ઉમાશકરભાઈને અખાનો ધગધગતો સોનેરી

પ્રવાહ જીવનવ્યવસ્થામાં સ્પર્શ્યો નથી એ જોઈને સંતોષ પણ અનુભવ્યો હશે, તે સાથે આંખો વિશે, તેની 'ત્રીજા નેત્રની પ્રસાદી' વિશે ન બોલવા-લખવાનું અવ્યક્ત, પ્રસન્ન વ્રત પણ લીધું હશે, કારણકે એમની યૌવન કાળની પેલી હાવકી પ્રસન્નતા હજી અકબંધ જળવાઈ રહી છે.

સુખી ભદ્ર ગુજરાતી વર્ગમાં આચાર્યશ્રી રજનીશના ટેપ-પ્રવચનો સાંભળવાની રીતભાતનો સારો પ્રસાર થયો છે. આચાર્ય (તેઓ 'ભગવાન' થાય એમ ઈચ્છીએ!) યશવન્તભાઈએ પણ પોતાના વક્તવ્યો ટેપ-રેકર્ડ કરાવવાનું તંત્ર સુપેરે ગોઠવ્યું હોત, સુપ્રબંધ કર્યો હોત તો એવો જ પ્રવેશ એમને પણ મળતે અને 'ગુજરાતના વાચિક વિવેચક'નું પદ તેઓ કમાયા હોત.

આમ પણ આચાર્ય યશવન્તભાઈ આચાર્ય રજનીશની જેમ સર્વ વિષયો પર બોલે છે, બોલશે જ (નિવૃત્તિકાળે તો એની સારી અનુકૂળતા રહેવાની) શ્રી બ. ક. ઠાકોર કોકસાહેબને 'સર્વવિષયવખાર' કહેતા, ત્યારે યશવન્તભાઈના વક્તવ્ય વિષયો મર્યાદિત હતા, પછી તો ઠાકોર રહ્યા નહીં.

પ્રૌઢશિક્ષણના માર્ગદર્શનમાં પડેલા યશવન્તભાઈને જોઈને કોઈ એમને 'લોકપ્રિય' માની બેસે પરન્તુ વાસ્તવમાં તેઓ "પંડિતપ્રિય" છે! શ્રી વિ. ર. ત્રિવેદી, શ્રી રામનારાયણ પાઠક અને શ્રી બ. ક. ઠાના પ્રિય રહેવાના એમના ઘનિષ્ઠ સંપ્રયત્નો વિશે શંકા ન હોય. રામનારાયણ-ભાઈનું મર્માળુ સ્મિત તો યશવન્તભાઈને અડકી ગયું લાગે છે પણ પેલી રસિક ગહનતા? ના, ના, યશવન્તભાઈ રસિક છે જ! યુવાપેઢીની સભામાં 'લગ્ન' એક સમસ્યા' વિષય પર બોલતા એમને સાંભળો. પરણે-લાને પણ કેટલાક સમાધાન મળી જ રહેશે!

અમદાવાદની, સુખી ભદ્ર લોકોની કલબોમાં યશવન્તભાઈના ચાલીસ મિનિટના વક્તવ્યો રાખવાની ભદ્ર પરંપરા છે કે નહીં તેની મને જાણ નથી, પણ તેમ થયું હોત તો એ કલબોના સભ્યોને કશા જ આહ્વાન,

ચેલેન્જ, પડકારવિહોણા ચિંતનની આભાવાળાં સુખદ શિષ્ટ પ્રસન્ન વક્તવ્યો સાભળવાની સારી ટેવ વિકસાવી હોત

ગુજરાતની ફાવકી સંસ્કૃતિને નિરુપદ્રવી હાવકો વિવેક બહુ અનુકૂળ આવે છે એટલે છેલ્લા પાત્રીસ વર્ષથી પ્રત્યેક સમસ્યાના તત્કાળ સમાધાન ચીંધતા એમના વક્તવ્યો અને સુલેખનો ચાલ્યા જ કરે છે પરન્તુ શાણા હોવાથી કશુ ગ્રન્થસ્થ કરતા જ નથી ! હવે નિવૃત્ત થયા છે ત્યારે વિદ્યાર્થીઓ, પ્રૌઢ વિદ્યાર્થીઓ, શિક્ષકો, આચાર્યો સાહિત્યકારો, સમાજસુધારકોની સભાઓમા એમની પ્રસન્ન, સુવાસિત શિષ્ટ ભાષાને વધારે સ્થાન હોય–કારણ કે શ્રી યશવન્તભાઈ અમદાવાદ રહે છે

યશવન્તભાઈને સાભળો એટલે શિયાળાની સવારે કુમળો તડકો સેવતા હોઈએ એવુ લાગે–ઉનાળે સાભળો તો પણ ! એમના કટોકટી કાળના લખાણો–વક્તવ્યો તાજા કરીએ તો યે ખુરશીમા બેઠા હોઈએ તો બેઠા રહીએ, ઊભા થઈ જવાની તો ઠીક, ઊભા થવાની યે જરૂર ન લાગે. આમ છતા કુમાર'ની ભાષામા તેઓ, પ્રેરક, બોધક અને ઉપયોગી રહ્યા છે.

ઈન્દુલાલ યાજ્ઞિક શિયાળાની સવારના તડકા જેવુ બોલતા હોય પરન્તુ કયારે મે મહિનાનો ગણનો મધ્યાહ્ન થઈ જાય એ કહેવાય નહી પણ યશવન્તભાઈ બોલે ત્યારે એવા કશા અકસ્માતનો ભય હોય જ નહીં !

સૂરતની તાજેતરની એક ગોકસભામા જઈ આવેલા એક ભાઈએ કહેલુ : 'યશવન્તભાઈ શુ સરસ બોલ્યા !' અભિનદનસમારમ્ભોથી માડીને શોકસભામા એમને સાભળવાની તકો મળતી જ રહે છે કોઈ સાહિત્યકારનુ દુઃખદ નિધન થાય અને શ્રી ઉમાશકરભાઈ અમદાવાદમા ન હોય તો અમદાવાદ રેડિયોવાળા શોકસદેશ લેવા યશવન્તભાઈ પાસે પહોચી જાય છે સાહિત્યકારનુ નિધન તો હવે સ્મશાનમા પણ વક્તાને તક આપે છે

o

યશવન્તભાઈ કેટલી કમિટિ-સમિતિમાં છે એ આપણી ટૂંકી બુદ્ધિ ન જાણી શકે. પણ, જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' એ પંક્તિ સાંભરે અને કમિટિ સમિતિમાં વસેલું ગુજરાત પણ સાંભરે જ.

સરકારે પ્રૌઢશિક્ષણનું આંદોલન ઉપાડ્યું છે છતાં યશવન્તભાઈ પ્રૌઢશિક્ષણ જેટલા જ ઉચ્ચ શિક્ષણને પણ માર્ગદર્શન માટે સુલભ રહેશે. એમના સહજ ચિંતનનો લાભ મળતો રહેશે. સરકારે પ્રાથમિક શિક્ષણને ફરજિયાત બનાવ્યું છે છતાં પાંચથી પંદર વર્ષના લાખો બાળ-કિશોરો બાળા-કિશોરીઓ અજાણ રહીને મારી, રેંકડી, હોટલ, વગેરે મજૂરી કરે છે, તેઓ પ્રૌઢ વયે ત્યારે એમને શિક્ષણ આપવું—એવા અદ્‌ભુત ઔચિત્ય વિશેન યશવન્તભાઈના સહજ ચિંતન માટે કૌતુક રહે છે.

શ્રી ઉમાશંકરભાઈએ સંસ્કૃતિ, શિક્ષણ, સાહિત્ય અને કસોટીમાં ન મૂકે એવા રાજકારણની વિવિધતામાં એકતા સાધી છે તે શાણા યશવન્ત-ભાઈમાં એમની કોટિએ સહજ ઊતરી આવી છે આથી સર્વ ક્ષેત્રમાં હાવકી આગેવાની અને સમયે સમયે ચિંતન પ્રગટ કરવાની અનુકૂળતા સહજ મળી જાય અને જિંદગી વહી જાય. કોઈ જ અપ્રસન્ન નથી અને તેઓ તો સદાય પ્રસન્ન છે!

શ્રી યશવન્તભાઈનો સંઘર્ષ સ્મિતની આપ-લે કરવાથી આગળ વધ્યો હોય તો એવી કોઈ અફવા હજી સૂરત સુધી પહોંચી નથી.

પ્રિન્સિપાલનું પદ અનામત રાખીને જ શ્રી યશવન્તભાઈ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ઉપકુલપતિપદે રહેલા. ઉગ્ર રોમેન્ટીક સ્વભાવના સૌરાષ્ટ્રને એમના જેવા મીઠડા માણસ શે અનુકૂળ આવે? સૌરાષ્ટ્રના હણહણતા તોખારને 'મીઠડો' કહેનાર! પરિભાષા જ જુદી!

સદ્ય ચિંતકને છાપાં— સામયિકોની અનુકૂળતા જોઈએ જ! થોડીક મળી રહે, થોડી ઊભી કરવી પડે. હાવકી સંસ્કૃતિમાં એનો સુપ્રબન્ધ થઈ

શકે. પણ મારા વિચિત્ર મનને (આત્મા તો અધ્યાત્મ ચિંતન કરીશ ત્યારે ખપ લાગશે!) એક પ્રશ્ન થયા કરે છે. પોતાને મળેલી કેટનાક ફૂટ ખરાબાની જમીનને યજ્ઞકુંડને યોગ્ય બનાવવાની ઉગ્ર નિષ્ઠા આ બ્રાહ્મણમાં કેમ ન જાગી? કદાચ, અનુકૂળ નહીં આવી હોય ડાહ્યા દલપતરામના 'બુદ્ધિપ્રકાશ'ના પરમ્પરા જાળવનારા તંત્રી તેઓ બની રહ્યા અને વિદ્રોહના મૂળમાં બુદ્ધિ હોય છે એ વાતને આ મેધાવી વિદ્વાને ખોટી પાડી! ક્યાંક બોલ્યા, ક્યાંક કોઈને બે બોલ લખી આપ્યા, ક્યાંક રજૂઆત માટે મુદ્દા ટપકાવી લીધા હોય ને સૌના મુદ્રણ–પુનર્મુદ્રણનું હાથવગું સાધન હોય તો ઠીક પડે એ દેખીતું છે

શ્રી ઉમાશંકરભાઈ સાંસ્કૃતિક, સાંસ્કારિક, સાહિત્યક, સામાજિક, રાજકીય વિચારક હોય તો શ્રી યશવન્તભાઈ પણ હોય જ! તે માટે 'વિચારપત્ર' પણ હોય એ સહર્ષ છે પણ નર્યા 'મહેતાજી'એ શાળાપત્રમાં લખ્યું અને ગુજરાતના પ્રથમ વિવેચક થઈ ગયા, પણ યશવન્તભાઈ એવા સૌમ્ય સ્વભાવના છે કે એમને 'વિચારક' પદનો મોહ સ્પર્શતો જ નથી નિવૃત્તિવયમાં હવે ક્યારેક પોતાનો વિચાર કરીને શ્રી યશવન્તભાઈ "ગ્રન્થસ્થ વિવેચક" થાય.

સમન્વય અને સમાધાનની આવી સૌમ્ય મૂર્તિ મારા વિચિત્ર મનનું, અને ક્યારેક વંટોળિયે ચઢવાનો રોમાંચ અનુભવવાને તત્પર હૈયા માટે કાયમ સમસ્યા જ રહી છે. આ પૃથ્વી સમથળ નથી ખાડા ન હોય એ સારું જ છે હિમાલય ગિરનાર ઢૂંકડે ન હોય તે નિયતિ માનીએ, પણ ઊંચા ટેકરા / ડુંગરા યે નહીં? તડતડિયા કોલસા તો ન ગમે, પણ સારા કોલસામાંથી રે ક્યારેક તીખાશની રમઝટ ન ઊડે?

વિવેક–વ્યવહારમાં જિંદગી વહી જવી એને વરદાન માનનારાઓના સમાજમાં આપણે જીવીએ છીએ, સુધારક સામે યે આંખ ઝીણી કરીને જોવાનો સમાજ અભ્યાસુ છે યશવન્તભાઈ સારી પીચ પર ફ્રેન્ડલી મેચ રમતા નિવૃત્તિ વય સુધી પહોંચી ગયા એ સિદ્ધિ યશસ્વી તો ખરી જ

પણ વિચિત્ર માણસનુ મગજ વળી વધારે વિચિત્ર એટલે એની સામે યશવન્તભાઈ તીખી સમસ્યા જ રહ્યા—સમાજસુધારક, શિક્ષણસુધારક, કે સાહિત્યસુધારક પણ ન થયા ?

ના, ના, યશવન્તભાઈ કંઈ દીવાનખાને બેસીને પત્તા રમ્યા નથી, છતા એવુ કેમ લાગ્યા કરે છે ? આપણે નહી વિચારક, નહીં ચિંતક એટલે આવી વિચિત્ર લાગણી થયા કરતી હશે !

'સુરેશ જોષીથી સુરેશ જોષી' ગ્રન્થનુ અર્પણ કહે છે કે વિદ્વાન યશવન્તભાઈ કોઈનામાના વિદ્વાનને જોઈ શકે છે, પણ કોઈનામાંના ગઝલકારને જોવામા એમને કશીક મુશ્કેલી નડતી હશે એ કોઈ ગઝલ-સગ્રહ એમને અર્પણ નથી થયો એ પરથી કલ્પી શકાય જો કે સા. ૫ ના એક સત્રીમા તેઓ હવે ગઝલકારને જોઈ શકશે, પણ તેઓ કદાચ સૉનેટકારને જોવાનુ વધારે પસદ કરે એ યથાર્થ હશે □

## કથની અને કરણી



તૉલ્સ્તૉય

એક ભૂખ્યુ વરુ શિકારની શોધમાં ભટકતુ હતુ ગામની એક ઝૂપડી પાસે એ પહોચ્યુ ત્યારે એક માને એના નાના પુત્રને કહેતા સાભળી 'આમ તુ રડતો રહેશે તો તને વરુને સોપી દઈશ !'

એ સાભળીને ભૂખ્યુ વરુ ખુશ થયુ એની આખોમા ચમક આવી ગઈ એ ત્યા જ બેસી ગયુ અને વિચારવા લાગ્યુ 'છોકરો રડતો જ રહે તો સારુ !'

છેવટે રાત પડી ગઈ ભારે મનથી વરુ ત્યા જ બેસી રહ્યુ છોકરો રડતો જ રહ્યો એવામા માનો અવાજ સભળાયો : 'દીકરા, તુ કેમ રડ્યા કરે છે ? હુ તને વરુને નહીં સોપુ !'

વરુની આખમા આસુ આવી ગયા. 'બધા લોકો આવા જ છે,' એ બબડ્યુ, 'કહેશે કંઈ અને કરશે કંઈ !' એ ગભરાઈને ત્યાથી ભાગી ગયુ □

# "ક્રિટિસિઝમ ઇન ફ્રેન્ડશીપ"—આ બધુ



## અજિત ઠાકોર

પ્રિય સુમનભાઈ,

મારા પત્રમા ચર્ચાપાત્ર મુદ્દો ન જોવા છતા તમે મારા પર ઠીક ઠીક વરસીને મને પડકારીને મારા પર જે ઉત્તરદાયિત્વ નાખ્યુ છે તે માટે તમારો આભારી છુ મારે તો માત્ર તમારા વિવેચનમા મૈત્રીપક્ષ કયા કેવી રીતે સબળ રહ્યો છે, તેની તમે મારેલી ચર્ચા કરવાની છે એ માટે "ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ"ના તમે પોતે નમૂનાની દિશામા કેલાવેલા, "વાચના"ના સુ જો.ને પત્રરૂપે લખાયેલા તમારા વિવેચનને આધાર બનાવી તેમા કયા કયા, કેવી કવી રીતે મૈત્રીપક્ષ બળવાન છે તેનુ (માત્ર તેનુ જ) 'નખદર્શન' કરવા કરાવવા ધારુ છુ પ્રતીતિના આધારો હુ રજૂ કરીશ, તમે ધારો તો એને ચર્ચાચર્ચી પણ કહી શકો

પહેલા તમે 'વાચના'ની વિરુદ્ધમા કરેલી સ્થાપનાઓ હુ તમારા શબ્દોમા જ રજૂ કરીશ કૌસમા જે તે ટીકાનો સદર્ભ સમજવા લેખનુ નામ મે મૂકયુ છે

※ 'વાચના' ઉ જો થી સુ જો પર્યંત વપરાતી આવેલી પરપરાગત લેખસકલનની પદ્ધતિએ ગ્રથાયેલો વિવેચનસગ્રહ છે, ને એવા વિશેનો મારો અણગમો પ્રસિદ્ધ છે

– તો પ્રતીકને ખોલવાનો શ્રમ શા માટે ? ચિત્તાને 'અગમનુ રહસ્યનુ પ્રતીક' કહેવા જતા લેખક રિલ્કે પાસે હારી છૂટયા એ શાનો પુરાવો છે ? નિરંજનમા નિરજન વડે જ જે ત્રાસ જન્મ્યો ..મનુજ સૃષ્ટિનો કેવો કરુણ ચિતાર વગેરે તે રાધેશ્યામ દ્વારા રિલ્કેમા શા માટે જન્મે ? (રિલ્કે અને નિરજન ભગત)

॰ પણ રાધેના મનમા પ્રતીક–અર્થનુ દ્વૈત ગમે છે ને અર્થગાંવમા એ જીવને મજા પડે છે તે, એમની કૃતિનલક્ષિતાના સદર્ભમા મને ચિન્ત્ય લાગ્યુ છે, (aesthetic context)ની બહાર ડગ ભરાય છે ને રિટનાક લેખો તો એ પ્રદેશમા જ ચાલે–દોડે છે એવુ પછી સ્પષ્ટ જણાયુ છે

(રિલ્કે અને નિરજન ભગત)

* તો સરખામણી What Rodin was to Rilke, Balwantrai was to Niranjan' વાળુ 'લાક્ષ્ય'ભર્યુ વિધાન બિન-જરૂરી છે. એટલા માટે કે 'બનેના મિજાજને કારણે રિલ્કે રિલ્કે રહે છે અને નિરજન નિરજન જ રહે છે' એવુ રાધે પાછા જાણે જ છે

(રિલ્કે અને નિરજન ભગત)

॰ દરેક વિગધ અને વિવાદને અતે કશાક તારતમ્ય પર આવવુ વટે, ને હેયોપાદેય બુદ્ધિથી નિર્ણયો ને સ્વારસ્યો હાથ કરવા ઘટે. રાધે ચર્ચાની પરિપૂર્ણ ભૂમિકાએ ખીલ્યા પછી આ બીજા તબક્કામા નથી પ્રવેશતા એવી મારી સ્પષ્ટ છાપ છે

(કાવ્યમા શબ્દ, નીરન્ધ્ર નિબિડતાના પ્રદેશમા)

॰ ચર્ચાના પ્રત્યેક ભૂમિભાગ પર પોતાના બેય પગમાથી જેનુ જ્યા મકવા જેવુ ને જ્યા સુધી મૂકવા જેવુ લાગે ત્યા સુધી લેખક વજન મૂકે છે આ સ્થિત અવસ્થા મને પોતાને અકળાવે હુ જોઈ શકયો છુ રાધે દ્વૈતવાદી જ નહિ અનેક–મતવાદી વિવેચક છે

ડૉ ભાયાણીના 'કાવ્યમા શબ્દ'ના અવલોકનમા આ વલણે લેખકની શૈલી અને લેખના આયોજનને પણ ઇજા પહોચાડી છે, વિવેચ્ય કૃતિ લેખક માટે ચર્ચાનુ મેદાન અને ક્યારેક તો નિમિત્ત બની જતા લાગે

(કાવ્યમા શબ્દ, નીરન્ધ્ર નિબિડતાના પ્રદેશમા)

॰ છતા વખાણમા કૂદકા લેવાય છે, ભાષા અરસાળ બને છે, મુદ્દાઓ એકથી બીજામા ભેળવાય, ક્યારે પૂરા થયા શરૂ થયા તે ન જડે

ને જે રૂપમા બધુ evasive બનવા લાગે તેની 'વાચના'ના લેખકને જરાયે પરવા ન હોય

( કાવ્યમા શબ્દ, નીરન્ધ્ર નિબિડતાના પ્રદેશમા )

✶ પણ કવિતામા value judgementની ચર્ચામા, પર્યાયે પ્રવેશતા 'સ્વરૂપવાદીઓના ભાષા-મહિમાના વાદનો કશો છેડો મળ્યો જ નહિ રાધે વિવેચકોના વિવેચક રહ્યા ને, એટલે આવુ થયુ (કાવ્યમા શબ્દ)

✶ ને છેલ્લે શીપમલીના સપાદનમાનુ અવતરણ ઉતારી ડૉ ભાયાણીને 'જીવન માટે કલા'ના પુરસ્કર્તા ગણવા કે કેમ એવો પ્રશ્ન પૂછ્યો પ્રશ્ન એ છે કે આ બધાનો સાર શુ ? શા માટે લેખક હાર્દને વિશદ કરતા નથી ? અથવા આ જ હાર્દ છે એવુ શા માટે કહેતા નથી ?

( કાવ્યમા શબ્દ )

✶ રાધેશ્યામ, આ વાચતો હતો ત્યારે મને અશ્રુવાયુના ટેટા, રાઈફલ, કારતૂસો, લાઠી, મોટી બખ્તર, હેલ્મેટ, પથ્થરમારાથી બચવા માટેની જાળી વગેરે વગેરે સામગ્રીથી સજ્જ એવા, રમખાણગ્રસ્ત સડક પર ઊતરી પડેલા એસ આર. પી ના સૈનિક જેવા ભાસતા હતા ને ખરુ જ હતુ કે સુરેશ જોષી જેવી ક્રાન્તિને જેર કરવાની હતી !

(નીરન્ધ્ર નીબિડતાના પ્રદેશમા)

✶ પણ શુ બધા પ્રતિ-વાદ લાભકર હોય ખરા ? 'સૂક્ષ્મ ચર્ચા'ની ખીલી શુ બધી જ વખતે જે કઈ બધુ ખોતરી આપે તેનાથી બધુ મટે જ ? dialectical processની પોતાની ગુણવત્તાઓ જ સાહિત્ય વિચારમા અતતોગત્વા એક dead stop બની જાય ?

(નિરન્ધ્ર નીબીડતાના પ્રદેશમા)

✶ સુ જો પહેલાની મૂલ્યકેન્દ્રી વિભાવના, સુ. જો ની unmediated અનુભૂતિ અવતારની વિભાવના, ને ગધેની તદ્દવિષયક મુશ્કેલીઓનો ચિતાર ચોથા માણસ માટે—ને જો એ મર્જક હોય તો તો

ખાસ જ ભયોને મર્યાદાઓને ત્રુટિનિર્દેશોને ચેતવણીઓ આદિથી ભરેલી તર્કવિતિથી કશુ જ નથી ને પરિણામે સમાનતા વિશેની અભાનતાઓ તથા ચેતવણીઓ વિશેની ચેતવણીઓ આદિત્યચર્ચામા એક નિષ્ફળ અનવસ્થા પ્રસ ગ ઊભો કરે છે.

– છતા એમની કૃતિલક્ષિતા કૃતિના વર્ણનથી અટકે છે, અ તિમ પ્રકારના તારણો કે મૂલ્યાકનો આપતી નથી

– ત્રણે ય નિરીક્ષણોમા કલાપ્રયોગને સર્વથા એની પ્રકૃતિમા જ પામવાનો પ્રશસ્ય અને સફળ પુરુષાર્થ કરી છૂટયા છે પણ પછી એમનુ આ સ્વ–રૂપ 'વાચના'ના બીજા અવલોકનોમા ભાગ્યે જ જોવા મળ્યુ અને જે જોવા મળ્યુ તેમા તિરાડ બતાવનારુ એક દ્વત જોવાયુ, જેણે મને પેલી ચિ તામા નાખ્યો

('હાર્મોનિકા'નુ સ્વરૂપદર્શન, નિર્વિગામ કવિતા, 'વિસ્મૃત')

* એમના ચિત્તમા વસ્તુ છે અને આકાર 'લવાય છે' એવો વસ્તુ આકારનો દ્વૈતભાવ જાગ્રત છે

– તર્ક અને કલ્પનાના સાતત્યવ ત સાયુજ્યમાથી ઊભરતી ત્રીજા પ્રકારની વાસ્તવિકતા પ્રતીત કરાવતા 'માણસની વાત'ના સ્વરૂપને એક integrated whole તરીકે માત્ર કવિતા કલાના toolsથી જ તપાસવાને પૂરો અવકાશ છે. પર તુ ગાધે તો સ્પષ્ટરૂપના ભેદાથી પ્રાર ભે છે પોતાને ખબર છે પાછી કે લાભશ કરની 'શ્રદ્ધા તો કવિતા કરવામા જ વરતાય છે' એ શ્રદ્ધાને માણવા–જાણવાને બદલે અથવા કૃતિમાની 'વૈયક્તિકરણની મુદ્રા' ઉકેલવાને બદલે, સાફ રીતે આકાર અને વસ્તુના દ્વન્દ્વાત્મક તર્ક પર વિચરતી સમીક્ષક રાધેની દૃષ્ટિ સાચી છે છતા મને સ્વીકાર્ય નથી (નિર્ભ્રાન્તિનો બીજનિક્ષેપ)

– જો ભારતીય કવિનુ 'આ' લક્ષણ હોય તો આપણે વિવેચન દરમ્યાન પણ આવા કોઈ લક્ષણોવ ળા સાધનો સાથે બાજર થવુ ? લેખકને ન્યાય ખાતર પ્રયોજાતી આવી તત્સમવૃત્તિ કલાની ગોઠને ન્યાય

કે ખરા ?. પ્રતીક-કલ્પનની 'મદદ મળે' પછી આસ્વાદ્યતા આવે, અને કથન બીજુ જ એકદમ રૂપની આસ્વાદ્યતાવાળુ હોય એમ માનવાનુ ? રાધેની આ તે કેવી દૃષ્ટિ ? કુદરત અને કાવ્યનાયક બેયમા જે કઈ બન્યુ વીત્યુ તેનુ આલેખન 'અશેષપણે થયુ' હોવાની પતીજ શે પડી ? ને ધારો કે આ બધુ વ્યાકરણ ઉડ્ડાનપૂના વિષયમા યથાર્થ પણ છે, તો સવાલ એ છે, કે એનાથી સૉનેટ જેવા પરપરાગત કાવ્યપ્રકારમા પેલી રાધેકથિત 'કશીક અપૂર્વતા' આવે ખરા ? રાધેની નોધ આ મસમોટી જવાબદારીના પથે નથી એટલુ જ મારુ કહેવુ છે.

( અનહદની સરહદે )

સુમનભાઈ ! 'વાચના'ના લેખકની તમે ચર્ચેલી મર્યાદા તમારા શબ્દોમા જ રજૂ કરવાના મારા આગ્રહની મર્યાદાઓ છે જ છતા ઓછામા ઓછો જોખમકારક માર્ગ એ જ છે એના પરથી રાધેશ્યામની કેટલીક મર્યાદાઓનુ આ પ્રમાણે આકલન કરી શકાય

* આ ગ્રથ સુયોજિત દૃષ્ટિપૂર્ણ અભ્યાસનુ ફળ નથી.

- જાણવા છતા રાધેશ્યામ ચાટુકિતઓ કરતા જ રહે છે

-- રાધેશ્યામ ચર્ચાના વિરોધ-વિવાદરૂપ પ્રાથમિક તબક્કાથી અટકી જાય છે તેમનો વિરોધ-વિવાદ તારતમ્ય પર આવવા માટે હોતો નથી

* રાધેશ્યામ કોઈ પણ નિશ્ચિત સિદ્ધાતો મનમા રાખીને કૃતિને સમીક્ષતા નથી પરિણામે ફાવ્યા તેવા ધોરણો કૃતિસમીક્ષામા જોવા મળે છે આથી એમના સૈદ્ધાન્તિક વિવેચન-વિભાવો સદિગ્ધ બન્યા છે.

* કેટલીક વાર તેમનુ લખાણ કૂદકા લેતુ, ભાષા અરસાળ, મુદ્દાઓનુ અવિશદ અધૂરુ નિરૂપણશૈલી evasive બનાવે છે

- રાધેશ્યામ ચર્ચાના, કૃતિના કે પોતાના મતવ્યના હાર્દને પ્રગટ કરતા નથી

* સુ જો જેની ક્રાતિને જેર કરવાનુ પોતાનુ કર્તવ્ય ગણી ચર્ચેલી સમીક્ષામા એમનુ Antithesis રૂપ લખાણ તર્કાવલિથી વિશેષ

લાગતુ નથી, ને તેથી ચર્ચામા અનવસ્થાદોષ ઊભો થાય છે

- તેઓ કૃતિના વર્ણનથી અટકે છે. કશા અંતિમ પ્રકારના તારણો, મૂલ્યાંકનો કે પ્રતિપાદનો મળતા નથી

- રાધેશ્યામની વિવેચના રૂપનિર્માણની પ્રક્રિયાની તપાસ તરફ ન જતા ભાવનિરૂપણ આદિ ચીલાચાલુ વિવેચનાની દિશા તરફ જતી જણાય છે

ઉપરોક્ત બધી જ મર્યાદાઓ તમારા વિચારોનુ નિકટતમ અર્થઘટન છે અને છતા તેમની વિવેચનના આયોજન નિરૂપણ, કૃતિ કે કર્તા તરફના વલણ, ઊંડાણ, આશય, વિવેચન-વિભાવના વિષયક ગભીર પ્રશ્નો ઊભા કરે છે.

સુમનભાઈ! 'વાચના'ની વિશેષતાઓની તમે લીધેલી નોધમા મને ઘણુ જુદી જુદી રીતે ચર્ચાસ્પદ લાગ્યુ છે એમા ક્યાક માત્રાભેદ છે, ક્યાક સંદિગ્ધતા છે, ક્યાક દોષનુ ગુણરૂપે અર્થઘટન છે, ક્યાક જાણ્યે અજાણ્યે દોષોને અવગણ્યા છે, વગેરે વગેરે આ બધાનો સીધો લાભ વિવેચક રાધેશ્યામને મનત મળતો રહ્યો છે તો પ્રથમ તમે 'વાચના'ની વિશેષતાઓની લીધેલી નોધ પણ તમારા જ શબ્દોમા રજૂ કરીશ સાથે જ કૌસમા મારા પ્રતિભાવો નોધીશ

- સુરેશ જોષીએ છેલ્લા દાયકામા ગુજરાતી સાહિત્યવિવેચનની પ્રગતિશીલતાને પોતાના આગવા કલાપરિશીલન દ્વારા જે એક ચોક્કસ સૈદ્ધાન્તિક ધરા પૂરી પાડી છે તો રાધેશ્યામે એ પ્રગતિશીલતાને વિવેચનના કૃતનિષ્ઠ ધરાતલ પર પૂરી ખબરદારીવાળા પ્રેમથી પ્રત્યેક ડગલે તપાસી છે

(ગુજરાતી સાહિત્યવિવેચનની પ્રગતિશીલતાના મુખ્ય બે આધારોમા એક તમે રાધેશ્યામને ગણ્યા છે, પણ કેટલાક પ્રશ્નોની ચર્ચા કરી નથી પ્રશ્ન એ છે કે, રાધેશ્યામે કૃતિનિષ્ઠ વિવેચન દ્વારા ગુજરાતી સાહિત્ય

વિવેચનની પ્રગતિશીલતાના કયા અપૂર્વ પરિમાણો પ્રગટ કરી આપ્યા છે? એમાં એમણે શું જે એ પૂરી પાડેલી સૈદ્ધાન્તિક ધગનો વિનિયોગ કર્યો છે ખરો? કર્યો હોય તો કેવો ને કેટલો?' અને શું જે એ પૂરી પાડેલી સૈધ્ધાન્તિક ધગનો શ્રેષ્ઠતમ વિનિયોગ ન કર્યો હોય તો (તમે પણ એ બાબતે દ્વિધામાં છો કારણ રાધેશ્યામના વિવેચનવિભાવોની સખ્ત જરૂરત તમે પોતે મહેસૂસ કરી છે.) પૂરી ખબરદારીવાળો પ્રેમ તો સંભવે પણ પ્રત્યેક કદમે તપાસ કઈ રીતે થઈ શકે? હું કહું છું પ્રત્યેક કદમે તપાસ નથી થઈ એના જોઈએ તેટલા ઉદાહરણ અહીં મોજૂદ છે જેમકે 'અનહદની સરહદે', 'જાનપદીય ભાવસૃષ્ટિ', 'દગ્ધ કૃષિકવિની કવિતા', રિલ્કે અને નિરંજન ભગત', 'નિર્ભ્રાન્તિનો બીજનિક્ષેપ', 'ઘરમાં અને ઘર બહાર' એક' કઈ નહીં તો પ્રથમ પાંચ સમીક્ષામાં તો કૃતિઓ કેન્દ્રમાં હોવાથી તપાસની પૂરી શક્યતા હતી તો બીજી તરફ 'કથોપકથન'ની સમીક્ષામાં તો પ્રેમ પણ શોધ્યો જડતો નથી અને 'અનહદની સરહદે'માં પ્રેમમાં ખબરદારી નહીં પક્ષપાતીપણું જ જોવા મળે છે આમ અહીં રાધેશ્યામની તરફેણમાં ઉદાર જનરાલીઝેશન થયેલું જોવા મળે છે, ને તેથી અહીં મૈત્રીપક્ષ બળવાન છે)

— ચિત્તો અને સિંહના બાહ્ય સ્થૂળ સામ્યની જાણકારી સાથે એટલી નાની શી ભૂમિકા પર લેખકે આ વ્યાયામ શા સારુ આદર્યો હશે! જવાબ એ છે કે આ જ કૃતિનિષ્ઠતા છે, ને કવિના એક જ વિષય પ્રતિના અભિગમની તુલના સર્જનપ્રક્રિયા વિશે નિદર્શનાત્મક એવો પ્રખર પ્રકાશ પાડી શકે અને લેખે એમાં સફળ થયા છે

— 'એવા વર્ણનને કવિતા કહેવાશે?' 'કવિતાનું લાઘવ ઘવાય છે', 'કાવ્યકૃતિના નામને પાત્ર તે નથી ઠરતું' જેવા વાક્યનોથી લેખકે સાફ શબ્દોમાં નિરંજનની સર્જશક્તિની યોગ્ય ટીકા કરી છે, તો રિલ્કેના કાવ્યને એના યથોચિત મહિમામાં સ્પષ્ટ કર્યું છે

રાધેશ્યામના કવિતાને સમીક્ષવાના ધોરણ આ લેખમાં શુદ્ધ કલા માપનારા રહ્યા છે તેનો મને આનંદ થયો

* કલા અને કારીગરીમા ભેદનો ચોખ્ખો નકશો દોરતુ 'રિલ્કે અને નિરજન ભગત'એ લખાણ કાવ્યપદાર્થના એક સુજાણતલનુ નોધપાત્ર excursion છે કોઈ પણ અધિકારી પાસે હોવી જોઈતી વેદનશીલતાનો અહી તેમજ અન્યત્ર બધે સુ-પરચય આપ્યો છે

('રિલ્કે અને નિરજન ભગત' સમીક્ષામા સર્જનપ્રક્રિયા વિશે નિદર્શનાત્મક એવો પ્રખર પ્રકાશ શો પડ્યો છે ? પ્રથમ તો એ સમીક્ષામા કયા મુદ્દાને કેટલી વિસ્તારથી ચર્ચ્યો છે તે જોઈ લઈએ કુલ ચૌદ પેઈજની સમીક્ષામા પ્રથમ સાડાચાર પેઈજમા રિલ્કેની કવિતા પોતાને કયાથી કેવી રીતે મળી, નિરજન-બળવતરાય અને રિલ્કે-રોદાના સબધોની વાતોરૂપ પ્રસ્તાવના, તે પછી એક પેઈજ કવિતા અને કેવળ સવા પેઈજની સમીક્ષા (?), તે પછી નિરજનની બે કવિતાઓની પ્રવાલદ્વીપમા સદર્ભાદિરૂપ પ્રસ્તાવનાના બે પેઈજ, સાડાત્રણ પેઈજમા બે કવિતાઓ વત્તા સમીક્ષા, છેલ્લા દોઢ પેઈજમા "ઝૂમા'નો લય ભાવકનો કાન પકડે છે' જેવુ અર્થદુષ્ટ વાકય અને અને 'કાવ્યકૃતિના નામને પાત્ર નથી ઠરતુ' જેવો ચુકાદો અને અતે 'સઘન તાટસ્થ્ય'ની માગનો પોકાર. અહી પેઈજની ગણતરી બતાવવાનો આશય એ છે કે, રાધેશ્યામે ચૌદ પેઈજની સમીક્ષામાથી સાડાછ પેઈજ તો પ્રસ્તાવના માટે રોકયા છે ! આપણા સાહિત્યિક સમાજ ભોની જેમ રાધેશ્યામને તત્ત્વચર્ચા કરતા આજુબાજુની વાતોમા વધારે રસ છે. આ સમીક્ષાના પાયામા પડેલી ત્રણે કવિતાઓમા 'ધ પેન્થર' કવિતામા પેન્થરના પ્રતીકનુ અપ્રતીતિકર સપાટ અર્થઘટન અને સવિધાનની તપાસને સ્થાને અવતરણોની મદદથી લેબનીગ થયેલુ છે. 'ઝૂમા' કાવ્ય વિશે બે ત્રણ સપાટ અર્થઘટન મળે છે.' મ્યુઝિયમમા' કાવ્યમા વળી મૃત્યુકાળ અને છલગકાળને લગભગ સમાનાર્થક શબ્દો માન્યા છે ! અને એ બનેને સાથે મૂકવાથી સમીક્ષકને કવિતાનુ લાઘવ ઘવાતુ લાગ્યુ છે આવા અપ્રસ્તાવ વિધાનો દ્વારા 'મ્યુઝિયમમા' કાવ્યની સમીક્ષા (?) કરી ભગતનો તાટસ્થ્યભાવ અને રિલ્કેનો તાટસ્થ્યભાવ જાહેર કર્યા છે

સમીક્ષાને અંતે પેન્થર **અજબ કીમિયાથી** અનર્ગળ કારુણ્યનો ને રહ-સ્યનો પ્રતીક બન્યો તો આખા લેખની ફળશ્રુતિ શી ? તમે પોતે પણ ગધેશ્યામ દ્વારા રિલ્કેમા ત્રાસ અનુભવ્યો છે આમ અહી કમમા કમ અત્યુક્તિ તો છે જ

ગધેશ્યામ નિરંજનની સર્ગશક્તિની સાફ શબ્દોમા ટીકા કરે તે મહત્ત્વનુ નથી પણ એમણે એમની ઉપરોક્ત ટીકાના સંદર્ભે કેટલા અને કેવા આધારો રજૂ કર્યા છે, તે વધારે મહત્ત્વનો મુદ્દો છે અને જો ગધે-શ્યામે રિલ્કેના કાવ્યનો યથોચિત મહિમા કર્યો હોત તો તમે ત્રાસ કેમ અનુભવ્યો ? આમ અહી પણ તમારો આનંદ મિત્રનો આનંદ છે સમી-ક્ષકનો નહી

આમ પ્રમાણમા નબળા લેખને આધારે તમે વેદનાશીલતા' જેવો એકાદ મહત્ત્વનો વિવેચકગુણ ગધેશ્યામમા માજી આપ્યો છે

– લેખકની મુગ્ધતા પ્રેમ કરવાની રીત, આવી સભાન હોય છે એ હૂ જાણુ છુ પણ વિવેચક તરીકેની આ Sourcefullness કે Reso-urcefullness ની ગુણવત્તા ભાવનને વિવેચનમા રૂપે અભિવ્યક્ત કરવા તથા વિષયને ન્યાય કરવા વણી આવશ્યક ગણાય બલ્કે ઉત્તમ વિવેચનામા એ અનિવાર્યતયા હોય જ

આ ગુણવત્તા મૂળ તો લેખકનુ સાહિત્યપરિશીલન છે આ સમૃદ્ધિ ઘણા સારા પરિણામો લાવે છે, 'ઈનર લાઈફ'ના લેખક લાભશંકર ઠાકર અને દિનેશ કોઠારી કયા કયા વિચારમર્યાદાઓ અને ગેરસમજો વ્યક્ત કરે છે તે બતાવી, લેખકે ઘણા સુધારા–વધારા કર્યા ને વિષયને પૂરા ઔચિત્યથી વિશદ બનાવ્યો તો 'ઈમેજિઝમ અને પ્રો ઠાકોર'મા લેખ-કની આ સજ્જ દૃષ્ટિ કલ્પનવાદની સારી વિચારપૂર્તિ કરે છે

(અહીં પૂર્વાવમા 'વોટ ગોદે વોઝ ટુ રિલ્કે, બળવતરાય વોઝ ટુ નિરંજન' જેવા ચાટુક્તિદોષને સોર્સફૂલનેસ કે રીસોર્સફૂલનેસ જેવા ઉત્તમ વિવેચનના

અનિવાર્ય ગુણ સાથે સાંકળી આપ્યો છે. જેને તમે બિનજરૂરી માનો છો, તે વિશે રાધેશ્યામને ચેતવ- વાને બદલે તમે 'બિનજરૂરી' શબ્દની ધાર બુટ્ટી કરવા તરફ જાઓ છો રાધેશ્યામના વિવેચનોમા કૌંસમા, પાદટીપમા કે લેખમા સીધેસીધી આવતી ટીકાઓ સમીક્ષાના પરિઘથી દૂર જતી, અંગત ગમાઅણગમામા રાચતી જોવા મળે છે એ સંદર્ભમા 'બિનજરૂરી' શબ્દની ધાર તમે બિનજરૂરી રીતે બુટ્ટી કરી છે)

,. આ ગુણ સાથે જ સંકળાયેલો નિર્ભીક સ્પષ્ટકથનનો ગુણ પણ રાધેમા મોખરે છે એ માટે એઓ હમેશા તર્કપૂત પૃથક્કરણનો આશરો લે છે, ને પછી સર્જનની જેમ સૂક્ષ્મ પ્રકારની ચાકસૂફી અને દુરસ્તી કરે છે રાધેને પ્રત્યાઘાતી વિવેચક કહેવાશે નહિ કેમક એમનો વિરોધ-રસ આવો ઊંડેરો છે

ઃ 'કથોપકથન'ના અવલોકનમા સંકલ્પપૂર્વક આનો પ્રતિવાદ થયો છે. સુરેશ જોષીના 'પ્રતિપાદનોની સૂક્ષ્મ ચર્ચા' થતી નથી, ને એમને અન્યાય થાય છે' એવી લાગણીથી પ્રેરાઈ ગુજરાતી સાહિત્યમા એકમાત્ર રાધેએ એમનો પ્રતિવાદ કર્યો છે તે અનેકધા પ્રશસ્ય ઘટના છે. સુ. જો.ને કેટલી સાવધતાથી આપણે સ્વીકારવા જોઈએ—નુ એક પંડિતને છાજે તેવુ રાધેનુ નિરીક્ષણ કીમતી ગણાય એકની જુવાળ જેવી પ્રચણ્ડતાને, બીજુ વિવાદથી પાળે, પાળ બાંધી, ગાળી નિતારી શક્તિ બનાવે એનુ ઐતિહાસિક મૂલ્ય કદી ઓછુ ન હોય.

ફૉર્મ—આકસ્મિક આવિષ્કાર નથી, પ્રોસેસ ઑફ ફૉર્મેશન, પ્રતીક રચના, ટેકનિક, ઘટનાતત્ત્વનો લોપ એ સુરેશ જોષીના પાયેય વિભાવોને સૂક્ષ્મ બુદ્ધિથી અને બહુવા ઝીણુ કાંતનારની ચીવટથી પૃથક્કૃત કરવા બદલ તથા તમામના ચર્ચાને પ્રસ્તુત પૂરક અને ઉપકારક એવા Antithesis શોધી લાવવા બદલ 'વાચના'ના લેખક ધન્યવાદના પૂરા અધિકારી ઠરે છે, એમા શક નથી.

સુ જો. પાસે નવીન કલાવિચારણા સ્થાપવાની અને એમ કરતા પરંપરા જરૂર વર્તાય ત્યા ઉથાપવા માટે જે ભૂમિકા હતી, તેવી ભૂમિકા સુ જો ક્રાંતિને આવતી અટકાવવાની રાધેશ્યામ પાસે હતી/છે ખરી ? 'સૂક્ષ્મ ચર્ચા થતી નથી કે અન્યાય થાય છે'–એવી લાગણીથી પ્રેરાયા હોય તેથી શુ રાધેશ્યામે પ્રતિકાર જ કરવો પડે ? આધળો પ્રતિકાર કર્યા વિના સૂક્ષ્મ ચર્ચા ન કરી શકાય ? ન્યાય ન આપી શકાય ? સુમનભાઈ, તમે રાધેશ્યામના પૂર્વગ્રહનો બચાવ કરો છો ખરેખર તો રાધેશ્યામ પાસે એ પ્રતિવાદ માટે શી ભૂમિકા છે, એ જ તપાસનો વિષય બનવો જોઈએ રાધેશ્યામની પ્રતિકાર માટેની ભૂમિકા નબળી હોય ત્યારે ઐતિહાસિક મૂલ્યને આગળ કરી ગુણગાન થાય તે મિત્રકૃત્ય જ છે સાહિત્યચર્ચામા નિષ્ફલ અનવસ્થાનો પ્રસંગ ઊભો કરનાર ચર્ચાનુ ઐતિહાસિક મૂલ્ય કેટલુ ગણી શકાય ?

તમે રાધેશ્યામે પ્રસ્તુત કરેલા Anti-thesisની સમીક્ષા ન કરતા ધન્યવાદ આપ્યા છે પ્રશ્ન ધન્યવાદના અધિકારી છે કે નહી તે નથી. પ્રશ્ન એ છે કે તેમણે સુ જો ના વિકલ્પે કોઈ વિચાર મૂકયો છે કે કેમ ?

૭ આપણે જોયુ પ્રત્યેક ડગના સમુચિત વજનવાળી સ્થિત, સતુલિત બુદ્ધિ તેમને વાદ કે વિચારના પક્ષપાત તરફ નહિ પણ સમાહાર તરફ દોરે છે.. આ પત્રકાર-વિવેચકમા આડાઆળા ન થવાની, સુગાઈ ન જવાની, લેખકને અન્યાય ન કરી બેસવાની ન્યાયબુદ્ધિ, માટે જ, ભાગે-ભાર પડેલી જોઈ શકાશે (રાધેશ્યામ સમીક્ષાને આરંભે, મધ્યે કે અંતે અંગત ઉલ્લેખોના ઘટાટોપ રચતા હોય છે. રાધેની આ મહત્ત્વની મર્યાદાને (વિવેચનમા પત્રકારત્વને) તમે પત્રકારવિવેચક જેવા એક જ વિશેષણમા નિર્દેશી છે, પણ છૂપાવીને આડાઆળા ન થવાની અને લેખકને અન્યાય ન કરી બેસવાની વિવેકબુદ્ધિની વાત સુ જો પરના એમના અત્યાર સુધીના લખાણોને ધ્યાનપૂર્વક જોતા ટકી શકતી નથી એ રીતે તમારી વાતમા અતિવ્યાપ્તિ થઈ છે )

* સ્વયં ગધેશ્યામ, વિવેચક પાસે જે પ્રકારની નિરાગ્રહી, ભિન્નસભાન, નિરભિનિવેશી દ્વન્દ્વમુક્ત નિરપેક્ષ રસવૃત્તિ માગે છે તેની સંવિત્‌થી ત્રણેય નિરીક્ષણોમા કલાપ્રયોગને એની પ્રકૃતિમા જ પામવાનો પ્રશસ્ય અને સફળ પુરુષાર્થ કરી છૂટયા છે

* રાધેના લખાણની સાનવારી તપાસીએ તો જણાશે કે ઉત્તરોત્તર એઓ વિકાસશીલ રહ્યા છે આપણા સમયના કોઈ પણ 'દુરારાધ્ય' કહેવાતા વિવેચકનુ એકેય લક્ષણ એમનામા નથી ઉન્નતભ્રૂ હોવા છતાયે એ ઉદાર અને કલાપદાર્થ—પ્રયોગને વિશે મમતાળુ રહ્યા છે.

(રાધેશ્યામની વિકાસશીલતા 'એક' (૧૯૬૩), વરમા અને વર બહાર—થી માડીને જાનપદીય ભાવસૃષ્ટિ (૧૯૬૭), 'દગ્ધ કૃષ્ણિકવિ'ની કવિતા' (૧૯૬૮) અને 'અનહદની સરહદે' (૧૯૬૯)ની સમીક્ષા વાચતા પ્રતીતિ ઉપજાવતી નથી અલબત્ત એક', પગરવ' જેવા કાવ્યસગ્રહોની નોધપાત્ર લાગી તે રચનાઓ વિશે એમણે અછડતી નોધ લીધી છે, અને એકાદ આખા સગ્રહોના અવલોકનનો એમનો અભિગમ છે તો 'તમસા', 'અગત', 'સ્પદ અને છદ'માથી જે તે કવિની તેમને લાગેલી લાક્ષણિક રચના લઈ તેની કૃતિનિષ્ઠ સમીક્ષા કરી છે પણ ફેરફારો પદ્ધતિમા થયો તેવો ને તેટલો દૃષ્ટિકોણમા થયો જણાતો નથી પોતાને ગમતા/અણગમતા અશોનો પરિચય કરાવીને રાધેશ્યામ અટકી જાય છે કવિ કે કાવ્યની માડીને સમીક્ષા કરતા નથી 'કાન્ત તારી રાણી'ના અવલોકનમા પણ એવુ જ થયુ છે રાધેશ્યામ કાવ્યની ભાવસૃષ્ટિ, કદી કદી કોઈક શબ્દની પ્રયોજના અને પ્રતીકોનુ સમીકરણાત્મક અર્થઘટન—આટલેથી જ કેમ અટકી જાય છે ? આખા સગ્રહમા એકાદ કૃતિની તેના તમામ ઘટકો તેમનો આતરસબધ તથા તે બધાના રસાયનરૂપ કૃતિનો આલેખ કેમ મળતો નથી ? રાવજી જેવા કવિની કવિતામા તો એ શક્યતા હતી જ તમે પણ લાભશકરની કૃતિ 'માણસની વાત' વિશે આ શક્યતા ચીધી જ છે રાધેશ્યામ સામે મારી ફરિયાદ એ છે, કે એ પરિચય કરાવીને જ

કેમ અટકી જતા જણાય છે? પોતાની રીતે કૃતિના સમગ્ર સવિધાનને કેમ તપાસતા/પ્રગટ કરી આપતા નથી?

તમે નિર્દેશ કરીને છોડી મૂકેલી ને ન નોંધેલી કેટલીક અન્ય મર્યાદાઓ પણ મને રાધેશ્યામમા નોંધપાત્ર લાગી છે.

* રાધેશ્યામની ભાષાની અરસાળતા (સદિગ્ધતા અને ક્લિષ્ટતા)ની ચિકિત્સા કરવા જેવી છે કેટલીય વાર ભાષા વક્તવ્યનુ પ્રત્યાયન કરવા અસમર્થ બને છે, વક્તવ્યના પ્રત્યાયનમા વ્યવધાન રચે છે. તમે જેનો નિર્દેશ કર્યો છે તે 'વાચના'મા અલપઝલપ દેખાતી આ ત્રુટિ 'સાપ્રત' અને નવી વાર્તા (પ્રસ્તાવનાલેખ)મા ઉત્તરોત્તર વધતી જઈ મોટુ દૂષણ બની ગઈ છે

* રાધેશ્યામ વારવાર અપ્રસ્તુત ચર્ચા પર ઊતરી જાય છે. સમીક્ષાને આરભે, મધ્યે કે અતે અગત ઉલ્લેખો પ્રસગકથારૂપે કે ટીકારૂપે આવી જતા હોય છે. આથી ગમાઅણગમા અને મૈત્રી શત્રુતારૂપ અગત ગધાતુ હોય છે 'સાપ્રત' આ સદર્ભે જોવા જેવુ છે

* રાધેશ્યામ કૃતિ કે સગ્રહની સાગોપાગ કે નિશ્ચિત એવા એકાદ પાસાની સૂક્ષ્મ સમીક્ષા ન કરતા તેમને ગમતાઅણગમતા અશોનો પરિચય આપી અટકી જાય છે.

* રાધેશ્યામ સમીક્ષાની વચ્ચે વચ્ચે કૌસ કે પાદટીપનો ઉપયોગ વિવિધ સદર્ભો સપડાવવા કે મુદ્દાને વિશદ બનાવવા જ આવતા હોય છે, એવુ હમેશા બનતુ નથી, ક્યારેક કૌસ કે પાદટીપનો ઉપયોગ પુષ્પાજલિ અર્પવા કે સળી કરવા થતો હોય છે

આ બધા દોષોને તમે પ્રગટપણે આલેખી શક્યા નથી 'વાચના'મા અલપઝલપ દેખાતા આ દોષો પણ 'સાપ્રત'મા પ્રચુર માત્રામા જોવા મળે છે

રાધેશ્યામની વિવેચક તરીકેની આટઆટલી મર્યાદાઓના સદર્ભે તમારા 'વાચના'ની સમીક્ષાને જુદી જુદી દિશામા જતા બે વિધાનોથી તમે સમ અપ કરો છો, તે આરભે જ તમે તમારા પ્રતિપાદનો 'મિત્રમા

રહેલા વિવેચકને પૂરી ગંભીરતાથી જાણી-નાણી જાહેર કરી જોયા છે"
અને 'વાચના" વિવેચનના એક ન્ર પ્રશ્નને બહુ બળાવત્તાથી પરોક્ષ ગીત
ઉપમાવી રહે છે' જેવા વિધાનોથી સ્પષ્ટપણે જણાવી દો છો. તમારી
સમીક્ષાને સમઅપ કરતા પહેલા પ્રતિપાદનની તમે આ શબ્દોમા ઘોષણા કરો
છો" ચાર માસના 'વાચના'ના વાચન પછી હુ એમ કહેવાની હિમ્મત
કરી શકુ છુ કે રાધેશ્યામ સુરેશ જોષી પછીના, છેલ્લા દાયકાના, બીજા
એવી જ વનતા ધરાવતા પૂરા સક્રિય સાહિત્યવિવેચક છે. સુરેશ
જોષીએ છેલ્લા દાયકામા ગુજરાતી સાહિત્યવિવેચનની પ્રગતિશીલતાને પોતાના
આગવા કલાપરિશીલન દ્વારા જે એક ચોક્કસ સૈદ્ધાન્તિક ધરા પૂરી પાડી છે, તો
રાધેશ્યામે એ પ્રગતિ શીલતાને વિવેચનના કૃતિનિષ્ઠ ધરાતલ પર પૂરી ખબર-
વાળા પ્રેમથી પ્રત્યેક ડગલે તપાસી છે.' રાધેશ્યામને સુ. જો.ની કક્ષામા
સ્થાપવાનો-તેમના ઉત્તરાધિકારી જાહેર કરવાનો-અહીં સ્પષ્ટ પ્રયત્ન છે
સુ. જો ના ઉત્તરાધિકારીનુ અર્થઘટન મે ઉપજાવી કાઢેલુ નથી આમાથી
આપોઆપ જ નિષ્પન્ન થયેલુ છે. આ સિવાય આનો બીજો શો અર્થ
થાય ? એ રીતે 'વાચના'ને ઐતિહાસિકતા બક્ષવાના મૈત્રીકૃત્યરૂપ આ
વિધાન સમીક્ષાને યથાર્થ રીતે સમઅપ કરતુ નથી જ સુ જો ની સિદ્ધાંત-
વિચારણાનો રાધેશ્યામે 'વાચના'ના કૃતિનિષ્ઠ વિવેચનોમા કેવોક વિનિયોગ
કર્યો છે, તે તમારી તપાસનો વિષય બનવો જોઈતો હતો પણ એ તપાસ
ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશીપમા શક્ય નથી તમારુ બીજુ પ્રતિપાદન 'એમના
સૈદ્ધાન્તિક વિવેચન-વિભાવોની સખ્ત જરૂરત છે ' પ્રથમ પ્રતિપાદનની
વિરુધ્ધ દિશામા જાય છે અને તેને શકાસ્પદ કરી નાખે છે

તમે 'વાચના'નો મહિમા એક બીજી રીતે પણ વધારવાનો સભાન
પ્રયાસ કર્યો છે 'વાચના'ના એ પત્રવિવેચનની આરભ જ તમે કહો છો
કે, "આજે હુ એના લેખક રાધેશ્યામ શર્મા માટે આખો ને આખો પત્ર
અને જરૂર પડશે બીજો આખો પત્ર-ખરચવા ઉદ્યત બન્યો છુ "
'વાચના'ના વિવેચનને અંતે તમે કહો છો કે, 'બીજા વિવેચનગ્રંથો ના

ચીલાચાલુ છે અને એમને વિશે કશા લવાગ કરવાનો અર્થ પણ નથી" આનો અર્થ એ કે તમે તે સમયગાળાના (લગભગ ૭૦થી ૭૪ સુધીના) વિવેચનગ્રંથોને "વાચના"ના મુકાબલે વિવેચનપાત્ર ગણતા નથી 'વાચના' માટે ઊહાપોહના ચૌદ પેઈજ (અને જરૂર પડયે બીજા ચૌદ પેઈજ)આપવા તત્પર છો એની સરખામણીમા સમકાલીન અન્ય વિવેચનસંગ્રહો વિશેની કશી પણ ચર્ચાને લવારો માનો છો 'વાચના'ના લેખકને આગળ કરવામા/ કરીને તમે પ્રગટપણે અન્ય વિવેચકોને પાછળ ધકેલી દીધા છે. તે સમય-ગાળામા પ્રગટ થયેલા કેટલાક વિવેચનસંગ્રહો આ પ્રમાણે છે. આધુનિક કવિતા (નિરંજન ભગત ૧૯૭૨), અન્વીક્ષા (અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ૧૯૭૧), ગુજરાતી નવલકથા (રઘુવીર– રાધેશ્યામ ૧૯૭૦), કવિતાની સમજ (હેમંત દેસાઈ ૧૯૭૪); પ્રત્યય, શબ્દસેતુ (રમણલાલ જોષી મનેનુ પ્રકાશન ૧૯૭૦), કાવ્યચર્ચા, શ્રુણ્વન્તુ (સુ જો ૧૯૭૧ અને ૭૨), કવિની શ્રદ્ધા (ઉમાશંકર ૧૯૭૨), સાહિત્યવિવેચનમા મનોવૈજ્ઞાનિક અભિગમ (મધુ કોઠારી ૧૯૭૪), છેલ્લા બે દાયકા ચાર કવિઓ ખંડકાવ્ય–સ્વરૂપ અને વિકાસ (ચિનુ મોદી ૧૯૭૪ અને ૭૩), ભાવયિત્રી (જયંત પાઠક ૧૯૭૪), પાશ્ચાત્ય કવિતા (નલિન રાવળ ૧૯૭૩), ઉપસર્ગ (ઉશનસ્ ૧૯૭૩), અપરિચિત અ અપરિચિત બ (ચંદ્રકાન્ત ટોપીવાળા), કાવ્યમા શબ્દ (હરિવલ્લભ ભાયાણી ૧૯૭૩), અધુના (ભોળાભાઈ ૧૯૭૩) આ ઉપરાંત '૭૪ પછી કથાસાહિત્યનુ વિવેચન (ભારતી દલાલ ૧૯૭૫) અને અરણ્યરુદન (સુ જો ૧૯૭૬) જેવા વિવેચનસંગ્રહો તમે સમીક્ષ્યા નથી આ નામાવલીમા કેટલાક નોંધપાત્ર વિવેચનસંગ્રહો રહી ગયા હોવાનો પણ સંભવ છે જ આમ તમે 'વાચના'નુ વિવેચન કરીને જ નહી પણ અન્યોનુ વિવેચન ન કરીને એમ બેવડી રીતે 'વાચના'નો મહિમા કર્યો છે અને એના 'ત્રણ સાફ કારણો પૈકીનુ પહેલુ દીવા જેવુ સ્પષ્ટ કારણ તે એ કે, રાધે માગ– અમારા પરમ મિત્ર છે' એવુ આપ્યુ છે

સુમનભાઈ ! મિત્રકૃત્ય તો અનેક રીતે થઈ શકતુ હોય છે. તમારી સમીક્ષાની જ વાત કરુ તો મૈત્રીકૃત્યો તમે આ રીતે કર્યા છે; અતિ–

વ્યાપ્તિયુક્ત વિધાનોથી, દોષોને ગુણો સાથે સાંકળી રૂપાંતરિત કરીને–નાના કરીને, અનુચિત સરખામણી કરીને, અન્યોને અવગણી અને રાધેશ્યામને સ્થાપીને, સમીક્ષા ટાળીને અને મોટા અવાજે પ્રશંસા કરીને, દોષો અવગણીને, દોષો હોય તો તે રાધેશ્યામ જાણે છે તેની જાહેરાત કરીને, દોષોની પ્રશંસા કરીને (જેમકે, રાધેશ્યામની પ્રતીકોના અર્થ-ભાવ ઉકેલી નામ પાડી સ્પષ્ટતા કરી આપવાની ટેવ સ્પૃહણીય ગણાય પણ એ ટેવ મને પોતાને ગમી નથી'—રાધે વિવેચકોના વિવેચક રહ્યા ને, એટલે આવું થયું' વાળુ અવતરણ વગેરે), સમીક્ષાને સમર્પણ કરતા વિધાનને સ્થાને અનુચિત ઘોષણા કરીને—એમ અનેક રીતે મૈત્રીકૃત્ય કર્યું છે તેમાં તમારી આવેશમયી વાણી અને 'ક્રિટિસિઝમ ઈન ફેન્ડશીપ'ના વિરોધીઓને 'એ પ્રકારની વિવેચનજાતનો મર્મ નહિ પિછાણનારા અબુધ બેસમજો' કહી વમકાવી નાખવાનો પ્રયત્ન માર્ગને નિષ્કંટક કરવા તમે યોજ્યો છે

તમારી સમીક્ષામાં તમે રાધેશ્યામના વિવેચક તરીકેના વિવિધ ગુણદોષો તારવી બતાવ્યા છે આ બધા જ ગુણો હોય છતાં વિવેચન નગણ્ય હોઈ શકે એટલે વિવેચનની ધનતા કે વિવેચકની ધનતા નક્કી કરવામાં આ ગુણો કે મર્યાદાઓ કવિતાના મર્મને કેટલે ઊંડે સુધી કેવોક સ્પર્શ કરાવવામાં મદદરૂપ થયા છે, તેની વિચારણા તમારું પ્રતિપાદન બનવું જોઈતું હતું. આખરે તો નિર્ભીકતા, નિખાલસતા વિદ્વત્તા, પ્રામાણિકતા, વેદનશીલતા, માયા-મમતા આદિ ગુણસમૂહ પણ કેવું ક પરિણામ લાવ્યો, કઈ નવી દૃષ્ટિથી ને કેવા ઊંડાણથી તેણે પોતાના વિવેચનને આલોકિત કરી દીધું તે મહત્ત્વનું છે મને લાગે છે કે, "વાચના"ની તમારી તપાસ આ દિશામાં જવી જોઈતી હતી કારણ કે, આ સમીક્ષાનું પ્રતિપાદન અત્યંત ગંભીર છે

હવે તમારા પત્રમાની કેટલીક રીમાર્કસ વિશે તમે મને પૂછ્યું છે, 'મને ડોનાલ્ડ બાર્થેમ કે ફિલિપ રોથ આજના કથાકાર તરીકે ખૂબ જ ગમે છે એમની રચનાઓ વિશે હું ભર્યું ભર્યું કંઈ લખી કાઢું તો તમે શું કહેશો? તમે ભર્યું ભર્યું કશુંક લખી કાઢો વરસી પડો કે લખાયું

# સાભાર સ્વીકાર

સુરેશ જોષીથી સુરેશ જોષી [ શોધનિબન્ધગ્રન્થ ]

લેખક ડૉ. સુમન શાહ

પ્રકાશક : બાબુભાઈ જોષી,

કુમકુમ પ્રકાશન,

મામુનાયકની પોળ સામે,

ગાંધી-માર્ગ, અમદાવાદ. ૩૮૦૦૦૧

પૃષ્ઠસંખ્યા : ૬૮૮+૧૬ ડેમી સાઈઝ

મૂલ્ય સાઈઠ રૂપિયા

# રૂપનિર્મિતિ અને સુરેશ જોષી



ડૉ. સુમન શાહ

સુરેશ હ જોષીના સાહિત્યનું તેમજ આધુનિકો પરના તેમના પ્રભાવનું કેન્દ્રવર્તી સત્ય 'રૂપ' છે સુરેશભાઈ-પ્રમુખ આધુનિક યુગની સાહિત્યકલા, પરમ્પરાગત ગુજરાતી સાહિત્યથી મુખ્યત્વે તેની રૂપનિષ્ઠાને કારણે જુદી પડે છે એક ક્ષણે એમ અવશ્ય કહી શકાય કે 'રૂપનિષ્ઠ સાહિત્યમીમાંસા' શીર્ષક હેઠળ એકત્રિત કરી શકાતા તેના તમામ વિવેચનાત્મક આવિષ્કારો વડે આપણા સાહિત્યની ગતિવિધિને ઠેલીને નવી જ ક્ષિતિજો ભણી વાળવાનું આ આધુનિકો સફળતાપૂર્વક કરી શક્યા છે એવું જ નોંધપાત્ર પરિણામ એમના સર્જનાત્મક આવિષ્કારો વડે જન્મ્યું છે મુખ્યત્વે સુરેશ જોષીએ પરમ્પરામાં પડેલી સર્જનરોધકતાઓને તથા કુણ્ઠાઓને વિદારી, અને સાચોસાચ ચીલાચાલુ બની ચૂકેલા પ્રવાહોના ભેળાણ સ્પષ્ટપણે ચીંધી બતાવ્યાં—એ રીતે જુદી જુદી ધ્યેય દિશાને સંશોધવાનું બની શક્યું, અને આપણી સર્જકતા શુદ્ધ સાહિત્યકલાની ભૂમિને ઓળખી શકી અન્ય લલિતકલાઓનું માધ્યમ સાહિત્ય જેવું ભ્રષ્ટ અને ક્ષયિષ્ણુ નથી આ ભૂમિકાએ ભાષા પોતે જ એક તન્ત્ર (system) હોઈને સંસ્કૃતિનો અવિશ્લેષ્ય અંશ રહે છે—એટલે એમાં અનુભૂતિના સંકુલ કૌવતનો બહુધા ભોગ લેવાતો હોય છે અનુભૂતિના વૈલક્ષણ્યનો હ્રાસ થતો હોય છે માનવીય અનુભવનો એ હ્રાસ સુરેશભાઈ સર્જન દ્વારા પાછો મેળવવા માગે છે અનુભવની એ મૂળ તાજપ સમૃદ્ધિ કહાય એ ન એ રૂપમાં તો પાછાં ન મળે પણ કલાકાર રૂપનિર્મિતિ વડે એક અખ એકાવયવ અને સંકુલશ્રીથી સુન્દર બનેલી સૃષ્ટિનો રસાનુભવ જરૂર શક્ય બનાવી શકે તર્ક, વિજ્ઞાન, બુદ્ધિ આદિમાંથી જન્મેલી સઘેડાઉતાર અને સમીકરણાત્મક એવી વિચાર આદિ દૃષ્ટિઓનો વિભાવનાઓ આદિ પદ્ધતિઓનો અહીં ઘરાર વિરોધ કરવાનો છે વ્યવહાર-જીર્ણ ભાષા અને સંસ્કૃતિસિદ્ધ મૂલ્યો કે જડસુ પરમ્પરાઓ અને તત્ત્વ કે સત્ય જેમાંથી સરી ચૂક્યું છે તેવા રૂઢ ક્રિયાકાણ્ડો સામેનું આ શુદ્ધ સર્જકને પોતાના

પરમ કર્તવ્ય લેખે જ મળેલુ છે. આદિમ કૌવત અને અરાજકતાની સકુલ શ્રીને વરેલુ, સાહિત્યકારોનુ આ ઇન્દ્રિયપ્રત્યક્ષોનુ વિશ્વ ભાષાની પ્રતીકધર્મી ક્ષમતાઓ વડે સિદ્ધ કરી શકાય છે, સ્વાયત્ત અને આત્મનિર્ભર સત્તાઓ જન્માવનારી નિગૂઢ પદ્ધતિઓ ધરાવતી રૂપાયનની વિલક્ષણ કલાપ્રક્રિયા દ્વારા સાધી શકાય છે પરિમિત અને સપાટી પરની વાસ્તવિકતાનો શબ્દાનુવાદ તે સાહિત્યની કલા નથી, પરન્તુ એવી વાસ્તવિકતાનુ અપરિમેય અને ગભીર સકુલ સૃષ્ટિમા રૂપાન્તર કરી આપવુ તે સાહિત્યની કલા છે આ પરિપ્રેક્ષ્યમા કૃતિ માત્ર પ્રતીકાત્મક જ હોઈ શકે છે અનુભવના શાબ્દિક સમીકરણમા સાહિત્યકારની સર્જકતાનો કશો વિશેષ નથી, તેવો વિશેષ તો, વિસ્તરતા રહેનારા અર્થવલયો જન્માવનારા વ્યજનાગર્ભ શબ્દનુ સર્જન કરવામા રહેલો છે. આવી સમૃદ્ધિનો સભવ ધરાવતી કલાની વિશિષ્ટ આકૃતિ (configuration) પર સુરેશભાઈએ ખાસ ભાર મૂકયો છે તેમના રૂપનિર્મિતિ વિભાવની પરિસ્સીમામા સર્જક–સદર્ભે આવુ એક ધ્યેય અનેકશ વર્ણવાયેલુ છે

ચપટા સવેદનોની કે વિભાવનાસીમિત ચૈતસિક અનુભવોની સામગ્રીનો, કળાકાર અહી નરી સામગ્રી તરીકે જ વિનિયોગ કરી શકે છે સર્વસાધારણ રૂપે મૂલ્યવાન કહેવાતી વસ્તુસામગ્રી અને ભાષા પણ તેને માટે, જેને રૂપ આપવાનુ બાકી છે તેવી સ્થૂળ વાસ્તવિકતા જ છે કલાનુ લક્ષ્ય અર્થસકુલ શ્રીથી સભર, ધબકતી, એક પૂર્ણ વાસ્કવિકતા જ છે તેથી, સર્જન અહીં સાહસ બની રહે છે. કેમકે, એ લક્ષ્યની સિદ્ધિ અર્થે અહી રૂપાયનપ્રક્રિયાનો માત્ર આશ્રય જ લઈ શકાય છે, તેને માટેનુ કશુ વ્યાકરણ નિર્ધારી શકાતુ નથી, પૂર્વનિર્ધારનુ ગણિત અહીં કામ આવતુ જ નથી કલાની એ પદ્ધતિ જ નથી. આવા સાહસની દિશાએ પળેલો કલાકાર પોતાની પ્રજ્વલિત સવિત્તિની નિશ્રામા માત્ર સક્રિય બનતો હોય છે. અને તેથી આ સાહિત્ય તાત્ત્વિક રીતે પ્રયોગશીલ છે, અહી કશી પ્રાપ્તિ કે સિદ્ધિને પહેલેથી ધારી શકાતી નથી. અને તેથી જ અહીં સર્જનપ્રક્રિયાનો મહિમા થાય છે પરિણામને માત્ર પરિણામ લેખેનુ જ મહત્ત્વ મળી શકે છે અને તે હમેશા ગૌણ હોય છે, આ દૃષ્ટિએ સુરેશ જોષી આદિ આધુનિકોને મન સર્જન અહૈતુક નિર્માણની પ્રવૃત્તિ છે, લીલા છે

સામાજિક વિધિનિષેધોથી ઊફરા જઈને તત્સમવૃત્તિનો સર્વથા વિનાશ પોકારીને શબ્દની સ્વાયત્ત અને મૂલ્યનિરપેક્ષ રૂપસૃષ્ટિ રચનારા આ કળાકારો પોતાના સનાતન ધર્મને અંગે મૂળભૂતપણે જ આધુનિક છે સુરેશ જોષી અને તેમની રૂપનિષ્ઠ સાહિત્ય મીમાંસાનુ આ સત્ય નિષેધ, ભંજન, વિચ્છેદ, ઊહાપોહ, વિદ્રોહ, અસ્વીકાર જેવા અનેક અર્થવર્તુળો ધરાવતી બલિષ્ઠ આધુનિકતા (modernity)નુ અધિષ્ઠાન છે. એટલા માટે જ આ યુગમા જીવન અને સાહિત્યમા મૂલગામી પરિવર્તનો ઝંખનારી બહુપરિમાણયુક્ત આધુનિકતા મહોરેલી છે

પરિણામનિરપેક્ષ પ્રયોગલક્ષી સર્જનપ્રક્રિયાને વરેલી આ કલા શુ માત્ર શબ્દરમત છે? સર્જકતાનો યદૃચ્છાવિહાર છે? ના, વાસ્તવમા તેમ નથી, બલ્કે તેવી કલાનો અહી ભારે વિરોધ છે સંદિગ્ધ અર્થ-સમૃદ્ધિને માટે અહી ભાષાના માધ્યમથી કલ્પન, પ્રતીક, લય આદિ ક્ષમતાઓને વિશેની તથા રચનાની સમગ્ર ટેકનિક વિશેની કલાકારની સક્રિયતા ઊભરાતી લાગે છે એ ખરુ, પણ એનુ ધ્યેય તો સાધન-સાધ્યની સીમાઓ જેમા લુપ્ત થઈ ગઈ હોય તેવી હોવાપણાની શુદ્ધ હસ્તીનુ The pure state of Existing—સંતતિ-નુ નિર્માણ કરવાનુ છે. એટલે ભાષાના સાધનને સાધ્યરૂપ ગણતી આધુનિક સર્જકતા તેના એવા વર્ણનમા અભ્યાસની સગવડ ખાતર જ એમ વર્ણવાય છે એમ જ લેખવુ રહ્યુ સુરેશભાઈ સહિત આ યુગના તમામ સર્જકોએ રસકીય અભિગમનો અને રસાનુભૂતિનો પોતાની સર્જનપ્રવૃત્તિના પરમ ધ્યેય તરીકે સ્વીકાર કરેલો જ છે, વળી તેમના પ્રયોગોને કશુ ને કશુ રસકીય પ્રલોભન વળગેલુ છે, બલ્કે તેને વિશેની તીવ્ર સભાનતાના સંદર્ભમા સર્જન અહી પ્રજ્વલિત સંવિત્તિનો વિષય બને છે છતા પ્રેરણા, આવેગ, ઉદ્રેક વગેરેથી સુરેશભાઈનો 'લીલા'—વિભાવ સર્વથા મુક્ત છે અહી લીલા એટલે 'સર્જક-સંકલ્પોની મર્યાદાઓ કે તવા સ્વૈચ્છિક અવરોધોના સ્વીકાર સહિતની ક્રીડા, જાતે લાદેલા નિયંત્રણો હેઠળના પડકારોને ઝીલી લેવાનો ઉત્સાહપૂર્ણ સર્જક-પુરુષાર્થ એટલે -
સાહિત્યમીમાંસાનો મર્મ સ્વીકારનારો સર્જક રૂપનિર્મિતિને

સચેતનાનો કે જાગ્રતિનો નિષેધ લેખે છે, તે નિરંકુશ ભાવે લીલા થવા દેતો નથી, બલકે એક કળામર્મજ્ઞની હેસિયતથી લીલા કરે છે આમ કલાનુ સત્ય અહીં સતતિ છે અને તે સાધન અને સાધ્ય, અહૈતુકતા અને સંકલ્પ જેવા વિરોધાભાસોમા જ ઉપલબ્ધ થતુ હોય છે, આત્મસાત કરી શકાતુ હોય છે સુરેશભાઈમા સર્જક આમ જીવનનો ગૌણભાવ કલ્પીને જીવનની પૂર્ણતાનુ જ ઈંગિત પ્રગટાવે છે, ભાષાને સામગ્રી ગણીને ભાષા વડે જ નવી ભાષા જન્માવે છે, મૂલ્યનિરપેક્ષ બનીને મૂલ્યોને જન્માવનારી ભૂમિકા સરજે છે, રૂપ, ટેકનિક, પ્રતીક વગેરેમા રમમાણ રહીને તેને જ ફેંકી જનારુ બળ પણ ઉદ્‌બુદ્ધ થવા દે છે નિષેધથી પ્રારમ્ભીને તે મૂલસ્પર્શી વિધિઓની ગભીર ભૂમિકાને ઉત્ક્રાન્ત થવા દે છે માટે અરાજકતાને અહીં રૂપ મળે છે, અસગતને ઊંડી સગતિ લાધે છે, અનનુભૂતને અહી અભિવ્યક્તિ મળે છે રોમેન્ટિક આવિર્ભાવોમા વ્યક્ત થતી સુન્દરતાઓ, અતિ વાસ્તવના વિ-ચિત્ર વિશ્વો, કપોલકલ્પિતની ચમત્કૃતિઓ વગેરેની મૂર્ત અને આસ્વાદ્ય સૃષ્ટિઓ, ટૂકમા સમગ્ર કલાસર્જનપ્રવૃત્તિમા અહી અરૂપમાથી રૂપમા અને વળી અરૂપમા પર્યવસાન પામનારી એક પ્રાણપદ ગતિશીલતાનો, જીવન્તતાનો સ્પૃહણીય પર્યાય બની રહે છે મૂર્ત અને અમૂર્ત વિશ્વોની આ ચૈતન્યસભર રૂપલીલા ભાવકના રસાનુભવનુ કારણ બને છે પરિણામે, રૂપનિર્મિતિ અહી માનવીય સ્વાતંત્ર્યને ઝૂંટવી લેનારી વસ્તુ નથી બનતી કે અનુભવની તત્ક્ષણતાને અવરોધનારી આડશ પણ નથી બનતી અહી સ્થગિતતા સર્જીને ગતિનો નવેસરથી ઉત્સાર સિદ્ધ કરવામા આવે છે, જીર્ણ અને અર્ધમૃતને નવુ રૂપનિબદ્ધ ચૈતન્ય અર્પીને કરાથી સૃષ્ટિમા સચરિત કરવામા આવે છે કલાકાર અહી સમ્યક્ અર્થમા સ્રષ્ટા બનવાનો પ્રયોગ કરી જુએ છે, ને છતા તે મનુષ્ય મટી જતો નથી, સુરેશભાઈ–પ્રણીત કલામીમાસાનુ સત્ય આમ વિરોધાભાસી ભાતમા જ વ્યક્ત થાય છે

( ‘સુરેશ જોષીથી સુરેશ જોષી’ ગ્રન્થના ઉપસહારમાથી તારવીને—સામાર )



## અને તમારી દૃષ્ટિનો યોગ

□

**જયંત કોઠારી**

**આપણા** પ્રથમ પંક્તિના વાર્તાકાર ધૂમકેતુનું એક વાક્ય છે 'મનુષ્ય પોતાની દૃષ્ટિ છોડી બીજાની દૃષ્ટિથી જુએ તો અર્ધું જગત શાંત થઈ જાય.' એમની એક પ્રસિદ્ધ વાર્તા 'પોસ્ટ-ઑફિસ'માં આ વાક્ય આવે છે. પેલો બિચારો કોચમીન અલી ડોસો! પરદેશ વસેલી પુત્રીના પત્રની રાહ જોતા જોતા એ ઘેલછાભર્યું વર્તન કરવા લાગ્યો! રોજ સવારમાં વહેલો પોસ્ટ-ઑફિસમાં બેસે ને મરિયમના પત્ર વિશે પૂછપરછ કરે. પોસ્ટ માસ્તર અને કારકુનો એને ગાંડો ગણી એની મશ્કરી કરે, એને ધુત્કારે. અલી ડોસાના પિતૃહૃદયને જોવાની એમની પાસે દૃષ્ટિ નહોતી. પણ પછી તો પેલા પોસ્ટમાસ્તરને પણ પોતાની માંદી દીકરીના સમાચારની રાહ જોવાનો પ્રસંગ આવ્યો. અલી ડોસાની પ્રતીક્ષાનો મર્મ ત્યારે એમને સમજાયો. પિતૃહૃદયે પિતૃહૃદયને ઓળખ્યું. પોસ્ટમાસ્તર પોસ્ટમાસ્તરની દૃષ્ટિ છોડી પિતાની, માતાની, ભાઈની દૃષ્ટિથી જોતા થયા. હવે અલી ડોસા જેવી વ્યક્તિઓને એમનાથી કશો આઘાત નહીં પહોંચે. મનુષ્ય પોતાની દૃષ્ટિ છોડી બીજાની દૃષ્ટિથી જુએ તો અર્ધું જગત શાંત થઈ જાય.

'ધૂમકેતુ'ની આ વાર્તા કિશોરાવસ્થામાં વાંચેલી. એમનું આ વાક્ય ત્યારે પણ ચિત્તને સ્પર્શી ગયેલું. ગાંડાઘેલા ગણાતા માણસોને જોવાની એક દૃષ્ટિ આપે છે એમ માનેલું પણ જેમ જેમ દુનિયાનો અનુભવ થતો ગયો તેમ તેમ એ વાક્યની સત્યમયતા વધારે ને વધારે વ્યાપક અર્થમાં સમજાવા લાગી. જોયું કે જગતના ઘણા સંતાપોનું મૂળ આ જ છે, કે માણસ બીજા માણસની દૃષ્ટિથી જોઈ શકતો નથી. હું બસ-કંડક્ટર છું. બસમાં ચાર પેસેન્જર વધારે લઈ શકાય એમ હોવા છતાં હું બસ દોડાવી મૂકું છું. હું સ્ટેન્ડ પર લાંબી વારથી ઊભેલા પેસેન્જરની દૃષ્ટિથી

વિચારતો નથી હુ ડૉકટર છુ. હુ દર્દીને પતાવવામાં માનુ છુ. દર્દી લાબી વાત કરે તો એ મને લપ લાગે છે હુ દર્દી છુ. મારા દરદને ગાયા કરવાનુ ગમે છે ડૉકટરના સમયનો હુ વિચાર કરતો નથી હુ શિક્ષક છુ વિદ્યાર્થી કેટલીક સામાન્ય વસ્તુ પણ જાણતો નથી એ જોઈને હુ અકળાઈ જાઉ છુ મને ખ્યાલ આવતો નથી કે હુ જેને સામાન્ય માનુ છુ તે વિદ્યાર્થીને માટે કદાચ અસામાન્ય પણ હોય

નવરાત્રિના ઉત્સવના દિવસો હમણા ગયા રાતના બાર પછી લાઉડ-સ્પીકરનો ઉપયોગ કરવા પર પોલીસે પ્રતિબધ મૂક્યો અને એ માટે પગલા પણ લીધા ભાવિકજનોએ એનો વિરોધ કર્યો – ભકિતમા વળી નિયત્રણ શાના ? વિરોધ કરનારાઓએ વૃદ્ધો, બિમારો અને શાતિપ્રિય નગરજનોનો વિચાર કર્યો ? પણ જે દેશમા પડોશીની ઇચ્છાવિરુદ્ધ એના લાભાર્થે રેડિયો મોટેથી વગાડવાનો અબાધિત અધિકાર માનવામા આવે છે, તે દેશમા આવા નિયત્રણોનો વિરોધ કરનારા સજ્જનો હોય એમા નવાઈ નથી ઇંગ્લડમા તો, એક મુરબ્બીએ કહ્યુ કે, રાતના આઠ પછી બારીના પડદા ઢાળી દેવામા ન આવ્યા હોય તો પોલીસ તરત ટોકે તમારા ઘરનો પ્રકાશ પણ બીજાને અણગમતો કે અગવડરૂપ હોવા સભવ છે તો એવો પ્રકાશ ફેલાવવાનો પણ તમને અધિકાર નથી. તમે તમારી રીતે રહો, પણ તમારા પાડોશીને પણ એની રીતે રહેવા દો.

મને તો ઘણી વાર એમ લાગે છે કે, પોતાની દષ્ટિ છોડી બીજાની દૃષ્ટિથી જોતા જો આપણે શીખીએ તો જગતનુ બધુ નહી પણ આખુ દુખ શાત થઈ જાય. પણ બીજાની દૃષ્ટિથી જોવુ એ કાઈ સહેલુ નથી સાસુ બનેલી સ્ત્રી પોતે એક વખત વહુ હતી તે વાત ભૂલી જાય છે અને નવી વહુની લાગણીઓને સમજવામા નિષ્ફળ નીવડે છે સરકારી કચેરીઓમા અથડાયેલો—કુટાયેલો માણસ પોતે સરકારી કારકુન કે અમલદાર બને છે ત્યારે લોકોને અથડાવવા-કુટાવવાનુ કામ જ કરે છે પોતાના જૂના અનુભવોને એ સહેલાઈથી ભૂલી જાય છે

'ઈશ્વરે માણસને બે આંખ આપી છે. એ બે આંખ વડે જ વસ્તુનું સાચું દર્શન થઈ શકે છે એ જ રીતે જીવનવ્યવહારને પણ યોગ્ય સ્વરૂપમા જોવા માટે બે દૃષ્ટિની જરૂર છે—મારી અને તમારી 'તમારી દૃષ્ટિ મારે સ્વીકારી જ લેવી એવુ કઈ નથી, એને હુ સમજી શકુ તો પણ ઘણુ છે. મારી દૃષ્ટિ સાથે તમારી દૃષ્ટિ મળશે તો પરિસ્થિતિનુ એક નવુ જ અને શુદ્ધ રૂપ પ્રગટ થશે તો ચાલો આપણે આપણા બન્નેની દૃષ્ટિનો યોગ કરીએ

૧૨–૧૦–'૭૮



## સુધારીને વાચવુ

જાન્યુઆરી, ૧૯૭૯ના અકમા શ્રદ્ધા ☐ અશ્રદ્ધા ☐ ત્રણ કાવ્યોમાના પ્રથમ કાવ્યની દસમી પંક્તિ 'એટલી વાર' રદ સમજવી અને ત્રીજા કાવ્યની છેલ્લી પંક્તિ આમ વાચવી

'પૂછી જોઈએ કોઈક બારવાને '



## 'બે લઘુ અવલોકનો' વિશે

'કુકાવટી'ના જાન્યુઆરી, ૧૯૭૯ના અકમા પ્રગટ થયેલા 'બે લઘુ અવલોકનો' 'વિશે 'બૃહસ્પતિ' કવિમિલન–ના બે ભાઈઓ સર્વશ્રી ડ ક્રશ ઓઝા અને કનૈયાલાલ મ પડ્યા તરફથી પ્રતિભાવ મળ્યા છે અકવિતા, અકવિતાના પ્રકાશનો અને તે માટેની મડળીઓ વિશે લેખકે જુદો લેખ કરવો જોઈતો હતો તે માટે 'નગર વસે છે' ને નિમિત્ત બનાવ્યુ તે અપ્રસ્તુત છે એમના આ 'મતવ્ય સાથે સમત થઈ શકાય.

'નગર વસે છે'ના આમુખમા કૃતિઓની વિગતે, મર્યાદા સહિત ચર્ચા થઈ છે તે જોતા આ પ્રકાશન કેવળ અહોભાવથી પ્રગટ થયાનુ કહી 'ન શકાય

—સંપાદક

# આપણે સૌ ભારતીય છીએ

હંમેશા સદ્‌માર્ગે અનુસરીએ।
પરસ્પર વફાદાર રહીએ।
એકબીજાના ઘાતક ન બનીએ।
હિંસા ન આચરીએ।
બીજાના દૃષ્ટિબિંદુને સમજીએ।
અને સંગઠિત બનીએ॥

ઋગ્વેદ



દુનિયાની માનવજાતિઓમાં
એક ભારતીય છે
વિભિન્ન જાતિઓમાં વહેંચાયેલ છ
આપણે એક પ્રજા છીએ
ભારતીય હોવાનું આપણને ગૌરવ

માહિતી-ગુજ-૫-'૭૪

# કેટલી નાવોમાં કેટલી વાર

કેટલે દૂરદૂરથી કેટલી વાર
કેટલી ડગમગતી નાવોમાં બેસીને
હું તારી તરફ આવ્યો છું
ઓ મારી નાનકડી જ્યોતિ !
કદી ધુમ્મસમાં તને ન પણ જોતો
છતાં ધુમ્મસની જ નાની રૂપેરી ઝલમલમાં
પિછાનતો તારું જ પ્રભામંડળ
કેટલી વાર હું
ધીર, આશ્વસ્ત, આક્રાન્ત—
ઓ મારા અણબૂઝયા, સત્ય ! કેટલી વાર.
અને કેટલી વાર કેટલાં ઝગમગ જહાજ
મને ખેંચી લઈ ગયાં છે કેટલે દૂર
કયા પરાયા દેશોની બેદર્દ હવાઓમાં
ત્યાં નગ્ન અંધકારોને
ઓર પણ ઉઘાડા પાડતો રહે છે
એક નગ્ન, તીખો નિર્મમ પ્રકાશ
જેમાં કોઈ પ્રભામંડળ નથી બનતાં
કેવળ આંખને આંજે છે તથ્ય, તથ્ય, તથ્ય
સત્ય નહીં, આ તાદીન સચ્ચાઈઓ .
કેટલી વાર મને
ખિન્ન, વિકલ, સંત્રસ્ત—
કેટલી વાર !

# કંકાવટી

માર્ચ, ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૦ : અંક ૨૪૦ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દશમા રૂપિયા ૧૨, બે વર્ષના રૂા. ૨૩, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત

# પીટર પોલ વિપલિંગર



મુલાકાત અને અનુવાદ

**યોગેશ પટેલ**

**ઑસ્ટ્રિયા**ના જાણીતા કવિ પીટરને જાન્યુઆરી, ૧૯૭૯મા લંડનમા મળવાનુ થયુ. સાવ શાંત સ્વભાવના, મળતાવડા એ કવિની સાથે ભાંગીતૂટી અંગ્રેજીમા વાત કરતાયે એમની પ્રતિભાનો સ્પર્શ થયા વિના રહે નહી હેરી (હર્બર્ટ કુહનર)ની મદદથી મે ઑસ્ટ્રિયાના સાહિત્ય વિશે એમની પાસેથી સારી માહિતી મેળવી. હર્બર્ટ કુહનરની મુલાકાત વિશે હવે પછી લખવાનો છુ, તેના દ્વારા ઑસ્ટ્રિયાની સાહિત્યિક પરિસ્થિતિનો ખ્યાલ આવશે

પીટરની અભિવ્યક્તિ એવી સૌમ્ય છતાં ધારદાર છે કે તે યહૂદી કવિ હોવાનુ જ લાગે ! પરતુ હેરીએ જણાવ્યુ કે પીટર વિશે આ પહેલા તમારી જેમ ઘણાને એવી ગેરસમજ થઈ છે. હોલોકાસ્ટ—યહૂદી પરના અત્યાચારોના વિષય-વાતાવરણના કવચમા અભિવ્યક્તિને ગોપિત રાખીને સ્વાનુભવો રૂપે, દફનાઈ ચૂકેલા હાહાકાર અને યાતના અસહ્ય શબ્દોને જીવન્ત કરી દેનાર કવિ પીટર, યહૂદી નહી, પણ મૂળ યુરોપિયન છે.

સામ્પ્રત યુગ ઘોંઘાટને પોતાનો ઈશ્વર બનાવી બેઠો છે એ શબ્દોને દોડાવે છે, અને શૂન્યને વિસ્તાર્યા કરે છે. ભાષા ખાનાબદોશની જેમ ભટકયા કરે છે અને મૌન ભયાનક રોગ બની માણસને ગળી જાય છે. માણસના મનને પીંખીને છિન્નભિન્ન વેરવિખેર કરી નાખે છે જીર્ણ સનસનાટી પર અસ્થિરતા—અચોક્કસતાનુ વાતાવરણ છવાઈ જાય છે અને સ્થિતિનો અર્થ ઝાંખો થઈ જાય છે, કવિ પીટર પૉલ વિપલિંગરને અભિવ્યક્તિ માટે માધ્યમ મળી જાય છે અસ્તિત્વને પણ પછાડીને વળગી રહેવા મથતા અત્યાચારના ભોગ બનેલા

## સ્મૃતિઓમાં

એક વૃક્ષ
હતું
અને એક સફેદ ઘર
ભૂરી બારીઓવાળું
અને આપણા પ્રતિબિંબ
અંધ કાચની તકતીઓમાં
થોડા નામ હતા
સમય થયે ભૂસાઈ ગયેલા
પરંતુ ઓચિંતી ફરી એક વાર
બદામી લાકડાંઓમા કોતરેલી
નિશાનીઓ
મૃત્યુ પામેલા અજાણ્યાઓના
વિચારો
અને વિલાપ
જેઓ કદી ફરી નહિ મળે એમને માટે

## આપણે મૃત્યુ નથી પામી જતા

આપણે મૃત્યુ નથી પામી જતા
સ્મૃતિમા
આપણે ઢંકાયલા હોઈએ છીએ
સફેદ કવચમા
જે બન્યું હોય છે તારા, મારા અને આપણાથી
પવન આપણને ઉડાડી જાય છે
અને પછાડી દે છે જમીન પર
સાત ટેકરીઓ

પાછો આવ
એવા હાવભાવથી
જે આપણને ફરી એક વાર ઘસડી જાય
અસ્થિરતામા
ગમગીનીમા
ભયમાં

હું કહું છું
અહીં જ રોકાઈ જા
થોડો સમય
અ ધાધૂધીમા
જીવન–મૃત્યુની
બાળરમતમા

શુ તને દેખાય છે
કલ્પનો
પોતાને મુકત કરતા ?
આપણે એટલા નિકટ છીએ
સ હારથી
એટલા નિકટ છીએ
પ્રકાશથી

## દિવસ

એક દિવસ
એક કલાક
એક સમય

એની વચ્ચે
તુ
દિવસ
કેલાક
સમય
તારુ આવવુ અને બહાર જવુ
એમની વચ્ચે
અને પર્ણોનુ
પીળા પડવુ
પતંગિયુ
મૃત્યુનુ મસ્તક
મોરની આંખો
તુ પતંગિયા
મૃત્યુ પામે છે દિવસે
જયારે હીમ પડે છે
એક પ્રશાંત શૈલી
માગ પોપચા પર
એક શબ્દ
જે આવે છે ઘણુ દૂરથી
બરાબર ચોક્કસ સમયે
અને ઊતરી જાય છે
ઊંડે હૃદયમા

## તું કહે છે પાછો આવ

તું કહે છે
પાછો આવ
એવા હાવભાવથી
જે આપણને ફરી એક વાર ઘસડી જાય છે
અસ્થિરતામા
ગમગીનીમા
ભયમાં

હુ કહું છું
અહી જ રોકાઈ જા
થોડો સમય
અ ધાધૂ ધીમા
જીવન–મૃત્યુની
બાળરમતમા

શુ તને દેખાય છે
કલ્પનો
પોતાને મુકત કરતા ?

આપણે એટલા નિકટ છીએ
સ હારથી
એટલા નિકટ છીએ
પ્રકાશથી

## દિવસ

એક દિવસ
એક કલાક
એક સમય

એની વચ્ચે
તુ
દિવસ
કેલાક
સમય
તારુ આવવુ અને બહાર જવુ
એમની વચ્ચે

અને પર્ણોનું
પીળા પડવું

પતંગિયુ

મૃત્યુનુ મસ્તક
મોરની આંખો
તુ પતંગિયા
મૃત્યુ પામે છે દિવસે
જયારે હીમ પડે છે
એક પ્રશાંત શૈલી
મારા પોપચા પર
એક શબ્દ
જે આવે છે ઘણે દૂરથી
બરાબર ચોક્કસ સમયે
અને ઊતરી જાય છે
ઊંડે હૃદયમા

# ચાલો આપણે છોડી દઈએ

ચાલો આપણે છોડી દઈએ
આ ખલાસ થઈ ગયેલી જગ્યાઓ
આ ખાલી ખંડેરો
આ ધ્રૂજતું સફેદ ખેતર
જુઠ્ઠાણાનું
ચાલો આપણે ત્યજીએ
ઘૃણા હિંસા અને મૃત્યુ
સમય જે આપે એની
જગાએ રાહ ના જોઈએ
જીવન
જીવવા માટે
મૃત્યુ
મરવા માટે
ચાલો ચલાવી લઈએ
માનવહત્યાકાંડની
અદ્વિતીય કથાઓ વિના
એક ઐતિહાસિક પરિવર્તનની ઘટનારૂપ
ચાલો જીવીએ
જીવન, જ્યાં
જરાયે જીવન નથી.

## ક્લિક



### જનક નાયક

એ ફોટોગ્રાફર છે
એને ફોટા પાડવાનો અત્યંત શોખ છે.
સવારથી જ એ નીકળી પડે છે
અને

નિર્જન રસ્તો
ક્લિક.

નિર્જન રસ્તો.
એક બાળક રડતું રડતું આવી રહ્યું છે
ક્લિક.

ચકલી
અરીસો
અરીસા પર ચાંચ મારતી ચકલી.
અરીસો
ચકલી.
અરીસા પર ચાંચ મારતી ચકલી.
—અરીસા પર ચાંચ મારતી ચકલી.
ક્લિક

*

નદી.
દૂર દૂર સુધી પાણી જ પાણી.
સામે આછો આછો કિનારો.
એક વહાણ
ફૂલેલા શઢ
ભરવેગથી સરકી રહ્યું છે વહાણ.
ક્લિક.

*

બે બાળકો ..
એક છોકરો એક અને છોકરી
સિગારેટના ખાલી પાકીટ
એક પર એક,
એક પર એક ગોઠવી ગોઠવીને ઘર બનાવે છે.
પવન આવતા ઘર તૂટી જાય છે.
ફરી એઓ ઘર બનાવે છે.
ફરી ઘર તૂટી જાય છે.
ફરી એઓ ઘર બનાવે છે.

ફરી ઘર તૂટી જાય છે
એક વખત ઘર પુરેપૂરાં બની રહે છે ત્યારે
ક્લિક.
~
એક રમકડાની દુકાન
ચાર રમકડાઓ સાથે સાથે
રોકેટ, આગગાડી, વિમાન અને. .
એક લગડો ભિખારી
ક્લિક.
~
એક માણસ.
હાથમા તાર.
ચહેરો.
તાર ધીરે ધીરે ખૂલે છે
એક માણસ
ઊઘડતો તાર.
અને ચહેરો.
ક્લિક.
~
એક વ્યક્તિ
૩૦ નબર બીડી
ફૂકી રહી છે.
ક્લિક.
~
એક ખાડો.
ખાડામા પાણી.
પાણીમા સૂરજ.

ખાડામાં સૂરજ.

*

નદીનો કિનારો
સૂકી રેતી.
રેતીનો લાંબો પટ.
બાજુમાં એક મોટો ખાડો.
બરાબર ખાડાની નજીક
બે પગલાં ..
એક સ્ત્રીનું અને એક પુરુષનું.
સ્ત્રીના ડગલાં પર
પુરુષનું પગલું.
બન્ને કંઈક એકમેક પર એ રીતે
દબાયેલાં કે
બરાબર ખાડાની નજીક
બે પગલાં...
એક સ્ત્રીનું અને એક પુરુષનું.
સ્ત્રીનાં પગલાં પર
પુરુષનું પગલું.
ક્લિક.

*

એક વંદો
ઊંધો પડીને તરફડી રહ્યો છે.
વંદો–તરફડાટ.
ત–ર–ફ–ડા–ટ.
ઊંધો વંદો
ક્લિક

*

સડક પર
એક પુષ્પની
તૂટેલી પાંખડી
માણસોની આવનજાવન
સડક પર
તૂટેલી પાંખડી
ક્લિક
કપાયેલો પતંગ હવામાં
ઝૂલી રહ્યો છે
ક્લિક
*
એક વ્યક્તિ સીડી ચડી રહી
વિશ્વાસથી અને દમામથી
આજુબાજુ ઊભેલા લોકો એને
ઉત્તેજનાથી જોઈ રહ્યા છે.
એ વ્યક્તિ સીડી ચડી રહી છે.
લોકોની ઉત્તેજના વધતી જાય છે.
એ વ્યક્તિ છેવટે એના અંતિમે પહોંચે છે.
આજુબાજુ જુએ છે
નીચે જુએ છે.
નીચે એક મોટો ખાડો છે.
ખાડામાં પાણી છે.
ફરી એ વ્યક્તિ આજુબાજુ જુએ છે.
પછી મોઢા ઉપર બુરખો પહેરી લે છે
લોકો અનિમેષ એ વ્યક્તિને જોઈ રહ્યા છે.
પછી એ વ્યક્તિ પોતાના આખા શરીર પર
કેરોસીન છાંટે છે.

આછી વાર જોના મળ્યો છે 'ડાગડો'નુ કથાવિશ્વ એ રીતે આપણું સવિશેષ ધ્યાન ખેચી રહે છે

ફેન્ટસીની કોટિનુ વિશ્વ પણ એના સર્જકની વિલક્ષણ કલ્પના શક્તિનુ નિર્માણ છે, પણ એનુ મડાણ જરા જુદી રીતે થયુ હોય છે, અને એમા જે કઈ ઘટના બને છે તેની ગતિવિધિ નિરાળી હોય છે અલબત્ત, આપણે એ પણ જાણીએ છીએ કે દરેક કથાવિશ્વ વત્તેઓછે અશે fictive હોય છે, આપણે એ પણ જાણીએ છીએ કે આવા દરેક કથાવિશ્વના મડાણમા કેટનાક નિયમો (ground rules) પ્રવર્તતા હોય છે, એમા રજૂ થતી વિગતો કે વ્યકિતઓને જોવાને અમુક પરિપ્રેક્ષ્યો (set of perspectives) પણ સૂચિત રહ્યા હોય છે, અને દરેક કૃતિ માટે એને આગવો frame of reference પ્રાપ્ત થયો હોય છે પણ, ફેન્ટસીની રચનામા જો આવા કોઈ મૂળભૂત નિયમોની સ્થાપના થાય છે, તો પછી સમયે સમયે તેનુ ખડન પણ થતુ આવે છે એમા જો વિગતો કે વ્યક્તિઓને જોવા સમજવાને આ કે તે પરિપ્રેક્ષ્ય રચાય છે તો, તેનો પછીથી લોપ પણ થાય છે એમ કહીએ કે, અમુક કથાવિશ્વમા અમુક કોટિની વાસ્તવિકતા સ્વીકારાને સભવાસભવના અમુક ધોરણો કે નિયમો જેવુ રચાતુ લાગે ત્યા તેથી સાવ ઊલટુ નકલ્પ્ય કે અસભવિત જ બની આવતુ લાગે કૃતિમાના પાત્રો પ્રસગો, સકલનાસૂત્ર અને સભવાસભવના અમુક ધોરણો સ્થપાતા લાગતા હોય ત્યા તેના એ મૂળભૂત નિયમનો જ વિપર્યય થઈ જવા પામે વાચક માટે એ રીતે કશુક અણધાર્યું કે અનપેક્ષિત બને છે એટલુ જ નહિ, અને એમ પણ નહિ, ધાર્યું હોય તેથી સાવ ઊલટુ, અપેક્ષિત હોય તેથી સાવ વિરુદ્ધનુ, એમા બની આવે ફેન્ટસીના વિશ્વમા, આ રીતે, અતિ-માનવીય અતિ પ્રાકૃતિક અને અસભાવ્ય લાગે એવી કલ્પનાઓ કામ કરી રહી દેખાશે આવી કલ્પનામાથી જન્મતી સભાવ્ય અને અસભાવ્ય સર્વ ઘટનાઓની

વિલક્ષણ શૃંખલા સહૃદયને મૂંઝવણ સાથે આઘાત અને આશ્ચર્યનો અનુભવ કરાવે છે મૂળભૂત નિયમો અને પરિપ્રેક્ષ્યોના આ જાતના સતત ઊલટાતાપલટાતા ક્રમને લીધે ફૅન્ટસીના વિશ્વનો અર્થબોધ સરળ હોતો નથી પણ એય સાચું કે સમર્થ રચેલી ફૅન્ટસી કોઈ તરંગી કે હવાઈ વસ્તુ હોતી નથી માનવચિત્તના ગહનતમ અતિ ગહનતમ સ્તરની કોઈક આદિમ વૃત્તિ, આદિમ ઝંખના કે આદિ પ્રકૃતિમાં નિહિત રહેલી કોઈ ગ્રંથિના સંચલનનો અણસાર એમાં સંભવે છે. સર્જકની કળાદૃષ્ટિ વિકસિત હોય તો ફૅન્ટસીનું વિશ્વ એક પ્રતીકાત્મક અર્થનું વિશ્વ બની રહે એમ બને.

કાગડો'નું વિશ્વ આપણને અતિપરિચિત સમાજથી દૂરનું, આપણને પરિચિત વાસ્તવિકતાથી દૂરનું એવું એક કપોલકલ્પિત વિશ્વ છે કોઈ સ્વપ્નલોક કે સરરિયલ જગત કે પૌરાણિક જગતની આબોહવા એમાં પ્રસરી રહી છે એક બાજુ સાગરપટ, બીજી બાજુ ગરના વૃક્ષોનો પરદો, ત્રીજી બાજુ સાગરતટની પીળી રેતીમાં માનવદેહની સ્થિતિ અને ઉપર આકાશી વિસ્તાર આ દૃશ્યપટ ખરેખર તો વૈશ્વિક સંદર્ભ રચી દે છે: એનું અપાર્થિવ વાતાવરણ આદિમતાનો અવકાશ પ્રસારી રહે છે. રેતીના કણોમાં અર્ધ દટાયેલો માનવી અહીં જે અતિ માનવીય કે અતિપ્રાકૃત અનુભવની વાત રજૂ કરે છે તે તો કેવળ 'સાક્ષીભૂત ચેતના' સમો લાગે છે જ્યારે એની સામે આવતો 'કાગડો' એક અતિ પ્રાકૃતિક સત્ત્વ સમો લાગે છે લેખકે સાગરપટની આદિમ નિર્જનતા વચ્ચે કાગડાનું અવતરણ, માનવદેહનો ભક્ષ્ય, કાગડા સાથે માનવીનું ઉડ્ડયન, અને અંતે પોતાને 'કાગડો'માં રૂપાંતર પામેલો જોતી અને કાંઠા પરના માનવદેહનો ભક્ષ્ય કરતાં એમાં પોતાની જ ઓળખ કરી લેતી સાક્ષીભૂત ચેતનાનું કોઈક ગૂઢ સંચલન રજૂ કર્યું છે અહીં કાગડાને પ્રતીકરૂપે ઘટાવી આપવાનું સરળ નથી. માનવચિત્તના ગહનતમ સ્તરે ઉદ્‌ભવતી કોઈક આત્મધ્વંશની ક્ષણિક વૃત્તિનો અર્

સચાર એમા જોઈ શકાય; અથવા મનના ઊડાણમાથી ડોકિયુ કરતા સેતાનની છાયા કે પછી evil કે devil ની છાયા એમા પ્રતીક રૂપે પ્રગટતી જોઈ શકાય, અથવા માનવમનના ઊડાણમાથી ઊઠતી આત્મપીડન કે આત્મવિદારણની વૃત્તિ એમા જોઈ શકાય, અથવા વિરાટ વિશ્વમા નિગૂઢ રહેલી આદિમ ક્રૂરતાનુ અહી મૂર્ત રૂપ જોઈ શકાય આ વાર્તામા 'કાગડો' આ બધાનુ સકુલ રૂપ છે, અને એથી યે કઈક વિશેષ છે

'કાગડો'ના રસાનુભવમા એનુ રચનાતત્ર કેવી રીતે ભાગ ભજવે છે તે અવલોકવુ પણ જેટલુ બોધપ્રદ છે તેટલુ જ રસપ્રદ છે. અહી એ કૃતિના કેટલાક strategic points જોઈશુ

કૃતિના આરભના પરિચ્છેદમા રજૂ થતો વૈશ્વિક સદર્ભ ફૅન્ટસીની પ્રથમ આઘાત અને આશ્ચર્યની ક્ષણો પૂરી પાડે છે

"આખો ખોલી જોયુ તો ડાબી બાજુ સમુદ્ર ઊછળેલો, પણ ઊછળીને અટકી ગયેલો દેખાયો એના સફેદ ટોચવાળા મોજા ઠેર ઠેર ઊચા થયેલા, વાકા વળેલા થોકાક પાણીના ટીપા ઉપર કે નીચેની દિશાએ જતા હવામા અદ્ધર લટકેલા, ને દરિયાનો નીચેનો ભાગ વાકી-ચૂકી લીટીઓ વડે દોરેલો હોય એવો, પડી ગયેલા પવનને લીધે જમણી બાજુ હારબધ ઊભેલા સરુવૃક્ષોનો પડદો આકાશમા ખીલી મારીને ટીંગાડેલો હોય એમ હાલ્યાચાલ્યા વિનાનો સ્થિર પીળો રેતીથી કિનારે ચમકતો —ક્યાક મેકડો શખલાછીપલાની ભાતવાળો, ક્યાક કાબરચીતરો પણ આખા કિનારા પર એકે જીવજતુ નહિ, દર પણ નહિ અને ભીની રેતીમા હુ એકલો સૂતો હતો . "

આ ખડમા 'આખો ખોલી જોયુ તો' શબ્દોથી 'સાક્ષીભૂત ચેતના'ની અનુભવકથા આરભાય છે (આ પૂર્વે નિદ્રાની કે એના જેવી કોઈ સુષુપ્ત દશા હતી એમ સૂચવાઈ જાય છે) ડાબી બાજુ વિસ્તરેલો સમુદ્ર આ ક્ષણે એની એક ઉછાળાની સ્થિતિમા સ્થગિત

થઈ ગયેલો છે. સમુદ્રની સ્થગિતતા કૅન્ટસીને જન્મ આપે છે, બાજુના સરુવૃક્ષોના 'પડદા'ની જડ સ્થિરતા પણ એને સમર્પક બને છે સમગ્ર વાતાવરણ એક સ્થગિતતાની સ્થિતિમા હતુ ત્યા, 'આખો' ખૂલે છે, અને આ કથાવિશ્વમા એક ઘટના ઊભી થવાની સભાવના રચાય છે અહી 'પીળી રેતી'નો નિર્જન વિસ્તાર શખલાછીપલા ખરા, જે એક આદિમ આબોહવાનો અણસાર આપે- પણ અહીં જીવજતુની અનુપસ્થિતિનો ઉલ્લેખ વળી નિર્જનતાને ઉત્કટતા અર્પે રેતીમા દટાયેલો માનવદેહ લગભગ શબવત્ પડયો છે 'ફિક્કા સફેદ રગના આગળા' એની આસપાસ મૃત્યુની શ્વેતતા અને ભેકારનો સકેત કરે છે

આવા નિર્જન સ્થગિત વાતાવરણમા 'આખો ખૂલી', તે સાથે તેની 'દૃષ્ટિ' સામે અ-લૌકિક ઘટના આકાર લેવા માડે છે આકાશમા 'કાળુ ટપકુ' દેખાય છે, જે પછીથી કદમા વિસ્તરે છે, અને સમુદ્ર-પટ પર 'કાગડા' રૂપે પ્રત્યેક થાય છે. 'અજિયાળા' પ્રકાશમા 'કાળા ટપકા'નો ઉદ્ભવ કે તેનુ પ્રત્યક્ષીકરણ અહીં સૂચક છે અસ્તિત્વના અતિ સભાન સ્તરે અદરના (કે બહારના) અવકાશમા પ્રત્યક્ષ થતા કોઈ અધ તમિસ્ર કે પ્રાકૃત અશનુ એમા સૂચન જોઈ શકાય. 'પીળા રગમા ઝબોળાઈને એ પીળુ તો નહિ બની જાયને' એ જાનની ભીતિનુ આલેખન પણ ધ્યાનમા લેવાનુ છે કાળા ટપકા જેવુ એ સત્ત્વ અનગ સ્વરૂપે ટકી રહે, અને એ સ્વરૂપે એને પોતે ઓળખી શકે એવી કઈક 'સાક્ષીભૂત ચેતના'ની અજ્ઞાત ઝખના એમા જોઈ શકાય

અને, એ કાળા ટપકાના પ્રત્યક્ષીકરણ સાથે જ સાગરના મોજાઓ અને સરુના વૃક્ષો એકદમ કપી ઊઠે છે, ગતિશીલ બને છે, અને 'સાક્ષી-ભૂત ચેતના' એક નવા જ અનુભવના વર્તુળમા પ્રવેશે છે

આ ક્ષણથી 'સાક્ષીભૂત ચેતના' પોતાની સામે પેલુ ટપકુ જે રીતે 'કાગડો' બનીને વિસ્તરે છે, અને એ 'કાગડો' જે રીતે પોતાનો ભક્ષ્ય કરવા પ્રવૃત્ત થાય છે તેની અતિ ઉત્કટ સભાનતાથી નોધ લે છે

'પછી' 'હવે' 'ત્યારે' 'ત્યાજ' જેવા પ્રયોગોથી એક પછી એક વાક્યો જોડાતા આવે છે. એમા, જો કે, ઐતિહાસિક સમયનુ પરિમાણ કોઈ જોવા પ્રેરાય એમ બને, પણ એને 'સાક્ષીભૂત ચેતના'ને ઉત્કટતાથી નિહાળેલી ક્ષણોને magnify કરવાની પ્રયુકિત તરીકે જોવાનુ વધુ રસપ્રદ બને એમ છે

આકાશમા પ્રત્યક્ષ થતુ કાળુ ટપકુ' એક 'કાગડા' રૂપે પ્રગટ થયુ. એ કાગડો' કાંઠા પર રેતીમા અર્ધ દટાયેલા માનવદેહનો ભક્ષ્ય કરવા નજીક આવ્યા અને પછી એ માનવદેહની પાસળીઓ વચ્ચેથી ચાચ નાખી નસોનુ જાળુ બહાર ખેચી તેને ટોચે છે એ આખીય ઘટના કૃતિના અતમા એક જુદા જ સદર્ભમા જુદા રહસ્ય સાથે પુનઃ રજૂ થાય છે 'સાક્ષીભૂત ચેતના' આકાશમાથી ઊતરી આવતા ટપકાને 'કાગડા' રૂપે વિસ્તરતુ જુએ છે. અતમા એ કાગડા સાથે આકાશમા ઉડ્ડયન કરતી 'સાક્ષીભૂત ચેતના'ને ખબર પડે છે કે કાગડો' અલોપ થઈ ગયો છે ત્યારે આકાશની એ નિર્જન એકાન્તતામા એની બુભુક્ષા જાગી પડે છે ત્યાથી દૂર કિનારા પર તેને એક કાળુ ટપકુ દેખાય છે, અને પછીથી તેમા માનવદેહની આકૃતિ વરતાવા લાગે છે આરભમા થયુ હતુ તેમ, આ તબક્કે પણ તેને એવી ભીતિ જાગે છે કે, એ 'કાળુ ટપકુ' પીળા રગમા ભળી તો નહિ જાયને અને છેવટે એ માનવદેહ આગળ તે પહોચે છે ત્યા તો પોતે 'કાગડા'નુ રૂપ પામી ચૂકી હોય એમ અનુભવે છે પેલી કિનારા પરની માનવાકૃતિનો ચહેરો પોતાનો જ છે એવા ભાન સાથે ચોકી ઊઠતા કૃતિ પૂરી થાય છે અહીં આરભની ક્રિયા અતની ક્રિયા સાથે સધાઈ જાય છે. એમ કહી શકાય કે, એક વિસ્તૃત રહસ્યમય અનુભૂતિના એ બે પાસા છે અહીં સાક્ષીભૂત ચેતનાનુ કાગડારૂપે અવતરણ અને એ કાગડાની પેલા માનવ-દેહમા પોતાની આત્મઓળખ એ જાતની ઘટનામા ફેન્ટસીનુ તત્ત્વ ઉત્કટતાથી પ્રવર્તતુ જોઈ શકાય એને સ્વપ્નજગતની સ્વરૂપાતરની

પ્રક્રિયા કહો, સરરિયલ સૃષ્ટિની ઘટના કહો જે કહો તે, કશુંક રહસ્યાવૃત બની જાય છે.

'સાક્ષીભૂત ચેતના'ની સામે ખડો થયેલો 'કાગડો'એ સામાન્ય પંખી નથી. વિશ્વજીવનમાં નિગૂઢ રીતે વ્યાપી રહેલી કોઈ આદિમ વૃત્તિનું મૂર્ત રૂપ છે. એટલે જ એનું રાક્ષસી રૂપ ધીમે ધીમે છતું થવા માંડે છે "છાતી ફુલાવીને એ એવી છટાથી ચાલતો હતો કે જાણે દરિયાને ખેંચીને કિનારે ઘસડી ન લાવતો હોય! પાછળ દરિયો અને આગળ કાગડો એમ બેઉ થોડી વાર ચાલ્યા" અહીં 'કાગડા' પાછળ દરિયો ખેંચાઈ આવતો હોવાની કલ્પના સૂચક છે સ્થગિત થયેલા સમુદ્રને 'કાગડા'ના અવતરણ સાથે જ તો ગતિ અને ક્ષોભ મળ્યા હતાં!

આ 'કાગડો' પોતાનું 'રાક્ષસી બળ' પ્રગટ કરે છે તેથી 'પીળી રેતી'માં દટાયેલા માનવીની સાક્ષીભૂત ચેતના ભયની લાગણી અનુભવે છે એ કાગડાનું વર્તન જ વિચિત્ર હતું. એની આંખો 'ભયાનક' હતી. અને 'કોઈ તીવ્ર દબાયેલી લાલસાને લઈને એના ડોળા ચકળવકળ ફરતા હતા!' પછી તો એ કાગડો માનવશરીરને પીંખવા પ્રવૃત્ત થાય છે: "પછી ધીમેથી મારી આંખો સામે તાકતો તાકતો મારા ઘૂંટણ પરથી કૂદીને એ મારી દૂંટી પર એક ક્ષણ બેઠો. કાળા રંગના બમ્બા મારી દૂંટીમાંથી ન ફૂટી નીકળ્યા હોય એમ એ ઘડીક સ્થિર થઈ ગયો. પછી ચાંચ ઊંચી કરી આકાશ ભણી તાકી રહ્યો પછી એકદમ નીચું જોઈ પટક પટક એણે પાંસળીઓ પર ચાંચ ઘસવા માંડી" – અને એ સેતાની 'કાગડા'ની આંખ પેલી સાક્ષીભૂત ચેતના'ને એવી પરવશ કરી મૂકે છે કે તેનાથી પોતાની દૃષ્ટિ ખસેડી શકતો નથી. જે કંઈ evil કે devil રૂપ છે તેની દૃષ્ટિ પણ કેવી લોભામણી હોય છે! અને કેવો છદ્મવેશ તે રચે છે! અસ્તિત્વના અંતરાનમાં પડેલો આ સેતાની અંશ મોહિનીનું રૂપ ધરી શકે છે!

અહીં 'કાગડા' તરફ 'સાક્ષીભૂત ચેતના' આકર્ષાવા લાગે છે, બીજી બાજુ 'કાગડો' છાતી કોચવાની શરૂઆત કરે છે!.. 'થોડુંક

ખોતર્યા પછી ૫ટ દઈને બે પાસળી વચ્ચે ચાચ ખોસી દીધી મને અસહ્ય વેદના થઈ, પણ એકે હરફ મોમાથી નીકળી શક્યો નહિ એણે પાસળીઓમાથી ચાચ બહાર કાઢી ત્યારે એના પરથી લાલ પ્રવાહી ટપકતુ હતુ પછી ચાચ અરધી ખોલી કાગડાએ આકાશ તરફ જોયુ, તેથી થોડુક પ્રવાહી એના ગળામા ઊતર્યું. ઘટક એવો અવાજ થયો' આમ 'કાગડા'ની આખીય પ્રવૃત્તિનુ અત્યત વિગતે ચિત્ર રજૂ થાય છે એમા એની લોકોત્તર સત્તાનો અણસાર મળતો રહે છે માનવ-શરીરમાથી નસ ખેચી કાઢતા પહેલા એ 'હસી પડે છે' અને એને કોચતી વેળા તેને ખરેખર કોઈ અનેરો આનદ થાય છે. આનદમા એ ફેરફુદરડી પણ ફરે છે એ આ માનવ શરીરના રુધિરનસ ચૂથતો હતો, ત્યારે સાક્ષીભૂત ચેતનાને એવી અસહ્ય વેદના થતી હતી પણ તેની ચીસ જન્મી શકતી નહોતી !

અને પછી તો, એની પાખોના પ્રસારથી આખુ આકાશ ઢકાઈ જાય છે ! ચોતરફ઼ ઘોર અધારુ છવાઈ જાય છે ! એમા દેખાય છે માત્ર એની તગતગી રહેલી આખો એ આખોની સ્થિર તાકી રહેલી દૃષ્ટિરેખાથી છૂટવું અશકય હતુ ! છેવટે એ મહાપખીની સાથે ઊડવાનુ જ રહ્યુ પણ આકાશમા પહોચતા એ 'કાગડો' અદૃશ્ય થઈ ગયો. એ ક્ષણે-"આકાશમાં હુ એકલો જ હતો અને જાણે કે જન્મનાળથી વિચ્છેદાઈ ગયો હોઉ એવી એકલતા અનુભવવા લાગ્યો હવે મારુ ધ્યાન મારી તરફ઼ દોરાયુ "-અને એવા ઉગ્ર ભાન સાથે એ સાક્ષીભૂત ચેતના ફ્રરીથી કિનારા પર ઊતરી આવે છે ત્યા, પેલુ 'કાળુ ટપકુ, અને એનો માનવદેહરૂપે વિસ્તાર, અને એનો એ 'ચહેરો' તે પોતાનો જ !

'કાગડો' આખાયે આકાશને ઢાકી દેતો પાખો ફેલાવે છે, તેમા તેની વૈશ્વિક સત્તાનો પરિચય મળી જાય છે. (લૉરેન્સની The snake કવિતામા સર્પનો પણ આવી વૈશ્વિક સત્તારૂપે પ્રસાર થતો વર્ણવાયો છે.) એ પાખોના ફેલાવાથી જે અધકાર વ્યાપી રહે છે, તેમા તેની બે આખો તગતગ્યા કરતી પ્રત્યક્ષ થાય છે. વિભીષિકાનું આ રૂપ

કગાર છે, પણ એનુ ય વળી આગવુ કામણ છે અહીં અનુભૂતિના વ્યાપમા કશાક mystic તત્ત્વનો સસ્પર્શ વરતાય છે 'સાક્ષીભૂત ચેતના'ની અપાર વેદના અને થીજી ગયેલા ચિત્કારોની નિશબ્દતા અહી પરાકાષ્ઠાએ પહોચે છે ત્યા અતિમ ઘટના આરભાય છે એ મહા પખીની પાછળ સાક્ષીભૂત ચેતના અદમ્ય બળથી ખેચાય છે આરભમા 'કાગડો' પોતાની પાછળ દરિયા' ખેચી આણતો હોય એ ક્રિયાની સામે અતની આ ક્રિયા વિરોધમા અરમ ઊપસી આવે છે અવકાશમા એ 'કાગડો' જ્યા અદૃશ્ય થઈ જાય છે ત્યા એ 'સાક્ષી ભૂત ચેતના'ને એ ખાલી અવકાશમા વજનરહિત સ્થિતિમા મૂકાઈ ગયાનો અનુભવ થાય છે પેલા આદિમ આવેગનો સ્રોત કપાઈ જતા પોતે દિશાશૂન્ય બની જતો અનુભવે છે એની સામેના પેલા devil (કે evil) જોડેની જન્મનાળ કપાઈ જતા ક્ષણભર ભયકર એકલતાનો અનુભવ થાય છે પણ ત્યા તો એ ક્ષણે પોતાના પેટમા જ બુભૂક્ષાનો અગ્નિ ભડભડ બળી રહ્યો હોવાનુ તેને લાગે છે. દૂર કિનારા પર પ્રથમ એક 'કાળુ ટપકુ' દેખાય છે (આરભમા સાક્ષીભૂત ચેતનાએ આકાશમા એવુ 'ટપકુ' જોયુ હતુ) પછી એક ભયનો સચાર તેનામા થઈ જાય છે રખેને એ 'ટપકુ' 'પીળા રગ'મા ભળી તો નહિ જાયને (આરભમા આકાશના 'કાળા ટપકા' માટે તેને આની જ ભીતિ જાગી હતી) અને પછી કિનારા પર ઊતરી માનવ–શરીર સુધી પહોચે છે તેના ઘૂટણને બળથી ભીંસે છે, એનો ભક્ષ્ય કરવા લળે છે ત્યા એનો 'ચહેરો' જોઈ છળી ઊઠે છે। પરકાયાપ્રવેશની આ આખીયે લીલા જેટલી રોમાચક છે તેટલી જ સક્ષોભક પણ છે ઘનશ્યામે રચેલી એક સમર્થ ફેન્ટસી આમ અહી એક ચેતોહર કલાત્મક રૂપ પામ્યાનો પરિતોષ અર્પે છે આની ફેન્ટસી સર્જનની અનતવિધ શક્યતાઓ તરફ સકેત પણ કરી રહે છે



# મારો ધર્મ · મનુષ્યત્વમ



લેખક **દેવુલપલ્લી વેંકટકૃષ્ણ શાસ્ત્રી**

અનુવાદક **ભગવતીકુમાર શર્મા**

સુવિખ્યાત તેલુગુ કવિ દેવુલપલ્લી વેંકટકૃષ્ણ શાસ્ત્રીને ૧૯૭૮નો સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળ્યો હતો. કેટલાક વર્ષ પહેલા લેરી-ન્જાઈટીસ (કંઠનાળનો સોજો-દાહ)ની શસ્ત્રક્રિયામાં તેમણે તેમનો કંઠ સંપૂર્ણપણે ગુમાવી દીધો હતો. ગુજરાતી કવિ શ્રી રઘુવીર ચૌધરીએ કવિની આ સ્થિતિ વિશે એક કાવ્ય પણ લખ્યું છે.

કવિએ આંધ્રપ્રદેશના સમુદ્રતટના કાકીનાડા નગરનો પ્રવાસ કર્યો અને તેનું વર્ણન આલેખ્યું. તેઓ એ નગર સાથે વર્ષો સુધી ગાઢ સંબંધ ધરાવતા હતા અહીં એમની એ ભાવયાત્રાના વર્ણનનો ગુજ-રાતી અનુવાદ પ્રસ્તુત છે.



હવે હું ઇચ્છા મુજબ હરી-ફરી શકું તેમ નથી સંગાથ વિના હું શેરીમાં પગ પણ મૂકવા સમર્થ નથી

મારી વાચા ચાલી ગઈ છે અને જાહેરમાં હું વિચરી શકતો નથી, મેં મારો અવાજ ગુમાવ્યો છે. તે છતાં મિત્રો અગાઉની જેમ જ મને મળવા આવતા રહે છે, તેઓ મને વીંટળાઈ વળે છે અને મારામાં અગાઉ કરતાંયે વધારે દિલચસ્પી દાખવે છે આમ વિચારવું વિચિત્ર લાગે છે મારા જેવા અસહાય, વૃદ્ધ પુરુષમાં આટલા બધા લોકોએ શા માટે રસ લેવો જોઈએ? મુંબઈમાં મેં શસ્ત્રક્રિયા કરાવી ત્યારથી તેઓ બધાએ મારા પર સ્નેહ વરસાવ્યો છે શા માટે? મને આશ્ચર્ય થાય છે શા માટે?

મારે હવે એ જ પ્રમાણે કરવુ પડે છે) 'હવે તુ જ મારો અવાજ છે, અને હુ તારી આખો આપણે આ જ રીતે આગળ ધપીએ' હવે હુ તેની સાથે જ પ્રવાસમા જાઉ છુ

હુ કેટલા બધા પરિચિત લોકોને મળ્યો ! આ મુલાકાતોથી મારી ઉમરમા અવશ્ય દસ વર્ષનો વધારો થયો હશે. પણ ઘણા જૂના ચહેરા-ઓ માટે હુ ઝખતો રહ્યો એ ચહેરાઓ હવે ઓગળી ગયા છે

હુ તો હૃદયથી જીવનારો માણસ છુ—નિતાતપણે હૃદયથી જ જીવુ છુ મને બીજા કશા કરતાયે માણસની વધારે ભૂખ રહે છે કવિતા એ મારુ જીવન છે સગીત મારો આત્મા છે કર્મો અને તેના રહસ્યો, ઈશ્વર-સાક્ષાત્કારનો માર્ગ, યોગ વગેરેની મને ગમ નથી હુ એવો તો અજ્ઞાન છુ હુ માત્ર માણસના સથવારાને ઓળખુ છુ—તેના પ્રેમના રોમાચને અને તેના નકારની પીડાને પિછાણુ છુ મારો ધર્મ આ છે

એ જ રીતે સાહિત્યમા કલા-સ્વરૂપોની અદ્યતન થિયરીઓની અને ધ્વનિ, વક્રોક્તિ તથા રસ જેવા સૌન્દર્યશાસ્ત્રના મોટા મોટા સિદ્ધાતોની મને ગમ નથી. એ બધુ તો વિદ્વાનો અને શાણાઓ માટે છે હુ માત્ર કવિતાને જાણુ છુ ને તેને કેમ આસ્વાદવી તેની મને સમજ છે.

મારા જેવા માણસ માટે (મિત્રો સાથેની) એ મુલાકાતો આનન્દ વિભોર કરનારી નીવડશે, નહિ ?



છેલ્લે છેલ્લે હુ વિચિત્ર પ્રાણી બની ગયો છુ. ઘરમા હુ અવાચક બેસી રહુ છુ હુ અધકારમા મારા વરને ઉભડક મૂગો મૂગો બેસી રહુ છુ અને ત્યારે વૃક્ષપર્ણોની મર્મર સાભળતી હોય છે

હુ કોઈ પણ અતિથિ માટે દ્વાર ખુલ્લા રાખુ છુ અતિથિ તો અણુવાર્યો યે આવે !

ક્યારેક જ્યારે કોઈ આવતુ નથી ત્યારે મને એવો ભય લાગે છે, કે નવા ફૂટેલા પાદડા પર ધ્રૂજતા હિમના બિન્દુની જેમ હુ કદાચ સરકી જઈશ

'અરેરે, આજે કેમ કોઈ જ ન આવ્યુ ? બહુ મોડુ થાય તે પહેલાં કોઈ આવી ચઢે તો કેવુ સારુ !' હુ અધીર અને ઉત્સુક બની જાઉ છુ

મારી લાગણીઓ અને ઝખનાઓ એળે જવા જ સર્જાઈ છે તે વિચારે હુ નિરાશાથી ફફડુ છુ ટેકરીઓ વચ્ચેની ખીણમા ઊગેલી વૃક્ષઘટાની જેમ

તો પછી હુ શુ કરી શકુ ? મને પેલા અગ્રેજ કવિના જેવી લાગણી થઈ આવે છે તેણે લખ્યુ છે–

'ચકલી સુદ્ધા જો મારી બારી પાસે આવે છે, તો હુ તેના અસ્તિત્વમા હિસ્સો લઉ છુ અને કાકરો ઉપાડુ છુ'

આવી મહાન ક્ષણમા માણસ નિસર્ગ સાથે મૈત્રી બાધે છે

એક વાર હુ મારી કારમા હૈદરાબાદથી મદ્રાસ જઈ રહ્યો હતો. રસ્તામા નાગાર્જુનસાગરની પાસે મે એક ઊચી, ઉદાસ ટેકરી જોઈ

એવામા એક વાદળુ આવ્યુ ને એ ટેકરી પર ફાટ્યુ થોડાક ઝાપટા વરસાવ્યા. પણ ટેકરી તો અચળ રહી અગાઉ જેવી જ ઉદાસ અને વિષાદથી નીતરતી. વાદળ ચાલ્યુ ગયુ મને એને માટે વેદનાની લાગણી થઈ આવી.

રાત્રિને સમયે આ લાગણી વધારે સઘન બની આવે છે રાત્રિ તો મા છે માનો ખોળો દિવસના સમયે બધી જ વસ્તુઓ પોતપોતાના રીતે અનેક પ્રકારે વહેચાયેલી હોય છે કોઈને બીજા સાથે બોલવાની યે નવરાશ નથી હોતી પણ રાતટાણે બધા ગાલ સાથે ગાલને ભટકાડીને બાળકોની જેમ, એક જ પથારીમા સૂતા હોય એમ લાગે છે આ બધી ટેકરાઓ અને વૃક્ષો, મકાનો, ખુરશીઓ અને માણસો ! તેમની વચ્ચેનુ ઐક્ય કવિને કદાચ રાત્રિને સમયે વધારે સ્પષ્ટપણે વર્તાશે

રાત્રિની શાંતિ માણસના મૌન જેવી હોય છે, પણ મારું આ કાંઈ મૌન નથી એ તો વાચા-વિહીનતા છે તેથી આ અનુભવ ક્ષણિક જ હોવો જોઈએ

દરમ્યાન એકલતા મને ભીતરથી કોરે છે. હું આ વિચારે લગભગ રડું રડું થઈ જાઉં છું. 'આ રસ્તા પરથી આટલા બધા લોકો પસાર થાય છે પણ એમાંનો એક માણસ સુદ્ધાં કેમ મારી પાસે આવતો નથી? બીજું કાંઈ નહિ તો તે તેના પગલાંની સ્પષ્ટ છાપ મારે માટે મૂકતો જાય તોયે બસ!' વારુ, આકાશમાં પેલા તારાઓ એ કે કોઈકના પદચિહ્નો? હું આમ તેઓને વિશે વિચારે ચઢ્યો છું ત્યારે મારા અંધકારભર્યા નીડમાં, પગોઢની ધ્રૂજતા હેઠળ, વીંટી ગયેલા મળસકામાંથી પંખીઓનો ફડફડાટ વહી આવે છે. અને હું સહેજ ભાનમાં આવું છું

અને મૈત્રી માટેની મારી તરસ પણ એવી જ છે પ્રેમ માટેના આ બાથોડિયાં! મારો ધર્મ આ છે હું હંમેશા જીવનના વિશ્વમાં, મનુષ્યોના વિશ્વમાં રહેવા ઝંખતો રહ્યો છું માનવમહેરામણમાં હું ડૂબી જવા ઈચ્છું તેથી હું મૃત્યુ નહિ પામું જીવનનો અસીમ કોશ જ્યારે મારી પાસે હોય ત્યારે મારે શા માટે મરવું જોઈએ? મનુષ્યધર્મ એજ મારો ધર્મ છે

આથી હું એક રીતે એકાકી નથી અને તેથી એકાકી છું પણ ખરો શા માટે? કારણ કે હું એકલો ઊભો રહું છું અને અલગ રહું છું હું રાજકીય કે બીજા કોઈ પ્રકારના પક્ષમાં નથી. મારું પોતાનું કોઈ જૂથ નથી મારે કોઈ ધર્મ નથી માત્ર મનુષ્યનો ધર્મ છે મારી કોઈ જાતિ નથી, માત્ર મનુષ્યની જાત છે. હું માણસ છું. મારે માટે દરેક માણસ મારા જેવો જ છે. માણસોના આ વિશ્વમાં 'વૈશ્વિક મનુષ્ય' સાહિત્યમાં મારું કોઈ વિશેષ ક્ષેત્ર નથી. જો તમને

રુચતુ હોય તો હુ કહુ કે હું કવિ છુ હુ માત્ર કવિને ઓળખુ છુ આ કે તે કવિને નહિ

આ બધુ કહ્યા પછી યે મારે જે બધુ કહેવાનુ છે તે પૂરતી સ્પષ્ટતાથી હુ કહી શકયો છુ કે કેમ તેની મને ખાતરી નથી મે જે કહ્યુ તે હુ કહી શકયો છુ કારણ કે બ્રાહ્મોસમાજમાની મારી શ્રદ્ધાનો એ પ્રભાવ છે, અને મારા ગુરુ ( સ્વ સર આર વેકટરામ્ નાયડુ)ની પ્રેરણાનુ પરિણામ છે મારો ધર્મ મનુષ્યધર્મ છે, જાગતિક આસ્થા છે. મારુ મદિર નિત્યનૂતન છે ધરતીમાતા એ મારુ મદિર છે

આ વિશાળ અને ઊચા મચ પર
હું સતત રહી શકું તેમ નથી
ક્ષણાર્ધમા હુ પડી જાઉ છુ
અને અધકાર તથા ઉજાસ વચ્ચે
હુ બાથોડિયા ભરુ છુ

માણસ દરેક બારણે ટકોરા સાભળે, દરેક હૃદયને ટકોરા મારી પૂછે એ વિરલ છે, અત્યત વિરલ છે મને મોટેથી રડવાની ઇચ્છા થઈ આવે છે

જીવનભરની પ્રતીક્ષા પછી યે
તમે નહિ જ આવો !
અમને જ્યારે કશી ધારણા નહિ હોય
ત્યારે તમે આવી પહોચ્યા છો !
પળભરમા તો તમે જતા રહ્યા
અને હુ ગાફેલ !
તમે સદૈવ અહીં જ રહો તે માટે

હુ તમારા ચરણને
મારા હૃદય સાથે બાંધી તો રાખી
શકુ તેમ નથી.
એક જ શ્વાસમા હુ કહુ છુ'
પગલે પગલે મદિર છે
દરેક આત્મામાં એક દેવળ છે,
અને એ દેવળમા એક દીવો છે

હુ મારી જાતને જ કહેતો સાભળુ છુ

ખાલી શબ્દો—
કે પછી તમે ખરેખર આ જ કહેવા માગો છો ?
તમે જૂઠુ બોલો છો.'

પણ તરત જ હું ફરીથી વિશ્વાસ પ્રાપ્ત કરુ છુ અને ગાઈ શકુ છુ.

'આ નૌકાને ખરેખર કોણ ચલાવે છે ?
માત્ર અણદીઠ નૌકાચાલક
મોજાઓ પર તે માર્ગ કરે છે
તે આપણને હલેસા મારીને
સામે કાઠે લઈ જાય છે
જયા નૌકાને ખરેખર કોણ ચલાવે છે ?
માત્ર અણદીઠ નૌકાચાલક જ'

કોઈક રીત, ક્યારેક ગાઓ તો ખરા ! 

પત્રચર્ચા



## સુમન શાહ

તન્ત્રીશ્રી, 'કંકાવટી'–

'કંકાવટી'ના ફેબ્રુ. '૭૯ ના અંકમાં મારી આગલા અંકની પત્રચર્ચાનો અજિત ઠાકોરે જવાબ આપ્યો છે એમા સુરેશ જોષી, રાધેશ્યામ શર્મા અને મારે અંગે વધુ ગેરસમજો ઊભી કરનારા વિધાનો પડેલા છે, તો આ લખાણ તેના જવાબરૂપે પ્રકટ કરશો

'વાચના'ના મારા 'ઊહાપોહ'–પ્રકાશિત અવલોકનને અજિત ઠાકોર 'અનેક રીતે' થયેલું 'મૈત્રીકૃત્ય' લેખે છે અને તેને 'અપ્રામાણિક વ્યવહારને સિદ્ધાન્તનું મહોરું પહેરાવવાના પ્રયાસ' રૂપે વર્ણવે છે તેમની આ બેય માન્યતાઓ તેમની અણસમજોને આભારી છે. હું તેની ક્રમશ: વાત કરું .

મારા 'મૈત્રીકૃત્ય' પછી પણ ભાઈ અજિતને મારા અવલોકનમા 'વાચના' વિરુદ્ધની ૧૭ જેટલી સ્થાપનાઓ જોવા મળી છે। ત્યારબાદ તેમણે, મને જોવા મળેલી 'વાચના'ની ૧૦ જેટલી વિશેષતાઓ' નિરૂપી છે। આને મૈત્રીકૃત્ય' લેખવું કે કેમ તેની ચર્ચામા ન પડતા હું કહીશ કે એ ૧૭ સ્થાપનાઓને હું 'વિરુદ્ધની સ્થાપના' લેખે સ્વીકારતો નથી. 'વાચના'ની વિરુદ્ધનું શું ? ને 'સ્થાપના' તે શું ? એક અવલોકનમા ચાલતા એક સળંગસૂત્ર વિવેચનાત્મક દોરની એ ભાત છે. એને સ્થાપના' ન કહેવાય, ટાળણ–ટોળણ કરી જુદુ કાઢી અહીં ડાટલા લઈને બધુ જોખવા બેઠા છીએ ? ખરુ–ખોટું કહીને શિક્ષકની જેમ ગુણાંક આપવા બેઠા છીએ ? એને વિરુધ્ધની સ્થાપનાઓ ગણીને તુર્ત જ અજિતે પછી એને રાધેશ્યામની મર્યાદાઓ' લેખે ઘટાવી નાખી છે। પાછા, મારા વિચારોનુ એ નિકટતમ અર્થઘટન' છે એમ તેઓ

કહે છે ! રાધેશ્યામની 'ગિટકે અને નિરંજન ભગત' સમીક્ષામાં પણ, તેઓ પોતાને હિસાબે 'સમીક્ષા' ગોઠવવા નીકળ્યા છે એક વિવેચનાત્મક લખાણ આસપાસની અનેક ચીજોને સ્પર્શે –તુલનાત્મક હોય ત્યારે તો ખાસ એ વાત તેઓ સમજ્યા નથી, ને આમ શબ્દો જોખવા બેઠા છે એ લેખની ફળશ્રુતિ તે આ જ, કે ગિટકે ગિટકે રહે છે અને નિરંજન ભગત નિરંજન ભગત ! આની માપપટ્ટીઓ લઈને વેતરવા બેસીએ એટલે વિવેચનનું વિવેચન થઈ ગયું ગણવાનું ? ન ચાલે, આમ તો કોઈ યે વિવેચકમાંથી કશું જ હાથ ન આવે ! ,

અજિત વિવેચન વિશેનો ગો ખયાલ ધરાવે છે ? 'ગુણો હોય છતાં નબળું હોઈ શકે' એવા એમના વિધાનને કયો પાયો છે ? તેઓ કહે છે તેમ 'કલાના મર્મને કેટલે ઊંડે સુધી 'કેવોક સ્પર્શ કરાવવામાં' વિવેચકના ગુણો કે મર્યાદાઓ 'મદદરૂપ' થયા છે તેનું પ્રતિપાદન થવું જોઈએ થવું જોઈએ, પણ શી રીતે ? વળી અહીં 'કલાનો મર્મ', 'ઊંડે સુધી' જેવા રોમાન્ટિક ખયાલો–આદર્શોનો વ્યામોહ સ્પષ્ટ છે, ભલે એની વાચાળતાઓએ 'આપણામાંના ઘણાને લાંબે સુધી નાદુરસ્ત રાખ્યા છે

હવે મારી 'વાચના'ની સમીક્ષાનું પ્રતિપાદન આ પ્રતિપાદન તેઓને 'અત્યન્ત ગંભીર' લાગ્યું છે. વાત એમ છે, કે પ્રતિપાદનને તેઓ સમજી શક્યા જ નથી ! મારા એ શબ્દો આમ છે

' રાધેશ્યામ સુરેશ જોષી પછીના, છેલ્લા દાયકાના, બીજી એવી જ ઘનતા ધરાવતા પૂરા સક્રિય સાહિત્યવિવેચક છે સુરેશ જોષીએ છેલ્લા દાયકામાં ગુજરાતી સાહિત્યવિવેચનની પ્રગતિશીલતાને પોતાના આગવા કલાપરિશીલન દ્વારા એક ચોક્કસ સૈદ્ધાન્તિક ધરા પૂરી પાડી છે, તો રાધેશ્યામે એ પ્રગતિશીલતાને વિવેચનના કૃતિનિષ્ઠ ધરાતલ પર પૂરી ખબરદારીવાળા પ્રેમથી પ્રત્યક્ષ કરાવે તપાસી છે '

આમાં અજિતને રાધેશ્યામને સુરેશ જોષીના 'ઉત્તરાધિકારી જાહેર

પત્રચર્ચા



**સુમન શાહ**

તન્ત્રીશ્રી, 'કંકાવટી'—

'કંકાવટી'ના ફેબ્રુ. '૭૯ ના અંકમાં મારી આગલા અંકની પત્રચર્ચાનો અજિત ઠાકોરે જવાબ આપ્યો છે એમાં સુરેશ જોષી, રાધેશ્યામ શર્મા અને મારે અંગે વધુ ગેરસમજો ઊભી કરનારા વિધાનો પડેલા છે, તો આ લખાણુ તેના જવાબરૂપે પ્રકટ કરશો

'વાચના'ના મારા 'ઊહાપોહ'—પ્રકાશિત અવલોકનને અજિત ઠાકોર 'અનેક રીતે' થયેલુ 'મૈત્રીકૃત્ય' લેખે છે અને તેને 'અપ્રામાણિક વ્યવહારને સિદ્ધાન્તનુ મ્હોરુ પહેરાવવાના પ્રયાસ' રૂપે વર્ણવે છે તેમની આ બેય માન્યતાઓ તેમની અણસમજોને આભારી છે. હુ તેની ક્રમશઃ વાત કરુ .

મારા 'મૈત્રીકૃત્ય' પછી પણ ભાઈ અજિતને મારા અવલોકનમા 'વાચના' વિરુદ્ધની ૧૭ જેટલી સ્થાપનાઓ જોવા મળી છે ! ત્યારબાદ તેમણે, મને જોવા મળેલી 'વાચના'ની ૧૦ જેટલી વિશેષતાઓ' નિરૂપી છે ! આને મૈત્રીકૃત્ય' લેખવુ કે કેમ તેની ચર્ચામા ન પડતા હુ કહીશ કે એ ૧૭ સ્થાપનાઓને હુ 'વિરુદ્ધની સ્થાપના' લેખે સ્વીકારતો નથી. 'વાચના'ની વિરુદ્ધનુ શુ ? ને 'સ્થાપના' તે શુ ? એક અવલોકનમા ચાલતા એક સળંગસૂત્ર વિવેચનાત્મક દોરની એ ભાત છે એને સ્થાપના' ન કહેવાય, ટાળણ–ટોળણ કરી જુદુ કાઢી અહીં કાટલા લઈને બધુ જોખવા બેઠા છીએ ? ખરુ-ખોટુ કહીને શિક્ષકની જેમ ગુણાંક આપવા બેઠા છીએ ? એને વિરુધ્ધની સ્થાપનાઓ ગણીને પુર્તું જ અજિતે પછી એને રાધેશ્યામની મર્યાદાઓ' લેખે ઘટાવી નાખી છે ! પાછા, મારા વિચારોનુ એ નિકટતમ અર્થઘટન' છે એમ તેઓ

કહે છે । રાધેશ્યામની 'રિટ્ઠે અને નિરંજન ભગત' સમીક્ષામાં પણ, તેઓ પોતાને હિસાબે 'સમીક્ષા' નોંધવા નીકળ્યા છે એક વિવેચનાત્મક લખાણ આસપાસની અનેક ચીજોને સ્પર્શે -તુલનાત્મક હોય ત્યારે તો ખાસ એ વાત તેઓ સમજ્યા નથી, તે આમ શબ્દો જોખતા બેઠા છે એ લેખની ફળશ્રુતિ તે આ જ, કે રિલ્કે રિલ્કે રહે છે અને નિરંજન ભગત નિરંજન ભગત । આવી માપપટ્ટીઓ લઈને વેતરવા બેસીએ એટલે વિવેચનનું વિવેચન થઈ ગયું ગણવાનું ? ન ચાલે, આમ તો કોઈ યે વિવેચકમાંથી કશું જ, હાથ ન આવે ।

અજિત વિવેચન વિશેનો તો ખયાલ ધરાવે છે ? 'સુજ્ઞો હોય કતા નબળું હોઈ શકે' એવા એમના વિધાનને કયો પાયો છે ? તેઓ કહે છે તેમ 'કતાના મર્મને કેટલે ઊંડે સુધી કેવોક સ્પર્શ કરાવવામાં' વિવેચકના ગુણો કે મર્યાદાઓ 'મદદરૂપ' થયા છે તેનું પ્રતિપાદન થવું જોઈએ થવું જોઈએ, પણ શી રીતે ? વળી અહીં 'કૃતાનો મર્મ', 'ઊંડે સુધી' જેવા રોમાન્ટિક ખયાલો—આદર્શોનો વ્યામોહ સ્પષ્ટ છે, બલકે એવી વાચાળતાઓએ આપણામાના ઘણાને લગભગ સુધી નાદુરસ્ત નાખ્યા છે

હવે મારી 'વાચના'ની સમીક્ષાનું પ્રતિપાદન આ પ્રતિપાદન તેઓને 'અત્યન્ત ગભીર' લાગ્યું છે વાત એમ છે, કે પ્રતિપાદનને તેઓ સમજી શક્યા જ નથી'। મારા એ શબ્દો આમ છે

' રાધેશ્યામ સુરેશ જોષી પછીના છેલ્લા દાયકાના, બીજી એવી જ ધનતા ધરાવતા પૂરા સક્રિય સાહિત્યવિવેચક છે સુરેશ જોષીએ છેલ્લા દાયકામાં ગુજરાતી સાહિત્યવિવેચનની પ્રગતિશીલતાને પોતાના આગવા ક્લાપરિશીલન દ્વારા જે એક ચોક્કસ સૈદ્ધાન્તિક ધરા પૂરી પાડી છે, તો રાધેશ્યામે એ પ્રગતિશીલતાને વિવેચનના કૃતિનિષ્ઠ ધરાતલ પર પૂરા ખમીરદાણાવાળા પ્રેમથી પ્રચંડ ક્રમે તપાસી છે '

આમાં અજિતને રાધેશ્યામને સુરેશ જોષીના 'ઉત્તરાધિકારી જાહેર

કરવાનો,' 'તેમની કક્ષામા સ્થાપવાનો' માગે 'સ્પષ્ટ પ્રયત્ન' ભળાયો છે

છેલ્લા બે દાયકામા, આપણા સાહિત્યક્ષેત્રે સર્જન-વિવેચનમા જે 'આધુનિક યુગ' બેઠો, જે 'પ્રગતિશીલતાઓ' જોવા મળી, તેની ભૂમિકા સુરેશભાઈ-પ્રણીત સૈદ્ધાન્તિકતાઓમા પડેલી છે એ આ પ્રતિપાદનની વીગત છે. બીજી વીગત એ છે, કે એ પ્રગતિશીલતાઓના પરિણામ-લેખે આપણે ત્યા જે કઈ સર્જન-વિવેચન થયા, આપણી નવનકથા-નવલિકામા કે આપણી કવિતામા કે આપણા નાટકમા કે આપણા વિવેચનોમા જે રૂપેગુણે આધુનિક' વલણો પ્રકટયા, તેને તપાસવાનો પ્રેમભર્યો પ્રયાસ કરનાર પહેલા સક્રિય વિવેચક હતા રાધેશ્યામ. આ એક હકીકત છે. આપણા નવ્ય કવિઓ કે નવ્ય વાર્તાકારો-નાટયકારોની એની કૃતિઓના અવલોકન, પહેલવહેલા અવલોકન બહુશ રાધેશ્યામે આપ્યા છે આ વાતનુ દૃષ્ટાન્ત આમ આપી શકાય જો સુરેશભાઈએ ઍબ્સર્ડ થિયેટરની વાત તેમના લખાણોમા, ભાષાઓમા સૈદ્ધાતિક રીતે કરી હોય, અને આપણે ત્યા 'એક ઉંદર જદુનાથ' જેવુ નાટક લાભશકર-સુભાષ વડે લખાયુ હોય ને ભજવાયુ હોય, તો એ કૃતિ અને એ પ્રયોગને વિવેચનની પ્રત્યક્ષ ભૂમિકાએ તપાસનાર રાધેશ્યામ હોય. આવા અનેક નિદર્શનો 'વાચના'-માથી મળી આવશે પ્રતિપાદનની આ બે વિગતોને અજિત પામી શકયા નથી, એટલે એમને 'ઉત્તરાધિકાર' જોવા મળ્યો છે. આમા સુરેશભાઈના ઉત્તરાધિકારી તરીકે રાધેશ્યામ વર્ત્યા દેખાય કે પૂરક પ્રવૃત્તિ કરનારા તરીકે ? એટલે કે, રાધેશ્યામ, અજિત કહે છે તેમ, 'પ્રગતિશીલતાના બીજા આધાર' નથી ઠરતા, બલકે સુરેશભાઈનો એક જરૂરી કાઉન્ટરપાર્ટ બની રહે છે એમ વકતવ્ય છે

હવે, 'ખબરદારીવાળો' કેટલો અને 'પ્રેમ' કેટલો તે તો કેમ નકકી થઈ શકે ? વળી રાધેશ્યામ કૃતિનિષ્ઠ રીતે જે તપાસ આદરે, તે તો તેમની શક્તિમતિરીતિએ જ આદરે. અહીં અજિત એવુ પૂછવાને પ્રેરાઈ ઊઠયા, કે રાધેશ્યામે 'સુ જો એ પૂરી પાડેલી સૈદ્ધાન્તિક

ધગનો વિનિયોગ કર્યો છે ખરો ?' તો પૂછી શકાય કે શું એવું અનિવાર્ય છે ? પ્રગતિશીલતા, સુ જો–સૌદ્ધાન્તિકતા અને રાધેશ્યામની પ્રત્યક્ષ અવલોકના એ ત્રણે વસ્તુઓ સંલગ્નભાવે છતાં પોતપોતાની રીતે જ વિકસે ને ? સુ જોના સિદ્ધાન્તોની રીતે કોઈ એ નૂતન ઉન્મેષો તપાસવા બેસે તે તો સુરેશ જોષીના પોતાના આગ્રહથી વિરુદ્ધનું ઠરે, એમની દૃષ્ટિના આધુનિકોમાં એવું કશું સમાન અનુસરણ જોવું ટકપવું જ સુરેશભાઈને અન્યાયકર નીવડે. આ સમજાવું જોઈએ. છતાં,

રાધેશ્યામ પાસે કયા સિદ્ધાંતો છે એવો પ્રશ્ન મેં બહુ તીવ્રતાથી ઉપસાવ્યો જ છે ! ખરી વાત તો એ છે, કે કશી સૈદ્ધાંતિક પ્રકટ પીઠિકાના અભાવમાં રાધેશ્યામના એ અવલોકનો જે કંઈ પ્રશ્નો જન્માવે તે 'વાચના' સંદર્ભે પૂછવા જ છે, તેમ છતાં, પ્રગતિશીલતાને પંથે પળેલા આપણા સાહિત્ય-વિવેચનના તાજા અવલોકનો, ઊનું ખાતાં દાઝી જવાય તો તેની પરવા કર્યા વિના, રાધેશ્યામે કર્યે જ રાખ્યા છે મારા પ્રતિપાદનને આની હકીકતરૂપ ભૂમિકાએ લેવું ઘટે

આ, અજિતને નથી સમજાયું તેથી તેઓ રાધેશ્યામને સુ જો ને ઉથાપનારાને રૂપે લે છે. રાધેશ્યામ સુ જો–ક્રાન્તિને અટકાવવા નથી નીકળ્યા, જેર કરવા નીકળ્યા છે, એવો મારો મતલબ છે. અને એમાં ગર્ભિત ટીકા એ છે, કે આમ આવશ્યક શસ્ત્રસરંજામથી તો કોઈ પણ વિચારતોફાનને દાબી દઈ શકાય, પણ એવા વાદ-પ્રતિવાદ નિષ્ફળ નીવડે તો, એથી 'નિષ્ફળ અનવસ્થાઓ'નું ઐતિહાસિક મૂલ્ય' કેટલું એમ પૂછનાર અજિતને કહી શકાય કે કોઈ વાદની સામે પ્રતિવાદ સરજીને અનવસ્થાને તળકે પહોંચવાનું પહોંચાડવાનું ઠીક ઠીક મુશ્કેલ છે અને એની વાદ–પ્રક્રિયા પોતે જ એક મૂલ્ય છે આપણે ત્યાં 'ડેડ એન્ડ' લગી પહોંચનારી એવી કેટલી કોન્ટ્રોવર્સિંન છે વારુ ? આપણે તો નર્યાં દરિદ્ર છીએ

આમ સુ જો ના રાધેશ્યામ ઉત્તરાધિકારી છે, એ કલ્પના છે, એમના વિકલ્પે વિચાર મૂકનારા છે વગેરે ઉલ્લેખો અજિતની અણસમજનું

પરિણામ છે એમાં સૌને તેઓ અન્યાય કરી રહ્યા છે. અને પછી એનો એમના લખાણમાં વિસ્તાર થયો છે, જેમ કે,

'વાચના'ના મારા અવલોકનને તેઓ કોઈ જાદુઈ ચમત્કાર લેખતા હોય તેમ મને વીસેક જેટલા બીજા વિવેચનસંગ્રહોની એક યાદી ધરી રહે છે, અને લખે છે, કે 'મે 'વાચના'નું વિવેચન કરીને જ નહિ પણ અન્યોનું વિવેચન ન કરીને' એમ બેવડી રીતે 'વાચના'નો મહિમા કર્યો છે!' કોઈ બીજા સંગ્રહો વિશે લખ્યા વિના જ, અને માત્ર 'વાચના' વિશે લખવાથી આટલો મોટો ચમત્કાર મારું અવલોકન શી રીતે સરજી શક્યું તે હું જાણતો નથી. આમ લેખવાથી તો એ વીસનું અપમાન થાય છે! વળી, એઓ નથી જાણતા કે એમણે જે વીસની યાદી આપી છે તેમાંના ઘણા વિશે હું સ્વતન્ત્ર લેખો લખી ચૂક્યો છું. વળી એ એ વીસની યાદી ૧૯૭૦ થી ૭૪ સુધીના ને પછી છેક ૧૯૭૬ સુધીના સમયગાળાના વિવેચનસંગ્રહોની યાદી છે. 'મારું 'વાચના'નું ઊહાપોહ-પ્રકાશિત અવલોકન ફેબ્રુઆરી,'૭૮માં પ્રકાશિત થયું છે, એટલે કે મોડામાં મોડું જાન્યુઆરી, '૭૪માં લખાયું હશે હવે હું એ જ અવલોકનમાં જેને હજી હું જીવ્યો જ નથી તે ફેબ્રુઆરી કે માર્ચ,'૭૪ પછીના ભાવિ વિશે કે ભાવિના એ સંગ્રહો વિશે કેવી રીતે લખી શકું? કે કેવી પદ્ધતિએ એ ભવિષ્યને ધ્યાનમાં લઈ વાચના'નો મહિમા કરી શકું? મારા માટે તો એ શક્ય જ નથી. અજિત ૭૦થી૭૮ના ગાળાના વિવેચનસંગ્રહો—એવી મર્યાદા મારા માટે કેવી રીતે બાંધી શક્યા હશે? મારા હાથ પર 'વાચના' હતું, ને બીજા જે સંગ્રહો હતા તે મારી સુરેશ જોષીની તેમ જ રાધેશ્યામની તે સમયની પરિસ્થિતિઓ સંદર્ભે 'ચીલાચાલુ એટલે કે 'સુ જો ને પત્રો'માં મને સાંકળવા ન ગમે' તે પ્રકારની ગુંજાશો-વાળા છતાંય શું મારે 'વાચના'ને અવલોકતી વખતે એની આગળ-પાછળની નિરર્થક તુલનાઓમાં ભટકવાનું હોય? અરે, શી નાખી દેવા જેવી વાત છે—! એ વીસમાંના એકથી વધુની સાથે મારે કશી નિસબત

જ ન હોય તે અસહ્ય તેવું છે સાથે જ મને એવા લવારા કરવામાં રસ નથી તો બીજા તેમ કરે તેને હું માત્ર 'લવારો' જ કહું એમ માનો છો? તાત્પર્ય એ છે કે હું લવારા ન કરું.

પત્રચર્ચાઓ શાલીનતાભર્યા અભિનિવેશપૂર્વક થાય તેટલી શાસ્ત્રબુદ્ધિથી અને ખંતભરી ચોકસાઈથી થાય તો વિવેચનનું વાતાવરણ સુધરશે જ બાકી, નિર્ભીકતાઓ બની જ વખતે પરિણામકારી નીવડે એવા ભ્રમોમાંથી પત્રચર્ચાઓના લેખકોએ નીકળી જવું પડશે, તો એમનો શ્રમ બધી જ વખતે ન્યાય્ય ઠરશે એવા આશ્વાસનને પણ એઓએ ઓળખી લેવું પડશે હાલ તો પશુશ્રમ અને સહજ શ્રમ વચ્ચે ભેદ હોઈ શકે કે કેમ તેટલું કલ્પવાની જ જરૂર છે

૧લી માર્ચ, ૧૯૭૯ —સુમન શાહ
અમદાવાદ

## સાભાર સ્વીકાર

**જનાન્તિકે** બીજી આવૃત્તિ લે. સુરેશ હ. જોષી, પ્ર. સુગ્રથિત સાહિત્યપ્રકાશન ૧/૩૭૮૭, મોતી દેસાઈ પોળ, સૂરત-૩

**સાત યુગોસ્લાવ વાર્તાઓ** અનુ. ભગવતીકુમાર શર્મા, પ્ર. સાહિત્ય અકાદમી, રવીન્દ્રભવન, ૩૫, ફિરોઝશાહ રોડ, નવી દિલ્હી-૧૧૦ - - ૧

ઈશ્વરનું લખાણ



## યોર્હ લૂઈ બોર્હેસ

જેલ પથ્થરની બાંધેલી છે અને તે બહુ ઊંચી અને અર્ધ ગોળાર્ધના આકાર જેવી છે એની પથ્થરિયા ફર્શ જરા ઉપરથી કાપે છે એ ફર્શ વિશાળતા અને વિવશતાના ભાવોની અભિવ્યક્તિ કરતી દેખાય છે. જેલની એક ભીંત ફર્શને બે ભાગમા વહેંચી નાખે છે. એ ભીંત બહુ ઊંચી છે, પણ જાળીદાર છતને સ્પર્શી શકતી નથી એક ભાગમા હુ એટલે કહોલોમનો પૂજારી જિનાકન છુ, અને બીજા ભાગમા જાગુઆર (દીપડો) છે તે મંદ અને એકસરખા પગલે મારી કેદના સમયને માપ્યા કરે છે બપોરના સમયે છાયા નથી હોતી ત્યારે છતનુ દ્વાર ખોલી નાખવામા આવે છે અને જેલર લોખંડની એક ગરેડી પરથી દોરડા વાટે અમને બંનેને પાણી તથા માંસના ટુકડા પહોંચાડે છે ત્યારે જાળીદાર છત પરથી પ્રકાશ અંદર ડોકિયા કરે છે અને ત્યારે મને જાગુઆર (દીપડા)ની એક ઝલક મળી જાય છે

કેટલા વર્ષોથી હુ અંધકારમા પડયો છુ, એ પણ હુ ભૂલી ગયો છુ. ક્યારેક હુ યુવાન હતો અને જેલમા હરીફરી શકતો હતો એ માત્ર મૃત્યુની રાહ જોવા સિવાય કશુ જ કરતો નથી કદાચ દેવોએ મારો અંત એવો જ નિર્ધાર્યો હશે ક્યારેક મે મારા લાંબા ચમકતા પથ્થરથી શિકારની છાતી ચીરી નાખી હતી, પણ હવે સ્થિતિ એવી થઈ ગઈ છે કે ફર્શ પરથી ઊઠીને પાણી પણ પી શકાતુ નથી

કેદોલોમમા પિરામીડને બાળવાની રાત્રના પહેલા કેટલાક લોકો ઘોડા પરથી ઊતરીને લોખંડના ગરમ સળિયાથી મને મારવા લાગ્યા, હુ એમને છુપાવેલો ખજાનો બતાવી દઉ એ માટે મારી આખ સામે જ એમણે દેવની મૂર્તિ ઉપાડીને ફેકી દીધી હતી, પરંતુ દેવે મને સાથે આપ્યા અને હુ એમના અત્યાચારો છતા હ ચૂપ રહ્યો હતો એમણે મને બહુ માર્યો તે પછી મને ચૂરચૂર કરી નાખ્યો હતો મારી આખ ખૂલી ત્યારે મે મને આ જેલમા જોયો અને મારા આ નશ્વર જીવનમા હુ એને ક્યારેય છોડી શકવાનો નથી

સમય પસાર કરવા માટે આ અધકારમા પણ હુ, જે કઈ જ્ઞાન મે મેળવ્યુ હતુ તે બધુ યાદ કરવા લાગ્યો પથ્થરના સર્પો અને ઔષધીય વૃક્ષોનો ક્રમ અને સખ્યા યાદ કરવામા મે કેટલીયે રાતો પસાર કરી નાખી એ રીતે મે સમય પર વિજય મેળવી લીધો હતો અને જે કઈ મળ્યુ હતુ તેને મે મારા અધિકારમા લઈ લીધુ

એક રાતે મે અનુભવ્યુ કે હુ હવે સ્મરણશક્તિની સાવ નજીક પહોચવાનો છુ કેટલાય કલાકો બાદ મે એ સ્મૃતિને ઓળખી મારા દેવ સાથે જોડાયેલી અનેક પરપરાઓમાની એ એક હતી સૃષ્ટિના પહેલા જ દિવસે દેવે પૂર્વાનુમાન કર્યુ કે આ સમય આવ્યે બહુ વિનાશ થશે આથી એમણે એક મત્ર લખી દીધો હતો, એના જાપ કરવાથી અનિષ્ટમાથી ઊગરી જવાય તે માટે દેવે એ મત્ર એવી રીતે લખ્યો કે એનુ લખાણુ આવનારી પેઢીઓ પણ વાચી ઉકેલી શકે અને કોઈ આકસ્મિક ઘટનાની એમના પર ખરાબ અસર ન પડે એમણે એ મત્ર કયા સ્થાને, કઈ વિધિથી લખ્યો હતો, એની ખબર નથી પરતુ અમને વિશ્વાસ છે કે એ ગુપ્ત મત્ર છે, અને કોઈ વ્યક્તિવિશેષ જ એ વાચી શકશે

મે મારી કાયમની રીત પ્રમાણે વિચાર્યુ કે આ યુગનો અત આવવાનો છે અને દેવનો કેહના પૂજારી હોવાને કારણે મારા ભાગ્યમા

જ લખ્યુ છે કે એ મ ત્રનુ લખાણ હુ વાચી શકીશ. આ વિચારે મારો ઉત્સાહ વધ્યો અને હુ એક વિલક્ષણ એવી વ્યાકુળતા અનુભવવા લાગ્યો પૃથ્વીની સરહદોમા ઘેરાયેલા અનેક પુરાણા માળખા છે, તે અન ત અને અક્ષય છે. એમાનુ એક હુ જેની તલાશ કરુ છુ એનુ એ એક પ્રતીક હશે. પર્વત, નદી સામ્રાજ્ય અથવા તારા કોઈ પણ દેવનો શબ્દ હોઈ શકે છે પર તુ સદીઓના ગાળામાં પર્વત સમતલ થઈ જાય છે, નદીઓ માર્ગ બદલે છે, સામ્રાજ્ય પરિવર્તન અને વિનાશને પામે છે અને તારામ ડળ પોતાનુ સ્થાન બદલે છે પરિવર્તન મહા આકાશનો અફર નિયમ છે

પર્વત અને તારા એકમો છે અને એકમો નશ્વર છે હુ કોઈ સ્થાયી અને સુદઢ ચીજની ખોજમા હતો મે અન્ન, ઘાસ, પક્ષીઓની ઉત્પત્તિ તથા માણસોની પેઢીઓ વિશે વિચાર્યુ કદાચ એ જાદુઈ મૂત્ર મારા ચહેરે જ અ કિત હોય સ ભવ છે કે હુ મારી જ ખોજમા હોઉ. આવી મૂ ઝવણમા જ હતો ત્યા મને યાદ આવ્યુ કે જાગુઆર (દીપડા) દેવના ગુણો અને લક્ષણોમાનો એક છે બીજી કોટડીમા જાગુઆરની હાજરીથી મને મારુ અનુમાન યોગ્ય હોવાનુ લાગ્યુ મારો આત્મા શ્રદ્ધાથી સભર થઈ ગયો

એ સ દેશનો અનુક્રમ અને આકૃતિ વિશે જાણકારી મેળવવામા મે કેટલાયે વર્ષો ગાળ્યા એ કહેવુ કઠણ છે કે એ કામ કેટલુ શ્રમસાધ્ય હતુ ધીરે ધીરે એક પ્રગટ કોયડા કરતા દેવે લખેલા એક વાકયનો વ્યાપક કોયડો મને વધારે પરેશાન કરવા લાગ્યો. મારી ધારણા એવી હતી કે દિવ્ય ભાષાનો પ્રત્યેક શબ્દ તથ્યોની અસીમ શૃ ખલાને અભિવ્યકત કરશે તે પણ અસ્પષ્ટ રૂપે નહી, બલ્કે સ્પષ્ટપણે, ધીરે ધીરે નહી, બલકે તત્કાળ. સમય વીત્યે મને દિવ્ય વાકયનો વિચાર બાલિશ અને કાફરપણા જેવો લાગ્યો હુ ચિ તન કરતો કે દેવને જો કશુ કહેવાનુ હતુ તો બધુ એક જ શબ્દમા શા માટે નહી કહી દીધુ ?

એક દિવસ, કહો કે રાતે (મારે માટે દિવસ અને રાત વચ્ચે કશું અંતર હોઈ શકે ?) મને સ્વપ્ન આવ્યું કે જેમાં, ફર્શ પર રેતીનો એક કણ પડ્યો છે મારા પર એની કશી જ અસર ન થઈ હું ફરી ઊંઘી ગયો અને મેં ફરી સ્વપ્નું જોયું મેં જોયું કે મારી ઊંઘ ઊડી ગઈ છે અને ફર્શ પર રેતીના બે કણ પડયા છે પછી વળી આંખ મળી ગઈ અને સ્વપ્ન આવ્યું તો તેમાં રેતીના કણની સંખ્યા વધતી જ ગઈ અને છેવટે તો મારી કોટડીમાં રેતીનો ઢગલો થઈ ગયો અને મારો શ્વાસ રૂંધાવા લાગ્યો મેં પ્રયત્નપૂર્વક આંખો ખોલી મને એક સાદ સંભળાયો તું જાગ્યો નથી, માત્ર આગલા સ્વપ્નમાંથી નવા સ્વપ્નમાં તું પ્રવેશ્યો છે આ સ્વપ્નાનું સ્વપ્નું છે રેતીના કણો જેવું શાશ્વત તું જે મરો રોકે છે તે અમીમ છે અને પૂર્ણ ચેતના પાછી ફરે તે પહેલાં જ તારું મરણ થશે

એ સાંભળીને મેં અનુભવ્યું કે મારા અંત આવી પહોંચ્યો છે રેતીના કણો જાણે મારું મોઢું બંધ કરી રહ્યા છે તો પણ મેં ચાટો પાડ્યો રેતીનો કોઈ કણ મને મારી નહીં શકે સ્વપ્નામાં સ્વપ્નાનું કશું અસ્તિત્વ હોઈ શકતું નથી.

એક તીખા પ્રહારે મને ફરી જગાડી દીધો, અંધકારના ગુંબજમાંથી પ્રભાતના એક વર્તુળનો ઉદય થયો, ત્યારે મેં જેગરનું મોઢું, એના હાથ, ગરેડી, દોરડું, માંસ તથા વાસણ જોયાં.

માણસ છેવટે પોતાના ભાગ્ય પર સંતોષ પામતો થઈ જાય છે એ છેવટે પોતાની પરિસ્થિતિઓ પ્રમાણે પોતાને ગોઠવી દે છે રહસ્યવક્તા અથવા ઈશ્વરનો પૂજારી થયો તે પહેલાં હું એક કેદી હતો, અને એક દુષ્કર ચક્રવ્યૂહ જેવી જેલમાં પહોંચી ગયો હતો મેં જેલના ભેજિયા વાતાવરણને ધન્યવાદ આપ્યા એના જાગુઆરને આશીર્વાદ આપ્યા મેં અંધકાર અને પથ્થરો પ્રત્યે કૃતજ્ઞતા પ્રગટ કરી પરન્તુ એવામાં કશુંક એવું બન્યું જેને હું ક્યારેય ભૂલી શકીશ નહીં

તેમ એનુ વર્ણન પણ કરી શકવાનો નથી. ઈશ્વરત્વ અને સમષ્ટિની સાથે હુ એકાકાર થઈ ગયો આનદાતિરેક પ્રત્યેક વખતે ભિન્ન ભિન્ન રૂપોમા પ્રગટ થાય છે કોઈએ ઈશ્વરને તેજના રૂપમા, કોઈએ તલવાર-રૂપે, તો કોઈએ ગુલાબપુષ્પની માળાના રૂપમા જોયો છે મને એ આનદાતિરેક એક બૃહદ ચક્રના રૂપે દેખાયો એ ચક્ર જળ અને અગ્નિનુ બન્યુ હતુ એમા વર્તમાન ભૂતકાળ અને ભવિષ્ય એક સાથે ગૂથાયેલા હતા અહી કાર્ય-કારણ સબધ હાજર હતો પ્રત્યેક અસીમ ચીજને સમજવાને માટે મારે માત્ર ચક્રને જ જોવાનુ હતુ.

ઓહ ! કલ્પના અથવા અનુભૂતિ કરતા મનનો આનદ કેટલો વધારે હોય છે. મે બ્રહ્માડ તથા એના નિગૂઢ તત્ત્વોના દર્શન કર્યા મે શાસ્ત્ર-વર્ણિત સૃષ્ટિઉત્પત્તિ જોઈ જાગુઆરના ચામડા પર અકાયેલા લેખ વાચવામા સફળ થયો હતો એ ચૌદ અનિયમિત શબ્દોનો એક મત્ર હતો. મને સર્વશક્તિમાન બનવા માટે માત્ર ઊચા સાદે એનો ઉચ્ચાર જ કરવાનો હશે. આ પ્રસ્તરનિર્મિત કેદખાનાનો લોપ કરવા માટે મારે માત્ર આજ્ઞા જ કરવાની હશે ચૌદ શબ્દો અને હુ આખી પૃથ્વી પર રાજ્ય કરીશુ. પરતુ હુ જાણુ છુ કે હુ કદી એ શબ્દો નહી ઉચ્ચારુ, કેમ કે હવે મને મારુ જીવતત્ત્વવાળુ સ્વરૂપ વિસ્મૃત થઈ ચૂક્યુ છે.

જાગુઆરના ચામડા પર લખેલો લેખ મારા મરણની સાથે જ અદૃશ્ય થઈ જશે જેણે બ્રહ્માડના દર્શન કરી લીધા હોય, જેણે બ્રહ્માડના વિનાશની પ્રક્રિયા પણ સમજી લીધી હોય, તે માનવના ક્ષુદ્ર સુખ અને દુખની વાર્તા શા માટે વિચારશે ? હવે એવા માણસને કોઈ પણ જાતની ચિતા શા માટે હોય ? હવે એ બીજા માણસોના ભાગ્યની પરવા શા માટે કરે ? એનુ પોતાનુ જ અસ્તિત્વ ન રહ્યુ હોય ત્યારે-

એ જ કારણે મે મત્રોચ્ચાર ન કર્યો અને સમયના અધકારની ગર્તામા પડેલા ખુદ પોતાના અસ્તિત્વને ભૂલી ગયો □



## ઍરિક દોએસક

મને ફાંસી દેવાઈ ચૂકી ત્યારે મને ખ્યાલ આવ્યો કે બિલ તો મારી પત્ની પર મોકલવામાં આવશે બધું એટલું જલદી બની ગયું કે મારી પત્નીને એનો સંકેત પણ હું કરી શક્યો નહીં

એટલે વિચાર કરીને હું કચેરી તરફ ભાગ્યો ત્યાં એક કારકુન મારું બિલ જ ટાઈપ કરી રહ્યો હતો બિલ ૭૦૬–૦૮ માર્કનું બન્યું હતું એ આંકડા જોઈને હું ઉત્તેજિત થઈ ગયો મેં ટાઈપરાઈટરમાંનો શૂન્યનો ટાઈપ તોડી નાખ્યો એ તૂટીને કારકુનની દાઢીએ ટકરાયો. એણે ગભરાઈને ટાઈપ હાથમાં ઝીલી લીધો એના ચહેરા પરથી મૂર્ખાઈ વરસવા લાગી ટાઈપરાઈટરને સરખું કરવા માટે એને ઘણી મહેનત કરવી પડી, એ દરમ્યાન એના હાથ રીબનની શાહીથી કાળા થઈ ગયા એણે ખીજવાઈને ટાઈપ કરવાનું કામ પડતું મૂક્યું, અને સોસ અને રોટી લઈને બેઠો

એ દરમ્યાન કચેરીમાં હું હેડ કારકુન પાસે ગયો એ બધાં બિલો રજિસ્ટર્ડ ટપાલમાં મોકલવાની વ્યવસ્થા કરતો હતો મારું બિલ એની પાસે હજી પહોંચ્યું નહોતું, પરન્તુ મેં એની ઇન્ડીપેન પકડી લીધી

'કામ પુષ્કળ હોય છે ત્યારે સાલી શાહી સુકાઈ જાય છે ' હેડ કારકુન બગડ્યો અને શાહી ભરવા માટે ઈન્ડીપેન ખોલી અને ખડિયામાથી શાહી ભરવા જાય ત્યા તો ખડિયો ઊધો વળી ગયો ચોપડીઓ રગાઈ ગઈ ખડિયાને સાચવવા જતા ખોલેલી પેન પણ ચોપડી પર પડી ગઈ અને શાહીથી પાનુ રગાઈ ગયુ એ ખીજવાઈને જેમ તેમ બોલવા લાગ્યો

'અરે, શુ થયુ ?' ટાઈપિસ્ટે એની સામે જોઈને પૂછ્યુ

હેડ કારકુને જાણે એ સાભળ્યુ જ નહી બસ, એ બગડતો રહ્યો એક મેલી ઝોળીમાથી એણે થરમોસ કાઢ્યુ, અને એમાથી કાવો કાઢીને ઢાકણના પ્યાલામા રેડયા ટાઈપિસ્ટ જમી ચૂકયો હતો એટલે એણે પણ હેડકારકુનને મદદ કરવા માડી, 'સાલી, કૂતરા જેવી જિદગી છે !'

હવે હુ એમને છોડીને કચેરીના આગણામા ભટકવા લાગ્યો કયારેક કોઈ બારણા આગળ થોભી જતો અને નેઈમ-પ્લેટ પરનુ નામ અને પદ વાચી જતો હુ ઈચ્છતે તો અદર થતી વાતચીત પણ સાભળી શકતે, પણ હુ ત્યાથી બાગમા આવી ગયો

અહી બૅન્ચ પર મારા જેવો એક માણસ પહેલેથી જ બેઠો હતો હુ એની પાસે જઈને બેસી ગયો

'શુ તને પણ ફાસી દેવાઈ હતી ?' મે પૂછ્યુ.

'ના મને ગોળી મારવામા આવી હતી' એણે કહ્યુ .. 'ભગવાનની મહેરબાની !'

એમ !'

'હા, સમય થઈ ચૂકયો હતો એટલે ' એણે કહ્યુ

'અહી કેમ બેઠા છો ?' મે પૂછ્યુ

'હુ દરરોજ અહીં બપોરે બેસીને રાહ જોઉ છુ કે ' એણે કોઈ બહુ મોટા માણસનુ નામ દીધુ, એ કાયમ ચોક્કસ સમયે લચ માટે

આવે છે. એની ગાડી સાવ ખટારો છે એ ઘણો ચાલાક છે વાસ્તવમા ગાડી બહુ મજબૂત છે લોકોને બેવકૂફ બનાવવાને માટે આવુ બધુ કરે છે હુ વિચારુ છુ કે એનુ સ્ટીયરીંગ તોડી નાખુ, જેથી એની ગાડી કોઈ ઝાડ સાથે ટકરાય કે કઈ બીજુ થાય હુ નક્કી કરી શકતો નથી

'તમારી જગ્યાએ હુ હોત તો કશુ જ ન કરુ', મે એને કહ્યુ, 'છ મહિના પસાર થતા થતા તો એ પોતે પોતાનુ ગળુ દબાવી દેશે ત્યા સુધી એ માત્ર જીવતા રહેતા પ્રાણીની પેઠે જીવશે શ્વાસ લેવાની તક પણ નહીં મળે એ મોત ઝાડ સાથે ભટકાઈને મરવા કરતા વધારે વેદનાભર્યુ હશે' પછી મે પેલા મન્ને કર્મચારીઓની વાત કરી

'એ બિચારા બીજુ કરી પણ શુ શકે!' એણે કહ્યુ, પણ એમને બનાવવામા મને આનદ આવે છે વળી, હુ વિચારુ છુ કે છ માસની અદર એ મૂર્ખ કર્મચારીઓ આપણી પત્નીઓને પડેલી ખોટ પૂરી કરવા જઈ પહોચશે હુ મારા ગુસ્સા પર કાબૂ મેળવી શકતો નથી વિચારો તો ખરા, એ લોકો આપણને શહીદ માનશે! મને તો એનો વિચાર કરતા જ ઘૃણા ઊપજે છે પછી એ લોકો આપણી ઈર્ષ્યા કરશે, તથા પોતાના કૂતરા, બિલાડી જેવા જીવન પર નિસાસા મૂકશે તે સાથે પોતાની રોટી પણ ખાતા રહેશે થૂ '

એ થોડી વાર સુધી ચૂપચાપ પાસે બેસી રહ્યો

એવામા હોર્ન વાગવાનો સાદ આવ્યો એણે માર્ગ તરફ મોઢુ ફેરવ્યુ અને બોલ્યો, 'જો, એ આવી રહ્યો છે' મે પેલી ગાડી જોઈ. તે કોઈ ઝાડ સાથે ભટકાઈ નહી પગરવ સાભળી મે સામે જોયુ, એક પ્રેમી યુગલ બેન્ચ તરફ જતુ હતુ

'ચાલો, એમને માટે બેન્ચ ખાલી કરીએ.'

'એથી શું થવાનું હતું ? એક વધારાનો સોસપાઉં ખાનાગે વધી જશે !'

'ના ભાઈ, તારે એવું બોલવું નં જોઈએ.' મે એને સમજાવ્યો એકાએક મને યાદ આવ્યું કે મારે ઉતાવળ છે અને મારે હજી તો વાતચીત કરવાની છે.'

'વારુ આપણે ફરી મળીશું.' કહીને હું મારા ઘેર પહોંચ્યો

સાંજનું અંધારું ઘેરાયું હતું. મારી પત્ની હજી સુધી અંધારામા બેઠી હતી, શૂન્ય નજરે જોયા કરતી હતી મને તો પૂછવાની બહુએ ઈચ્છા થઈ કે, મારાથી નારાજ ન થા. જો મે તે વખતે એનું મોઢું બંધ ન કરી દીધું હોત તો અત્યારે તું રસોઈ કરતી હોત અને હું ઘર તરફ આવતો હોત. પણ શું કરું, બીજો કોઈ માર્ગ જ નહોતો. મને એમા જ મઝા પડી ચાલો, કંઈ નહી, બીજી વાર '

'બહુ દર્દ થયું હતું ?' એણે પૂછ્યું.

'અરે, ના રે ! કંઈ ખબર જ ન પડી !' પછી કંઈક વિચારીને એને સમજાવી, 'જો, એ લોકો તારા પર ફાસી દેવાનું બિલ મોકલશે બૅન્કમા બૅલેન્સ છે ને ? નહી તો, મારો કાળો સૂટ વેચી નાખજે' વિચાર કર, હું જો કેન્સર કે ટી. બી મા મર્યો હોત તો કેટલો બધો ખર્ચ થયો હોત ! કફન-દફનમા યે પુષ્કળ પૈસા ખર્ચતે કફન, મીણબત્તીઓ, કાંધ દેનારા લોકો માટે પણ ખર્ચ કરવો જ પડતે. શોકનું મહોરું પહેરી લેવામા કાબેલ પેલો ઝભ્ભાવાળો જુવાન, પાદરી વગેરે મારે માટે ન જાણે કેવી કેવી પ્રશસ્તિ વાચતે અને હારમોનિયમ પર લાર્ગો બજાવતે.'

મારી પત્નીએ વચમા જ મને અટકાવીને કહ્યું, હું એમની પાસે 'હું થાકી ગયો છું, ચિરશાતિમા પોઢીશ એ ધૂન વગડાવતે'

'પણ, એથી શો ફેર પડવાનો હતો ?' મે તરત કહ્યુ એણે મને ટોકયો તે મને ગમ્યુ નહી ' જરા વિચાર કર, એ બધા પાછળ કેટલો ખર્ચ થતે ! કમમા કમ બસો, ત્રણસો માર્ક બચાવી લીધા અને એ મૂર્ખાઓને બગાબરની પડી !'

'ઠીક છે-' એણે કહ્યુ, 'ઉત્તેજિત ન થાઓ.' તે સાથે જ એણે મને પસવારીને સાંત્વન આપવા માટે સૂતકારમા હાથ લબાવ્યો.

મારા જેવાઓ પાસે પાછા ફરતી વખતે હુ વિચારતો હતો કે, પેલાની સાથે હુ ફરી બપોરે મળીને વાત કરુ એ ઠીક રહેશે. એ મૂર્ખાઓ મારી શહીદીની ચર્ચા શરૂ કરી દેશે તો હુ કમમા કમ મારી પત્નીને હસાવવાનો પ્રયત્ન તો કરીશ જ આહા,' □

## 'કંકાવટી' માસિક અંગે નિયમ (મુજબ ફોર્મ ૪)

૧ પ્રકાશનસ્થાન ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨

૨ મુદ્રકનુ નામ : રતિલાલ મૂ. 'અનિલ'
નાગરિકતા ભારતીય
સરનામુ ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨

૩ પ્રકાશકનુ નામ નાગરિકતા સરનામુ, નં. ૨ મુજબ

૪ સંપાદકનુ નામ રતિલાલ અનિલ'
નાગરિકતા ભારતીય
સરનામુ : ૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨

૫. માલિકનુ નામ રજનીકાંત રતિલાલ રૂપાવાળા
૩, આનંદનગર સોસાયટી, સગરામપરા, સૂરત-૩૯૫૦૦૨

હુ રતિલાલ મૂ. 'અનિલ' આથી જાહેર કરુ છુ કે, ઉપરની વિગત મારી જાણ અને સમજ મુજબ સાચી છે

સહી રતિલાલ મૂ. 'અનિલ' : પ્રકાશક

# અતદ્

'ક્ષિતિજ' અને 'ઊહાપોહ'ના સંચાલકો તરફથી પ્રગટ થતા આ સાહિત્યમાસિકમા ગ્રન્થાવલોકન, તત્ત્વચર્ચા, અન્ય લલિતકળા અને વિવેચનને સ્થાન છે.

ડેમી સાઈઝ, ૪૮ પાના • વાર્ષિક લવાજમ રૂ ૨૦-૦૦

## લવાજમ ભરવાનાં સ્થળો

૧ ડૉ સુરેશ હ જોષી કયૂ/૪, અધ્યાપકકુટીર, પ્રતાપગંજ, વડોદરા-૩૯૦ ૦૦૬

૨ શિરીષ પંચાલ, ૪/એ, હરિ કૉલોની, આજવા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૬

૩ રસિક શાહ, ત્રીજે માળે, બ્લૉક ન ૧૦, ઈન્ડિયા હાઉસ, પેડર રોડ, મુંબઈ-૩૭

---

# જીવીએ છીએ અમે અહીં

હર્મન હૅસ □ અનુ વિજય શાસ્ત્રી

જીવીએ છીએ અમે અહીં રૂપમાં, આભાસોમાં
દુખદિનોમાં કેવળ અનુમાનો કરીએ છીએ

પેલા શાશ્વત, અફર સતનાં
અમારાં ધૂંધળાં સ્વપ્ન જેની ઝાંખી કરાવે છે

સુખ પામીએ છીએ અમે છલનામાં અને ફીણમાં
અમે છીએ જાણે નેતાહીન અંધ જન

શોધી રહ્યા છીએ દેશકાળની સીમાઓમાં
વ્યાપી રહેલ કેવળ એક સનાતનને

મુક્તિ ઝંખીએ છીએ અમે, અને પૂર્ણતા
અમે, મિથ્યા સ્વપ્નના અનુગગી

અમે, સ્વયં દેવતા થઈને
આદિમ સૃષ્ટિના છીએ સમભાગી

# બહારવટિયા અને સ્વરક્ષકો

હર્બર્ટ કુહનર □ અનુ. યોગેશ પટેલ

બહારવટિયા ચઢી આવ્યા શહેર પર
પીઠામાં ઘસી ગયા
ધક્કા મારી પહોંચી ગયા બાર પર
મન ફાવે એમ મદિરા પીધા
બાટલીઓ ભાંગી, અરીસાઓ તોડયા
દુકાનો લૂટી, બેન્કો લૂટી
નજરે પડી તે એકેક સ્ત્રીની લાજ લૂટી
ભસ્મીભૂત કરી નાખ્યુ ચર્ચ
અને સૂર્યાસ્ત થતા જતા રહ્યા. .
નગરજનો ભેગા થયા બીજા દિવસે
આળસુના પીર 'શેરીફ'ને કાઢી મૂકયો
અને પ્રત્યેક શકિતશાળી માણસને
નીમવામાં આવ્યા સ્વરક્ષક સૈનિક
સ્વરક્ષકો ગયા શહેરમાં
ધક્કા મારી પહોચી ગયા બા'ર પર
મન-ફાવે તેમ મદિરા પીધી
બાટલીઓ ભાંગી, અરીસા તોડયા
બહાર નીકળ્યા બન્દુક ફોડતા
દુકાનો અને બેન્કો લૂટી
નજરે પડી તે એકેક સ્ત્રીની લાજ લૂટી
ભસ્મીભૂત કરી નાખ્યુ ચર્ચ
અને સૂર્યાસ્ત થતાં પાછા વળ્યા . .

△

# કંકાવટી

એપ્રિલ, ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૦ : અંક ૨૪૧ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂા ૨૩, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા–ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૩.

## યોગેશ પટેલ

હર્બર્ટ કુહનનો જન્મ ૧૯૩૫માં ઑસ્ટ્રિયામાં બાલ્યકાળ અ અભ્યાસ અમેરિકામાં તે પછી તેઓ વિયેનામાં સ્થાયી થયા 'ઈન્ગ્રેશન' અને 'ઈમ્પલ્સ' નામના બે સામયિકોના તંત્રીપદે તેઓ ર ચૂકયા છે ૧૯૭૭માં ઑસ્ટ્રેલિયાના ઍડેલેઈડ ફેસ્ટીવલમાં એ નિમંત્રણ મળ્યું હતું યુગોસ્લાવિયામાં અનુવાદો બદ્દલ પ્રમાણપત્ર આ એમનું બહુમાન કરવામાં આવ્યું હતું ૧૯૭૨થી તેઓ ત્યાં અમેરિ નું પ્રતિનિધિત્વ કરે છે. એમની બે નોધપાત્ર નવલકથાઓ છે 'નિ અને 'એસેમ્બલી લાઈન પ્રિન્સ'. એ ઉપરાન્ત એમણે 'ફોર વન એ પ્લેઝ', પ્રોડસાઈડ્સ ઍન્ડ પ્રેટફોલ્સ' અને 'સિક્સ અન્ડરગ્રાઉ ન્ગશિયન પોએટ્સ' ગ્રન્થો લખ્યા છે એમણે કરેલા અનુવાદોમાં એ ધ આઈસીંગ', 'બોર્ડર્સ' (પીટર પોલ વિપલિંગર), કોરીન્થીઅન સાગ્ઝ' (માર્ગારેટ હર્ઝલ), 'ઈન ફેન્ટીસાઈડ' (નાટક પીટર ટરીન 'ટુ સ્ટ્રગા વિથ લવ' (યુગોસ્લાવ કાવ્યો), 'ધ ઈટર્નલ રીવર' (મેસો નિયન પોએટ્રી) વગેરે નોધપાત્ર છે બોસ્ટન યુનિવર્સિટી લાયબ્રે એમના પુસ્તકો અને પેપરોનું પ્રસ્થાપન કરે છે

**યો. પ. :** હૅરી, તમારા 'ઈન્ડેક્ષ ઑન સેન્સરશીપ'માં પ્રસિ થયેલ લેખમાં તમે જણાવો છો "મારો જન્મ વિયેના (ઑસ્ટ્ર મા ૨૯ માર્ચ, ૧૯૩૫માં થયો હતો માતાપિતા ઑસ્ટ્રિયન છે. પ હું મોટો થયો અને ભણ્યો અમેરિકામાં" ૧૯૬૩થી તમે વિયેના સ્થાયી થયા છો અને એના અનુસંધાનમાં તમે આગળ એ જ લેખ જણાવો છો કે "ઑસ્ટ્રિયામાં મારી હાજરી અસ્વીકાર્ય રહી છે

ાહિત્યના સ્થાપિત વર્તુળો માટે હું–Persona Non Grata ;" તમે આ વિશે વધુ પ્રકાશ પાડશો? શા માટે તમે પદ્ધતિસરના હિષ્કારના શિકાર બન્યા છો?

ઉ. કુ. પંદરેક વરસ પહેલાં હું અમેરિકાથી ઑસ્ટ્રિયા પાછો ર્યો ત્યારે સાવ જ ભિન્ન ઑસ્ટ્રિયન ગણાવી મને બહિષ્કૃત કરાયો ત્રણ વ્યક્તિઓ આને માટે સંપૂર્ણત જવાબદાર છે પરિસ્થિતિ એવી છે કે જો તમને 'નૅગેટીવ લેબલ' લાગી જાય તો ઑસ્ટ્રિયામાં મે સદા તિરસ્કૃત જ રહેવાના ત્યાં એ ત્રણ વ્યક્તિઓ જ બધા નિર્ણય । છે સાહિત્યના સ્થાપિત વિષચક્રમાં સૌથી વધુ સત્તા ડૉ વુલ્ફગૅન્ગ ામના હાથમાં છે એમણે શા માટે મારો બહિષ્કાર કર્યો એ સમજાતુ ાથી બનતા સુધી માત્ર જે વ્યક્તિ વળતું એમને માટે કશું કરી શકે મેમ હોય એમને જ એ મદદ કરે છે ઑસ્ટ્રિયા ગયો ત્યારે હું કોઈ ણ રીતે વળતી મદદ કરી શકું એમ ન હતો એટલે મારો બહિષ્કાર થયા વિશ્વભરમાં નોંધપાત્ર સામયિકોમાં મારી કૃતિઓ અનુવાદો–ચર્ચા વિવેચનો ઈત્યાદિ પ્રસિદ્ધ થયાં છે પરંતુ ઑસ્ટ્રિયામાં બધી બાજુથી મારી કૃતિઓને અંધકારમાં રાખવામાં આવી છે ક્રોમડૌભાડ વધુ તો ત્યારે ભડક્યું, જ્યારે મને ઑસ્ટ્રેલિયાથી એવર્લી કૉન્ફરસમાં સર- ારી આમંત્રણ મોકલાયુ ડૉ ક્રોમે એ આમંત્રણ દબાવી દીધુ માનવ- ના મૂળભૂત અધિકારો પર લદાતાં બંધનોના કિસ્સાઓને વાચા આપતા જાણીતા પત્ર ઈન્ડેક્સ ઑન સેન્સરશીપ' પાસે ત્યારે હું ગયો એમાં માહિતી અને લેખ પ્રગટ થયા ઍન્થની રુડોલ્ફ જેવા લેખક ાવિ તથા તંત્રીઓએ એને મહત્ત્વ આપ્યુ ડૉ ક્રોમે ધાર્યા મુજબ તનો વાસ્યો પરંતુ ત્યાર પછી તો જાણે વૉટરગેટ ડૌભાડ જેવી સ્થિતિ ઊભી થઈ છે મે ઘણી માહિતી એકઠી કરી છે પરંતુ હજુ મને અમુક ચોક્કસ 'ડૉકયુમેન્ટ્સ'ની જરૂર છે, જે સચિવાલયના વિદેશ- ખાતાની ફાઈલમાં છે મારા વકીલે તે મેળવવા ઘણા પ્રયત્નો કર્યા છે

જે નિષ્ફળ નીવડયા છે એવુ લાગે છે, આ મામલો હવે અદાલતમા જઈને જ અટકશે ક્રોસે ગેરકાયદે વર્તણૂક કરી છે અને હુ એ પુરવાર કરવાથી બહુ દૂર નથી.

યો. પ. : તમે જે માહિતીની વાત કરો છો એ શુ છે? મો પ્રથમવાર અને ખાસ 'કંકાવટી' તથા 'સ્કાયલાર્ક'ના વાચકોને એનાથી તમે જ્ઞાત કરશો? કે પછી, એ જણાવી દેતા એ ગાયબ થઈ જાય એવો ભય છે?

હ. કુ. : જે માહિતીની હુ વાત કરુ છુ એ જણાવ્યા પ્રમાણે સચિવાલયના વિદેશખાતાની એક ચોક્કસ ફાઈલમા છે એમાની માહિતી અમુક વ્યક્તિઓ દ્વારા જાણવા મળી છે એ કોણ એ હુ નહિ જણાવી શકુ ફાઈલમા ત્રણ આઈટમ છે, તે છુપાવવામા આવી રહી છે એનાથી એ સાબિત થઈ શકે એમ છે કે ડૉ ક્રોસ ગેરકાયદેસર વર્ત્યા છે આઈટમ માત્ર પ્રથમવાર ઉઘાડી પાડુ છુ તે છે ડૉ. ફીટ્ઝ ડૉકરન કે જેઓ ન્યૂયૉર્કમાની ઑસ્ટ્રિયન ઈન્સ્ટીટ્યૂટના ડાયરેક્ટર છે એમનો મારી તરફેણમા દલીલ કરતો રિપોર્ટ બીજી બે આઈટમ આ તબક્કે અજાણી રહે એ વધુ યોગ્ય છે.

યો. પ. . હેરી તમારી કૃતિઓ તરફ વળીએ તો મે એ નોધ્યુ છે કે અમને કોઈ વાદ કે વર્ગનુ વળગણ નથી કૃતિઓને અનુલક્ષીને જણાવશો કે તમે ડાબેરી છો, જમણેરી છો કે જગતની નગ્ન સત્યતા પછી એ ભલે ગમે તે વર્ગની હોય–રજૂ કરવામા તમે તમને વફાદાર રહો છો?

હ. કુ. : યોગેશ, તમે જાણો છો એ પ્રમાણે હુ ડાબેરી કે જમણેરી નથી હુ રાજકીય વિષયોને સ્પર્શુ છુ ખરો, પરતુ એ કોઈ વાદના નશામા નહિ જ આ રાજકીય વિષયસ્પર્શને કારણે કયારેક એકાદ કૃતિને ગણતરીમા લઈને ખોટી છાપ ઊભી થાય જો કે તે જે તે વાચકની પોતાની શોધ જ હશે પરતુ મારા સમગ્ર લેખનને ખ્યાલમા લેવુ વધુ જરૂરી છે

—

ચે. પ. એનો અર્થ એ ખરો કે તમારી કૃતિમાનુ રાજકારણ 'કમિટેડ' નથી હોતુ ?

હ. ક્રુ. મારી પરિસ્થિતિને કારણે ખોટી માન્યતા વારવાર ઊભી થાય છે આ પ્રસગે હુ સ્પષ્ટતા કરીશ કે, હુ રાજકારણની વશ-વિદ્યાનો શિકાર અને ઝૂકેલો લેખક નથી ઑસ્ટ્રિયા અને જર્મનીમા સ્થાપિત સાહિત્યિક તત્ત્વો કાબેરીઓના છત્ર નીચે છે અને હાલની અદ્યતન ફેશન સોશિઆલીસ્ટ રીઆલીઝમ' અને 'નીઓ–દાદા'ની છે આ બે વહેણમા એ બે દેશનુ મોટા ભાગનુ સામ્પ્રત સાહિત્ય આવી જાય છે એ વહેણની કૃતિઓ જ સ્વીકાર્ય ઠરે છે પ્રસિદ્ધિ પામે છે અને પરિસ્થિતિ એટલી અકળ છે કે જમણેરી (રૂઢિવાદી)ઓના મુખ-પત્રો સામયિકો અખબારોમા પણ કાબેરી સાસ્કૃતિક પાનુ હોય છે હુ માનુ છુ, રાજકીય પાર્ટીઓ સાહિત્યના બદતર દુરુપયોગ કરે છે

ચે. પ. એનો અર્થ, હેરા કે 'કલા, કલાને ખાતર' નામનુ પાટિયુ સાવ જીર્ણ થઈ ખરી ગયુ છે

હ. ક્રુ. હકીકતમા 'કલા, કલાને ખાતર' સામે ભારે તોફાન છે

ચે. પ. હાલમા ઑસ્ટ્રિયામા નોંધપાત્ર કવિઓ કોણ છે ?

હ. ક્રુ. મે એટના બધા કવિઓના અનુવાદો કર્યા છે અને ઘણાને જાણુ છુ તેથી હુ સ્થિતિથી પરિચિત છુ પીટર પોલ વિપ-લિગર અને માર્ગારેટ હર્ઝલ બેના નામ લઉ છુ, પણ એ બન્નેને ઑસ્ટ્રિયામા અજાણ્યા રખાયા છે એ સિવાય ઑસ્ટ્રિયામા અને બહાર ક્રિસ્ટીના બુસ્ટાનુ નામ જાણીતુ છે એના કાવ્યો ઘણા નોંધ-પાત્ર છે.

ચે. પ. પીટર, માર્ગારેટ, ક્રિસ્ટીના ઈત્યાદિ ઘણા ઑસ્ટ્રિયન કવિઓને વાચવાની તક મળી છે પરતુ મારી નજરમા સૌથી વધુ નોંધપાત્ર કવિ–લેખક–વાર્તાકાર–નવલકથાકાર હર્બર્ટ કુહનર છે

હ. ક્રુ. એ બદલ આભાર 

## ગઝલ □ જયન્ત પાઠક

ક્યાંક રણની રેતીમાં ઊગી જવું
આધાર વિણ આકાશમાં પૂગી જવું

આપણી સામે જ સુખની શેરીઓ
દુ:ખના ઘરમાં રહી દુ:ખી થવું

પથ્થરો કંઠુણ નથી હોતા બધા
ને હૃદયનું છાતીમાં વાગી જવું!

આપણે ધુમ્મસમાં ઘેરાઈ ઊભા
ને સૂરજનું આભ ઓળગી જવું

તીરને ના દેખવું, ના દાઝવું
નાવને મઝધારમાં ભાગી જવું

## રાજેન્દ્ર શુક્લ

કે શ્વાસ સરખાવી જુઓ તણખો થશે,
આકાશ અપનાવી જુઓ તણખો થશે.

ના જે ભરાતુ કે ન જે ખાલી થતુ,
એ શૂન્ય સરકાવી જુઓ તણખો થશે

આકાર મળશે જન્મના અંધારને,
લો જામ ટકરાવી જુઓ તણખો થશે.

ઇતિહાસ ક્ષણ અટકી અને ઊભો રહે,
તો પૃષ્ઠ પલટાવી જુઓ તણખો થશે.

અસ્તિત્વનું હિમ ઓગળે, ના ઓગળે,
ચૈતન્ય અફળાવી જુઓ તણખો થશે

એકાદ ક્ષણ કોરી રહી તો તાપશું,
એકાંત અથડાવી જુઓ તણખો થશે.

## છ કાવ્યો □ મંગળ રાઠોડ

### નદી

હર
રોજ
સાંજે
તારે કાંઠે
આવીને
ઊભો રહી જતો
રાહ જોતો, જેની
એ તું જ !
આજે
એ સમજાયું ત્યારે
હું તને
અટકાવી શકતો નથી
વહી જતી ..

### સમુદ્ર

હવે, મેં
ખોલી નાખ્યા છે
દશે દિશાના દ્વાર
જે પણ તરફ
અભિમુખ થાઉં છું
તે તરફ હોય છે

કોઈ ને કોઈ
એક નદી
મારી દિશામાં
દોડતી આવતી

દ્રૌપદી
મત્સ્યવેધ
શીખતા શીખતા
વર્ષો વહી ગયા
હવે, નિપુણ
પડકારી શકું છું
અર્જુનને પણ !
પણ–
ક્યાં છે દ્રૌપદી ?

રમત
ઉખાણાનો અર્થ
જાણું છું
પણ–
જાણી જોઈને
કોઈને કહેતો નથી
કારણ કે
રમત લંબાવવામાં જ મજા છે

## સાગર

મને
ચાખશો તો
ખારો
થૂંકવા જેવો
થઈ જઈશ
અન્યથા, હું
વિરાટ, ભવ્યને સુંદર છું જ

## દીવાલ

તારી આરપાર
હું જોઈ શકું છું
એટલે
તું દીવાલ છે
એમ હું તને
સાબિત કરી શકતો નથી
આમ,
કાચની બનીને
તેં મને છેતર્યો આજે !

આલા ખાચરનું આયઆય □ રમેશ પારેખ

ભગલારાત,
તારા સજૈયા સરખો હાક.
તારા સજૈયા સરખો હાક.
મા'જન ફો'જનની કોને પડી છૂ ?
આલા ખાચરને પડી હોય તો પડી છે
ઓલ્યા છોકરાવની,
જે ગોતે છે સોયને

આ ગધેડિયા ગામની કોને પડી છૂ
પડી છે ઓલ્યા છોકરાવની,
જે ગોતે છે માથોડાબૂડ ગજીમા ખોવાયેલી સોયને

ઉઘાડભકૂી ભીડની કોને પડી છે ?
હું આલો,
મને પડી જ ન હોય,
પણ પડી છે ઓલ્યા છોકરાવની,
જે સોય ગોતે છે, પરપોટો ફોડવા

અફરનાક ગધેડિયા ગઢની મને પડી હોય ?
ભીત ભૂલશ ભીત, ભગલા રાત,
પડી છે ફક્ત છોકરાવની

જેની પડી નથી આ ગધેડિયા ગામને
કોને પડી છે અદ્ધરશ્વાસ ઉઘાડ ફળિયાની, હે ?,
જે જાણતુ નથી કે સોય પણ હોય
ને સોય ખોવાય,
પડી છે છોકગાવની. ને

સાચુ કે'જે ભગા,
છોકગાવ છે તેથી શુ ?
તે એટલુ તો જાણે છે ને કે પરપોટો છે,
એટલુ તો જાણે છે, પરપોટો ફૂટે
એટલુ તો જાણે છે, પરપોટો ફોડાય
એટલુ તો જાણે છે, સોય હોય
એટલુ તો જાણે છે, સોય ગોતાય
એટલુ તો જાણે છે, ઘાસની ગજીમા
બસ, બસ, ભગલા, મને વધુ બોલાવ્ય મા
ગાળ દઈએ તો સાચી પાડી આપે એવુ આ ગામ,
મને, આલા ખાચરને, એની પડી હોય ?
હરગીજ નહી

પડી છે,

હા, હા સાડી સત્તરવાર પડી છે છોકગાવની
એણે સોય ગોતવામા ને ગોતવામા

પોતાના વૃદ્ધત્વને અટકાવી દીધુ છે
ભય અને સમયનુ રૂપાતર કરી નાખ્યુ છે તન્મયતામા, શ્રદ્ધામા,

ભગલા,
હુ આલો ખાચર, ભડ જેવો ભડ,
લાજી મરુ છુ પળિયા જોઈને
ગધેડિયાના આડે દરવાજે પૂળો મેલ, પૂળો.
મને તો થાય છે,
હુ ય ગજીમાથી સોય ગોતતો હોત ..
ભગલા, લાવ્ય,
અફીણુ દે તાસળુ ભરીને
લાવ્ય, લાવ્ય, ગટગટાવીને લાબી તાણી લઉ

ભગલા, એ ભગલા .
કહુ છુ, ક્યા મરી ગયો તુ
અધીં દાઢી બોડીને

૧૧-૧૦-'૭૭/સગળ
૧૫-૫-'૭૮/બુધ

## વીંછી □ રતિલાલ 'અનિલ'

વીંછી ચાલ્યો જાય
-શા માટે, તે એ ન જાણે
બસ, ચાલ્યો જાય .
વચ્ચે આવે પથ્થર
શા માટે, તે પથ્થર ન જાણે
વીંછી મારે ડંખ
પથ્થરને શું થાય, કોણ જાણે ?
વીંછી બેસે આંખમાં
વીંછીને ગમે સફર
પણ કુંડાળેથી નીકળી ન શકે બહાર
પાંપણને મારે ડંખ
તે તો બીડાય,
પાંપણને શું થાય, તે કોણ જાણે !

# એ ચોપડી ભણેલી છોડીનો કાગર



વિજય શાસ્ત્રી

હાવણ વદ આઠેમ,

ભુન ચચી,

ગૉમ મુશકેલથી તારો ભુન ભલીના લિખિતગ વાચજે તને યાહે કે ભલી તો હાવ જ ભૂલી ગઈ કે શુ? પણ હાચુ કઉ તો કે'દુની તને લખુ લખુ કરતી'તી, પણ મૂવો જગન માહતર ટપાલનુ પરભીડિયુ જ નો આલે! પૂછે કે બે અખ્ખર ઓરખો જાણ્યા તયે કાગર લખવાનીયે થઈ ગઈ? લે, કર વાત! પછે તો કે કે લવાગે ચડગ્યો'તો હુ તો હદીક છતાન ઈને પડતો મેલી ને મારા મામા હોડે પૂગી ગઈ ને ઈમની હોડે ગે'રમાથી કાગર મગાયો ને સરનામુ ય ઈમની કને જ કરાયુ

સૈયર મોરી, તુ તો ગઈ તી જ ગઈ! નઈ કાગર નઈ પત્તર! હાહરગામા હાવ જચી ગ્યુ લાગ છ, તે અમ જેવી સૈયરો કઈથી હાભરે? તુ તો એઈને સિનેમા-ફિલોમ કરતી ફૂલફટાક ઓઢણા પહેરી ફરતી રેહ તી ઈમા અમે કઈથી હાભરીએ! કર ભુન કર, તારા દા'ડા છે હવડા, ઈમા અમારી જલણે હુ થતુ'તુ? તારા ગયા પછવાડે અઈ નો હાવ એકલી થઈ ગઈ સુ કાઈ સોરતુ નથ તને આ લખવાનુ કારણ ઈ કે મી જે ઓલ્યા તુ સમજી જાશને? ની વાત કરેલી ઈય હાવ ગિસાઈ બેઠો છ નથી કઈ ખર, નથી કઈ ખબર

લૂગડા ધોવા નદયે જઉ છુ તયે બે ધોકા પટકીને ઊચે ભાગુ પણ ક્યાય કોઈ ભળાય નઈ મૂવો નફટડો કિનારો છેક દૂર હુધી દાંતિયા કાઢી મુજ ગરોબડીને ચીડવતો ભળાય માય બેચાર બકરા હામેના ભઠભૂકા કિનારે ચરતા દેખાય ઈ જ. નકર ભરબપોરે ઈ વેળા કેવી ફાકડી મજો કરતી'તી? ભુન, ઈ લખતા તો કાળજુ વહેરાઈ જાય છે ઈ ફૂટડો શે'રમા ભણવા ગીયો તી ગીયો જ. નઈ કાગર, નઈ

પત્તર. દઈ જાણે શુનુ શુ ભણી કાઢ છ ! એની ભુન આંઈ હુતી ને પોણી ભરવા આવતી'તી તે જિમતિમ કરીને ઈના કુશળસમાચાર પૂછતી'તી ને તોય ઈને પૂછી – પૂછીનેય કેટલુક પૂછાય ? અજાણ્યા હઈએ ઈમ રઈને હાચવીજાળવીને પૂછવાનુ પણ અવે તો ઈય છૈયાને લઈને ગઈ હાહરે તે અવે કુણ ખબર દેવા નવરું છ્ ! અવે તો દિવારી મોર્ય તુ આણીગમ આવે ને ઈના કાક ખબર લાવે તો છે તારી ભુન ખાનર થઈનેય, ભલી થઈને, ઈ કેવારે આવનાર છે એટલુ તો ગમે ઈમ કરીનેય જાણી લાવજે તો હુ તારો પાડ નઈ ભૂલુ પેલુ આસલાવાળુ પોલકુ લલી લેઈ ગેઈ છે ઈ જાણજે

તને નવી જગોએ ગોઠી ગ્યુ હશે અલો ને અલી બે જ જીવ છો તેથી કાઈ વપત નથી ઈમને મારા પરણામ કે'જે. ઈ નોકરીએ જાય પછે બાયણા હાકળ દેઈને માયથી બધ કરજે અહીં પરમ દા'ડે વશરામ રાત કે'તા'તા કે શે'રમા તો ધોરે દા'ડે હઉના દેખતાંયે ચોરીહલામણ થાય છે તી હાચવજે ને પૂરાપાકા વશવા વન્યા કોઈનીય હારે ઝાઝો વલોપાત કરીશ મા. કોઈ નો બોલે તો મૂઉ, એનુ દુખનો લગાડીશ પણ શે'રના માણહાનો વશવા કરતી ન્હોય. ઈ સધા ઊજળા લૂગડાંવાળાનો ભરુસો નો'ય. વાત મીઠી મજેની કરે ને પછવાડે છૂરો ભોકે. તારા ઈ નોકરીએથી આવે ત્યારેય ખાતરી કરીને બાયણા ખોલવા. જોયે'તો બે–તઈણ વખત કુણ છે, કુણ છે પૂછવુ પણ હાચેમાચની ખાતેરી વન્યા બાયણા ખોલવા નઈ ઝાઝુ તો હુ તુને શુ કે'વાની ? હુ અઈ ગામડે પડેલી, તુ શે'રમા જઈને પાકી હુશિયાર થઈ જ ગઈ હશે. ટૂકમા, શે'રના લોકનો વશવા નઈ

ઈયે શે'રમા ભણવા આયા છ એથી હુ ને તો કાળજે ફડક પેઠી છ કે જતે દા'ડે રખે કાં'ક ન્યાના જેવા નો થઈ જાય ! પોર નરમી ભગાનો અમરત શે'રમા જઈને કેવો પેલી વનોરુ પછવાડે લટુડી થઈ ગ્યો તો ઈ તુ કા નથ જાણતી ? મૂઆં, શે'રમા આવા જ ધધા કર છ ! પણ ના, ઈનો તો મુને ગળો લગણનો વશવા છે કે આસ ફાટે

તે મેરુ ચળે તોય ઈ નો ફરે, મે તો જવાટાણે ઓળ્યા કણુજીના ઝાડ
હેઠે ચમ દીધેલા કે ગે'રમા જઈને મુને ભૂલી ગયા કે છેહ દીધો તો
તેનો, ઝેર પીશ. હા
અને એવા એએ પણ કયેલુ કે 'ફૂટ ભૂડી, મારો આટલો જ
મરુઓ, કે '' ને પછી તો બુન, તારાથી શીદ છાનુ રાખવુ, ગાલે
એવુ બટકુ દીધુ કે ઈની બળતરા હજીય તે
લે, મારા હુમ, કાગર તારા ઈના હાથમાયે નો જાય ઈની સરત
ગાખજે. ભલુ હોય તો કમખામા ઘાલી રાખજે ને ઈ ઠામ પર જાય
પછ કાઢજે ને વાચજે તુ ય ભણેલી છો તી બે અખ્ખર જવાબ
લખજે સિરનામુ, જોજે, મી ઈ દા'ડે કયેલુ છે ન્યાનુ જ કરજે
નકર, તુ જાણ '' ને કે અ'ઈ તો મૂઆ ટપાલવાળાયે ચડિયા છે
તબિયત હાચવજે ને ઈના ખરચે ગમે ઈમ કરીનેય લખજે
તને તો શે'રમા ને શે'રમા કો'ક દા'ડોય ઈનો મોભેટો થતો
હવે મુને થાય છ કે તારા જગો શે'રમા હુ એના ભેગી જાત તો !
પણ હવે તો ભગવાન દેખાડે ઈ હાચુ
એક કામ કરજે વખત છે ને તને કો'ક દ'ડા કાક આવતા-
જતા ઈનો મો-ભેટો થઈ જાય તો કે'જે કે
મૂઉ રડુ આવી જાય બુન ચચી, ઈ નો અ'ઈ ઉપર કાગળો
પડ્યો છ, તી માફ કરજે પણ હુ શુ કે'તીતી, કે તુ જો ઈને મળે
તો તીવારે તુ તુરતોતુરત જ તારા ગુદિયામા એકડીદમ મુને ખેચીને
સભારી દેજે જેથી થાઉ હુ [શુ] કે ઉપરથી તો એ તુ ને જોઈે,
પગુ તાગ માયનામા તી હુ ને બેસારી હોઈ મુને મલ્તા બરાબર થશે
ને ઈમ મુને, ઈને મલ્યાનો દલાસો મનમે-ઝાઝુ શુ ?
તા ક્ર. કાગર વાચીને ફાડી દેજે કટકિયો હાવ ઝીણકો કરીને
નાખી દેજે

તારી બુન
ભલીના લિખિત ગ વાચજે.

૧૩ ઑગસ્ટ, ૧૯૭૮.

# ચોથો પુરુષ બહુવચન



રમેશ પારેખ

**ચા**લીશ ફૂટ ઊંચેથી કાચના વાસણનું નીચે પછડાવું નીચે પછ-ડાવું અને કાચના વાસણનું ન ફૂટવું કે વાસણમાં તિરાડનું ય ન પડવું કાચના વાસણનું નીચે પછડાવું ખરું ને વાસણનું ખખડવું સુદ્ધાં નહીં વાસણનું ચાલીશ ફૂટ ઊંચેથી પછડાવું ખરું ને તેનું પછડાવું દેખાવું સુદ્ધાં નહીં વાસણનું હોવું ને વાસણનું હોવું યે દેખાવું નહીં

છતાં ય ચાલીશ ફૂટ ઊંચેથી કાચના વાસણનું નીચે પછડાવું

ચાલીશ ફૂટ ઊંચેથી કાચના વાસણનું નીચે પછડાવું એટલે કાચના વાસણનું ફુરચેફુરચા થઈ, ખણેણાટ તૂટી જવું, તિરાડ તિરાડ થઈ જવું, ઝણણણણ દઈ ખખડવું એવી જડબેસલાક ખાતરી

તો ચાલીશ ફૂટ ઊંચેથી કાચના વાસણનું નીચે પછડાવું અને ન ફૂટવું એટલે જડબેસલાક ખાતરીનું ફૂટવું વાસણમાં તિરાડનું ય ન પડવું એટલે જડસલાક એવી ખાતરીનું તિરાડતિરાડ હોવું. વાસણનું ખખડવું સુદ્ધાં નહીં એટલે ખાતરીનું ખખડવું સુદ્ધાં નહીં

તો ચાલીશ ફૂટ ઊંચેથી કાચના વાસણનું નીચે પછડાવું અને ખાતરીનું ખખડવું સુદ્ધાં નહીં કાચના વાસણનું નીચે પછડાવું એટલે ખાતરીનું ન હોવું, ચહેરાઓ પરથી, રસ્તાઓ પરથી, ઘર, ખેતર ને પાદર પરથી, ખૂણેખાચરેથી, દિલોદિમાગમાંથી ખાતરીનું અંતર્ધાન થઈ જવું

છતાં ક્યાંક ક્યાંક ચાલીશ ફૂટ ઊંચેથી કાચનું વાસણ નીચે પછડાયાની તથા વાસણના ફૂટવાની ઝીણી વાતનું ફેલાવું અને એ વાતનું જોતજોતામાં પુખ્ત અને પૂરા કદની અફવામાં ફેરવાઈ જવું

અફવાનું ધુમ્મસ હોવું અફવાથી ગામ આખ્ખું રજોટાવું અફ-વાનું બજાર ગરમ થઈ જવું અફવાનું નાટકવું અફવાનું છાપરાઓ

પરથી દદડવુ અફવાઓનુ શેરીઓમા રેલાવુ અફવાઓનુ પાયાઓમા ઊતરવુ. અફવાઓનુ ઘોળાવુ હવામા, ટોળાવુ અફવાઓનુ ક્ષણેક્ષણની ઓાસરવુ, અફવાઓનુ અફવાળ બ્રાકાર બની જવુ

પછી અફવામાથી સરોસર ફૂટી નીકળવુ ઝુડના ઝુડ અફવાઓના. ઝુડના ઝુડ હોવુ અફવાળબાકારનુ અને ચાલીશ ફૂટ ઊચેથી કાચના વાસણનુ નીચે પછડાવુ ન દેખાવુ

અફવાળબાકારનુ ચક્રગતિથી ઘુમરાવુ, ચકરીઓ પડવી ને એમાથી હળાહળ ભયનુ પ્રકટવુ ભયને ડાળ ફૂટવી તાજા લીલાછમ ભયની ડાળને ફૂટવા પાદડાઓ ફૂણાફૂણા ભયના ને એમ છટાક કરતુ ઊગી નીકળવુ સમગ્ર જગલનુ ઊગી નીકળવુ જગલનુ ને કુહાડાનુ હોવુ પણ હાથનુ ન હોવુ જગલનુ ઊગી નીકળવુ એટલે આખનુ હોવુ આખમા સ્વપ્નનુ હોવુ છતા ચાલીશ ફૂટ ઊચેથી નીચે પછડાતા વાસણનુ પછડાવુ ન દેખાવુ આખનુ હોવુ એટલે કુહાડાનુ ધચ્ચ દઈ પછડાવુ આખોની વચ્ચોવચ્ચ અને આખમા સ્હેજે ય તિરાડનુ ન પડવુ

તો જગલનુ ઊગી નીકળવુ એટલે આખમા તિરાડનુ ય ન પડવુ છતા દશ્યોનુ ટપોટપ તરડાઈ, બટકાઈ, છેદાઈ, ઝુમ્મ દઈ કડેડાટ ટુકડે ટુકડે થઈ તૂટી પડવુ ને વિખરાઈ જવુ ચાલીશ ફૂટ ઊચેથા કાચના વાસણનુ નીચે પછડાવુ એટલે વાસણનુ ખખડવુ સુદ્ધા નહી તથા દશ્યોનુ ટપોટપ તરડાઈ જવુ, બટકાઈ જવુ, છેદાઈ જવુ, ઝુમ્મ દઈ કડેડાટ ટુકડે ટુકડે થઈ વિખરાઈ જવુ અને દેખાવુ નહી

જગલનુ ઊગી નીકળવુ એટલે ચાલીશ ફૂટ ઊચેથી કાચ. વાસણનુ નીચે પછડાવુ. અને શ્વાસને કબૂતર બની ઊડી જતા ન આવડવુ. ઊડી જતા ન આવડવુ એટલે કબૂતરપણું ન હોવુ એમ નહ પરતુ પગમા સાકળ ખખડની આવ-જતી સાકળનુ ખખડવુ બીતોની સાથે અથડાવુ અથડાવુ સવેગ અને પછડાવુ સવેગ અથડા

# ચોથા પુરુષ બહુવચન



રમેશ પારેખ

ચાલીશ ફૂટ ઊચેથી કાચના વાસણનુ નીચે પછડાવુ નીચે પછ-
ડાવુ અને કાચના વાસણનુ ન ફૂટવુ કે વાસણમા તિરાડનુ ય ન પડવુ
કાચના વાસણનુ નીચે પછડાવુ ખરુ ને વાસણનુ ખખડવુ સુદ્ધા
નહી વાસણનુ ચાલીશ ફૂટ ઊચેથી પછડાવુ ખરુ ને તેનુ પછડાવુ
દેખાવુ સુદ્ધા નહી વાસણનુ હોવુ ને વાસણનુ હોવુ ગે દેખાવુ નહી

છતા ય ચાલીશ ફૂટ ઊચેથી કાચના વાસણનુ નીચે પછડાવુ
ચાલીશ ફૂટ ઊચેથી કાચના વાસણનુ નીચે પછડાવુ એટલે
કાચના વાસણનુ ફૂરચેફુરચા થઈ, ખણણાટ તૂટી જવુ, તિરાડ
તિરાડ થઈ જવુ, ઝ ણ ણ ણ ણ દઈ ખખડવુ એવી જડબેસલાક ખાતરી

તો ચાલીશ ફૂટ ઊચેથી કાચના વાસણનુ નીચે પછડાવુ અને
ન ફૂટવુ એટલે જડબેસલાક ખાતરીનુ ફૂટવુ વાસણમા તિરાડનુ ય
ન પડવુ એટલે જડસતાક એવી ખાતરીનુ તિગડતિગડ હોવુ. વાસણનુ
ખખડવુ સુદ્ધા નહીં એટલે ખાતરીનુ ખખડવુ સુદ્ધા નહી

તો ચાલીશ ફૂટ ઊચેથી કાચના વાસણનુ નીચે પછડાવુ અને
ખાતરીનુ ખખડવુ સુદ્ધા નહીં કાચના વાસણનુ નીચે પછડાવુ એટલે
ખાતરીનુ ન હોવુ, ચહેરાઓ પરથી, રસ્તાઓ પરથી, ઘર, ખેતર ને
પાદર પરથી, ખૂણેખાચરેથી, દિલોદિમાગમાથી ખાતરીનુ અંતર્ધાન
થઈ જવુ

છતા ક્યાક ક્યાક ચાલીશ ફૂટ ઊચેથી કાચનુ વાસણ નીચે
પછડાયાની તથા વાસણના ફૂટવાની ઝીણી વાતનુ ફેલાવુ અને એ
વાતનુ જોતજોતામા પુખ્ત અને પૂરા કદની અફવામા ફેરવાઈ જવુ
અફવાનુ ધુમ્મસ હોવુ અફવાથી ગામ આખ્ખુ રજોટાવુ અફ-
વાનુ બજાર ગરમ થઈ જવુ અફવાનુ ત્રાટકવુ અફવાનુ છાપગાઓ

પરથી દદડવુ  અકવાઓનુ ગેરાઓમા ગેનાનુ  અકવાઓનુ પાથાઓમા ભીતરનુ  અકવાઓનુ ગોળાનુ હવામા, ટોળાનુ અકવાઓનુ ક્ષણેક્ષણની આમરનુ , અકવાઓન અકવાળ બાકાર બની જનુ

પછી અકવામાથી સટોસટ ફૂટી નીકળવુ ઝુંડના ઝુંડ અકવાઓના ઝુંડના ઝુંડ હોનુ  અકવાળ બાકારનુ  અને ચાલીશ ફૂટ ઊંચેથી કાચના વાસણનુ નીચે પછડાવુ ન દેખાવુ

અકવાળ બાકારનુ ચક્રગતિથી ઘુમરાનુ, ચકરીઓ પડતી ને એમાથી કળાહળ ભયનુ પ્રકટનુ ભયને ડાળ ફૂટતી તાજા લીલાછમ ભયની ડાળને કટવા પાંદડાઓ ફૂણાફૂણા ભયના ને એમ ઝટાક ઝાડનુ ઊગી નીકળવુ સમગ્ર જંગલનુ ઊગી નીકળનુ જંગલનુ ને કુહાડાનુ હોનુ પણ હાથનુ ન હોનુ જંગલનુ ઊગી નીકળવુ એટલે આખનુ હોવુ આખમા જંગલનુ હોનુ જતા ચાલીશ ફૂટ ઊંચેથી નીચે પછડાતા વાસણનુ પછડાવુ ન દેખાનુ  આખનુ હોવુ એટલે કુહાડાનુ ઘચ્ચ દઈ પછડાનુ આખોની વચ્ચોવચ્ચ અને આખમા સ્હેજે ય તિરાડનુ ન પડનુ

તો જંગલનુ ઊગી નીકળનુ એટલે આખમા તિરાડનુ ય ન પડનુ જતા દરયેનુ ટપોટપ તરડાઈ, બટકાઈ, છેદાઈ, ઝુમ્મ દઈ કડેડાટ ટુકડે ટુકડે થઈ તૂટી પડનુ ને વિખરાઈ જનુ  ચાલીશ ફૂટ ઊંચેથી કાચના વાસણનુ નીચે પછડાનુ એટલે વાસણનુ ખખડનુ સુદ્ધા નહી તથા દરયેનુ ટપોટપ તરડાઈ જનુ, બટકાઈ જનુ, છેદાઈ જનુ, ઝુમ્મ દઈ કડેડાટ ટુકડે ટુકડે થઈ વિખરાઈ જનુ અને દેખાવુ નહી

જંગલનુ ઊગી નીકળવુ એટલે ચાલીશ ફૂટ ઊંચેથી કાચના વાસણનુ નીચે પછડાનુ  અને વાસણને કબૂતર બની ઊડી જતા ન આવડનુ ઊડી જતા ન આવડનુ એટલે કબૂતરપણું ન હોનુ એમ નહી, પરંતુ પગમા સાકળ ખખડની આવ-જાની સાકળનુ ખખડનુ અને બીજાની સાથે અથડાનુ અથડાનુ સંજોગ અને પછડાનુ સંજોગ અથડાનુના

ચીસનુ જન્મવુ હોવુ, નાળ કપાયાનીપરિસ્થિતિનુ હોવુ, ચીથરાની
અને ચીથરેહાલની સાળી હોવી, ઈરછાઓનુ ચીથરેથી વગ હોવુ, ભી તે-
નુ હોવુ, ભી તોની મોસરા બહાર દોડી જવાની દોડ હોવી, ભી તોમા
બારણા અને બારીનુ ન હોવુ, જાળિયાનુ કે અજવાળિયાનુ ન હોવુ
તિરાડનુ કે છિદ્રનુ ન હોવુ, શ્વાસનુ કબૂતર બની ઊડી જતા આવડવુ
ન હોવુ, જગતનુ ઊગી નીકળવુ હોવુ, દશ્યોનુ ટપોટપ તરડાઈ જવુ
હોવુ બટકાઈ જવુ હોવુ, છેદાઈ જવુ હોવુ, ઝુમ્મ દઈ કડેડાટ
ટુકડે ટુકડે થઈ વિખરાઈ જવુ હોવુ,, હોવુ કુહાડાનુ અને
હોવુ આંખોનુ અને પછડાવુ હોવુ કુહાડાનુ હોવુ ને જંગલોનુ ઊગી
હાથનુ ન હોવુ. હોવુ હાથનુ ન હોવુ હોવુ અફવામાથી અફવાનુ
નીકળવુ હોવુ જંગલોનુ ઊગી નીકળવુ હોવુ
હોવુ ને ચાલીશ ફૂટ ઊંચેથી કાચના વાસણનુ નીચે પછડાવુ
હોવુ કાચના વાસણનુ અને હોવુ વાસણમા તિરાડેય નહી
હોવુ કાચના વાસણનુ અને હોવુ પછડાવુ અને હોવુ ખખડવુ
પડવાનુ
હોવુ કાચના વાસણનુ અને વાસણનુ હોવુ ચે દેખાવુ નહીં તુ
સુદ્ધા નહોતુ.
હોવુ કાચના વાસણનુ નીચે પછડાવુ અને ચાલીશ ફૂટનુ
હોવુ.
ચાલીશ ફૂટ ઊંચેથી વાસણનુ નીચે પછડાવુ હોવુ
ન હોવુ
ચાલીશ ફૂટનુ ન હોવુ ને કાચના વાસણનુ નીચે પછડાવુ હોવુ
પછડાવુ હોવુ ને દેખાવુ ન હોવુ
ફૂટવુ હોવુ ને ચાલીશ ફૂટની ઊંચાઈનુ ન હોવુ
ઊંચાઈનુ ન હોવુ એટલે કાચના વાસણનુ નીચે પછડાવુ ન હોવુ
નીચે પછડાવુ ન હોવુ પરંતુ ફૂટવુ હોવુ
ફૂટવુ હોવુ એટલે માત્ર નર્યુ હોવુ જ હોવુ



# પેશો



## કિશોરસિંહ સોલંકી

અંધારામા મણિયાથી એકદમ ચીસ પડાઈ ગઈ તેની સાથે જ તેને પાછળથી જોરદાર ધક્કો વાગ્યો અને તે બહાર ધકેલાઈ ગયો બહાર નીકળી તેણે ગભરાતા ગભરાતા આજુબાજુ જોવાનો પ્રયત્ન કર્યો તો પેશો સામે જ મલકાતો ઊભો હતો મણિયાએ પેશાને જોઈને પૂઠ ફેરવી લીધી અને બીજો રસ્તો પકડયો. ઝડપથી ચાલતા ચાલતા તેણે પાછા વળીને જોયુ તો પેશો પણ પાછળ આવતો જ હતો મણિયો વચ્ચેની ગલીમાથી નીકળીને નગરની ભીડમા ભળી ગયો રસ્તો ક્રોસ કરવા જતા મણિયાએ જોયુ તો પેશો સામે જ તેની રાહ જોતો હોય

એમ ઊભો હતો મણિયો તરત જ પાછો વળી રીક્ષા કરીને રેલવે-સ્ટેશને ગયો ત્યારે સાજ પડવા આવી હતી તેણે ટિકિટ લીધી અને પ્લેટફોર્મ ઉપર કીડીઓની જેમ ઊભરાતા લોકોમા અટવાઈ ગયો તે પોતાથી છૂટયો હતો એનો આનદ એના રોમેરોમમા ફૂટયો હતો. તે શાતિથી બુક-સ્ટોલ પર મેગેઝીન જોવા લાગ્યો મેગેઝીનના પાના ફેરવતા ફેરવતા તેણે ત્રાસી નજરે જોયુ તો પેલો પણ એની પાસે ઊભો ઊભો મેગેઝીન જોતો હતો. મણિયો ત્યાથી અદર ધીમે હળવેથી સરકયો ટ્રેઈન હજી આવી નહોતી. તે પુલ ઓળગીને બીજા પ્લેટ-ફોર્મ પર ગયો તો પેલો સામેના પુલના પગથિયા ઊતરતો હતો મણિયો પરસેવો પરસેવો થઈ ગયો તે પાછો વળી મુઠ્ઠીઓ વાળીને નાઠો તો પ્લેટફોર્મમા ઊહાપોહ થઈ ગયો 'ચોર હોગા ગુડા હોગા.. પકડો પકડો મારો પીટો' પકડયો માર્યો તે લોહીલુહાણ થઈને નીચે પડી ગયો એટલામા ટ્રેઈન આવી જગ્યા. જગ્યા બરાડતા લોકોના પગ તળે કચડાતો મણિયો બૂમો પાડવા લાગ્યો બૂમો પાડતા પાડતા તેની ભીની નજર બહાર નીકળી તો પેલો ટી-સ્ટોલ પાસે ઊભો ઊભો પોલીસના કાનમા કશુક કહી રહ્યો હતો પોતાની નજર ચુકાવીને પોતાને વાગ્યુ છે એ ભૂલી જઈ મણિયો ઝટપટ ભીડમા માથુ મારીને ડબ્બામા ચઢી બેઠો કેટલાક લોકોને જગ્યા ન મળવાથી ડબ્બાના બારણામા લટકતા, અદર આવવા ધક્કામુક્કી, ગાળાગાળી અને ઝપાઝપી કરતા હતા ત્યા ટ્રેઈન ઉપડી તેને હાશ થઈ આછા આછા અધારામા ટ્રેઈન વગડો વીંધતી પસાર થવા લાગી મણિયો લગડાતા પગે, ભીડમાથી જગ્યા કરતો પેશાબ કરવા જતો હતો ત્યા પેલો બારીનો સળિયો પકડી બહાર લટકતા લટકતા તેને તાકી રહ્યો હતો પેલાને જોઈને મણિયો એકદમ ચીસ પાડી ઊઠયો ચીસની સાથે જ પથરાયેલા અધારામા ટ્રેઈન થોભી ગઈ ત્યારે શરીરના અવયવોની સાથે જુદી પડી ગયેલી બે આખો ડબ્બાઓમાથી ડોકાના હજારો અધારા ચહેરાઓમા શોધતી હતી પેલાને—જે મૃત્યુ પામ્યો હતો. □

વાચતાં–વાચતા



રતિલાલ 'અનિલ'

અયમ સાહિત્યસભા (સૂરત)ના ઉપક્રમે યોજાયેલા બે વાર્તાલાપોમા ડૉ સુરેશ હ જોષીએ તારસ્વરે પૂછ્યુ હતુ વાચકને દૂર કર્યો કોણે ? લેખક-વાચક વચ્ચેનુ અંતર કોણે સર્જ્યું ? ડૉ સુરેશ જોષી સારા અધ્યાપક છે અને એક વાર એમ એના વિદ્યાર્થીઓના સત્રાંત વિદાયસમારંભમા બોલી પણ ચૂકેલા છે કે, વિદ્યાર્થીઓનુ સાચુ શિક્ષણ યુનિવર્સિટીની દીવાલોની બહાર છે–' એટલે વાચકને સાહિત્યથી દૂર કરવામા કે દૂર રાખવામા શિક્ષકો અને અધ્યાપકોએ આપેલા સિંહફાળા વિશે તેઓ સભાન જ હશે

વિદ્યાર્થી અક્ષરજ્ઞાનથી શરૂઆત કરીને જ સાહિત્ય સુધી પહોંચી શકે છે એ સળંગ પ્રક્રિયા એવી રીતે ચાલે છે, ચલાવાય છે કે, સાહિત્યના ઊંડા કે સહજ સંસ્કાર વિદ્યાર્થી પર પડતા જ નથી પરિણામે દર વર્ષે હજારો ગ્રેજ્યુએટો બહાર પડે છે છતા એમાના માત્ર ગણતરીના વિદ્યાર્થીઓમા યે સાહિત્યરસ કેળવાયો હોય તો તેને આશ્વાસન ગણીએ !

સા. ૫ ના જ્ઞાનસત્રમા વડીલોને બધી જ બાબતની ચિંતા હોય એવુ દેખાડ્યા વિના તો ચાલે જ નહી, એવા ધોરણે વાચકને કોણે દૂર કર્યો, રાખ્યો ? આ પ્રશ્ન ચર્ચાયો એવા કેટલાક વક્તવ્યો 'પરબ'મા આવેલા જોયા પણ કોઈએ નાડીપરીક્ષા કરી હોય એવુ લાગ્યુ નહીં ! આપણો સારો લેખક પુસ્તકો અને સાહિત્યમાસિક ખરીદીને વાચનારો સારો વાચક પણ છે ખરો ? ન હોય તો તે નાડીપરીક્ષા ન કરી શકે, અને શિક્ષકો/અધ્યાપકો જ લેખક હોય અને વાચક દૂર થયાની ચર્ચા કરતા હોય તો પોતે પણ એ કાવતરા… પરોક્ષપણે

મઢાવાયેલા છે એવું તો એ શી રીતે કબૂલે ? આથી, એવી ચર્ચા પૂરી ચિકિત્સા બની શકતી નથી, ચિંતા કર્યાનો દેખાવ કરી શકયા એટલું આશ્વાસન લઈ શકે ખરા

હાથમાં એક પુસ્તક આવ્યું અને વાચકને દૂર કર્યાની ચર્ચા આભરી

બીજો વિચાર પણ આવે કે શ્રી મારાવાળા ગ વેદ્ય સારા વૈદ્ય ઉપરાન્ત સારા લેખક પણ છે પરંતુ તેઓ વિવેચનગ્રન્થો કે સંકલનો જોતા નહીં હોય એવું લાગે છે। શ્રી મારાવાળાએ તેમના કોઈ પુસ્તકમાં એલોપથી હોમિયોપથી, નિસર્ગોપચાર, યુનાની વૈદક વિગેરેના લેખો મંગાવ્યા નથી ગુજરાતી વિવેચકની સરખામણીમાં તેઓ ન કોચશીલ લાગે છે।

આ 'કવિતાનું શિક્ષણ' પુસ્તક લો દેશી-વિદેશી તમામ કાવ્ય પ્રકાર અને ધારાઓ વિશે એક સાથે લેખકોએ માહિતી આપી છે। સોનેટ વિશે કોઈ અંગ્રેજી સાહિત્યના અધ્યાપક લખે, ગઝલ વિશે એ વિષયના ઉર્દૂ-ફારસી ગુજરાતીના સારા જાણકાર લખે, દુહા-સોરઠા વિશે મેઘાણીના વખાણો વાચી કોઈ ગઢવી પાસે જઈને જાણી આવીએ, એવો પ્રપંચ ભારે પડે !

સાહિત્યપદાર્થ કે કાવ્યપદાર્થને અમે પામી/જાણી શકીએ છીએ એટલું આશ્વાસન હોય તો યે સાહિત્યશાખાના વિવિધ વિષયો પર જે તે વિષયના તજજ્ઞો પાસે લખાવવાનો આગ્રહ રખાયો જોઈએ, પણ **અધ્યાપકો બધું જ જાણે છે અને જે નથી જાણતા તે જાણવા જેવું જ નથી હોતું** એવો તોર જ જોવા મળે છે

'કવિતાનું શિક્ષણ' (રમણ સોની, મણિલાલ હ પટેલ, મૂલ્ય-૬-૭૫, પ્રાપ્તિસ્થાન સુપિરિયર સ્ટોર્સ, જૂના બજાર, ઈડર)માં 'ગઝલ' વિશે પોણાત્રણ પાનામાં અપાયેલો ઊભડક પરિચય જોતા પછી, કેટલાક પ્રશ્ન થાય કે, ગાનારા કર, સંગીતાન, કનાપી પછી તો નર્યાં અનુકરણ

## વાચતાં–વાંચતા



### રતિલાલ 'અનિલ'

રતિલાલ 'અનિલ' સાહિત્યસભા (સુરત)ના ઉપક્રમે યોજાયેલા બે વાર્તાલાપોમા
શ્રેયસ સાહિત્યસભા (સુરત)ના ઉપક્રમે પૂછ્યુ હતુ વાચકને દૂર કર્યો
ડૉ સુરેશ હ જોષીએ તારસ્વરે પૂછ્યુ હતુ વાચકને દૂર કર્યો ? ડૉ સુરેશ જોષી
કોણે ? લેખક–વાચક વચ્ચેનુ અતર કોણે સર્જ્યુ ? ડૉ સુરેશ જોષી
સારા અધ્યાપક છે અને એક વાર એમ એના વિદ્યાર્થીઓના સત્રાત
વિદાયસમારભમા બોલી પણ ચૂકેલા છે કે, વિદ્યાર્થીઓનુ સાચુ
શિક્ષણ યુનિવર્સિટીની દીવાલોની બહાર છે–' એટલે વાચકને સાહિત્યથી
દૂર કરવામા કે દૂર રાખવામા શિક્ષકો અને અધ્યાપકોએ આપેલા
સિંહફાળા વિશે તેઓ સભાન જ હશે

વિદ્યાર્થી અક્ષરજ્ઞાનથી શરૂઆત કરીને જ સાહિત્ય સુધી પહોચી
શકે છે એ સળગ પ્રક્રિયા એવી રીતે ચાલે છે, ચલાવાય છે કે,
સાહિત્યના ઊંડા કે સહજ સસ્કાર વિદ્યાર્થી પર પડતા જ નથી
પરિણામે દર વર્ષે હજારો ગ્રેજ્યુએટો બહાર પડે છે છતા એમાના
માત્ર ગણતરીના વિદ્યાર્થીઓમા યે સાહિત્યરસ કેળવાયો હોય તો તેને
આશ્વાસન ગણીએ !

સા. ૫ ના જ્ઞાનસત્રમા વડીલોને બધી જ બાબતની ચિતા હોય
એવુ દેખાડ્યા વિના તો ચાલે જ નહી, એવા ધોરણે વાચકને કોણે
દૂર કર્યો, રાખ્યો ? આ પ્રશ્ન ચર્ચાયો. એવા કેટલાક વક્તવ્યો 'પરબ'મા
આવેલા જોયા પણ કોઈએ નાડીપરીક્ષા કરી હોય એવુ લાગ્યુ નહી !
આપણો સારો લેખક પુસ્તકો અને સાહિત્યમાસિક ખરીદીને વાચનારો
સારો વાચક પણ છે ખરો ? ન હોય તો તે નાડીપરીક્ષા ન કરી
શકે, અને શિક્ષકો/અધ્યાપકો જ લેખક હોય અને વાચક દૂર થયાની
ચર્ચા કરતા હોય તો પોતે પણ એ કાવતરામા સીધા કે પરોક્ષપણે

સંડોવાયેલા છે એવું તો એ શી રીતે કબૂલે ? આથી, એની ચર્ચા પૂરી ચિકિત્સા બની શકતી નથી, ચિંતા કર્યાનો દેખાવ કરી શક્યા એટલું આશ્વાસન લઈ શકે ખરા

કાનમાં એક પુસ્તક આવ્યું અને વાચકને દૂર કર્યાની ચર્ચા આભરી

બીજો વિચાર પણ આવે કે શ્રી બાપાભાઈ ગ વૈદ્ય સારા વૈદ્ય ઉપરાન્ત સારા લેખક પણ છે પરંતુ તેઓ વિવેચનગ્રન્થો કે સંકલનો જોતા નહીં હોય એવું લાગે છે। શ્રી બાપાભાઈએ તેમના કોઈ પુસ્તકમાં એલોપથી, હોમિયોપથી, નિસર્ગોપચાર, ચુનાની વૈદક વિશેના લેખો સંઘર્યા નથી ગુજરાતી વિવેચકની સરખામણીમાં તેઓ સંકોચશીલ લાગે છે।

આ કવિતાનું શિક્ષણ પુસ્તક તો દેશી-વિદેશી તમામ કાવ્ય-પ્રકારો અને ધારાઓ વિશે એક સાથે લેખકોએ માહિતી આપી છે। સોનેટ વિશે કોઈ અંગ્રેજી સાહિત્યના અધ્યાપક લખે, ગઝલ વિશે એ વિષયના ઉર્દૂ-ફારસી ગુજરાતીના સારા જાણકાર લખ, દુહા-સોરઠા વિશે મેઘાણીના વખાણો વાચી કોઈ ગઢવી પાસે જઈને જાણી આવીએ, એવો પ્રપંચ ભારે પડે।

સાહિત્યપદાર્થ કે કાવ્યપદાર્થને અમે પામી/જાણી શકીએ છીએ એટલું આશ્વાસન હોય તો યે સાહિત્યશાખાના વિવિધ વિષયો પર જે તે વિષયના તજજ્ઞો પાસે લખાવવાનો આગ્રહ રખાયો જોઈએ, પણ **અધ્યાપકો બધું જ જાણે છે અને જે નથી જાણતા તે જાણવા જેવું જ નથી હોતું** એવો તોર જ જોવા મળે છે

'કવિતાનું શિક્ષણ' (રમણ સોની, મણિલાલ હ પટેલ, મૂલ્ય-૬--૫, પ્રાપ્તિસ્થાન સુપિરિયર સ્ટોર્સ, જૂના બજાર, ઈડર)માં 'ગઝલ' વિશે પોણાત્રણ પાનામાં અપાયેલો ઊભડક પરિચય જોતા પછી, કેટલાક પ્રશ્ન થાય છે, ગાનાશંકર, સચ્ચિદાનંદ, કનાપી પછી તો નર્યું અનુકરણ

ગઝલમા લય હોય એ સામાન્ય છે લયાવર્તનો એ નરી ગેરસમજ છે।
–લગાગા લગાગા લગાગા લગાગા–આમા ગણના આવર્તનો છે, લયના
નહી વળી એક લગાગા બોલવાથી લય બને છે ? તે માત્ર લયનો
પ્રારંભ જ બને છે.

—ગાલગાગા લગા લગા ગાગા

આમા કેનુ આવર્તન છે ? વાસ્તવમા છંદના અરકાનો–ગણો
બેથી માડીને પાચ અક્ષર સુધીના વિવિધ હોય છે સંસ્કૃત વૃતના
ત્રણ અક્ષરી હોય છે એવુ ગઝલી છંદોમા નથી આથી જે છંદ
બેવડાએલો હોય તે સિવાય બીજે લયાવર્તન હોય નહીં

ગીતની એક સળંગ પંક્તિ લઈએ ત્યારે એક લય બને છે તેમા
ધારો કે એક જ ગણ ત્રણચારની સંખ્યામા હોય તેથી લયના
આવર્તન થાય છે ખરા ? ગઝલી છંદો એટલે લયાવર્તનો નહીં એ
સ્પષ્ટપણે સમજવુ જોઈએ સંપાદકોએ ગાલ ગાગા ગાલ ગાગા ગાલગા/
લગાગા લગાગા લગાગા લગાગા–ના ઉદાહરણ લયાવર્તનો માટે આપ્યા
છે તે પણ યોગ્ય નથી સંપૂર્ણ બહેર–છંદથી લય સર્જાય છે, બહેરના
ત્રીજા કે ચોથા ભાગથી નહીં. અને એવા છંદો કેટલા ?

—મફઊલ ફાઈલાત મફાઈલ ફાઈલુન

આમા પ્રત્યેક ગણ જુદો છે–એમા આવર્તનો કયા છે ? એકાદ
આવર્તન ઉમેરવુ, બાદ કરવુ એ ગઝલકારનુ વલણ નથી ગઝલના
વિવિધ છંદોમા ગઝલ લખાય છે અને પ્રત્યેક છંદ સ્વતંત્ર હોય છે
હા, મૂળ છંદને બેવડાવી કે અડધો કરીને તેમા ગઝલ લખવાના પ્રયોગો
આ લખનાર અને ગેં'બાદમે પ્રથમ કર્યા પછી એવા પ્રયોગો થયા
છે ખરા

'ગઝલની ભાષા આજે ઉર્દુપરસ્ત નથી' એમ કહેવા કરતા
૧૯૪૨ થી ગઝલનુ સ્વરૂપ ઘડવાની મથામણમા શુદ્ધ તથા તળપદી
ગુજરાતી ભાષા/બોલીમા ગઝલ લખવાના પ્રયત્નો ગાઢ થયા ત્યારથી જ
ઉર્દૂપરસ્ત નથી એમ કહેવુ જોઈએ।

યૌવનની પ્રીત ન્હેલી,
ફાગણની રંગહેલી
હૈયું અતિ અધીરું,
ને આંખ સાવ ઘેલી।

આ ગઝલનું/ભાષાનું શુદ્ધ ગુજરાતીકરણ નથી? ગઝલના કેટલાક છંદોનો સ્વભાવ ગીત-લયની નજીકનો છે, એ પણ આ ઉદાહરણ પરથી જોઈ શકાશે.

લેખકોની સામે માત્ર છેલ્લા દસકાની ગઝલ હોય એવું લાગે છે, ૧૯૪૨ થી ૧૯૫૫-૬૫ સુધીની ગઝલે એવું કાઠું/સ્વરૂપ ઘડ્યું તે વિશે તેઓ સંપૂર્ણ અંધારામાં હોવા વિશે શંકા ઉપજતી નથી

ગઝલપરિવારમાં અનેક કાવ્યપ્રકારોનો સમાવેશ થાય છે, પરન્તુ ગુજરાતીમાં માત્ર ગઝલ કાવ્યપ્રકાર જ નહોતો તેથી એ એક કાવ્યપ્રકાર ખાસ પ્રચલિત થયો ત્રણથી માંડીને સાત પંક્તિની, ગીતના સ્ટાઝા સ્વરૂપની રચનાઓ થઈ છે ખરી, પણ આપણી પાસે ગીત અને ગીતનું સ્વરૂપ યોજવાની સ્વતંત્રતા હોવાથી એવા કાવ્યપ્રકારો ગુજરાતીમાં ઉતર્યા નહીં ગુજરાતીમાં ભજન હતું એટલે 'નાઅત' મુસ્લિમ કવિઓ સિવાય બીજાઓને અનુકૂળ કાવ્યપ્રકાર લાગ્યો નહીં કમર પરના તખ્તી કાયો મુસ્લિમ કવિઓ લખે, પણ હિન્દુ કવિને એનું પ્રયોજન જ નથી હિન્દુ કવિ 'મંગળાષ્ટક' લખી શકે છે માટે એને 'સેહરો' લખવાની જરૂર હોય નહીં, પણ મુસ્લિમ કવિ અવશ્ય 'સેહરો' લખે।

ગઝલ કાવ્યપ્રકાર ગુજરાતીમાં નહોતો એટલે તે ઉતર્યો, ગઝલ પરિવારના અન્ય કાવ્યપ્રકારોમાં ગઝલ પછી રુબાઈ અને કતઅ જેવા મુક્તક-પ્રકાર જ મુખ્યત્વે ઉતર્યા છે અને સંસ્કૃત કાવ્ય શ્લોકબદ્ધ હોવા સાથે સાતત્યપૂર્ણ હોય છે તો સંકલિત રુબાઈ કે કતઅની સાતત્યલક્ષી રચના હોઈ શકે અને એવા પ્રયોગો પણ થયા છે એને ત્રણ લીટી ચાર લીટીની કડીની ગઝલરચના કહેવી એ અજ્ઞાન છે

- મુક્તકના પરિચય વિભાગમા લેખકો કહે છે-'ગઝલકારોએ પણ ચાર ચાર લીટીના મુક્તકો આપેલા છે' આનો શો અર્થ થાય ? ગઝલ કરતા ખૈયામની રુબાઈ ઓછી ખ્યાત છે ? લેખકો રુબાઈ અને કત્અ વિશે કશુ જ જાણતા નથી ? રુબાઈ અને કત્અ દેખાવે સમાન લાગે છે, પણ મૂળ ભેદ એ છે કે સ્વરૂપમા દેખીતુ સામ્ય હોવા છતા રુબાઈ અલગ ચોવીસ છંદોમા લખાય છે, તે છંદો સાવ જુદા છે, અને રુબાઈના સ્વરૂપે ગઝલી છંદોમા લખાતા મુક્તકો કત્અ/કત્આત્ હોય છે

ગીતમા જે પ્રકારનુ સાતત્ય સભવે છે એવુ સાતત્ય 'ગઝલ'મા પણ સભવી શકે છે ગજેન્દ્ર બુચની 'બાગમાગી' ગઝલમા જે શક્ય બન્યુ છે એવા ઉદાહરણો ૧૯૪૭-૧૯૫૫ ના ગાળાની ગઝલોમાથી ય મળી શકે 'આદિલ' ગઝલ' વિશે ગઝલ લખે છે ત્યારે અનાયાસ જ તેમા એક પ્રકારનુ સાતત્ય આવે છે, તો ગઝલ વિશે લખાયેલી આ પહેલાની ગઝલમા યે સાતત્ય જોઈ શકાય છે 'મને કંઈ ખબર નથી' કે દિવસ' ગનીની આ લખનારની ગઝલોમા પણ સાતત્ય જોઈ શકાય ગઝલનો મિજાજ જાળવીને લખાયેલી જે ગઝલોમા સાતત્ય હોય તેનો જ અહીં ઉલ્લેખ કર્યો છે બાકી, 'બેકદર ગુજરાતની સેવા કરી હાંફી ગયો ખબરદારની એ ગઝલમા પણ વિશિષ્ટ પ્રકારનુ સાતત્ય છે જ, પણ તે ગઝલ સ્વરૂપે અજલિકાન્ય છે વતન છોડવાના ભણકારા સભળાતા 'આદિલ' 'મળે ન મળે' ગઝલ લખે છે ત્યારે એમા ગઝલ સ્વરૂપે એક વિશિષ્ટ સાતત્ય અનાયાસ જ આવે છે ગઝલમા પ્રત્યેક કડી અલગ હોવા છતા એમા વિશિષ્ટ રીતનુ સાતત્ય શક્ય છે જ અજિત ઠાકોરની 'મૃત્યુ' વિષયની બે ગઝલો લક્ષણે આધુનિક અને સ્વરૂપે સાતત્યલક્ષી છે

વાસ્તવમા કોઈને ઊંડો અભ્યાસ કરવાની જરૂર લાગતી હોય એવુ અનુભવાતુ નથી અલપઝલપ જોઈને લખવાની હોંસ તો વધુ દેખાય છે લેખકો જ ઊભડક સમજ ધરાવે છે તે પછી શિક્ષકો કેવી સમજ કેળવશે અને વિદ્યાર્થીઓ સુધી કેટલી પહોંચશે એટલી ચિંતા તો અસહ્ય થાય ☐

'સરકસના ફ્રેમમા કાગડાઓ'

સ્વપ્નપરિવેશમા ઝિલમિલાતા દૃશ્યોનુ અનોખુ સર્જન



**પ્રમોદકુમાર પટેલ**

સ્વપ્નપરિવેશમા ઝિલમિલાતા દૃશ્યોનુ સર્જન કરવા ચાહતી કિશોર જાદવની નવલિકાઓ આપણા આજના નવલિકાસાહિત્યમા એક અતિ વિલક્ષણ ઉન્મેષ બની રહે છે વાસ્તવવાદી રીતિની વાર્તાઓની સામે છેડે 'પ્રતિ નવલિકા' જેવી, એ રચનાઓ લાગે છે સ્વપ્નસૃષ્ટિના જેવો અતિબૌદ્ધિક ઘટનાક્રમ એમા પ્રવર્તતો દેખાય છે સ્વપ્નજગતમા જોવા મળતી અતિપ્રાકૃતતા અને આદિમતા અહી સમયાતીત પરિવેશમા વ્યાપી ગયા દેખાય છે. માનવચેતના અને પ્રાકૃતિક સત્ત્વો અહી પરસ્પરમા ભળી ગયા છે માનવવિશ્વ અહી સતત રીતે Vegetational World મા રૂપાતર પામ્યા કરે છે, તો, એ Vegetational World માનવવિશ્વમા વિસ્તર્યા કરે છે। આદિમ ચેતનાનુ નિરંતર સ્વરૂપાતર આ કથાવિશ્વની પ્રથમ લાક્ષણિકતા છે પરિચિત સ્થળકાળમા બદ્ધ વાસ્તવિકતાનો આપણે જે ખ્યાલ કેળવીને ચાલીએ છીએ તેનો ભાગ્યે જ કોઈ નિયમ અહીં સ્પષ્ટ રૂપમા પકડી શકાય સ્વપ્નઘટનાની જેમ અહી બધુ જ અતાર્કિક, અસગત, અને અસબદ્ધ રીતે બન્યા કરે છે પરિચિત વાસ્તવિકતાને આપણે બૌદ્ધિક માળખામા ગોઠવીને જોતા આવ્યા છીએ અહી કશુ જ એવા માળખામા બધબેસતુ થતુ નથી આદિમ આબોહવાના ધૂધળા પરિવેશમા ક્યારેક જ સ્ફુટ પણ ઘણી વાર અર્ધસ્ફુટ કે અસ્પષ્ટ આકારો તર્યા કરે છે, બલકે કશાય તર્કસૂત્ર વિના એવા આકારો એકબીજામા ભળતા ને ઓગળતા જાય છે, સયોજાતા ને વિચ્છેદાતા જાય છે. ધૂધળી આદિમ આબોહવામા પ્રાકૃતિક સત્ત્વો અને માનવછાયાઓ સતત પરસ્પરમા રૂપાતર પામે છે, તેથી

આખાય વસ્તુક્રમમા કશુક લોકોત્તર તત્ત્વ ભળી જતુ વરતાય છે કપોલકલ્પિત અને અસબદ્ધ લાગતા તત્ત્વો એમા સતત જોડાતા રહે છે સ્વપ્નસદૃશ એવા આ વિશ્વમા ક્યાય કોઈ વિચાર કે વિભાવ નિર્ણાયક બનતો દેખાતો નથી સ્વપ્નઘટના અહી સર્વથા અપરિચિત ચિત્ર વિચિત્ર આકારો દ્વારા સચલિત થાય છે રહસ્યમય આવરણમા અર્ધ પ્રચ્છન્ન એવા એ આકારો સ્વય પ્રતીકનુ મૂલ્ય ધરાવે છે કિશોરની રચનાઓમા આવા અનેક સદર્ભો આદિમ વૃત્તિઓનો બલિષ્ઠ પ્રતીકા ત્મક આવિષ્કાર સૂચવે છે સ્વપ્નસૃષ્ટિની દરેક ઘટના માનવચિત્તમા ગહન સ્તરની અન્ત:સ્થ વાસનાઓ વૃત્તિઓ ઇચ્છાઓ ઝખનાઓ આદિ પ્રવેગોનુ રૂપાન્તરિત પ્રગટીકરણ હોઈ શકે મનોવૈજ્ઞાનિકોએ એનુ વ્યાક રણ રચવાના પ્રયત્નો પણ કર્યા જ છે પણ અહી એવુ વ્યાકરણ શોધવાનુ આપણને અભિમત નથી અલબત્ત, કિશોરની કૃતિઓમા અનેકવિધ સ્વપ્નીલ ઘટનાઓ કે ઘટનાસદર્ભો પરસ્પરમા જે રીતે સકળાતા આવે છે તેની ભીતરમા અમુક ચૈતસિક સચલનોનો અણ-સાર મળયા કરે એમ બનવાનુ અને એમ પણ જોઈ શકાશે કે કલ્પનો અને પ્રતીકોની પ્રચ્છન્ન ભાતમા જ્યા આવા આતરિક પરિબળોની ઓળખ થઈ જાય છે ત્યા એ સદર્ભ વધુ વ્યજનાસભર પ્રતીત થતો રહ્યો છે

કિશોરની નવલિકાઓ આ પ્રકારના સ્વપ્નસદૃશ વિશ્વને કારણે આપણા ઘણાખરા સાહિત્યરસિકોને ભારે મૂઝવનારી નીવડી છે વિદગ્ધ અભ્યાસીઓ પણ એ રચનાઓ ખરેખર નવલિકાનુ રૂપ પામી છે કે કેમ તે વિશે મતભેદ ધરાવતા જણાય છે એમના અત્યાર સુધીમા પ્રગટ થયેલા બે નવલિકાસગ્રહો 'પ્રાગૈતિહાસિક અને શોકસભા' અને 'સૂર્યગ્રહણ'મા ગ્રથસ્થ થયેલી કૃતિઓ વિશે ઉપેક્ષાભર્યુ મૌન સેવાયુ હોય તો તે કદાચ તેમની કૃતિઓની આ જાતની પ્રચ્છન્ન આકૃતિ અને દુર્બોધતાને કારણે જ હોઈ શકે એમ લાગે છે અને હકીકતમા કિશોરની મોટા ભાગની રચનાઓમા આકૃતિ કે રૂપસવિધાનની મુખ્ય રેખાઓ

પકડવાનુ મુશ્કેલ બની રહ્યુ છે એમા સંકેતોનુ જો કોઈ તંત્ર હોય, કે અર્થસમૃદ્ધિની જો કોઈ ભાત હોય તો તેની પોકળીનુ આતરિક સૂત્ર હાથમા આવતુ નથી અલબત્ત આવી રચનાઓમા પણ કલ્પનો અને પ્રતીકોની તાજગી તેનુ ભાવસમૃદ્ધ ધ્વનન, તેનો રોમાચક સ્વપ્નીલ પરિવેશ એવુ બધુ અનગ રૂપમા સ્પર્શી જાય એમ બનવાનુ પણ અહી ખરો પ્રશ્ન કૃતિના સર્જનમા પ્રવર્તતા નિયમનો, તેની ચોક્કસ ભાતનો, તેની સાકેતિક યોજનાનો છે કિશોરના અભ્યાસી સામે આ પ્રશ્ન સતત ઊભો થયો છે, ઊભો રહેવો જોઈએ

'સરકસના કૂવામા કાગડાઓ' એ કિશોરની લાક્ષણિક સર્જકતાના લગભગ બધા જ લક્ષણો પ્રગટ કરતી એક નોધપાત્ર કૃતિ છે તેમની બીજી બધી રચનાઓમા જોવા મળતુ સ્વપ્નસદશ નિર્માણ અહી પણ ધ્યાન ખેચે તેવુ બન્યુ છે તેમાના વૈચિત્ર્યપૂર્ણ કલ્પનો અને પ્રતીકો અહી પણ વાચકને પ્રભાવિત કરે છે સ્વપ્નીલ પરિવેશમા તરતા ધૂધળા દશ્યો તેમા વચ્ચે કોઈ કોઈ પદાર્થની અર્ધસ્ફુટ તગતગતી રેખાઓનુ અપાર્થિવ વાતાવરણ, છાયાપ્રકાશની રહસ્યમય ગૂથણી એ બધુ જ અહી સતર્પક બની રહે છે અહી એ કૃતિના કેટલાક રસકીય સદર્ભો નોધ્યા છે તે સાથે બદલાતા દશ્યોનુ આતરસૂત્ર શોધવાનો પ્રયત્ન કર્યો છે

કૃતિનુ શીર્ષક સરકસના કૂવામા કાગડાઓ' અહી મહત્ત્વનો સકેત બની રહ્યુ હોવાનુ સમજાય છે 'કાગડાઓ' આ રચનામા જુદા જુદા સદર્ભે યોજાતુ રહેલુ પ્રતીક છે. પણ એની વાત પછીથી અહી પહેલા તો શીર્ષકમાના 'સરકસના કૂવા' શબ્દનો ઉલ્લેખ લક્ષમા લઈશુ કૃતિમા સવિદ્નુ આધારબિંદુ એ છે (એને પરિચિત અર્થમા પાત્ર ન કહી શકાય); એ ત્ર ના અસ્તિત્વની અતિમ ગતિનુ ચિત્ર આ રીતે કિશોરે રજૂ કર્યુ છે

"પેલા શહેરમાથી પ્રેક્ષકોના ટોળેટોળા ઊમટયા હતા પોતે જાણે સરકસના મોતના કૂવાના ખેલમા ઝૂઝતો હતો આ કૂવાના ઘેરાવામા,



મુંબઈમાં વેપારની આંટીઘૂંટીઓ હાથ કરતા અને લડાઈ તેમજ કાળાં બજારનો લાભ લઈ લાખોનો આસામી બની જગજીવન શેઠ બની ગયો એ સાથે પૈસાનાં બધાં અનિષ્ટો પણ તેનામાં અને તેની પત્નીમાં કેવાં આવ્યાં અને તેમની રહેણી કરણીને કેવી ફેરવી બેઠાં એ બતાવવાનું અને એક સરી પ્રણયકથા આપવાનું કર્તાનું લક્ષ્ય છે. જગજીવન શેઠના જ ગામડાનો તેના પરિચિત માસ્તરનો પુત્ર દેવેન્દ્ર મુંબઈ જગજીવન શેઠને ત્યાં આવે છે, જગજીવનની શ્રીમંતાઈનો તોર અનુભવતો તેના કારખાનાનો મેનેજર બને છે, શેઠની કાળાં બજારની નીતિ તેમજ કારખાનાની હડતાલ તોડવાની વાતમાં સાથ ન આપવા બદલ એની નોકરીમાંથી નીકળી જાય છે, પણ અંતે શેઠની પુત્રી જયાનો તે પ્રિયતમ અને સ્વામી બને છે દેવેન્દ્ર અને જીવી—જે મુંબઈમાં જયા બની છે—ગામડામાં સાથે રમેલાં એ આકર્ષણ દેવેન્દ્ર મુંબઈમાં આવતાં જયાને તાજું થયું અને તેનું હૃદય તેના ભણી એવું વળ્યું કે તેણે જગજીવન શેઠની તેને બીજાઓ જોડે પરણાવવાની પેરવી ધૂળમાં મેળવી દેવેન્દ્ર-જયાનું આ લગ્ન આંતર્જ્ઞાતીય છે, પણ એમાં દેવેન્દ્ર પિતાના આશીર્વાદ મેળવી શકે છે આઘાત થયો હોય તો તેની માતાને અને તે જેને એને માટે નક્કી કરી બેઠી હોય છે એ હસાને. કથામાં શ્રીમંતોનાં વર્તન, ગૃહસંસાર ઈ.નો ખ્યાલ મોતીભાઈ શેઠ ને તેના સંતાનોના આલેખનથી પણ આપવામાં આવ્યો છે શ્રીમંતોનાં કાળાધોળાને સરકારી પ્રધાનોની કેવી ચશ્મપોશી મળે છે એ પણ લેખકે બતાવ્યું છે દેવેન્દ્રને સમાજવાદી બનાવીને એ પાત્રનો મુંબઈમાં થયેલો વિકાસ સારો બતાવાયો છે છે. કથા સુવાચ્ય છે

## કીર્તિ અને આંસુ

[ લે૦ સત્યમ્ પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ સવાત્રણ રૂપિયા ]

'સત્યમ્'નો આ બીજો વાર્તાસંગ્રહ. પહેલો 'નિશિગંધા' લઈ ગુજરાતી વાર્તાક્ષેત્રમાં એમણે સને ૧૯૪૫ માં આશાસ્પદ પ્રવેશ કર્યો હતો પછીના સાત વરસનો એમની કલમનો ફાલ તે આ વાર્તાસંગ્રહ

સાહિત્યને સારુ વસ્તુ કે સામગ્રી માટે જીવન અક્ષયપાત્ર સમું છે આપણું વૈવિધ્યવિહોણું કહેવાઈ વગોવાતું જીવન પણ નિરીક્ષણ માટે આંખ-કાન-મન અને સંવેદન માટે હૃદય ખુલ્લાં રાખનારને ઘણી વાર્તાસામગ્રી પૂરી પાડી શકે તેમ છે આપણી સ્વાતંત્ર્યલડત, સ્વરાજ પછીનું વાતાવરણ, લોકમાનસ અને સમાજસ્થિતિ દર્શાવતા આપણા આસપાસ બનતા અનેક કિસ્સા, આજનો કપરો જીવનસંગ્રામ, સ્ત્રી-પુરુષ સંબંધ, અને માનવીનાં તરેહ તરેહના વૃત્તિવર્તન આ બધામાંથી લેખકને એમનું કામ ચાલે એટલી વસ્તુ-સામગ્રી મળી ગયાનું આ સંગ્રહ બોલે છે

વાર્તાઓનો સરાસરી વિસ્તાર ટૂંકો છે અને ૧૯૪ પાનામાં ૨૬ વાર્તાઓ માઈ શકી છે તે આ કારણે વાર્તારચનાની કળા લેખકે હાથ કરી લીધી છે એટલે કોઈ પણ પ્રસંગની એ વાર્તા બનાવી જાણે છે પણ એમાં નોંધપાત્ર વાત આ એક છે કે વાર્તાઓમાં સંકલનાની સંકુલતા, બનાવોના અટપટા વળાંક, અણધાર્યા અંત અને વ્યંજનાની રમતને બદલે એક પ્રકારનું સાદું સીધાપણું દેખાય છે. લેખકને સીધી કથનશૈલી વિશેષ ફાવતી જણાય છે એનું કારણ આ વાર્તાનો મુખ્ય પ્રસંગ મુખ્ય પાત્રના ભૂત સ્મરણ કે આત્મ કથનરૂપે અથવા અન્ય પાત્રોને મોંયે વૃત્તાંત નિવેદન રૂપે રજૂ થતો સંગ્રહની ઘણી વાર્તાઓમાં દેખાય છે

વાર્તાઓમાં ભિન્ન ભિન્ન સ્વભાવ, સંસ્કાર, વય અને સામાજિક દરજ્જાનાં પાત્ર તેમને લેખકે સોંપેલી કામગીરી અદા કરી જાય છે પાત્રાલેખનની ફાવટ લેખકને એકંદર સારી છે

☆

પણ, વ ને 'બારીના કાચની બાજુએ, આંખો પર ઊતરી આવતા પડળ જેવા ધુમ્મસની છત પર' એક 'ખૂંધાળી આકૃતિ' જણાય એ 'આકૃતિ' પોતાની જ 'પ્રતિકૃતિ' છે કે પછી એ 'આભાસ' માત્ર છે તેની ખાતરી કરવા વ હલી જુએ છે તે સાથે જ તેના 'પડછાયાઓ' 'એકમેકને ભેદતા' છિન્નભિન્ન થઈ જાય છે, અને એ સાથે જ પ્રસ્તુત રચનામા દૃશ્યાતર રચાય છે અહી 'ખૂંધાળી આકૃતિ' સ્વયં કૌતુકનો વિષય છે પ્રકાશમય ઓરડાની બહાર (અને એ રીતે પ્રકાશમય મ વિ-ત્તિની બહાર) ઉપસ્થિત થયેલી એ આકૃતિ પોતાની 'પ્રતિકૃતિ' છે કે 'આભાસ' એ પ્રશ્નની ખોજમા વ પોતાના કેન્દ્રસ્થાને હલ્યા તેનુ સ્થિર અધિષ્ઠાનકેન્દ્ર એથી હચમચી ઊઠ્યુ અને એ સાથે જ વ ની રઝળ-પાટ શરૂ થઈ, ('ખૂંધાળી આકૃતિ'ને કુંઠિત ચેતનાનુ પ્રક્ષેપણ કહી શકાય ? એમા વિકૃત ચેતનાનુ દર્શન કરી શકાય વ ની ભીતિમાથી ઉદ્ભવેલી ભૂતાવળ કહી શકાય ? વગેરે પ્રશ્નો અહીં જન્મી શકે )

કૃતિમા કથનકેન્દ્ર કે દૃષ્ટિકેન્દ્ર બદલાતુ રહે છે સર્જકની શબ્દ-ચેતનામા વ દૃષ્ટિફલકની કોર પર આવે છે, તો વળી કેન્દ્રમા પણ આવે છે અને વ સર્જકચેતનાનુ તત્સમરૂપ બની રહે છે સતત રૂપા-તર પામતી સ્વપ્નીલ સૃષ્ટિમા વ સ્વયં એક વિવર્ત રૂપ છે.

સ્વકેન્દ્રમા હચમચી ઊઠેલો વ પેલી 'ખૂંધાળી આકૃતિ' પાછળ ઘસડાય છે તે સાથે જ પોતાની આસપાસ રચાયેલી 'પડછાયાઓની ભાત' પણ લુપ્ત થઈ જાય છે વ નો દિશાશૂન્ય આ રઝળાટ હતો ? કે કશીક અદીઠની ખોજ તેને પ્રેરી રહી હતી ! કે કશીક ઝંખના તેનામા સળવળી ઊઠી હતી ?

"ચોપાસ ઊમટતા મૃગજળના અજગરી ચટાપટા જોઈને દિશા-શૂન્ય બનેલુ ઊંટ ગાંગરતુ હતુ, દોડતુ હતુ. ભીની માટીને, પગના ચાપકા પર દાબી રચેલા નાનકડા ઘરોથી ખીચોખીચ શહર, ક્ષિતિજમા તરતુ દેખાયુ એ હર્ષોલ્લાસમા ઊંચે દૃષ્ટિ કરી સફેદ કાગડાઓ કોઈક પારધીએ નાખેલી જાળ સાથે ભયત્રસ્ત અવાજ કરતા, જાણે હાલરડા

ગાતા હોય એમ એક કતારમાં પેલા શહેર તરફ એના માથા પરથી અદ્ધર ઊડતા જઈ રહ્યા હતા. હમણાં જ વરસી ગયેલા વરસાદના બાકી રહેલા ફોરા રસ્તાની આજુબાજુ તગતગતા હતા થોડેક દૂર અટૂલા મકાનમાં બારણા વચ્ચે ઊભેલી વ્યક્તિ આ તરફ પ્રતિક્ષિત ચહેરે વકાસી રહી હતી—જાણે વ ના આગમનને આવકારવા."

સ્વપ્નીલ દૃશ્યો અહીં ત્વરાથી એકબીજામાં સક્રમિત થતા આવે છે. 'મૃગજળના અજગરી ચટપટા' 'દોડતુ ગાગરતુ ઊંટ' 'ક્ષિતિજમા તરતુ શહેર' 'શહેરના નાનકડા ઘર' 'સફેદ કાગડાઓની કતાર' 'રસ્તા પર આજુબાજુ તગતગતા વરસાદના ફોરા' 'અટૂલુ મકાન'—આ દૃશ્યાવલિઓ સરકતી જાય છે. ( વ ની ચેતનામાં વિવિધ લાગણીઓનુ સકુલ કામ કરી રહ્યુ હશે એવા એંધાણ મળે છે. કદાચ એકાકિતા, દિશાશૂન્યતા, આધારહીન દશા, પગુતા જેવા ભાવો વ મા ઘુટાતા રહ્યા હશે.) અહીં 'સફેદ કાગડાઓ'નુ પ્રતીક ધ્યાન ખેચે છે આખી કૃતિમા એ કેન્દ્રીય ચુબકબળ પૂરુ પાડે છે 'સફેદ રગ'ની કાગડાની આકૃતિ જ આ લોકોત્તર ઘટનાનો સકેત બની રહે છે એ 'સફેદ કાગડાઓ' 'ક્ષિતિજમા તરતા પેલા 'શહેર' તરફ ઊડી રહ્યા છે. અહીં 'શહેર' એ આદિમ ઝખનાનુ પ્રતીક બની રહેતુ દેખાય છે. 'સફેદ કાગડાઓ' આ ઘટનાસદર્ભે 'પારધીની જાળ'મા ફસાયેલા હોવાનો જે નિર્દેશ કરવામા આવ્યો છે તે સૂચક છે. કૃતિના પાછળના સદર્ભમા આપણે જોઈશુ કે એ 'કાગડાઓ' ત્યા 'જાળ'માથી મુક્ત બની જાય છે અને પેલા 'શહેર'ને પોતાની સફેદ પાખોથી ઢાકી દે છે!

કૃતિમા પછીના ઊઘડતા દૃશ્યમા 'અટૂલુ મકાન' અને તેના બારણામા પ્રતીક્ષા કરતી 'આધેડ વ્યક્તિ'નો ઉલ્લેખ આવે છે અગાઉના દૃશ્યની 'ખૂધાળી આકૃતિ' જોડે આ 'આધેડ'નુ અનુસધાન હોય એમ સહજ લાગે પણ આ 'આધેડ' વ ને ચિરપરિચિત લાગવા માડે છે! એની 'લપસણી જીભ' વ ને કોઈ 'અવાવરુ વાવ' જેવી લાગે છે એની ચેષ્ટામા જીર્ણતાની છાયા વરતાઈ આવે છે. પણ વ ની દૃષ્ટિમા એ

ઘટનામા કદાચ પોતાના અસ્તિત્વનો જ એક અશ લુપ્ત થઈ ગયાનો ભય લાગ્યો હશે એ કારણે, અથવા 'આધેડ'ના લોપ સાથે પોતાનુ નગ્ન અસ્તિત્વ ખુલ્લુ પડી ગયાનો ભય લાગ્યો હોય એ કારણે, અથવા પોતાના અસ્તિત્વની આ જ નિયતિ છે એવુ કોઈ ભાન જાગ્યુ હોય એ કારણે, વ ભયકર એકલતાની લાગણી અનુભવી રહેતો સમજાય છે. અથવા, વ ની આ મનોગતિ અકળ રહી જાય છે જેની સાથે વર્ષોથી વસતો હતો એ પોતાનો જ પડછાયો જાણે ખાધ પર વ ને ઉપાડીને પૂરપાટ દોડી રહ્યો હતો'

અને અપહૃત થયનો વ પેતા 'શહેર'મા પ્રવેશે છે એની ઝખનાનુ એ જગત તેને માટે કેવળ લેબિરીન્થ બની રહે છે

"માઈલોનુ અતર માત્ર પલકવારમા કાપીને આધેડના મકાનની પછવાડે આવેલા આકાશમા ઝઝૂમતા પેતા શહેર વચ્ચે વહેતા રસ્તાની ધોરી નસ પર આગળી મૂકીને આ સૃષ્ટિના ધબકારા ગણવાનુ મન થઈ આવ્યુ ઊડી ગયેલા સાપે ઉતારી નાખેલી કાચળી જેવી શેરીઓ વચ્ચેથી એ પસાર થયો આ દરમ્યાન, કોઈકની સાથે આડીઅવળી વાતચીત કરવાની અદમ્ય ઈચ્છા થઈ આવી પણ ચારેકોર ખુલ્લા રહી ગયેલા સહસ્ત્ર બારીબારણામાથી કશા જીવનો સચાર સુદ્ધા પામી શકાતો નહોતો. ગરાઓની આટીઘૂટીઓમા કદાતો ઘૂમીઘૂમીને જ્યાથી નીકળતો હતો, એ જ સ્થળે ફરી આવી એ અટવાતો હતો ,

લેબિરીન્થની ભૂલભુલામણીઓમા અટવાતા ને ભ્રમણામા રૂધાતા જીવનુ આ વર્ણન છે અહી કયાક ચૈતન્યનુ સચલન નથી શૂન્યતાનો કેવળ પ્રસર અહી છે બધી જ વસ્તુઓ અને મૃત્યુની છાયા અડતા નિશ્ચેષ્ટ બની ગઈ છે આ નિર્જનતા વચ્ચે વ બૂમ પાડી ઊઠે છે 'કોઈ છે ?' અને ત્યા જાણે ખાલીખમ ઈડાના કોચલાની બેબાકળી નીરવતા પડઘી ઊઠે છે' ('અત્યત બનિષ્ઠ કલ્પનનો અહી તીવ્ર અનુભવ થાય.) આ નીરવતાથી ભયત્રસ્ત બનેલો વ શ્વેત-પખા' નગરમા ભાગે છે. (અહી 'સફેદ કાગડાઓ' શહેરને ઢાકી રહ્યા છે તેના પગની

જાળ હવે નષ્ટ થઈ ગઈ છે) અહીં અર્ધા ભાગમા 'આ મારુ રહેણાક છે' એમ ત ને ઓળખ થાય છે (પોતાના આદિજગતની ઝંખના અહીં પૂરી થાય છે એમ કહીશુ ?) અને એના અધખુલા બારણા'ને હળવેકથી ધક્કો મારી ઉઘાડવા જાય છે ત્યા 'પાંખોના ઝુંડનો ફફડાટ એને અડફટમા લેતો બહાર ધસી વિખેરાઈ જાય છે' આ પ્રસગે ત ને સ્મરણ થાય છે કે આ 'શહેર'ને અવરોધરૂપ બનેલા પેલા ઘેઘૂર વડ'ને વાઢી નાખવામા આવ્યો છે! (જેની વડવાઈઓમા સુપ્રિયા જોડે પોતાને ત એ ઝૂલતો જોયો હતો તે ઘેઘૂર વડ' હવે નષ્ટ થયો છે!) હતાશ થઈ ગયેલો ત એના થડના ચકામા' નિહાળી રહે છે અને એ 'ચકામાઓ' જોઈ તેના આયુષ્યની ગણતરી કરવા માડે છે, અને તે સાથે જ ત 'વર્ષોના પોલાણ'મા ઊડે ને ઊડે ગરકતો જાય છે!

આ સમયમા ડૂબવાનુ દૃશ્ય અ તના સરકસના કૂવા'મા સક્રમિત થઈ જાય છે. મોતના કૂવામા મારફાડ ઝઝૂમતો ત એમાથી બહાર નીકળી શકતો નથી પેલા 'શહેર'માથી પ્રેક્ષકોના ટોળેટોળા ઊમટ્યા છે સૌ તેને થભી જવાને કહે છે પણ હવે તે કશુ જ સાભળતો નથી છેવટ 'અ ગેઅ ગ પર લીલા શ્વાસનુ વન' ઊગી નીકળ્યુ હોય તેવી દશાનો અનુભવ કરી રહે છે

કિશોરની આ કૃતિમા જે સ્વપ્નઘટના રજૂ થઈ છે તેના કેટલાક મહત્ત્વના સ્થિત્યતરો જ અહી રજૂ થઈ શક્યા છે. પણ આટલા સદર્ભો ય તેમની સર્જકતાની ગતિવિધિનો અણસાર આપી શકે, એમ લાગે છે કલ્પનો અને પ્રતીકોથી ખચિત એવા કથાવિશ્વમા કશુ ક્રમશ બનતુ નથી. એક સમયાતીત અવકાશમા બધી ઘટના યુગપદ્ બની જાય છે અહી એના દૃશ્યોનુ સકુલ જે રીતે કલ્પનો અને પ્રતીકોના વિભિન્નરગી પરિમાણોમા વિસ્તર્યુ છે તેમા ઊર્મિકવિતાના જેવી ઉત્કટ સવેદના અનુભવાય છે પણ મહત્ત્વની વાત એ છે કે એ કેવળ ગદ્યકાવ્ય નથી' નવલિકાની ઓળખ આપી શકાય તેવા સકેતો પણ ધરાવે છે ☐

## પત્રચર્ચા



### અજિત ઠાકોર

પ્રિય સુમનભાઈ,

'કંકાવટી'ના તંત્રી પરના તમારા પત્રમાં તર્કજાળો યોજીને, વિધાનોને તોડી–ફોડી–મરોડીને, અણગમતા તથ્યોને ઓળંગવા ઠૂંઠકા લગાવીને મારા વિશે તોછડાશો આચરીને, દુરાકૃષ્ટ અર્થઘટનો–લેબલીંગ અને મેં કર્યાં જ નથી તે વિધાનો મારે નામે ચડાવીને, મારી ચર્ચાનું તમારી નબળાઈઓ ઢાંકવા ઓવર સીમ્પલીફીકેશન કરીને ચર્ચાને ગુંચવી નાખી વિતંડા અને એનાથી આગળ વધી જલ્પન તરફ લઈ જવાના તમારા ઈરાદાએ અનિવાર્ય સ્પષ્ટતા તથા પૂર્તિ કરવા તરફ ધકેલ્યો છે. એ રીતે અનિચ્છાએ મારે મારી ચર્ચાની ભૂમિકા બદલવી પડી છે

૧ તમારી પત્રચર્ચાને આરંભે આવતું તમારું આ વિધાન: "વાચનાના મારા ઊહાપોહ–પ્રકાશિત અવલોકનને અજિત ઠાકોર 'અનેક રીતે' થયેલું મૈત્રીકૃત્ય લેખે છે અને તેને અપ્રામાણિક વ્યવહારને સિદ્ધાંતનું મહોરું પહેરાવવાના પ્રયાસ રૂપે વર્ણવે છે" મારી પત્રચર્ચા વિશેની તમારી અણસમજ અને પૂર્વગ્રહ પ્રગટ કરે છે મારી પત્રચર્ચાના આરંભે આવતું આ વિધાન વાંચો 'એ માટે 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડ-શીપ'ના તમે પોતે નમૂનાની દિશામાં કેડાવેલા, 'વાચના'ના સુજ્ઞોને પત્રરૂપે લખાયેલા તમારા વિવેચનને આધાર બનાવી તેમાં કયા કયા કેવી રીતે મૈત્રીપક્ષ બળવાન છે તેનું (માત્ર તેનું જ) નખદર્શન કરવા–કરાવવા ધારું છું" અપ્રામાણિક વ્યવહારને સિદ્ધાંતનું મહોરું પહેરાવવાની વાત તો આગલા પત્રના સાહિત્યમૈત્રી અને સાહિત્યિક-મૈત્રી સંદર્ભે હતી. આમ મેં મારી પત્રચર્ચાને નિશ્ચિત દિશા આપવા મારા મર્યાદિત હેતુની સ્પષ્ટપણે જાહેરાત કરી જ છે. તમે આગલી વાત ભેળવી દઈ મારા હેતુ વિશે ગેરસમજ ફેલાવી છે

હવે તમારા મૈત્રીકૃત્યના રીતિવિશેષ વિશે વાચના વિરુદ્ધની ૧૭ સ્થાપનાઓ તથા ૧૦ વિશેષતાઓ મારા પ્રતિપાદનની વિરુદ્ધ જતી હોવાનો તમે સંકેત કર્યો છે પણ કઈ રીતે વિરુદ્ધ જાય છે તેની ચર્ચા કરી નથી હુ તો આ બાબતે સ્પષ્ટ જ છુ. રાધેશ્યામની મર્યાદાઓ એવી તો સ્પષ્ટ છે કે તમારે તે બનાવવી જ પડે તેની સામે વિશેષતા-ઓ આરોપીને-એન્લાર્જ કરીને માફી આપીને, સમીક્ષામા બૅલેન્સનો આભાસ ઉગાવતી ભાત રચીને, કેટલીક મર્યાદાઓ તરફ આખ મીચા-મણા કરીને, અતિવ્યાપ્તિઓનો વ્યાપક આશરો લઈને, સમીક્ષાને સમ અપ કરતા વિધાનોને સ્થાને અનુચિત ઘોષણા કરીને-વગેરે વગેરેથી તમે મૈત્રીકૃત્ય કર્યું છે

૩. હવે મારી પત્રચર્ચાની પદ્ધતિ વિશે તમે તેને ટાળણટોળણ કરી જુદુ કાઢી કાટલા લઈને જોખવાને ગુણાક આપવા સાથે સરખાવી છે વાચનાની સમીક્ષા માટે તમે જે પદ્ધતિ પસદ કરી તે જ મારે પસદ કરવી જોઈએ, એવુ થોડુ છે ? વાચનાની સમીક્ષામા મૈત્રીપત્ર ક્યા ક્યા કેવી કેવી રીતે બળવાન છે, એવા મારા પ્રતિપાદનને વિશદ રીતે પ્રગટ કરવા પૃથક્કરણાત્મક પદ્ધતિથી તેમાની વાચનાની મર્યાદા તથા વિશેષતા વર્ણવતા અશો પૃથક કર્યા કર્યા હોય તો તે ટાળણ-ટોળણ કરી જુદુ કાઢી કાટલા લઈને બધુ જોખવા બેઠેલા કેવી રીતે કહેવાય ? આ રીતે તપાસ ન થઈ ? આમા જોખવાની કે ગુણાક આપવાની વાત જ ક્યા આવી ? તમે મારી પદ્ધતિ પર ભલુ લેબલીગ કર્યું છે વળી વાચનાની મર્યાદા વર્ણવતા અશો વાચનાની મર્યાદા નથી ચીધતા તો શુ ચીંધે છે ?

૪ હવે 'ફિટકે અને નિરંજન ભગત' વિશેના મારા પ્રતિભાવો વિશે 'ફિટકે અને નિરંજન ભગત' સમીક્ષામા હુ પાનાને હિસાબે સમીક્ષા શોધવા નીકળુ અને એક વિવેચનાત્મક વખાણ આસપાસની અનેક ચીજોને સ્પર્શે એ વાત નહીં સમજુ ને તથા શબ્દોને જોખવા

બેસુ એ વાતમા કઈ તથ્ય નથી રાધેશ્યામ વિષયાન્તર કરતા જ રહે છે એવા પેઈજની ગણતરી બનાવવા પાછળના આશયને પ્રગટ કરતુ મારુ આ વિધાન વાચો· "અહી પેઈજની ગણતરી બતાવવાનો આશય એ છે કે, . આપણા સાહિત્યિક સમારભોની જેમ રાધેશ્યામને તત્ત્વચર્ચા કરતા આજુબાજુની વાતોમા વધારે રસ છે." એટલે અહીં વિવેચનનુ વિવેચન કરવાનો પ્રશ્ન જ નથી "રિલ્કે અને નિરજન ભગત સમીક્ષામા સર્જનપ્રક્રિયા વિશે નિદર્શનાત્મક એવો પ્રખર પ્રકાશ શો પડયો ?" એવો મારો પ્રશ્ન સિફતથી ઉડાવી દઈ, મારા આશય તરફ બળપૂર્વક આખ મીંચી દઈ અને મારા 'પ્રતિભાવો'ને (મારુ આ વિધાન વાચો સાથે જ કૌસમા મારા પ્રતિભાવો નોધીશ") વિવેચનનુ વિવેચન જેવુ લેબલ લગાવી દઈ તમે તો વિતડા શરૂ કરી દીધી! તમે કરેલુ ફળશ્રુતિરૂપ વિધાન "રિલ્કે રિલ્કે રહે છે અને નિરજન ભગત નિરજન ભગત" સમીક્ષામાથી કઈ રીતે સિદ્ધ થતુ આવે છે, તેની ચર્ચા કર્યા વિના સર્જનપ્રક્રિયા વિશે નિદર્શનાત્મક એવા પ્રખર પ્રકાશની વાત તમે કઈ રીતે કરી શકો ? મને લાગે છે કે, રિલ્કે-નિરજન ભગતની કાવ્યવિભાવના નોધી આ સમીક્ષાની ફળશ્રુતિના પાયામા પડેલી ત્રણ કૃતિઓમા (ધ પેન્થર, ઝૂમા, મ્યુઝિયમમા) પદાર્થને કાવ્યમા પલટાવવાની સમગ્ર પ્રક્રિયાના આલેખનથી રાધેશ્યામ સમીક્ષાની ફળશ્રુતિ નીપજાવી શક્યા હોત. તેને બદલે આ સમીક્ષાની ફળશ્રુતિના પાયામા પડેલી ત્રણ કૃતિઓનો ઉપરછલ્લો પરિચય સમીક્ષાની ફળશ્રુતિનો ખોટો આધાર માત્ર બની રહે છે.

૫ હવે વિવેચન વિશેના મારા ખ્યાલ વિશે. તમે અજિત વિવેચન વિશેનો શો ખ્યાલ ધરાવે છે, એવુ પૂછી "ગુણો હોય છતા નબળુ હોઈ શકે" એવા મારા વિધાનનો પાયો કયો એવુ પૂછો છો. મારા આ વિધાનના આગલા બે-ત્રણ શબ્દો ગળી જઈ તમારી તરફેણમા પલટાવવા તેની વિકૃત રજૂઆત કરી છે મારુ આ વિધાન "આ બધા જ (અર્થાત્ વાચનામા તમે નિર્દેશેલા બધા જ) ગુણો હોય છતા વિવેચન નબળુ હોઈ શકે "મિત્રવિવેચકે માણી આપેલા-આરોપી

દીધેલા અને ઍન્લાર્જ કરી આપેલા ગુણો વિવેચનાની કક્ષા વિશે કેવો ભ્રમ ઊભો કરી શકતા હોય છે તે સંદર્ભે છે તમારી વાચનાની સમીક્ષા તેનું ઉદા૦ છે. વિવેચનામાં આ ગુણો કેવી રીતે સિદ્ધ થતા આવ્યા છે અને આ ગુણોની સંયોજના વિવેચનાને કેવીક મર્મગામી બનાવે છે, તેની ચર્ચા તમે કરી નથી 'સુરેશ જોષી જેવા સર્જક વિવેચક' એમ વિવેચનાની સર્જકતાનું પ્રતિપાદન કરવું હોય તો આ ચર્ચા અનિવાર્ય બની રહે. તમે કર્યું છે તેમ કેવળ ગુણોની ઉપસ્થિતિ નિર્દેશવાથી અને લેબલીંગ કરવાથી ચાલી ન જાય મારા વિધાનમાં શરતચૂક છે ખરેખર આમ હોવું જોઈએ 'કલાના મર્મને કેટલે ઊંડે સુધી કેવોક સ્પર્શ કરાવવામાં વિવેચકના ગુણો કે મર્યાદાઓ મદદરૂપે કે અવરોધ-રૂપ થયા છે તેનું પ્રતિપાદન થવું જોઈએ." તમે આ વિધાન સ્વીકારો છો પણ પછી તરત 'શી રીતે' એવો પ્રશ્ન પૂછો છો પ્રતિપાદન કરવું હોય તો રીત શોધવી પડે અને જો રીત ન શોધી શકાય તો પ્રતિપાદન છોડવું પડે. પણ તમે રીત શોધી નથી અને પ્રતિપાદન પણ છોડ્યું નથી એની સામે મારો વાંધો છે તમે એક તરફ મારી વાત સ્વીકારો છો અને પછી તરત તેને 'રોમાન્ટિક ખ્યાલો આદર્શોનો વ્યામોહ' કહી ઓળખાવો એમ એકી સાથે દ્વિમુખી બનો છો. આ બધા ગુણોની વેરવિખેર ઉપસ્થિતિ માત્ર હોય તો વિવેચના નબળી હોવાનો સંભવ છે જ વિવેચન વિશેના મારા ખ્યાલ વિશે પ્રશ્ન કરનાર તમે આ વાત ન જાણો/સમજો તે હું માની શકતો નથી.

૬ હવે વાચનાની સમીક્ષાના પ્રતિપાદન વિશે, વાચનાની સમીક્ષાનું પ્રતિપાદન અત્યંત ગંભીર છે જ કારણ કે, એમાં રાધેશ્યામ સુ જો પછીના એવી જ વનતા ધરાવતા પૂરા સક્રિય સાહિત્યવિવેચક તથા સુ જો. સૈદ્ધાન્તિક ધરા પૂરી પાડનાર તો રાધેશ્યામ કૃતિનિષ્ઠ ધરાતલ પર પૂરી ખબરદારીવાળા પ્રેમથી પ્રત્યેક ડગલે તપાસનાર એમ સાહિત્યવિવેચનની પ્રગતિશીલતાની બે ભિન્ન ધારાઓના બે મુખ્ય આધારોનું સુસ્પષ્ટ પ્રતિપાદન થયું છે અલબત્ત તમે માર્ચ '૭૯ની પત્રચર્ચામાં તમારી સમીક્ષાને વફાદાર રહ્યા નથી અને તમારા

પ્રતિપાદનમાંથી ચસવાના તથા તેને ભૂંસવાના પ્રયત્નો આ પ્રમાણે કર્યા છે પ્રથમ તો તમે વિવેચન વિશેના પ્રતિપાદન સાથે સર્જનની વાત ભેગવી દઈ સાહિત્યવિવેચનની પ્રગતિશીલતાને 'સર્જન-વિવેચનમા પ્રગતિશીલતાઓ' રૂપે પલટાવી દો છો ! સાથે સાથે "સાહિત્યવિવેચનની પ્રગતિશીલતાને સુ જો એ ચોક્કસ સૈદ્ધાન્તિક ધરા પૂરી પાડી છે" એ વિધાનને "સર્જન-વિવેચનમા જોવા મળેલી પ્રગતિશીલતાઓની ભૂમિકા સુરેશભાઈ-પ્રણીત સૈદ્ધાન્તિકતાઓમા પડેલી છે" એવા વિધાનમા પલટાવી દો છો ધરા અને ભૂમિકા એ બને વચ્ચેનો અર્થભેદ તો સ્પષ્ટ જ છે સાથે સાથે બને વિધાનોની પીઠિકા સુદ્ધા બદલી નાખી છે. તમારા પ્રતિપાદનની બીજી વિગતમા પણ રાધેશ્યામ સદર્ભે મવનતાવાળી વાત ગળી જઈ પહેલવહેલી સક્રિયતા પર ભાર મૂકો છો. તમારી સમીક્ષાના પ્રતિપાદનરૂપ પેરેગ્રાફમા વિવેચનની પ્રગતિશીલતાની બે ભિન્ન ધારાઓના આધારરૂપે બે વ્યક્તિઓ પર જ અને તે ય નજીકથી ફોકસ પાડો છો. પરતુ માર્ચ '૭૯ની પત્રચર્ચામા વિવેચનની સાથે સર્જનની વાત ભેળવી દઈ, પ્રગતિશીલતને પ્રગતિશીલતાઓમા પલટી નાખો સુ જો. રાધેશ્યામમા કેક ગૌણભાવ આરોપી તેમના પર કઈક દૂરથી ફોકસ પાડો છો અને રાધેશ્યામને પ્રગતિશીલતાના બીજા આધાર પરથી સુ જોના કાઉન્ટરપાર્ટ બનાવી દો છો આમ વાતને પોતાની તરફેણમા પલટાવવા તમે તમને વફાદાર રહ્યા નથી, એ સ્પષ્ટ છે વળી સુ જોના સૈદ્ધાન્તિક વિવેચનના અનુસધાને રાધેશ્યામના કૃતિનિષ્ઠ વિવેચનનુ તમે આપેલુ 'એક ઉદર જદુનાથ'ની સમીક્ષારૂપ ઉદા. વાચનામા જોવા મળતુ નથી ! એનો અર્થ એ કે રાધેશ્યામે એને ગ્રથસ્થ કરવાયોગ્ય ગણ્યુ નથી આમ તમે એક જ ઉદા આપી શક્યા છો અને તે પણ વાચનામા નથી તેવુ !

૭ હવે પૂરા ખબરદારીવાળા પ્રેમ વિશે જો 'પ્રેમ પૂરા ખબરદારીવાળો છે' એવુ નક્કી થઈ શકતુ હોય તો ખબરદારીવાળો કેટલો અને પ્રેમ કેટલો તે પણ નક્કી થવુ જ જોઈએ મારે તો અહી

તમારા વિધાનની અતિવ્યાપ્તિ ચીંધવી છે આખમી ચામણા ન કરે તો ખબરદારીવાળો કેટલો, પ્રેમ કેટલો અને તમે જેને પ્રેમનુ લેબલ લગાવ્યુ છે તે દ્વેષ કેટલો તે જોવાય જ જુઓ સુ જો-દ્વેષનુ એક ઉદા 'ગોવર્ધનરામમા experienceની Physicalityની માત્રા ઓછી છે તો મુનશીમા આ Physicalityનો જે Psychic Counterpart છે તે પૂરો વ્યજિત થઈ શકે એવી યોજના થઈ શકી નથી લેખકે અહી એક પ્રકારનો તર્ક લડાવ્યો છે ગોવર્ધનરામમા Psychic Counterpartની ક્રિયાદને, મુનશીની તુલનામા દાદ મળે એમ નહોતી એટલે ત્યા Physicality ની અપેક્ષાને વ્યક્તિ આપી અને મુનશીમા તો, વાધો આવે એવુ કશુ ખાસ હતુ જ નહી " (વાચના પૃ. ૧૭૮) હવે આની સામે વાચનાની 'મુનશીની' રસપ્રીતિ અને પ્રતાપભક્તિ' સમીક્ષામા પૃ ૮૨ પરન વિધાન વાચો "માત્ર તેમણે કલમરૂપ કેમેરા પાત્રોના બાહ્ય સચાર ઉપર મૂકવા કરતા ચરિત્રની આતરિક ગતિવિધિઓ પર મૂકી જોયુ હોત તો?" રાધેશ્યામ સુ જો-નો પ્રતિવાદ કરવા ખાતર જ મુનશીમા Psychic Counterpart પૂરો વ્યજિત થઈ શક્યા નથી" એવા વિધાનના વિરોધે "વાધો આવે એવુ કશુ ખાસ હતુ જ નહી" એવુ વિધાન કરે છે. પછી મુનશી વિશેના લેખમા ફેરવી તોળી સુ જોનુ અનુસરણ કરે છે આમ રાધેશ્યામ સુ જો તરફના ખડનાત્મક અભિગમને કારણે પોતાના જ બે પ્રતિપાદનો વચ્ચે વિરોધ સર્જી બેઠા છે !

૮ હવે સુ જો એ પૂરી પાડેલી સૈદ્ધાન્તિક ધરાના વિનિયોગ વિશે "રાધેશ્યામે કૃતિનિષ્ઠ વિવેચન દ્વારા ગુજરાતી સાહિત્યવિવેચનની પ્રગતિશીલતાના કયા અપૂર્વ પરિણામો પ્રગટ કરી આપ્યા છે?" એવો મારો પ્રશ્ન ગળી ગયા પછી પણ જો સુ જો એ વિવેચનની પ્રગતિશીલતાને સૈદ્ધાન્તિક ધરા પૂરી પાડી છે અને રાધેશ્યામે તેના અનુસધાને કૃતિનિષ્ઠ વિવેચન કર્યુ છે, એવુ તમે માનતા હો, તો સુ જો એ પૂરી પાડેલી સૈદ્ધાન્તિક ધરાનો વત્તા પ્રમાણમા (ઓછા પ્રમાણમા નહી) વિનિયોગ તેના અનુસધાને થયેલા કૃતિનિષ્ઠ વિવેચનમા થયેલો જ હોવો જોઈએ નહી તર એને સૈદ્ધાન્તિક ધરા એવી સજ્ઞા આપી શકાય

જેટલા તો ભોળા નથી જ. આમ લેખવાથી બાકીનાનું અપમાન થયું જ છે એમાં શંકા શી? વળી આ યાદીમાં ૭૦ થી ૭૪ના ગાળાના વિવેચનસંગ્રહો એવી મર્યાદા બાંધી તે મારી ભૂલ હતી વાસ્તવમાં '૬૦ પછીના પ્રગતિશીલતાને પ્રગટ કરતા બધા જ વિવેચનસંગ્રહોની કૃતિનિષ્ઠતા સંદર્ભે વાચનાનું મૂલ્ય અંકાયું છે. તેથી આવા ઉપેક્ષિતોની સંખ્યા સ્હેજે બમણી થાય વળી '૭૪માં વાચના વિશે લખ્યા પછી તે પછીના વર્ષોમાં પ્રગટ થયેલા વિવેચનસંગ્રહો વિશે તમને 'લખવા જેવું લાગે તો લખો' એવી અપેક્ષા વાચનાની સમીક્ષાથી ઊભી થઈ હતી તેથી તમે તેમના વિશે ન લખો તો તમે 'લવાગ' કરવા નથી ઇચ્છતા એવું પ્રતીત થાય. મેં ૭૦ થી, ૭૪ સુધીના વિવેચનો જ મુખ્યત્વે નોંધ્યા હતા, તેમાં તમારી સ્થિતિ પ્રમાણવાનું મારું વલણ હતું પણ હવે તમે જ 'અજિત મર્યાદા કેવી રીતે બાંધી શકયા' એવું પૂછો છો ત્યારે હું મારી ભૂલ સુધારું છું. '૬૦ થી '૭૪ સુધીના વિવેચનસંગ્રહોમાં "વાચના" સિવાયના બધા ચીલાચાલુ લાગ્યા એવું કહીને તમે એક નાખી ન દેવા જેવી કબૂલાત કરી દીધી છે અને તે એ કે તમે અને તમારા સિવાયના બધા તમારા મગજમાં ઉપેક્ષિત થઈને જીવે છે મરે છે. વળી વાચનાને અવલોકતી વખતે આગળપાછળની નિરર્થક તુલનાઓમાં ભટકવાની વાત નથી પણ સાતત્ય તો રહેવું જ જોઈએ, તે વાત છે.

પોલી વાચાળતા, ગાલિપ્રદાન અને વિતંડાભરેલી પત્રચર્ચાઓથી નબળાઈઓ કે ભ્રષ્ટ વ્યવહાર ઢાંકયા ઢંકાતા હોત તો ભારતીબહેન સામેની ભોડપસરી છૂટ અને મારી સામેની તોછડાઈભરી મુગ્ધજીવટ આ રીતે પ્રગટ ન જ થાત બાકી વિરોધીઓનો જ અભિનિવેશ ગાલિશ હોય કે માન્યતા અહભાવી હોય એવું ય નથી અને પરિશ્રમની વાત તો એવી છે ને કે કોણ, કેમ અને કોના માટે કેવો શ્રમ ઉઠાવે છે તે એટલું તો જાહેર છે કે કહીએ કે ન કહીએ તેથી શો ફેર પડવાનો છે?



Reg. No. G ( SR. ) 33

*With best compliments*

*to*

KANKAVATI

*From*

*—A well-wisher*

# ડંડાવટી

મે
૧૯૭૫

## મારી દુનિયા □ વજ્ર માતરી

મારી દુનિયા
હાથમાં ભિક્ષાના ઠાલાં પાત્ર લઈ ફરતા ફકીરો !
મારી દુનિયા
હાડકાં નગા શરીરો –
મારી દુનિયા
આગમાં તડકી ગયેલો ઓગળેલો આયનો !
મારી દુનિયા
કાગના પંજે ચડી ચ્હેરાયેલો ચ્હેરો કોઈનો !
મારી દુનિયા
કો'ક કબ્રસ્તાનથી કે કાયલી
શહેરની, સડકે પડેલી
પાવડા ને ત્રિકમે કોચાયલી ખંડિત કબર !
મારી દુનિયા
રેતના રણમાં ખરા મધ્યાહ્ને –
કોક ભટકેલા મુસાફરની સફર
મારી દુનિયા
જીવની ધારાઓ વચ્ચે
કોકની ટળવળતી પ્યાસ
મારી દુનિયા
ચાંદનીમાં –
રંગરંગી મ્હેલી અમાસ
મારી દુનિયા
દેવનાં ચરણે પડેલા ફૂલની –
મસળાયેલી બેરંગ પત્તી
મારી દુનિયા
બુદ્ધની આંખે –
ઠરી થીજી ગયેલું અશ્રુનું બિન્દુ અમસ્તુ !

△

# કંકાવટી

મે, ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૦ : અંક ૨૪૨ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની ૫ંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂા ૨૩, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્ટોઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૩.

# ગુજરાતીમાં આઝાદ



રતિલાલ 'અનિલ'

ઉર્દૂ કવિતામાં પ્રગતિશીલ શાયરોના પ્રવેશ સાથે જ પરંપરિત ભાવસૃષ્ટિ અને લક્ષણો સામે પ્રબળ ઊહાપોહ જાગ્યો તે સાથે એમણે પ્રભાવક અભિવ્યક્તિ માટે નઝમ અને આઝાદ નઝમ જેવા કાવ્ય-પ્રકારોને પણ અસરકારક રીતે અજમાવ્યા અને અપનાવ્યા. પ્રત્યેક નવા આંદોલનના આરંભે અતિશયોક્તિ તો હોય જ છે, પણ સમય જતાં એ ઓગળી જાય છે અને આંદોલનજનિત નવોન્મેષો એક શાંત રચનાત્મકતા ધારણ કરે છે. રશિયન ક્રાન્તિએ જન્માવેલા વૈચારિક

આંદોલનોનો પ્રભાવ વિશ્વસાહિત્ય પર અચૂક પડેલો જણાશે સમય જતા એમાની અતિશયોક્તિ ઓગળી ગઈ, તેની મર્યાદાઓ પણ સ્પષ્ટ થઈ પરન્તુ એવા ઊહાપોહ અને આંદોલનમાથી સાહિત્યને નવો વળાંક અને તાજગી, જીવન્તતા મળ્યા.

આજે પણ ઉર્દૂસાહિત્યમા, કાવ્યક્ષેત્રે ગઝલ જ પ્રધાનપદે રહી છે આમ છતા નઝમ અને આઝાદ નઝમનુ સ્થાન પણ ત્યા નિશ્ચિત છે

ગુજરાતમા તો પ્રગતિશીલતાનો વિચાર ઉર્દૂમા આવ્યો તે પહેલા જ આવ્યો હતો, પરન્તુ બહુ થોડા સમયમા એની મર્યાદા સ્પષ્ટ થઈ ગઈ રશિયન ક્રાતિએ જન્માવેલા વૈચારિક આંદોલન સમયે પણ ગુજરાતમા ગાધીજીને કારણે પણ, ટોલ્સ્ટોયનો સારો પ્રભાવ હતો અને સામયિક આંદોલન શમી ગયા પછી પણ સર્જક ટોલ્સ્ટોય ગુજરાતને એટલા જ પ્રિય છે પ્રગતિશીલ સાહિત્યનો વિચાર ગુજરાતમા સ્થિર થઈ શક્યો નહી બહુ વહેલો એ સરી ગયો

અમદાવાદની એક મુલાકાતવેળાએ 'જોશ મલીહાબાદીએ ગઝલને 'ચાનણગાડી' કહી હતી, એ પ્રગતિશીલ સાહિત્યનો યુગ હતો. એ સમયે જે યુવાન પ્રગતિશીલ શાયરો, સર્જકો આવ્યા તેમણે ઉર્દૂ સાહિત્યને વિશેષ જીવન્તતા બક્ષી અને કવિતામા નઝમ-આઝાદ નઝમને એમણે મહત્ત્વનુ સ્થાન સપડાવ્યુ

નઝમ એટલે કાવ્ય અને આઝાદ નઝમ એટલે મુક્ત કાવ્ય કોઈ એક વિચાર કે ઊર્મિની સાતત્યલક્ષી અભિવ્યક્તિ તેમા થયેલી હોય છે

ગુજરાતીમા ગઝલ ઊતરી, તે સાથે રૂબાઈ ઇત્યાદિ પણ લખાતા રહ્યા પરન્તુ નઝમ થોડાક શાયરોએ, તે પણ ગણતરીની જ લખી છે, આઝાદ નઝમ તો એકમાત્ર સદ્ગત મસ્ત હબીબ સારોદી જ સતત લખતા રહેલા ઉર્દૂમા થતા આઝાદ નઝમના પ્રયોગોના તેઓ સારા

અભ્યાસી અને ઉત્સાહી સમર્થક હતા ગુજરાતનુ તો ઠીક, પણ ખુદ ગઝલકારોનુ યે એમની એ પ્રવૃત્તિ તરફ ધ્યાન ગયુ નહીં તેઓ આજીવન ઉપેક્ષિત રહ્યા. મયપરસ્ત મુશાયરાના શાયરોના શોરબકોરમા એવા કેટલાક સાચા કવિઓનો સાદ સભળાયો જ નહીં !

ગુજરાતીમા ખડ હરિગીત અને એવા પ્રયોગો કવિતામા થતા હતા ત્યારે આઝાદ નઝમ લખવાના વ્યક્તિગત પ્રયત્નોમા મહુર્મ મસ્ત હબીબ સારોદી પછી બીજુ નામ આવે છે, વજી માતરીનુ સારોદી તો ૧૯૪૩ માથે આઝાદ નઝમ લખતા હતા ત્યારે તો શ્રી માતરી કોલેજમા હશે અને ત્યારે એમને પણ આઝાદ નઝમ વધારે અનુકૂળ કાવ્યપ્રકાર લાગ્યો અને એમણે ઘણી લાઘવભરી, ટૂકી આઝાદ નઝમ લખી છે

આઝાદ નઝમમા છદનો ત્યાગ નથી થતો પણ કવિ પ્રત્યેક પક્તિમા જ્યા અટકવા માગે છે ત્યા અટકે છે અને અભિવ્યક્તિને અનિવાર્ય એટલો જ છદ લખાય છે. છદો આત્મસાત્ થયા હોય તો અછાદસ રચના જેટલી જ સહજતાથી, કવિતા કળારીતિએ આગળ વધે છે

નઝમમા કોઈ એક જ વિચાર કે સવેદન કાવ્યવસ્તુ બને છે, તેની પ્રત્યેક કડી સપ્રાસ હોય છે, પણ કડીએ કડીએ પ્રાસ બદલી શકાય છે. આઝાદ નઝમમા અછાદસ રચનાની જેમ જ પ્રત્યેક પક્તિ અનિવાર્ય હોય એટના જ માપમા લખાય છે, પણ તે છદમા હોય છે, પ્રાસ હોતા નથી આવી કેટલીક આઝાદ નઝમ અહીં મૂકી છે. ગુજરાતીમા ગઝલની સાથે સાથે નઝમ/આઝાદ નઝમા યે લખાતી રહી હોત તો શરૂઆતમા ગઝલકારો સામે જે શકાની નજર રહી તે કદાચ ન રહી હોત આજે તો ગુજરાતી કવિતામા ગઝલનુ સ્થાન નિશ્ચિત બન્યુ છે ત્યારે પણ ગઝલકારો/ આઝાદ નઝમ જેવા કાવ્યપ્રકાર, અછાન્દસની સમાતરે ખેડે એ કામ કરવા જેવુ લાગે છે

## આઝાદ નઝમ □ વજ માતરી

### સ્મશાનેથી

શેકસપિયર, ગાલિબ, ગટે, ઑડેન કે
ઍલિયટનું મન-
દેડકાની જેમ નિત ચીરાય છે કૉલેજમા
હુ યે મારી આત્મવાણીને
રઝળતી, બાવરી, સળગીને ચીસો પાડતી જોઈ રહુ છું
ત્યા જ
પહેલી બેન્ચ પર
રણકી ઊઠે છે બંગડી કોઈના કોમળ હાથમાં
ને
સ્મશાનેથી તરત હું ઘેર પહોંચી જાઉં છુ.

### માનવી

એક ખસિયું ને સડેલુ કૂતરું
રોગનો તેજાબ
જેનુ ચામડુ બાળી ગયો છે.
માસના લોચાઓ પણ લોલુપ નજરે
માટીને તાકી રહ્યા છે.
કાઉં કાઉનુ ફસાયેલુ ગળામા હાડકુ લઈ
હડકવાના રણમા
રઘવાયુ બની દોડી રહ્યુ છે.

## પ્રેમ

ગામની
પોસ્ટઑફિસના
પગથિયા પર
આંધળો ડોસો કોઈ
શહેરની ગૂંગી સડક પર
—બસનાં પૈડે ચગદાઈ
પુત્ર, ગત થયેલાની વિગત રડતા
પત્ર
હાથમા લઈને
ફાટે ડોળે બેઠા છે.



વ્યાજરોગી લાલાના
ફાટયા પોલ શા કાને
ચીસ કોઈ દુખિયાની
અથડી મરી જાએ
એમ
બુદ્ધને ઈશુ
કે મહાત્મા ગાંધીજી
વેદનાભરી ચીસો
આ જગતપઠાણોના
બહેરા કાને અથડાઈ
કયારની મરી ગઈ છે

## ડાંસ નજરે

વાસના ખૂણામા કૂણે
જીવતરના તાપે રવાઈ ગયેલી વાઘરણ
ભોંયે પડી છે.
ભ્રૂણ જેવુ નાગુ હૈયુ
ઝાપલીમા
કૂતરી તાજી વિયાયેલીને
—બાઝી ધાવતા કુરકુરિયા જોઈ રહ્યુ છે
—ડાંસ નજરે

## દુનિયા

રાતના ઉકરડા પર
ગંદકીના ખોળામા
એક સર્પનુ મડદુ
નાગણીના વિલાપો
ડાકલુ વગાડીને
અંધકાર નાચે છે

# રમકડું

એક ઘર
ખડિત કબર
છાપરું
ચાળણી લાજી મરે
ને દીવાલો
જર્જરિત વૃદ્ધાની ભાગેલી કમ્મર
બારણું
ક્રૂર લકવાની થપાટે બાળનુ વિકૃત મુખ
ને જીવન
પેન્શન પર ઊતરેલા એક પટાવાળાનું મન
એ જ ઘરમા
એક મા ને પાચ નાનાં બાળકો
જેમને રમવા રમકડા પણ નથી
બાપ
એના બાળકોનુ દુઃખ ન શેં સમજી શકે ?
કાલે સાજે
બાળકોને ભાઈ રમવાને મળ્યો !
કબ્રસ્તાનમાં
દિવ્ય પુસ્તક કોઈ પાપી જનના ખોળામા રડે
એ રીતે
મધ્યાહ્ને
એક બાળક
બાપની તુરબત ઉપર
રડતુ 'તુ કબ્રસ્તાનમા



ગ્રીષ્મનો સૂરજ



રતિલાલ 'અનિલ'

'ધડામ્ !' ધડાકો થયો ને બહાર નીકળીને જોયું તો સૂર્ય વર-ઘોડામાં જઈ રહ્યો હતો, એ ઘોડાની પીઠ પર બેઠો હતો એટલું જ નહીં એકેએક વાહનમાં બેસીને એ જતો હતો દરેક દિશામાં ! તમામ વાહનો સૂરજને ફેરવવા નીકળી પડયા હતા ! પરંતુ સૂર્ય જતો યે હતો અને રહેતો પણ હતો ! તમામ વાહનો તડકો ભરી ભરીને દોડતાં હતા છતા તડકો ખર્ચે ન ખૂટે અને ચોર ન લૂટે એટલો મણલખ ભર્યો ભર્યો પડયો હતો

વાહનોના કાચ પર ઝીલાઈને એ મારી આંખોમાં ફેંકાતો હતો

એકામ રમાતી શેરીની ક્રિકેટની રમતની જેમ વાહનોના કાચ પ૦ ઝીલાતો સૂર્ય દડાની જેમ ગમે ત્યા ફેકાતો હતો

સૌના માથે સૂરજ ચઢ્ઢો બેઠો છે અને પગના તળિયે પણ સૂરજ ન સળગતી બીડી જેવો ચપાય છે । બગલમા ભરાઈને જાણે એ પર સેવાને સૂધ્યા કરે છે કેવો નફ્ફટ છે એવો કરડો થઈને પથરાયો છે કે શિયાળે સ્મિત કરતો હતો તે આ જ સૂર્ય કે ? એવુ પૂછ્યા વિના રહેવાતુ નથી

સૂર્ય જાણે જાનૈયણોએ પહેરેલી સાડીનુ રૂપેરી ભરત બની ગયો સરસરાહટ કરતી સાડીમા એ ચસોચસ રૂપેરી ભરત બનીને ચપટ બેસી ગયો છે. સાડી–ચણિયાના ખાતીલે ખાતીલે એ સહસ્ર રૂપ ધારણ કરીને નોતરા દેવા નીકળ્યો છે ।

આસપાસ ચોપાસમા

સૂરજ તારો વાસ

ગાવાનુ મન થાય છે, પણ ગાઈ શકતો નથી, ગળુ સૂકાય છે અને પાણી મોઢે માડુ છુ તો સૂર્યનો જ સ્વાદ આવે છે । આ ગ્રીષ્મ સૂર્યને પાળવાની ઋતુ છે. તરસી જીભ સૂરજને ચાખે ચાખે ને તરસી રહે છે. સૂરજનો સ્વાદ ગમે કે ન ગમે, ગ્રીષ્મજીભે લખાયો છે, એટલે સૂરજને જીરા–મીઠાવાળી છાશમા, શેરડીના રસમા કે બરફના પાણીમા ભેરવીને પીવો પડે છે ।

પેલુ વૃક્ષ પવનથી સહેજ હાલીને પોતાના પડછાયા દ્વારા જમીન-આસપાસના તડકાને વાળીઝૂડીને ખસેડવા મથ્યા કરે છે પણ સહેજ ખસી ગયેલો તડકો નફ્ફટ થઈને ફરી ત્યાનો ત્યા ઠમી જ જાય છે ।

અત્યારે સર્વત્ર સૂર્યનો જ સ્પર્શ છે વાસ્તવમા તો સૂર્ય જ સૌમા પ્રવેશી ગયો છે એટલે બધુ સૂર્યમય થઈ ગયુ છે ઘરમા જાએ

તો ત્યા પણ એ ઘામ કે અકળામણરૂપે પીછો કરતો આવી પહોચે છે ! તડકાને મનમલ્લના પહેરણ પર ઓઢુ છુ તો યે એ ચામડીસરસો થઈ જાય છે ! સૂર્ય ગ્રીષ્મમા આખો દિવસ અને રાત માણસના જાનતતુની પાસે જ રહે છે. ઊઘમા યે સૂર્યનો સાક્ષાત્કાર થાય છે એને આ પડખે દબાવુ કે પેલા પડખે એની મથામણમા આખી ગત પાસા બદલ્યા જ કરુ એ દબાતો જ નથી ! ભીમે ભલભલાને પડખે દાબેલા. પેલા વાલીને પણ ગમે તેને બગલમા દબાવી દેવાની ફાવટ હતી, પણ આપણને આ સૂર્ય સતત હફાવ્યા કરે છે, અને દરેક વખતે એ જ ફાવે છે !

શનિવારે હનુમાનજીના મદિરે ભજનમડળી બેસે છે તેના ભગતને કહેવાનુ મન થાય છે કે, તમારા હનુમાનજીને કહો કે એ સૂર્યને ફરી ગળી જાય ! હનુમાને વોમીટ કરેલો એઠો સૂર્ય આપણા ભાગ્યે જડાયો છે. હનુમાનજીના પેટનો ગૅસ હજી એને બાળ્યા કરે છે.

ત્રીસેક વર્ષ પહેલા તો ઘણા ડોસાઓ ગ્રીષ્મે સૂર્યનો વિરોધ કરવા સડક પર કાળી છત્રી લઈને નીકળતા હતા પણ હવે તો લોકો કાળા છાપરાવાળી ઑટોરિક્ષામા બેસીને ભાગી જાય છે

આ સૂર્યને પસદગી જેવુ કઈ છે જ નહી. કાળી સડક પર એ તડકો થઈને પડયો છે, નગરના ઉપવનમા યે પડયો છે અને સ્મશાનની રાખના કણેકણને એ તડકાનો પુટ આપ્યા કરે છે. મને લાગે છે કે આજે ૧૦૦ ડિગ્રી ગરમી છે એટલે હુ સો સો આચ પીધેલી ગુટીકા થઈ જઈશ ! દસ દિવસ આવી ગરમી પડશે એટલે બધા સહસ્ત્ર પુટી ગુટીકા થઈ જવાના !

બપોરે મે સૂરજને મદિરના કળશ પર અને ખુલ્લા કૂવાના પાણી પર બેઠેલો જોયો ! ઊચ—નીચના ભેદમા એ માનતો નથી ! આખી સડક ખોદી નાખો તો યે તડકો ખોદાતો

"કેમ છો સાહેબ ?" કહેતો શિયાળે હુ આ જ સૂરજને સામેથી મળવા જતો હતો પણ હવે તો એ સાહેબ મારામા જ પ્રવેશી ગયા છે। પંખો ચલાવીને, આઈસક્રીમ ઝાપટીને, પાણી છાંટીને પણ એ સાહેબને દૂર કરી શકાતા નથી

મારામા પેલા તાડના પાદડા જેવુ જીવનબળ અને સાહસ હોત તો કેવુ સારુ ! એ બને એટલો સૂરજની નજીક જાય છે અને અકકડપણે સૂર્યને આહવાન આપ્યા કરે છે, તપ, તારામા જેટલુ તપ કરવાનુ બળ હોય એટલુ તપ। વાસ્તવમા આ જગત તો મને જ કહેશે કે તપ સૂર્યનુ નહીં પણ તાડનુ છે।

આ ગ્રીષ્મમા માણસથી તાડ જેવા અકકડ અને ઊંચા રહી શકાતુ નથી. તાડ પોતાના મૂળને પણ છાયડો આપતો નથી, મૂળને પણ તડકો જ પીવડાવ્યા કરે છે માણસથી સૂર્યના તડકાને પી શકાતો નથી

આ ભારત, માગો નહીં, સૂરજનો દેશ છે। સૂરજના બાળ આગગાડીના ડબ્બાના છાપરા પર બેસી તડકાના સાતત્યમા યાત્રા કરે છે। તડકો તો યાત્રા કરતો જ નથી। એ તો બસ, બધે જ "અડ્ડે દ્વારિકા" કહીને જડબેસલાક બેસી ગયો છે

ઈશ્વર, કહે છે કે મૂગાને વાચા આપે છે, પણ આ સૂર્ય મીંઢા લોકોને વાચા આપે છે। ગમે તેવુ અદ્ભુત સાહસ કર્યા છતા તડકા-મયેલા ચહેરાવાળા મીંઢા લોકોના હોઠ ઊઘડતા નથી, હોઠના ખૂણા

-મકતા નથી લાખ રૂપિયાની કમાણી થઈ હોય ત્યારે ય મનમા જ 'ઠીક, હવે' માનનારા પણ, 'સાળી બહુ ગરમી પડે છે '

જરા યે જપ વળતો નથી ગળુ સૂકાય છે... ઠરીને કામ પણ થઈ શકતુ નથી ' ઊંઘમા યે અસ્પષ્ટ ઉચ્ચારો કરે છે તે પણ સૂર્ય વિશેના જ હોય છે ! 'બપોરીવેળા એ કોણ બહાર નીકળે . પાણી પી પીને તો જીવ ચૂથાય છે ' આવા સ્વગતવચનો અનાયાસ જ બોલ્યા કરે છે !

પેલા ક્યારામા ઊભેલા ગુલાબને જોઉ છુ અને હુ મુગ્ધ થઈ જાઉં છુ. એની કોમળ ઋજુ પાખડીઓ આખેઆખા સૂર્યને ઝીલે છે ! પવનની લેરખી આવે છે અને ગુલાબ ઝૂલે છે ત્યારે યે જાં મૂરજ જા, એવુ કહેવાને બદલે કશીક રસપ્રદ ક્રીડા કરતુ હોય એવુ લાગે છે ! અને પેલો મોગરો તો એની એકએક પાખડીએ ખીલ્યો છે ! ધગધગતા તડકામા એ પોતાની મત્ત સુગધ ઉમેર્યા કરે છે અને તુ, તો સાવ નાગો, નફ્ફટ થઈને પડયો છે, તને તો કશો ક્ષોભ નથી, પણ મારે તો તને સુગધનુ આચ્છાદન આપવુ જ રહ્યુ ને ! આટલો અળખામણો થઈને તુ જીવે એ મારાથી દેખી ખમાતુ નથી તારામા મને ઉમેરીને તને સહ્ય અને' થોડોક સરકારી બનાવુ છુ—એવુ જાણે એ તડકાને મૂગો મૂગો કહ્યા કરે છે

સૂર્યને ગ્રીષ્મમા તો પુષ્પ થઈને જ ઝીલી શકાય, માણસ થઈને નહી. 

## 'સ્વર્ગની નીચે મનુષ્ય' એક પ્રતિભાવ

વિજય શાસ્ત્રી

એ ટીસેપ્ટિક રુચિ ધરાવનાર સૂગાળવા વાચકોને "સતી" નામ ધરાવતી એક સુદર સ્ત્રીના પરપુરુષ સાથેના અવૈધ સબધોનુ નિરૂપણ કરતી સુનીલ ગગોપાધ્યાયની લઘુનવલ "સ્વર્ગની નીચે મનુષ્ય" (અનુવાદ ભોળાભાઈ પટેલ) જબરદસ્ત આઘાત આપી શકે છે પરતુ લેખકનુ ધ્યેય નર્યો આઘાત આપવાનુ નથી પણ માનવી હોવાથી જ જે જે ભાવસત્યોની અનુભૂતિ શક્ય છે તે તમામને તેમના પૂરા પરિમાણમા સ્પર્શવાપામવાનુ છે

માનવી હોવાની હેસિયતમા અનેકાનેક અનુભૂતિઓની અપાર શક્યતાઓ પડેલી છે એ બધી જ અનુભૂતિઓનો સામાજિક કે નૈતિક ધારાધોરણો સાથે સવાદ અને સહકાર હોય જ હોય એવુ દરેક વખત બનવુ શક્ય નથી સામાજિક યા નૈતિક ધોરણોનો ભગ થતો હોય છતાય અનુભૂતિઓ તો સભવવાની જ અનુભૂતિઓને માત્ર અનુભૂતિ લેખે તેમના Pure state of existence–મા ઓળખવી એ પણ માનવીય સત્યનો જ એક અશ છે

સુનીલ ગગોપાધ્યાયે અહી બે યુવાન સ્ત્રી–પુરુષની, પરસ્પરના સાનિધ્યમા ઉદ્ભવતી અનુભૂતિઓના વિવિધ સ્તરોને આલેખવાનુ તાક્યુ છે ને એ સાવ સહજ છે કે યૌવનને સૌથી નિકટનો સબધ પ્રેમ અને કામની અનુભૂતિઓ સાથે છે અહી પણ પ્રમેનજિત અને ભાસ્વતીની આ જ અનુભૂતિઓ અને તેના વિવિધ પરિમાણો આલેખનનો વિષય બને છે

લેખકને સ્ત્રી–પુરુષના સહવાસ અને તજ્જન્ય સવેદનાઓના વિવિધ રૂપોને આલેખવા છે અને એમ કરવામા સામાજિક નીતિમત્તા કે એવા તેવા બીજા કશાય મૂલ્યોની સાથે તેમનો પ્રગટ સઘર્ષ અભિપ્રેત નથી પ્રણય અને પ્રણય–યુક્ત કે મુક્ત એવી દૈહિક સૌદર્યને આદર

માણી લેવાની ઉત્કટ ઝંખનાને તેમના તાત્ત્વિક સ્વરૂપમાં ઊપસાવવી હોય તો તેની પર બાઝેલી સામાજિક-નૈતિક માન્યતાઓ/મર્યાદાઓની રજથી તેને વિશુદ્ધ કરવી પડે. પ્રણયઝંખના, જાતીયતા જેવા વિભાવોને filter કરવા પડે. આથી લેખકે નવલકથામાં બનતી ઘટનાઓનો સમગ્ર પરિવેશ સામાન્ય જનસમાજથી ઊફરો એવો પર્વતીય રાખ્યો છે. પર્વતીય પરિવેશની લેખકની પસંદગી એવા સમગ્ર સામાજિક પરિવેશને દૂર રાખવાના લેખકને ઇષ્ટ એવા હેતુને પોષક છે. પર્વતનો પરિવેશ એવો છે જ્યાં સમાજ નથી, સામાજિકતા નથી. સમાજના ધોરણો નથી. કહીએ તો કહેવાય કે તે એક સ્વાયત્ત અને મુક્ત સ્થળ છે.

પર્વતીય પ્રદેશ આમ કથાના આગવા સમાજનો વાચક બને છે. એ પ્રદેશ પર પહોંચેલા રંજન-ભાસ્વતીને જેમ 'દૂર' નદીકિનારે ઊભેલા લોકો સાવ નાનકડા ને તુચ્છ લાગે છે તેમ વાચક પણ આ પર્વતીય પરિવેશની આગવી સત્તાને સ્વીકારી શકતો હોવો જોઈએ. સામાન્ય સમાજને દૂર મૂકીને જેમ રંજન-ભાસ્વતી અહીં આવ્યાં છે તેમ જ વાચકે પણ સામાજિકતાના નીતિઅનીતિના ખ્યાલોને છોડવા જ રહ્યા. અન્યથા તળેટીના સમાજની કૂટપટ્ટી લઈને વાંચવા બેસનારને પર્વતીય પરિવેશની, સામાજિક વળગણો વગરની આગવી સત્તાનો અનુભવ થવો અશક્ય છે. ટૂંકમાં, સામાન્ય જનસમાજથી નવલકથાના પરિવેશની દૂરતા એ આ કથાના વસ્તુનાયકને ન્યાય્ય ઠેરવવા માટેનું એક અનિવાર્ય ઘટક છે.

સમાજને નીચે છોડી દીધો એટલે પછી **પતિ** કે **સતી** કશાનું મહત્ત્વ રહ્યું નહીં. સ્ત્રી નરી સ્ત્રી રહી, પુરુષ માત્ર પુરુષ. ભાસ્વતી પોતાના આ "નર્યા-પણા" Pure state of being ને અનુભવી જોવા માગે છે, જ્યારે રંજન શારીરિક રીતે પર્વત પર ચડી શક્યો છે પણ માનસિક રીતે તો તે બહુજનસમાજના વળગણોથી છૂટી

શકયો નથી ભાસ્વતીની પ્રગલ્ભતા અને રજનને અચકાટ એ અનુક્રમે બનેમા રહેલી અનુનેયતા અને અનનુનેયતાની દ્યોતક બનની લાક્ષણિકતા છે.

રજન એ જીવતોજાગતો સામાજિકતાનો જ પર્યાય છે પણ લેખકે નિરૂપણના કેન્દ્રમા રાખ્યા છે ભાસ્વતી અને પ્રસેનજિતને ભાસ્વતી દ્વારા પ્રસેનજિતના દેહસ્પર્શોનો થતો મૂક સ્વીકાર અને છેક અતે થતો, દેહસમર્પણ દ્વારા સાપડતી અનુભૂતિઓનો સ્વીકાર તેને એક સ્ત્રી તરીકે સ્થાપે છે જેને સ્ત્રીત્વને પામવુ છે અને એમ કરવામા સમાજમાન્ય નૈતિકતાને તે અમાન્ય કરી શકે છે

લેખક અહીં 'Im moral' નહી પણ 'A-moral' [અનૈતિક નહી પણ નીતિનિરપેક્ષ] એવી સ્થિતિની સ્થાપના કરવા મથે છે નીતિનિરપેક્ષતા અને અનૈતિકતા તાત્વિક રીતે જુદા છે, પણ ભોળા વાચકો તેમની ભેળસેળ કરી દે એવી પૂરી શકયતા છે. ડૅા રમણલાલ જોષીએ આમુખમા યથાર્થપણે જ નોધ્યુ છે તેમ નીતિઅનીતિના ચોકઠામા લેખકે સઘર્ષને નિરૂપવાનુ માથે લીધુ નથી જ અને એટલે જ પ્રસેનજિતની તમામ હરકતો 'અભદ્ર' કે અનૈતિક' લાગવાને બદલે એક પુરુષના એક સૌદર્યવાન સ્ત્રી પ્રત્યેના વ્યાપારો બની રહે છે પ્રસેનજિત એટલે જ ખલ કે દુષ્ટ પાત્ર નથી બનતો.

માનવીય અનુભૂતિઓની સત્યતા કયારેક આઘાતક પણ હોવાની પણ તેની આઘાતકતાથી ભયભીત બની તેના તરફ આખમીચામણા કરવામા નીતિની ભક્તિ થાય પણ સત્યનો તો દ્રોહ જ થાય

ગગોપાધ્યાયે સત્યનો દ્રોહ કરવો એને નીતિદ્રોહ કરવા કરતા વધુ મોટુ પાતક માન્યુ છે એની સુખદ પ્રતીતિ 'સ્વર્ગની નીચે મનુષ્ય' કરાવે છે. નૈતિક, સામાજિક યા એવી તેવી બધી જ ભૂમિકાઓથી પર થઈને સવેદનાઓને તેમના વિશુદ્ધ અને નીતર્યા રૂપમા પામવા અને આલેખવાનો પડકારસભર પુરુષાર્થ અત્રે ઝીલાયો છે

૨૦ માર્ચ, ૧૯૭૯. 

# એક સરકસની વાર્તા

(વાચવા માટેનુ નાટક)



લે આર્મેન્ડ સાલાક્રુ

અનુ પ્રમોદકુમાર પટેલ



**પાત્રસૂચિ**

ખેલાડી (ઝૂલાનો ખેલ કરનાર)
અશ્વખેલકી યુવતી*
રીંગમાસ્ટર
જાદુગર
યુવાન
મિ. લોયલ
પહેલો વિદૂષક
બીજો વિદૂષક
ત્રીજો વિદૂષક
પ્રેક્ષકવૃંદ
હાથચાલાકીનો ખેલ કરનાર (મૂગાની ભૂમિકા)
છોકરી
આઠ પુરુષો સાજના પોષાકમા સજ્જ (મૂગાની ભૂમિકા)
શબવાહિની હાકનાર, સાજનો પોષાકધારી આઠ પુરુષોમાનો જ એક

*

પ્રવાસ ખેડતા સરકસના તબુમાનુ દૃશ્ય

---

* અશ્વ ખેલવવામા કાબેલ

રંગમંચની જમણી બાજુએથી લાલ રંગના ચુસ્ત પોષાકમાં સજ્જ એક ખેલાડી દોડતો પ્રવેશે છે. રંગમંચની ડાબી બાજુએથી સફેદ ચુસ્ત પોષાકમાં સજ્જ અશ્વખેલદી યુવતી દોડતી પ્રવેશે છે. બંને ઝૂકીને સલામ કરે છે. પ્રેક્ષકવૃંદ તાળી પાડે છે. સંગીતમાં નવો લય આરંભાય છે. ખેલાડી અને અશ્વખેલદી યુવતી એકબીજાની સામે મોં કરીને ઊભાં રહે છે. એકબીજાને વિધિપૂર્વક ઝૂકીને સલામ કરે છે. પછી પોતપોતાનો ઝૂલો પકડી લે છે અને ઝૂલવા માંડે છે. બંનેના ઝૂલા વધુ ને વધુ નજીક આવે છે. ખેલાડી અને યુવતી અવકાશમાં ઝૂલાની અદલાબદલી કરે છે. તાળીઓનો ગડગડાટ થાય છે.

ખેલાડીએ પોતાના ઝૂલા પર છોડી દીધેલા રૂમાલથી અશ્વખેલદી પોતાના હાથ લૂછે છે. ખેલાડી પણ એ યુવતીએ પોતાના ઝૂલા પર છોડી દીધેલો રૂમાલ લઈ લે છે. બંને જણ મૂંગા મૂંગા ફરીથી ઝૂલાઓની અદલાબદલી કરે છે.

ખેલાડી (અશ્વખેલદી યુવતીની ઉપર થોડી ઊંચાઈએથી સરતાં, સંગીતને ય દાબી દે તેવા ઊંચા અવાજે): મારા જીવનની ઓ સ્નેહમૂર્તિ!

અશ્વખેલદી યુવતી એ સાંભળે છે અને સ્મિત કરતાં હવે તે પોતાનો ઝૂલો ફરીથી પકડી લે છે, પછી રૂમાલથી તે હાથ લૂછે છે, તળે સરકસના રંગમંચ પર બે વિદૂષકો કૌશલપૂર્ણ આ ખેલનો રોમાંચ અનુભવતા હોય તેમ, એકબીજાને જોરથી ભેટી પડે છે. ખેલાડી નીચે તેમના તરફ દૃષ્ટિ કરે છે.

એક જ આલિંગન અને મોત!

સંગીતના સૂરોમાં ઉત્કટતા વધે છે. ઝૂલાઓ ઝૂલે છે. અશ્વખેલદી યુવતી હવે સાહસ માટે તત્પર થાય છે. પ્રેક્ષકવૃંદ સાવ અવાક બની એ તરફ તાકીને જોઈ રહે છે. ખેલાડી નીચે પડવાના દરેક

કાલ્પનિક પ્રસંગે લગભગ મૂર્છિત થઈ જાય છે. છેવટે તંબૂની અંદર અવકાશના ઘેરાવામાં બંને સજ્જ થાય છે. ઝૂકીને સલામ કરે છે, ફરીથી એ જ રીતે સલામ કરે છે પછી ઝૂલાઓની અદલાબદલી પૂરી કરે છે ના પેલો ખેલાડી ઉતરાણ કરતા વિમાનની જેમ નીચે તરફ ત્રાંસો સરકે છે બે ઝૂલાઓ વચ્ચેના અવકાશમાં અશ્વખેલંદી યુવતી પર સીધો જ તે પડતું મૂકે છે અને તરત જ એ યુગલ નીચે આવી પડે છે

ત્યાં રચાય છે નયનરમ્ય સૌષ્ઠવપૂર્ણ શિલ્પ સમી આકૃતિ ..
ખેલાડી એના વાંસા પર પછડાયો છે અશ્વખેલંદી એના શરીરથી અળગી થાય છે અને છાતીએ હાથની અદબ વાળી પોતાના સાથીના પેટ પર પગ મૂકી પ્રેક્ષકવૃંદને ઊંચા સાદે સંબોધે છે:

અશ્વખેલંદી યુવતી . તો હવે તમે ઠેકાણે આવ્યા!

પ્રેક્ષકવૃંદ ફરીથી હૈયાધારણ કેળવી તાળીઓ પાડે છે પેલા બે વિદૂષકો તેમના આ રંક મૃત સાથીને ઊંચકી લઈ જાય છે

રીંગમાસ્તર એણે (અશ્વખેલંદીએ) આ ખેલ ફરી એક વાર ભજવી બતાવ્યો અસંખ્ય વાર ભજવાયેલું એ દૃશ્ય

છેલ્લી વાર સલામ કરે છે

અશ્વખેલંદી ચુંબન કરવા પાછી વળે છે

હાય! પેલા યુવાને એ અશ્વખેલંદીની આંખો જોઈ લીધી છે

વિવિધ સૂરોમાં સંગીત ગૂંજી રહે છે

બેચેન બનાવી દે એવા અપાર વૈચિત્ર્યવાળા પણ પરસ્પર સંબંધ-વિહોણા પદાર્થોથી ખીચોખીચ ભરેલા ટેબલો ઊંચકી લાવવામાં આવે છે. સાંજના પોષાકમાં સજ્જ એક પુરુષ થોડા ડગલાં આગળ આવે છે

સાંજના પોષાકમાં સજ્જ પુરુષ હું જાદુગર છું (એકાએક જ મોટા

ભૂગળાંવાળુ વાજુ તે ઉપાડી લે છે અને 'ટક'ની જેમ શ્વાસ ભરી, પછી જોરથી હવા ફૂકી, તેમાથી ધુમાડો બહાર કાઢે છે. પછી તે પોતાનુ ઘડિયાળ બહાર કાઢે છે, અને ઊચે અવકાશમા ઉછાળે છે ત્યા તેની બને બાજુના બે સોનેરી ઢાકણો ઊઘડી જાય છે અને તે પાખની જેમ ફફડવા લાગે છે એવામા તે કોયલ બની જાય છે જે ઘડિયાળના ચદા નીચેની પોનાની બખોલ શોધવા થોડીક ક્ષણો આમતેમ આટા મારે છે દરેક પા કલાક પૂરો થતા શ્વાસોચ્છ્વાસ માટે તે બહાર આવતી દેખાય છે.)

છેવટે જાદુગર પોતાની લાંબી લાકડીથી ટેબલને ટપારે છે.

જાદુગર સન્નારીઓ અને સજ્જનો તમે ઇચ્છો તો, તમે ચાહો ત્યા, તે તે ચીજ ઊભી કરી શકુ

વિરોધના સૂરો કાઢતી સન્નારીઓની હેટ પર ઘૂમતી અમળાતી, બાળકોની આખો પર સ્વૈર વિહરતી, અને યુવતીઓની છાતીઓને વળગીને પોતાને સ્થિર કરવા મથતી એક ઊચી આકૃતિ તબૂના મોભેથી નીચે ઊતરી આવે છે છેવટે એ યુવાન* જાદુગરના ટેબલની આગળ ભોય પર હાથપગ ફેલાવીને સૂઈ જાય છે.

કેવી બેહૂદી વાતો !

યુવાન : આમ છતાય ય સાહેબ, મારાથી શકય હશે તેટલું તો હુ કરીશ જ કમનસીબી એ છે કે મારાથી ઝાઝુ બની શકે એમ નથી. મારો ઉછેર સારી રીતે થયો હતો પણ હવે હુ મારી સારી રીતભાતો ખોઈ બેઠો છુ. (પેલી અલ્પબેલદી યુવતીને તે નિહાળી રહે છે તેને ચુબન કરવાની તેને પ્રબળ ઇચ્છા થઈ આવે છે અને સૂક્ષ્મ અભિનયથી તે પોતાની ઈચ્છા વ્યક્ત કરે છે પણ આ અભિનયમા તેનૂ ચામડાનુ ગદુ મોજુ અવકાશમા ફેકાઈ જાય છે. ધૂળથી રજોટાયેલા પાદડાની જેમ તે ઊચે ઊછળીને પછી નીચે આવે છે.) મારો ઉછેર સારી રીતે થયો હતો.

---

* પ્રસ્તુત નાટકના અગ્રેજી અનુવાદમા Young Man શબ્દ કેપિટલમા છે. એમા યૌવનના ભાવનુ સાર્વત્રિક રૂપ સૂચવાય છે.

પણ હવે હુ બધુ ખોઈ બેઠો છુ

જાદુગર (ગુસપુસિયા સાદે) તુ નવો ગૅંગમાસ્ટર છે ?

યુવાન હુ પ્રેમી છુ

જાદુગર (થોડો અસ્વસ્થ બની જતા) તારે અહીં શુ જોઈએ છે ? આ તારી હૅટમાથી સસલુ બહાર કાઢી આપુ એમ તુ ઇચ્છે છે ?

યુવાન પોતાની હૅટ ઉતારે છે પણ તેમાથી સસલુ નીકળતુ નથી કે પછી તારા આગળાને સિગારેટમા ફેરવી નાખુ ?

પણ યુવાને પોતાના આગળાના નખ ક્યારેય ચાવ્યા નથી

કે તારા રૂમાલમા સિક્કાઓ પ્રત્યક્ષ કરી આપુ ?

યુવાન અહો ! રૂમાલની વાત, હાસ્તો રૂમાલની

જાદુગર (વધુ ને વધુ સક્ષુબ્ધ બનતા) સન્નારીઓ અને સજ્જનો, આપણે હવે જોઈશુ કે સાવ સાદા ગજવાના રૂમાલમાથી

યુવાન ના ના, મારે તેનો જ રૂમાલ જોઈએ છે (પેલી અશ્વખેલ દીનો રૂમાલ તે બતાવે છે)

જાદુગર (ગુસપુસ અવાજે) શુ ? તુ મને મૂર્ખ બનાવવા ચાહે છે ?

યુવાન (ઘણા ઊચા સાદે) હા કે ના બોલ, તુ ચાહે ત્યા તે તે ચીજો પ્રગટાવી શકે છે ?

જાદુગર (ધીમા અવાજે) . હા

યુવાન . તો જગાડી દે મારો સ્નેહ આ અશ્વખેલ દીની છાતીમા, એના દિલના ઊડાણમા, દિલના ઊડાણમા

જાદુગર (ફરીથી હૈયાધારણ કેળવી, ગુસપુસિયા અવાજે) તારે એ માટે ચૂકવવુ પડશે, દુષ્ટ ! સન્નારીઓ અને સજ્જનો, આ બધુ તો બાળકનો ખેલમાત્ર છે અવે આપણે ખરેખર કસોટી કરે એવો જોખમી ખેલ કરવાને ઉતાવળ કરીશુ અત્યાર

લગી મારા શકિતનો જરા જેટલો અણસાર પણ મે ભાગ્યે જ આપ્યો છે

પ્રેક્ષકવૃંદ નહિ નહિ, પ્રેમીઓ જેમ ઇચ્છે છે તેમ જ થવા દો

જાદુગર (બંદૂક અને એક ગોળી ઉપાડી લેતા) જુઓ અહીં મારા પાસે આ એક બંદૂક છે. તમે એનાથી તમારુ ખૂન પણ કરી શકો એવી એ સામાન્ય બંદૂક છે. પણ આ ગોળી એવી સામાન્ય કોટિની નથી. તમને અચરજ થાય એટલી તકેદારા રાખીને એને આ બંદૂકની નળીમા ગોઠવુ છુ (જાદુગર બંદૂકને પોતાના ખભા પર ગોઠવે છે, અને ધડાકો કરે છે નળીમાથી પહેલા તો કાળા દ્રવ્યના લાંબા લાંબા ગૂંચળા બહાર નીકળે છે અને ધડાકા સાથે તે ફેલાવા માડે છે ત્યા એમાથી એક છત્રી બની જતા જાદુગર એને ઉપાડીને પ્રેક્ષકો આગળ ધરે છે.) આ બનાવ ખરેખર શુ એક અભૂતપૂર્વ બનાવ નથી ?

પ્રેક્ષકવૃંદ • પ્રેમી ! પ્રેમી ! પ્રેમી !

જાદુગર (ગુસપુસિયા સાદે) ઓહ, દુષ્ટ, તુ દૂર થા અહીંથી તો હવે સન્નારીઓ અને સજ્જનો, અને મારી પ્રિય લલનાઓ, તમે પણ સૌ, હવે હુ મારા ખેલનો આરંભ કરીશ. સૌથી પહેલા તો, સાબુના ફીણનો એક પરપોટો, એક વિશુદ્ધ પરપોટો, મારે જોઈએ એવો પરપોટો જે પ્રેમના નિસાસાને અંદર કેદમા રાખે (જાદુગર અશ્વખેલ ફીને નોધીને એક સફેદ પાઈપમા ફૂંક મારવાની શરૂઆત કરે છે. પાઈપમા ભરી રાખેલા ફીણ માથી એક મોટો ચમકદાર પરપોટો રચાય છે. જાદુગર ખૂબ કાળેલિયતથી એને સ્થાને ચાદીનો મોટો દડો મૂકી દે છે.) તો આ રહ્યો એ પરપોટો. પણ મને એમ લાગે છે કે કોઈક એની સાથે ચેડા કર્યા છે (પોતાની ઈલ્મી લાકડીથી તે પેના

દડાને ટપારે છે: એનુ કોટક્ષુ ભાગી જતા તે ખુલ્લો થઈ જાય છે.)

એની અ દર પહેલા કરતા કઈક નાનો પણ લીલા ર ગનો બીજો દડો પડયો છે બીજી વાર એ દડાને ટપારે છે ત્યા બીજા પીળા ર ગનો દડો નીકળે છે. ફરી ટપારો અને ગુલાબી ર ગનો દડો. ગુલાબના ફુલે જાણે પોતાની બધી પાખડીઓ ખેરવી નાખી હોય એવો. છેવટ એક જાબલી ર ગનો નાનકડો દડો ત્યા રહી જાય છે) તો હવે તને સમજાયુ ખરુ ! એ યુવાન, તુ આ દડો ગળી જા.

યુવાન (પોતાના મોમા દડો મૂકીને ગળે ઉતારવાની કોશિશ કરતા). આને ગળે શી રીતે ઉતારી શકાય તેની મને કશી ગતાગમ પડતી નથી

જાદુગર (ગુસપુસિયા અવાજે) ઓ દુષ્ટ! અરે દુષ્ટ! યુવાન ભયત્રસ્ત બની દડાને ભચડભચડ ચાવવા લાગે છે તેના પેઢા છોલાય છે તેમાથી લોહી વહી આવે છે તે લોહીનો બળખો થૂકી નાખે છે. (પરિસ્થિતિ વરતી જતા) તેને લોહી પડે છે એમ! તો શુ ખરેખર આ પ્રેમનો આરભ નથી? પણ બાનુનુ હૈયુ તો છાતીમા ઢ કાયેલુ છે

યુવાન લગભગ મૂર્ચ્છિત થઈ જાય છે.

અને હવે રજૂ થાય છે આ ખેલનુ હવે પછીનું સૌથી મુશ્કેલ દશ્ય . (જાદુગર એક રકાબી લે છે અને તેની ઉપર તે એક પ્યાલો ગોઠવે છે. પછી કૌશલપૂર્વક તે તેને ઘૂમાવે છે. પછી બીજી ઘૂમતી રકાબી ઉપર એ કરામત ગોઠવે છે. આખી ય કરામત વધુ ને વધુ ઝડપે ઘૂમતા જાય છે. અ તે એક શ્વેત પુષ્પનુ રૂપ તે ધારણ કરે છે)

પ્રેક્ષકવૃદની તાળીઓના ગડગડાટ વચ્ચે જાદુગર એ કરામતી પુષ્પ પેલા યુવાનના હાથમા મૂકે છે. પછી તેને ઉદ્દેશીને કહે છે

આ બાનુને ઘૂટણે પડીને અર્પણ કરો એટલે તમારી અભિલાષા ફળશે

પેલો યુવાન અશ્વખેલ દી યુવતીને કરામતી પુષ્પ અર્પણ કરે છે અને તે એનો હસતાહસતા સ્વીકાર કરે છે અને એ પુષ્પને પોતાના શ્વેત વસ્ત્રો પર તે ખોસવા જાય છે ત્યા તો આખુ ય પુષ્પ અલોપ ! શ્વેતમહીં શ્વેત...બધા ચિત્રકારો તમને આ વસ્તુ કહેશે

બાનુ, હવે તમને આ યુવાન માટે પ્રેમની લાગણી જેવુ થાય છે ખરુ ?

અશ્વખેલ દી યુવતી એક ગહન, અનનુભૂત, અવિકારી એવી લાગણી

યુવાન ફરીથી લગભગ મૂર્ચ્છિત થઈ જાય છે

યુવાન મારી પ્રિયે !

ખડખડાટ હાસ્ય અને તાળીઓ.

અશ્વખેલ દી ' હવે આ યુવાન મારા પ્રેમને ખાતર પ્રથમ વાર જ પેલા ઝડપી ઝૂલા પર ખેલ કરી બતાવશે.

. તુ ઉપર પહોંચી જા, એમ હુ ઇચ્છુ છુ

જાદુગર : શાબાશ મારા દુષ્ટ વામનજી.

પેલો યુવાન એક ઝૂલો પકડે છે. એ ક્ષણે તે ખૂબ બાઘો દેખાય છે આ દૃશ્ય જોઈને પ્રેક્ષકવૃંદ હસી હસીને બેવડ વળી જાય છે

અશ્વખેલ દી હવે ઝૂલો બદલી નાખ

યુવાન અવકાશમા ઝપલાવવા મથે છે તે બીજા ઝૂલાને પકડી લે છે ખરો, પણ તેણે જે ઝૂલાને પાછળ છોડી દેવાનો હતો તેમા તેના પગ ભેરવાયેલા રહી જાય છે એટલે બે ગતિરહિત ઝૂલાઓને હાથપગથી વળગી રહેલો અને શૂન્યાકાશ પર વિસ્તરી રહેલો, તેમની તેમ દશામા તે રહી જાય છે.

અત્યંત ઝડપથી જાદુગર ઝૂલાને લટકાવી રાખતા તારને છોડી નાખે છે યુવાનના પગો જેમા ભેરવાયા છે તે ઝૂલો નીચે આવી પડે છે યુવાન બીજા ઝૂનાની પકડ મજબૂત બને તે માટે મથે છે પણ તે ય હાથમાથી સરકી જાય છે તે નીચે પછડાઈ પડે છે પ્રેક્ષકવૃંદ ખડખડાટ હસી પડે છે.

યુવાન (અશ્વખેલદી યુવતી સમક્ષ ઘૂંટણે પડે છે

પ્રેક્ષકો તાળીઓ પાડે છે.)

યુવાન (અશ્વખેલદીને) મારાથી થાય તેટલો ઉત્તમ ખેલ મે કરી બતાવ્યો.

પ્રેક્ષકવૃંદ હર્ષની ચિચિયારી પાડે છે.

અશ્વખેલદી અને તમારો વારો હવે પૂરો થાય છે

યુવાન તો શુ આપણા શેષ જીવનમા તમે મને ચાહશો જ નહિ એમ !

નિરાશ વદને યુવાન જાદુગર તરફ વળે છે જાદુગર પોતાના પહેરણની બાયો ચઢાવી સ્પોટલાઈટના પ્રકાશમા બંને હાથો ફેલાવી આગળાઓ ઊંચાનીચા હલાવ્યા કરે છે એમાથી સિગાર, સફરજન, સિક્કાઓ, ઈંડા એવી બધી ચીજો બહાર આવતી જાય છે ત્યા એકાએક તેના આગળામાથી નવા આગળા જન્મીને ખરવા લાગે છે દરેક વેળા પોતાનો હાથ ખુલ્લો કરે છે ત્યા એમાથી નવો જ હાથ આકાર લે છે પછી મામન રંગના હિયેસિન્થ પુષ્પના જેવા ટટ્ટાર હાથોની ગૂંથણીના દડકા તે રજૂ કરે છે પછી પેલા સૌથી નવા હાથોને તે ભોયમા રોપે છે અને પોતાના પગ હવામા ઊંચા કરે છે તેના વિસ્તરતા પગ તંબુની છતને અડકે છે અને ત્યા વળગી જાય છે

પછી એક હાથમાથી ઉપલા હાથમા અને ત્યાથી વળી ઉપલા હાથમા એમ તેના વામણા ઉપર લઈ જવામા આવે છે

રંગમંચ ખાલી છે ઝાઝો અંધાર

અંધારપટ

મોટા વાજાંમાંથી લાંબા સમય અવાજ.

પ્રકાશ.

રંગમંચ જૂના હાથમોજાંઓથી ખીચોખીચ ભર્યું છે હાથમોજાંઓની હજારો જોડીઓનો એ પથરાટ '

મિ લોયલ આ વિદૂષકો આવી રહ્યા છે।

એક સ્થૂળકાય વિદૂષક હાથમોજાંઓના ઊંચા ઊંચા ઢગલાઓ વચ્ચે મહામુસીબતે માર્ગ કરી રહ્યો છે

પોતાનો લાંબો મોટો ડગલો ઉતારી, લેબાના ખિસ્સામાંથી બે ટચૂકડા વિદૂષકોને તે બહાર ખેંચી આણે છે અને પોતાના હાથથી તેને પકડી રાખે છે.

તેનો ખેલ આ સાથે આરંભાય છે.

ત્રણે વિદૂષકો બધા હાથમોજાંઓ વીણીને એકત્ર કરે છે એને કયાં મૂકવાં તેનો કશો ખ્યાલ જ ન હોય તેમ, તેઓ એકની ઉપર એક, તેના પર વળી એક, એમ એ મોજાંઓ ચઢાવતા જ જાય છે એ રીતે તેમના હાથ વિરાટ કદના બની જાય છે આખરે છેલ્લા મોજાંની જોડ નીચે તેમને પેલો યુવાન લાંબો સટ્ટ થઈને સૂતેલો દેખાય છે એ તરફ વિદૂષકો એકી ટશે જોઈ રહે છે પછી વાતચીત શરૂ કરે છે

પ્રથમ વિદૂષક આની હત્યા કરીશું ?

બીજો વિદૂષક એને ફાંસી પર ચઢાવીશુ ?

ત્રીજો વિદૂષક છતના આધાર સમા પાટડાએથી ?

પ્રથમ વિદૂષક . ગળે ઝાલીને ?

બીજો વિદૂષક ખીલાઓ ઠોકીને ?

ત્રીજો વિદૂષક : કંઈક દોરડા જેવુ ?

પ્રથમ વિદૂષક : ના
બીજો વિદૂષક  ના

ત્રીજો વિદૂષક યુવાનના દેહ પર બેસી જાય છે અને રડવા માંડે છે.

યુવાન  હાય રે!
પ્રથમ વિદૂષક  એ કશુંક બોલ્યો ને?
બીજો વિદૂષક : તો શું એ મૃત્યુ પામ્યો નથી?

આ સંવાદ સાંભળી ત્રીજો વિદૂષક એકદમ ઝડપથી ડૂસકાં ભરતો ઊભો થઈ જાય છે

ત્રીજો વિદૂષક : તો તો આપણે એની હત્યા કરવાની જરૂર નથી

યુવાનને રડવા માંડતો જોઈને ત્રણે વિદૂષકો પણ રડવા માંડે છે
પ્રથમ વિદૂષક (આંસુ સારતા) તો આપણે એને હસતો કરવો જોઈએ
ડૂસકાં ભરતા ત્રણે વિદૂષકો વર્તુળ રચે છે.

ઘોડા માટેની કઠેરાની વાડ બહાર લાવવામાં આવે છે પેલો ટિચૂકડો વિદૂષક પાછળ ખસે છે. પોતાની ઘૂંટીઓ પકડે છે તેનું પેટ બહાર નીકળી આવે છે. બીજો ટિચૂકડો વિદૂષક પણ એ જ રીતે કરે છે ત્યાં પેલા યુવાનને જે એક કરામતમાં ધરી તરીકે કામમાં લઈ શકાય તે માટે બે સુંદર પૈડાં બહાર આવે છે

મોટો સ્થૂળકાય વિદૂષક યુવાનના પગ પકડી ઊંચકે છે અને પ્રવેશ દ્વાર તરફ પોતાની 'વ્હીલબેરો'* ગાડી ધકેલે છે

ઝાંઝનો ઝંકાર

'વ્હીલબેરો' ગાડી તૂટીને વેરણછેરણ થઈ જાય છે.

પોતાના એક જ પગ પર ઊભા રહેલા ત્રણેય વિદૂષકો પ્રેક્ષકવૃંદને લક્ષીને ચુંબનનો હાવભાવ કરે છે. ઝૂકીને સલામ કરે છે પછી વિરામની થોડી ક્ષણો પસાર થાય છે.

---

* ચક્રોવાળી ગાડી જે હાથથી ધકેલવામાં આવે છે.

પ્રવેશદ્વાર આગળ યુવાન પહેલાંની જેમ જ પડયો છે વિદૂષકો તેના તરફ વળે છે. યુવાન પોતાના વાળ સરખા કરી ટાઈ બરોબર કરી લે છે. સ્થૂળકાય વિદૂષકના વસ્ત્રોમા ટાંકેલા આભલાને લીધે પડતા પોતાના પ્રતિબિંબને તે નિહાળી રહે છે

બાકીના બે વિદૂષકો (યુવાનને પોતાના વસ્ત્રોમાથી આભલુ અર્પણ કરતા) . તમને ત્રિપાશ્વીઁ કાચ ગમશે ?

યુવાન ના, પેલી અશ્વખેલદી યુવતીને હુ જોવા ઈચ્છુ છુ

સ્થૂળકાય વિદૂષક આદેશ આપો

ત્રણે વિદૂષકો અદશ્ય થઈ જાય છે. અદ્ભુત શ્વેત અશ્વ પર સવાર થયેલી પેલી યુવતી યુવાનના શરીર પરથી અશ્વ કૂદાવી જાય છે

યુવાન ઘાતકી !

અવકાશમા ઝળહળતા શ્વેત વસ્રોમા સજ્જ એ અશ્વખેલદી સમક્ષ યુવાન પોતાના હાથ ફેલાવે છે ત્યા તેની ઉપરથી અશ્વ કૂદાવી જતા એ યુવતી ચાબૂકથી તેને ફટકારે છે.

હા, મારે તારો અશ્વ બનવુ છે !

પણ પેલો અશ્વ એથી રાજી થયો હોય એમ જણાતુ નથી સગીતના સૂરો પૂર્ણ લયમા રેલાતા રહે છે

અશ્વનુ નૃત્ય પણ ચાલુ રહે છે.

યુવાન કઠેરાની વાડને અઢેલીને પડયો છે.

પૂરપાટ દોડતો અશ્વ ઘણો કઢગો કૂદકો મારે છે. યુવતી અવકાશમા ફગોળાઈ જાય છે. યુવાને જો તેને પોતાના હાથમા ઝીલી લીધી ન હોત તો તો બિલકુલ સખત ભોંય પર જ તે પછડાઈ હોત

છેવટે તુ મારી પ્રિયા !

આ ખેલનુ આયોજન ખૂબ વ્યવસ્થિત અને યુક્તિપૂર્વક પાર

પડયુ છે એમ પ્રેક્ષકવૃંદને લાગે છે અને આ સુખદ પરિણામથી સૌ તાળીઓ પાડે છે

અશ્વખેનદી યુવતી તુ ? ક્યાથી ?

યુવાન જો હુ ત્યા ન હોત તો ?

અશ્વખેલદી યુવતી એટલે શુ તુ એમ માને છે કે મારા જીવનમા તારા વિના ચાલવાનુ જ નથી ? પહેલો પ્રશ્ન તો એ કે તુ કયાથી આવે છે ?

યુવાન હુ આવુ છુ, કયાથી— કહી શકુ ? મને લાગે છે કે હુ અમર છુ જન્મ લેવાની ક્ષણોમા જ હુ ચાલી નીકળ્યો છુ

અશ્વખેલદી યુવતી અને તુ શુ કરી શકે એમ છે ?

યુવાન તારી એકે એક ધૂન પ્રમાણે હુ વર્તી શકુ છુ

અશ્વખેનદી એ વાતમા મને રસ નથી. સિવાય કે એક સાથે બધા પર અસર પાડવાનો કોઈ ખ્યાલ હોય તો

હાથચાલાકીના ખેલ કરનારો ખેલાડી રગીન મગદળો લઈને બહાર આવે છે મૂગો મૂગો ખેલ શરૂ કરે છે

યુવાન શુ તે ગૂગો છે ?

અશ્વખેલદી તેને કહેવાની ઇચ્છા જેવુ ય કશુ સભની શકે ?

યુવાન શુ તુ મને વાયોલિનને વશીકરણ કરતો જોવા ઝખે છે ?

યુવાન હાથચાલાકીવાળા ખેલાડીનુ સ્થાન લે છે તેના મગદળો લઈ લે છે, તેનો પીછો કરે છે અને બૂમ પાડે છે

મિ. લોયલ, થોડા વાયોલિન મને લાવી આપો

મિ લોયલ તે વાયોલિનનુ કહ્યુ ને ?

યુવાન દશ વાયોલિન, દશ હાસ્તો, અસ્વસ્થ ન થતો માગ એન માટે ધનુષની જરૂર નથી (પ્રેક્ષકવૃંદને સબોધે છે) અને હવે તો મારી પ્રિયતમાના ઝરૂખા તળે ઊભો રહીને બજાવતો હોઉ ને, એ રીતે એના માનમા વાદ્યગાન

દશ વાયોલિન લાવવામા આવે છે

યુવાન તરત હાથચાલાકીનો ખેલ શરૂ કરે છે દશેદશ વાયોલિન એકદમ અવકાશમા ઊચે ઉછાળે છે વાદ્યવૃદ આગળના 'લોઝ'~ જેટલા દૂર 'ડે છે એને ફરીથી ઉછાળતા યુવાન હળવેકથી દરેકને જુદો જુદો વળ આપે છે હવા એની તન્ત્રીઓને જુદી જુદી રીતે સવાડે છે એ બધા જુદા જુદા અનુરણન ગજાવે છે

ચદ્રસગીતની તાલે બધા વાયોલિનનૃત્ય કરે છે (ગાય છે)

કેવુ સલૂણુ છે યૌવન
છતાયે કેવુ ક્ષણિક
ચાહના મેવે જે સુખી થવાની,
કહી દો તેને કે
આવતી કાલની કોઈ ખાતરી નથી

પછી પેલા વાયોલિનોને ખણખણાટ સાથે નીચે પડવા દે છે અને સાથે સૌના ચૂરેચૂરા થઈ જાય છે આ અવાજમા વાદ્યવૃદ રેઢિયાળ પડઘમના ઝડપી અવાજો ભેળવી દે છે

દોરડાની નિસરણી પર ઘણી ઊચાઈએ એક વાયોલિનની લયસવાદી કળો ભેરવાઈ ગઈ છે એટલે તે પડતુ નથી

એક ધનુષ જોઈએ હુ હજીય એના પર સૂર છેડી શકુ છુ

અલ્પખેલદી યુવતી (છેવટે પરાભૂત) ધનુ જ જોઈએ ને ? મિ લોયસ, જલદી કરો એક ધનુષ લઈ આવો પણ વાયોલિન પાસે કેવી રીતે પહોચી શકાને ? એક ધનુષ જ જોઈએ જલદી કરો.

એક ધનુષ બહાર લાવવામા આવે છે

જુઓ, પ્રિયતમ જુઓ !

યુવાન ના ના આવી તુચ્છ વસ્તુથી વાદ્ય વગાડવાની તમે મારી પાસે શી રીતે અપેક્ષા રાખી શકો ? મે કહ્યુ ને કે ધનુષ જોઈએ બાણના ભાથાવાળુ મોટુ ધનુષ જોઈએ

---

~ વાદ્યવૃદ માટેનો 'ખોક્ષ' (Box)

આર મૂર્ટ જેવો લાગતો મિ લોપન એક મોટુ ધનુષ અને ભાથો લઈને બહાર આવે છે. યુવાન વાયોલિનને તાકીને બાણ ફેંકે છે એક પછી એક એ બાણો વાયોલિનની તંત્રી પર થોડોક ઘસારો કરી જાય છે મધુરુ સગીત ગૂજતુ રહે છે.

અશ્વખેનદી યુવતી (પોતાની છાતી ખુલ્લી કરતા) મારી છાતી પર બાણ ચલાવો જોઉ હવે

પણ પેલો યુવાન એ સાભળતો નથી. તે પોતાના જ સગીતને સાભળી રહ્યો છે. અશ્વખેનદી તરફ તે જરીકે લક્ષ આપતો નથી પણ જ્યારે છેલ્લુ બાણ ફેંકે છે તે વખતે વાદ્યવૃદ આગળના 'લોઝ'ના કઠેરા પર એક છોકરીને ઝૂકી રહેલી જુએ છે

છોકરી સ્મિત કરે છે

પછી યુવાન પોતાના ધનુષની લાબી કાઠીની અદર ગોઠવાઈ જાય છે અને એ દ્વારા જ પોતે 'લોઝ' તરફ ફેંકાય છે ત્યા 'લોઝ'ની અધારભરી બાજુએ એ છોકરી તેને આવકાર આપે છે

યુવાન અરે, આ તે કેવુ કે મને આત્મગૌરવ જેવુ કઈ રહ્યુ જ નથી! તારી નજરમા ખરેખર હુ વિદૂષક જ રહ્યો ને! હાય રે!

છોકરી સ્પોટલાઈટના પ્રકાશબિંબની બહાર, હમણાની જેમ નિકટ હો ત્યારે તમે ઘણા કદરૂપા લાગો છો યુવાન ચીસ પાડી ઊઠે છે 'લોઝ'ની પાછળના ભાગે સાજના પોષાકમા સજ્જ, ચહેરા પર પ્રપચી રેખાઓવાળા, આઠ પુરુષોને તે જુએ છે

યુવાન આ બધા કોણ છે?

છોકરી મારા આશિકો!

એકદમ ઘૃણાથી યુવાન બીજી તરફ વળે છે ત્યા સ્પોટલાઈટના પ્રકાશમા રગમચ ઉપરના તાર પર અશ્વખેનદીને સમતુલાનો ખેલ કરતી જુએ છે બને પગ સાથે ગોઠવીને ઊંચેના તાર પર તે કૂદકો મારે છે

અશ્વખેલદીના પગ નીચેનો તાર સરકી જાય છે. પોતાની નાનકડી છત્રીને તે પકડી રાખે છે અને જાણે કે લગભગ વજનવિહોણી હોય તેમ અવકાશમા તે ધીમે ધીમે નીચે ઊતરે છે

દરમ્યાન પેલા યુવાન ઊંચેના તાર સાથે ભટકાઈને નીચે પડે છે તરત જ તે અશ્વખેલદી સમક્ષ ઘૂંટણે પડે છે

યુવાન . ક્ષમા કર ક્ષમા કર ગભીર અને પવિત્ર શૈશવમા જે જિંદગીનો અણસાર મળે છે તે જિંદગી પણ અંતે કેવી યાતનાભરી નીવડે છે ? વિદૂષકોના આસુઓ વચ્ચે ઘેરાયેલો હુ આવો લબડતો લેઘો પહેરીને શાને હમેશ જીવ્યો નહિ !

અશ્વખેલદી પેલી તરુણ રૂપસુદરી સમક્ષ વાયોલિન બજાવવાનુ તે છેક બધ કર્યું કે નહિ ?

યુવાન હુ તો માત્ર તને જ ચાહુ છુ : અને ફરીથી હુ તારી પાસે આવ્યો છુ.

અશ્વખેલદી હા, પણ આ ક્ષણે તો તુ તેને જ નિહાળી રહ્યો છે અને તેના જ ધ્યાનમા મગ્ન જણાય છે

યુવાન હાય રે ! આ જિંદગી મારા હાથમાથી સરી રહી છે.

અશ્વખેલદી બસ કર હવે તુ તો કામચલાઉ જ હતો

મિ લોયન (બહારના ભાગમા) સન્નારીઓ અને સજ્જનો, કમનસીબ ઘટનાનો કયારે ય અત આવતો લાગતો નથી આજે ખેલની શરૂઆતમા જે એક ખેલાડી ગુજરી ગયો તે પોતાનુ વસિયતનામુ મૂકી ગયો છે ડિરેકટરે જૂના ખ્યાલને ફગાવી દઈ એ વસિયતનામુ તત્ક્ષણ જોવાનો એક દુષ્ટ વિચાર કર્યો. અને પરિણામ એ આવ્યુ કે મરનારે પ્રગટ કરેલી ઇચ્છા અવગણવાનુ તેને હવે પાલવે એમ રહ્યુ નથી જરા વિચિત્ર સ્વભાવના એ ખેલાડીએ એવી માગણી કરી છે કે, મારુ શબ લઈ જનાર શબવાહિની લોકસામાન્યના કબ્રસ્તાનમા પહોચે

એ પહેલા, સરકસના ગોળ રંગમંચની આસપાસ છેલ્લી એક વાર સરકસના અશ્વો તેને ખેંચે એમ કરજો

એટલે જીવતાજીવત જેણે બહુ ઓછી ઇચ્છાઓ સેવી હતી તેવા એ માણસની અંતિમ ઇચ્છા પ્રમાણે જ બધી વ્યવસ્થા કરવી જોઈએ,

શબવાહિની આગળ વધે છે ઊંચી જાતની એ શબવાહિની ફૂલોના ઢગથી લગભગ ઢંકાઈ જવા આવી છે બહાર જવાના દ્વાર આગળ પ્રેક્ષકો ધમાલ કરતા ધસી રહ્યા છે યુવાન પેલા મૃત માણસને ઝૂકીને સલામ કરે છે અને શબવાહિનીના ખૂણાઓ પર ગોઠવેલી કાળી કલગીઓ જાણે પ્રત્યુત્તરમાં ઝૂકી પડે છે

યુવાન આ મૃત માનવીને આગળ જવા દો!

સરસ કેળવાયેલા અશ્વો વાદ્યસંગીતના તાલે તાલે નાચતા જાય છે કોપિનનું ફ્યુનરલ માર્ચનું સંગીત ગૂંજતું રહે છે

તેઓ આ રીતે જ જો આગળ વધવાના હોય તો તો કબ્રસ્તાનમાં પહોંચે તે પહેલા જ આ ફૂલો કરમાઈ જવાના

ફૂલોના હારમાંથી પતંગિયાનાં ટોળેટોળાં ઊડવા માંડે છે બધું ઉઘાડું પડી જાય છે હાર તો તારના ગૂંચળા માત્ર છે! હાથચાલાકીના જાદુ બતાવનારા ખેલાડીઓના અદૃષ્ટ હાથો દ્વારા અવકાશમાં ફંગોળાઈ ગયેલા પતંગિયાઓ નૃત્ય કરતા દેખાય છે પતંગિયાઓના ઉડ્ડયનથી રચાતી ભાતો વધુ ને વધુ સંકુલ બનતી દેખાય છે. વાદળના એકાકાર થતા પુંજમાં શબવાહિની આગળ વધે છે અને તરત જ પેલો યુવાન બારાક્ષરોના અક્ષરો ઓળખાવે છે. પછી એક નામનો નિર્દેશ કરે છે એ એનું પોતાનું જ નામ છે

શબવાહિનીનો ચાલક. કેવી તો પૂર્વધારણા! માર્ટિન' નામે ઓળખાતા આ સરકસમાં એક વ્યક્તિ સહે તે કરતા ઘણું વધારે પડ્યું છે

યુવાન  મૂળ વાત એ કે મારુ  નામ 'માર્ટિન' નથી

યુવાન મૂક બની જાય છે  પેલી  છોકરી  જ્યા  ખડી  હતી એ 'લોઝ'મા સાજના પોષાકમા સજ્જ થયેલા આઠ પુરુષો પૈકીનો જ એક આ શબવાહિનીનો ચાલક બન્યો છે એ તેણે લક્ષમા લીધુ છે તે ઉપર નજર કરે છે 'લોઝ' ખાલી થઈ ગયુ છે.  શબવાહિની બહાર ચાલી જાય છે  એની પાછળ સાજના પોષાકધારી બાકીના સાત પુરુષો ચાલે છે સ્વર્ગની દિશામા પોતાના હાથ ફેલાવીને ધર્મ-પાદરીઓ જેવા હાવભાવ કરે છે  યુવાન પેલી અશ્વખેલ દી યુવતીની તલાશ કરે છે  તેને હવે કશુય દેખાતુ  નથી. સિવાય કે પવનની લહેરોમા ફફડતો રહેતો તબૂના કાપડનો ભાગ

તેની  આજુબાજુ  ગીચોગીચ  બરફ  છવાઈ  ગયો છે  બરફથી આચ્છાદિત સાત કાળા વૃક્ષો ગૂથાતા  હાથો  વડે  ઝૂકી  રહેના આકાશ તરફ ઊઠે છે  દૂર દૂરથી  સગીતના  સૂરે  સભળાય જ હીમવટોળના ઝપાટા સાથે બરફ પડે છે

વૃક્ષો હવે સાવ ઉવાડા બની  ચૂકયા છે મારા હૈયાની જેમ જ ! પણ અયિ આકાશ,  તારા આસુ  આટલા દીપ્તિમત અને ભભકરગી શાને ? મારા બે સાથીઓ, તમારી સાથે મારે શી રીતે જીવવુ  તે મને કદી આવડયુ નથી કે આથી  બીજી  કોઈ રીતે હુ  વર્તી શકુ  કે કેમ તેય મને સમજાતુ  નથી

તે ઘૂટણિયે  પડે છે તેના  વિષાદભાવથી  બરફને  આકર્ષણ થયુ દેખાય છે   અને  તરત જ તે તેની  દેહાકૃતિને  ઢાકી દે છે ત્યા બાળકોનુ  એક ટોળુ  અદર ધસી આવે છે  બરફના માનવી સામે તેઓ બરફના  ગોળાઓ  ફેકવાનુ શરૂ કરે  છે . યુવાન  અહીથી તસુભર ન ખસવુ  એવી  મથામણમા છે. તેના અગો ધીમે ધીમે જૂદા પડી જતા હોય ને, તેમ તે ઊંઘી જાય છે,

બાળકોના આનદની ચિચિયારીઓ વચ્ચે ધીમે ધીમે પડદો પડે છે





**સુમન શાહ**

**ત**ત્રીશ્રી 'કંકાવટી'

'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ' અંગે 'કંકાવટી'ના પાછલા અંકોમાં પહેલી પત્રચર્ચા વડે મેં મારી વિવેચનપ્રવૃત્તિની અંગત ભૂમિકા લંબાણપૂર્વક સદૃષ્ટાન્ત સમજાવીને એ શબ્દગુચ્છથી હું શું માનું છું તે સાવ વિશદ કર્યું છે, ત્યારબાદ 'વાચના'ની મારી સમીક્ષા અંગે બીજી પત્રચર્ચા વડે જે તે આવશ્યક સમજૂતીઓ આગળ કરી છે છતાં, છેલ્લા, એપ્રિલ' ૭૯ ના, અંકમાં અજિત ઠાકોર એમની એની એ ફરિયાદોને ઝનૂનપૂર્વક દોહરાવ્યા કરે છે અને 'મૈત્રીપક્ષ બળવાન, મૈત્રીપક્ષ બળવાન' નું ગાણું ગાયા કરે તે દુઃખદ છે.

પોતાની ભૂલભરેલી માન્યતાઓ અને ભ્રમણાઓને વધુ ને વધુ શાસ્ત્રીય સ્વરૂપે રજૂ કરવાનો તેમનો શ્રમ તેમના સુરેશ જોષી વિરોધના પક્ષપાતનું તેમ જ રાધેશ્યામ શર્માને વિશેની પૂર્વગ્રહબુદ્ધિનું પરિણામ છે પરિણામે 'સત્યો' તેઓ જોઈ શકતા નથી ને મારાં વિધાનો-સ્પષ્ટીકરણોને પણ પારખી શકતા નથી. સાદી ભાષામાં કહીએ તો તેઓ રવાડે ચડી ગયા છે છેલ્લા અંકમાં તેઓ એવી તો નવી અણસમજો અને ગેરસમજો સાથે રજૂ થયા છે જે અગિયારેય મુદ્દાઓનો છેલ્લા

પેરા સહિતના, તતોતત જવાબ આપુ, તો મને ભય છે કે તેઓ ચર્ચાને વળી આગળ, મને જેમા લગીરેય રસ નથી તેવી ફીફાચર્ચાની દિશામા ખેચી જશે ને તેથી એમને આ અગે હવે કશો નવો જવાબ આપવાને વિશે મારી જાતને હુ અસમર્થ લેખુ છુ એમની માન્યતાઓ ને મારે અગેના એમના મૂલ્યાકનો એમને મુબારક હુ આ સદર્ભે, બાકી, ચારેક વાતે સ્પષ્ટ છુ

(૧) મૈત્રી કે સમ્બન્ધો સાચવનારુ ને તે પર સિદ્ધાન્તો ઓઢાડનારુ મે કયારેય કશુ લખ્યુ નથી, બલ્કે વધુમા વધુ પ્રામાણિકતા લેખનક્ષેત્રે દાખવી શકયો છુ છતા દુશ્મનો શોધીને તો કઈ લખાય નહિ, એટલે લખાયુ તેનુ 'વિવેચન' થાય એ જ છેવટનો માર્ગ છે એમ સમજ્યો છુ, એટલે, 'ક્રિટિસિઝમ ઈન ફ્રેન્ડશિપ'મા બધી રીતે ધ્યાનાર્હ તો ક્રિટિસિઝમ' જ રહ્યુ છે. પછી જેને જે માનવુ હોય તે માની શકે છે

(૨) 'વાચના'ની મારી સમીક્ષા એક પ્રામાણિક સમીક્ષા છે, ને તેમાના ઐક્ય વિધાનને વિશેની વિવેચનાત્મકના અગે હુ ત્યારેય અવઢવમા નહોતો, આજેય નથી આપણા આધુનિક સાહિત્યવિવેચન સદર્ભે, સુરેશભાઈએ સૈદ્ધાન્તિકતાઓ સ્થાપ્યા કરી ને નવુ જે સરજાયુ વિવેચાયુ તેનુ કશુ ખાસ પ્રત્યક્ષ વિવેચન ન કર્યું તે હકીકત છે ને એ ક્ષેત્રે રાધેશ્યામે પ્રત્યક્ષ અવલોકનો આપ્યે રાખ્યા ને પોતાની સૈદ્ધાન્તિકતાઓ પેશ ભાગ્યે જ કરી, તે પણ હકીકત છે બને વિશેની મારી વિવેચના સ્પષ્ટ છે, ને આ વાત સમકાલીનોમા એટલી બધી જાહેર છે, કે તેમા કશી ચર્ચાને પણ અવકાશ નથી. છતા મારાથી અજાણ્યાઓ આગળ કેટલી સ્પષ્ટતાઓ રજૂ કરાય । કરી શકાય ?

(૩) આ સદર્ભે સુ જો. અને રા શનુ ઐતિહાસિક સદર્ભે જે સ્થાન છે તે મારે મન સ્પષ્ટ છે, ને મારા અન્ય પ્રકાશનોમા પણ તે વર્ણવાયેલુ જ છે એને સ્વીકાર્યા વિના પણ ગુજરાતી સાહિત્ય આગળ

વધે તો મને એમાં શો વાંધો હોઈ શકે? હકીકત તો એ છે, કે મને એવા ઈતિહાસ લખવામાં રસ નથી, એવા લખનારને મારાં મૂલ્યાંકનોથી મદદ થાય તો થાય, ન થાય તો ન થાય એનો કશો વસવસો નથી મારું કામ જુદું છે, ને શું છે તે સૌ જાણે છે

(૪) બીજા વિવેચકો માટેનો મારો વણલિખિત મત જેની પાસે હોય તેની પાસે ભલે હોય હું મારા લિખિત વિધાનો વિશે જવાબદાર હોઈ શકું બાકીની ગાંડી વાતોનો કોઈ અર્થ નથી ગુજરાતી વિવેચનસાહિત્યનો હું કોઈ પગારદાર નોકર નથી, એટલું જ મારે માગણીઓ કરનારાઓને કહેવાનું છે, આ સંદર્ભે

—'કંકાવટી'ના વાચકોને ફક્ત ચારેય પીગતો વિશે, મારી છેલ્લી બે પત્રચર્ચાઓ, 'વાચના'ની મારી સમીક્ષા, 'વાચના'ના એ લેખો ને જેને વિશે એ લખાયા છે તે કૃતિઓનો તથા તે તેના આપણા સમગ્રદર્શી આધુનિક સંદર્ભનો આવશ્યક અભ્યાસ કરી, જે તે તારણ બાંધવાની વિનંતી કરું છું

આ પત્રચર્ચા મારા છેડેથી અહીંથી પૂરી થયેલી સમજવી

[ ૨ ]

**શ્રી.** રતિલાલ 'અનિલ'

એપ્રિલ-'૭૯ના 'કંકાવટી'માં અમારા પુસ્તક 'કવિતાનું શિક્ષણ' વિશે તમે જે ટૂંકી નોંધ લીધી છે એ વિશે એક બે ખુલાસા જરૂરી સમજું છું।

આ પુસ્તક અમે (રમણ સોની, મણિલાલ હ પટેલ) લખ્યું છે એ સંપાદન નથી। પુસ્તકની પ્રસ્તાવના કે પ્રકરણોના પ્રાસ્તાવિક લખાણો તમે વાંચ્યા હોત તો પુસ્તકનો ઉદ્દેશ્ય અને અમે સ્વીકારેલી મર્યાદાનો તમને ખ્યાલ આવત શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે આ પુસ્તક છે. કવિતાને કેમ માણવી, કવિતા બીજા સુધી કેવી રીતે પહોંચાડવી

કવિતાના ઘટકતત્ત્વોનો પરિચય કેળવવો ઇત્યાદિ એના ઉદ્દેશ્યો છે। ને અમે એ સંપૂર્ણ રીતે પાર પાડયા છે એમ નમ્રતાપૂર્વક કહીએ છીએ

ગઝલના પરિચયમા 'કાફિયા-રદીફ'નો ક્રમ અનવધાનથી ઊલટો થઈ ગયો છે। આવી 'સામાન્ય ભૂલ' અમારામા ના હોય? ગઝલ લખનાર ને એ વિશે લખનાર/વાચનાર તરીકે તમે મને જાણો છો, છતા તમે અનવધાનની શકયતા જોયા વિના એને અજ્ઞાન ગણ્યુ। ભલે રદીફ એ તુકાન્ત છે, સ્થિર છે. કાફિયા એ પ્રાસ છે ને બદલાય છે મારી ભૂલ પ્રત્યે શ્રી જયંત કોઠારીએ પણ નમ્રતાથી ધ્યાન દોર્યું હતુ। અનેક કામોમા પ્રકવેળાએ પણ અનવધાનથી એ ભૂલ રહી ગઈ અન્યથા એમ ન થયુ હોત। ગણના આવર્તનોને લયના આવર્તનો કહેવામા ગેરસમજ લાગે, ગણ વિદ્યાર્થીઓને સરળતાથી સમજાવવા જતા એમ જ થાય। ગઝલના પ્રાથમિક પરિચયમા એનો વિકાસ કે છંદોની બધી જ વિગતો આપવાનો ઉપક્રમ નહોતો તાત્ત્વિક વાતોથી અને એના ભારેખમપણાથી ય શકય એટલા બચવાનુ હતુ। ગઝલના વિકાસ શેરયોજના અને છંદ વિશેની વાતો સ્વયંસ્પષ્ટ છે। અમારી સ્વીકૃત મર્યાદાને લક્ષમા લીધા વિના જ તમે અપ્રસ્તુત વાતો કરી છે મુકતક વિશેય તમે બીજી વાતો કરી જે અમને બિનજરૂરી લાગેલી ગઝલ વિશે તમે ધારો છો એવુ બધુ જ અમારે શા માટે લખવુ જોઈએ?

પુસ્તકમા જેમ ઉપક્રમ હોય એમ જ બધા સ્વરૂપો સાથે લીધા છે, એથી કઈ આમડફેટ આવી નથી ગઈ। પુસ્તકના પ્રારમ્ભિક પચાસ-સાઠ પાનામા જે કાવ્યચર્ચા થઈ છે એની પદ્ધતિ કે મૂલ્યવત્તા, વિશે તમે કેમ ચૂપ રહ્યા? ખેર, એ તો એ વિષયનો કોઈ અધિકારી જ લખશે 'વાચકોને દૂર' કર્યાની વાત આ સાથે સાંકળી એય જરૂરી નથી? પત્ર અક્ષરશ: છાપવા વિનતી છે. કુશળતા અને આભાર સાથે



મારા નોધમા 'લેખકો' શબ્દ એકથી વધુ વાર આવે છે, છતા અનવધાનથી 'સપાદકો' શબ્દ આવી ગયો તેથી 'આ પુસ્તક અમે લખ્યુ છે એ સપાદન નથી!' એવી જાહેરાત થઈ એ ઠીક થયુ

પુસ્તકના હેતુ કાવ્યશિક્ષણ દ્વારા વિદ્યાર્થીને કાવ્યના અતરગ સુધી પહોચાડવાનો છે. એ માટે જરૂરી અને અનિવાર્ય લાગે એટલી જ માહિતી આપવાની મર્યાદા સ્વીકારી છે-ખરુ ને? પણ જે અને જેટલી માહિતી અનિવાર્યપણે અપાઈ, તે તેટલી, તેની મર્યાદામા નિર્વિવાદ અને ચોકકસ જ હોય એવો હેતુ લેખકોએ નથી રાખ્યો? જે માહિતી અપાઈ હોય તે અધૂરી, અસ્પષ્ટ અને ગેરસમજ પણ ફેલાવે તો ભલે એવી મર્યાદા તો નથી સ્વીકારીને? વિષયદીઠ પાનાની મર્યાદા સ્વીકારી, અનિવાર્ય લાગ્યુ તે જ લખ્યુ, તેમા જે, જેટલુ વચાય તેમા કયાક કયાક ગેરસમજ અને અધૂરી સમજ પ્રગટ થતી દેખાય, કલાપીયુગથી અગદકૂદકો મારીને ઠેઠ સાઠીમા પહોચી ગયાનુ જણાય તો તેમ કરનારે નહી, પણ જોનારે 'નમ્રપણે' ધ્યાન ખેચવુ એવો હેતુ કે મર્યાદા તો નથી ને?

શિક્ષકો/વિદ્યાર્થીઓ સામે મૂકાયેલી માહિતી, પાનાની મર્યાદામા રહીને જ ચોકસાઈભર્યા લખાણમા આપી શકાય છતા ઉપનક/ઉદ્ધડપણે આપી શકાય તો આપવી એવી મર્યાદા તો જ સ્વીકારી હોય ને?

મર્યાદા એટલે કોની મર્યાદા? શેની મર્યાદા? જેટલુ યે લખો તેટલુ સપૂર્ણ અને ચોકકસ હોય નિર્વિવાદ હોય આમા મર્યાદાભગ કયા થયો? એની અપેક્ષા રખાય કે નહી? કે બધુ 'સ્વયસ્પષ્ટ' છે એમ સમજીને વાચવાનુ જ માડી વાળવાનુ? તો પુસ્તકનુ પ્રયોજન શા માટે? સ્વયસ્પષ્ટ કોની સામે છે, પેના નિશાળમા ભણવા બેઠા છે, તેમની સામે? તો તેઓ શુ ભણવા બેઠા છે? શા માટે બેઠા છે?

ફારિયા–રદીફનો ક્રમ ઊલટો થઈને વારવાર અનવધાનથી છપાઈ જાય ત્યારે શુદ્ધિપત્રમા તેનો ઉલ્લેખ કરવાની ‘સામાન્ય સૂઝ’ તો લેખકોમા હોય જ ને ! કે તે પણ ‘સ્વયસ્પષ્ટ’ના આશ્વાસને નિર્વાહ્ય ?

‘ગણના આવર્તનોને લયના આવર્તનો કહેવામા ગેરસમજ લાગે (હોય નહી !), પણ વિદ્યાર્થીઓને સરળતાથી સમજાવવા જતા એમ જ થાય !’ વાચીને તો હુ સ્તબ્ધ જ થઈ જાઉ છુ ! આ તે બાલિશ ભોળપણ છે કે નિખાલસ ધૃષ્ટતા ? અર્થને આ રીતે ગબડાવી દઈને કવિતાનુ શિક્ષણ આપવાનુ દુસાહસ કરો છતા વાચકને કોણે દૂર કર્યો એ પ્રશ્ન અપ્રસ્તુત લાગે છે ? ‘ગઝલ વિવિધ અરબી ફારસી સુગેય છદોમાં લખાય છે આટલી સરળ સમજ આપવામા હેતુને કયુ નુકસાન થતુ હતુ કઈ મર્યાદા નડતી હતી ? એમા આવર્તનોના ગોળા ગબડાવવાની કઈ જરૂર હતી ? કલાપી/બાલાશકરના યુગમા મોટે ભાગે –ગાલગાગા ગાલગાગા ગાલગાગા ગાલગા –લગાગાગા લગાગાગા લગાગાગા લગાગાગા જેવા ગણના આવર્તનોવાળા છદોમા ગઝલ લખાતી હતી, પણ ૧૯૪૨ પછી વિવિધ છદોમા તે લખાવા માડી તેના ગણના આવર્તનો નથી આધુનિક ગઝકારો ચારપાચ છદોમા ગઝલ લખે તે મર્યાદા, ગઝલના ઈતિહાસની મર્યાદા નથી તમારે ગઝલનો ઈતિહાસ આપવો અપેક્ષિત ન હોય, તે સમજાય એમ છે, તે ભલે ન લખો પણ જે લખ્યુ એમા સમજ પ્રગટ થવી ઘટે કે ગેરસમજ ? વળી તે ભણાવાય એટલે તેનો વિસ્તાર થાય ! આવો હેતુ ન હોઈ શકે તમે ‘લય’ શબ્દને જ શા માટે વચ્ચે આણો છો ? ગીત લયબદ્ધ હોય છે, પણ તેનો છદ હોય છે ખરો ? છદમા લય–ગેયતા તો **‘સ્વયં-સ્પષ્ટ’** છે, તો પછી અચોક્કસ અર્થની ચિઠ્ઠી ચોટાડવાનો ઉપક્રમ શા માટે ? શિક્ષણ માટેના પુસ્તકમા યે ચોકકસાઈનો આગ્રહ અપ્રસ્તુત/બિનજરૂરી માનો છો ? આમા સપૂર્ણતાએ પહોચવાના ઉપક્રમની વાત જ કયા છે ? તાત્ત્વિક વાતોથી બચવાની વાત કરીને તમે

એ છે કે હાઈકુ' માટે સ્વતંત્ર પ્રકરણ આપો છો ત્યારે કત્અ/રૂબાઈ માટે પણ એકાદ સ્વતંત્ર પાનું આપવું જોઈતું હતું હાઈકુની માહિતી ઉપલબ્ધ છે અને મોટી હવેલીના મહારાજે એની આરતી ઉતારી છે એટલે લખ્યું અને કત્અ'રૂબાઈની માહિતી તો શોધવી પડે એટલે ટાળ્યું ! એ ભૂલવું ન જોઈએ કે કત્આતના સ્વતંત્ર સંગ્રહો પણ પ્રગટ થયેલા છે

કાફિયા રદીફનો ક્રમ સરતચૂકથી ઊલટો થયો, તે સમજ્યા પણ મણિભાઈ નભુભાઈનો ઉલ્લેખ કરો છો અને શિક્ષકો/વિદ્યાર્થીઓને

ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સહેજે,
ગણ્યું જે પ્યારું પ્યારાએ, અતિપ્યારું ગણી લેજે !

એ શે'ર સામરે લાગે તે મૂઝાય કે આમા પ્રાસ કયો, અને રદીફ કઈ ? અહી તુકાન્ત છે, પણ તે રદીફ નથી ! 'ગઝલ રદીફ સહિત લખાય છે તેમ રદીફરહિત પણ લખાય છે' એમ લખવામા કઈ મર્યાદા નડી ?

'પરંપરાગત ગઝલોમા રદીફ અને કાફિયા અને રદીફ મોટા ભાગે એકાદ શબ્દના જ રહેતા' આમ લખો તેનો શો અર્થ થાય ?' 'એકડામા મોટા ભાગે વધુ સંખ્યા કે યુગલનો સમાવેશ થતો' એવો અર્થ ? આ તો અર્ધનારીશ્વર જેવી આધ્યાત્મિક કોટિના સાક્ષાત્કારની દાર્શનિક વાત જેવી વાત થઈ ! એક શબ્દ (તે બદલાતો હોય ત્યારે) માત્ર પ્રાસ હોઈ શકે રદીફ શી રીતે હોઈ શકે ? અને તુકાન્તે એક જ શબ્દ આવ્યા કરતો હોય તો તે માત્ર રદીફ થાય—પ્રાસ—રદીફ શી રીતે થાય ?

આટલી ચર્ચાનો સાર એ છે કે લેખકો પાસે પોતાને જે અપેક્ષિત છે તે અર્થ પ્રગટ કરવા માટેની ચોકકસાઈભરી ભાષાનો અભાવ

ઠેકઠેકાણે દેખાય છે છંદ, પ્રાસ-રદીફ અને પરંપરાના ચોકઠા હોવાથી પદ્ય લખવુ સરળ બને છે, પણ ગદ્ય તો અર્થ અને ભાવનો સાક્ષાત્કાર માગે છે ?

દલા તરવાડીને તો ઘણું બધુ બિનજરૂરી લાગે, પણ ખેડૂતને શુ જરૂરી લાગે, વળી જરૂરી લાગે તે સક્રિય થઈને દલાને સમજાવે ત્યારે શુ થાય ? અહી માત્ર વાર્તારસ અપેક્ષિત નથી

વિવેચન, વિષયોના અધિકારી જ લખે એવો વિશ્વાસ છે તો, વિષયો પણ અધિકારી જ લખે એવો આગ્રહ કેમ નથી ? શિક્ષણ માટે તૈયાર કરવામા આવેલા આ પુસ્તકના વિવેચન માટે તમને કયા 'અધિકારી' અપેક્ષિત છે ? કેળવણી-અધિકારી ડો ગુણવન્તભાઈ શાહે પુસ્તકના પ્રારભે ત્રીસ લીટી લખી આપી છે એવા 'અધિકારી' લખે એ અપેક્ષિત છે ?

એક માણસ, એક જીવના પગનો અગૂઠો તપાસે છે, એને કહેવામા આવે છે, 'તુ દેહસૌન્દર્ય-સૌષ્ઠવને કેમ જોતો નથી ? જવાબ એ હોઈ શકે કે તે કદાચ હાડવૈદ છે, પણ તે સાથે જ સૂચવાય છે કે પેલો જીવ લગડાય છે.

—રતિલાલ 'અનિલ'



## 'લાભશકર ઠાકરનુ એક મૃત્યુ' (વાર્તાકાર લાભશંકર ઠાકર)

[ 'ગોષ્ઠી'ની ૪-૩-'૭૯ એ મળેલી પ્રથમ બેઠક માટે પસદ થયેલી વાર્તાઓ 'વગડો' અને 'લાભશકર ઠાકરનુ એક મૃત્યુ'ના અભ્યાસલેખો અને ચર્ચામા સર્વશ્રી રતિલાલ 'અનિલ', વિજય શાસ્ત્રી, અજિત ઠાકોર, ભગવતીકુમાર શર્મા, જનક નાયક, સનત જોષી, બકુલેશ દેસાઈ તથા નરસિહ પરમારે ભાગ લીધો હતો તેમા રજૂ થયેલા અભ્યાસલેખો પૈકીનો એક અહી આપ્યો છે ]

આ સમીક્ષામા કલ્પન-પ્રતીકયોજના, કથનરીતિ, અનુભૂતિનુ સ્વરૂપ કે ભાષાને અલગ અલગ રીતે તપાસવાનો ઉપક્રમ નથી તેને બદલે વાર્તાને વાક્યે વાક્યે ઉપર્યુક્ત વાનાના સદર્ભે ઉકેલતા, ઓળખતા, આસ્વાદતા જવાનો આ પ્રયાસ છે પરિણામે લખાણ દીર્ઘસૂત્રી બન્યુ છે, પુનરાવર્તનો પણ થયા છે અરે! આ પદ્ધતિ સ્વીકારી હોવાથી આખી વાર્તા અહી ઉતારવી પડી છે વળી ઉપર કહ્યા તે બધા વાના તો ઠીક પણ એકાદ-બે વાનાને સ્પર્શી સતોષ માનવો પડયો છે ખાસ કરીને કલ્પન અને પ્રતીકયોજનાને આનાથી સહન કરવુ પડયુ છે. કારણ કે, થોડાક શક્ય અર્થઘટનોનો નિર્દેશ કરીને સતોષ માનવો પડયો છે, સમગ્ર કૃતિને હેન્ડલ કરતા આવવાનુ Function પણ પ્રગટ કરી શકાયુ નથી એ માટે મે પસદ કરેલી પદ્ધતિએ આકેલી મર્યાદાઓ કારણભૂત છે. આ રીતે વાર્તાની તપાસ કરવાના પ્રયત્નો ભાગ્યે જ થાય છે. એટલે એ દિશામા એકાદ ડગ માડવાની લાલચ થઈ છે આખા લેખમા વર્ણનાત્મક અભિગમ છે. પણ મતવ્યોને છુપાવવા માટે તેનો ઉપયોગ થયો નથી

આ વાર્તાનુ શીર્ષક વાર્તામા ઘટતી મનોઘટનાને, વાર્તાકાર પૂરે-પૂરી પર્સનલ તેમજ પ્રાયવેટ માનતા હોવાના વલણનો અદાજ આપી

કે છે વાર્તાનાયકને પોતાની સાથે Identify કરવાનુ આ વલણ કેવળ અભિનિવેશનુ પરિણામ છે કે પછી વાર્તાની રૂપરચનાને તે ચોક્કસ દિશામા લઈ જઈ શકયુ છે તેની તપાસ થવી જોઈએ વાર્તાકારના આ વલણે આ વાર્તાનુ કથનકેન્દ્ર સીધુ જ વાર્તાકારમા પ્રથમ પુરુષ એક વચનરૂપે રહેલુ છે, એ સ્પષ્ટ કરી દીધુ છે અહીં 'એક મૃત્યુ' પદો બીજા અનેક મૃત્યુનુ સૂચન પણ કરી દે છે વળી વાર્તામા ઘટતા વાર્તાનાયકના મૃત્યુનો પ્રકાર વિશેષ – શારીરિક નહીં પણ આધ્યાત્મિક મૃત્યુ – પણ સૂચવી દે છે

વાર્તાનુ પ્રથમ વાકય · "૭ ફીટ લાબી

આ ખીણની

સામી પાર બ છે"

વાર્તાનો આરભ ત્રણ પકિતમા વહેચાયેલા આ વાકયથી થયો છે અહી ખીણની પહોળાઈનો નહી (જે સામાન્યત અપેક્ષિત છે) પણ લબાઈનો ઉલ્લેખ છે, તે નોધપાત્ર છે "આ ખીણની" એમ કહીને ખીણને અગતતાનો પરિવેશ આપ્યો છે "૭ ફીટ" પદો (શરીરની ઊચાઈથી થોડો વધારે) પણ અગતતા વધારે છે "સામી પાર બ. છે." એમ કહીને વાર્તાનાયકે પોતાની સ્થિતિ સૂચવી દીધી છે પોતાના અને બ વચ્ચેના નના લાગતા અતરને ખીણ કહીને એનુ ભયાવહ ઊડાણ સૂચવી દીધુ છે તે નાયિકા માટે ( જે સભવત નાયકપત્ની છે ) બ. સજ્ઞાનો પ્રયોગ અ–પરિચય સૂચવે છે અહીં નાયિકા કેવળ સજ્ઞા છે, ચિહ્ન છે. એના તરફ નાયકને આત્મીયતા નથી 'ખીણ'–ન જેવા પદો નાયક–નાયિકા વચ્ચેની દૂરતા, અપરિ-ચય, બની રહસ્યમયતા તથા તેના તરફનો કઈક ડરનો ભાવ જગાવે છે છે' જેવુ અસ્તિવાચક ક્રિયાપદ વાકયના અતને કઈક અણધાર્યો બનાવે છે. એક હળવા જર્ક સાથે વાકય પૂરુ થાય છે આ જર્કનુ કારણ આ વાકયને ત્રણ પકિતમા તોડીને મૂકયુ છે, તે પણ છે આ

વાક્ય અશબ્દમ્ કવિતાની પંક્તિઓ વાંચી રહ્યા હોવાનો આભાસ પણ જન્માવે છે.

બીજું વાક્ય "ચશ્માના સ્વચ્છ કાચની પાછળ એની મેધાવી આંખોના પલકારા"

આ વાક્યથી પેરેગ્રાફ બદલાય છે નાયિકાની તત્ક્ષણનું વર્ણન કરતું આ વાક્ય 'ચશ્માના" પદથી જગત તથા જીવનને જોવા અનુભવવા મૂલવવાની નાયિકાની દૃષ્ટિનો સંકેત કરે છે નાયિકાની દૃષ્ટિ પોતાના આગ્રહો અને માન્યતાઓથી અવરોધાયેલી છે "સ્વચ્છ કાચ" આ દૃષ્ટિની સર્વસ્વીકાર્યતા તથા બહુજનમાન્ય વિશદતા (અલબત્ત કાચની બરડતા સાથેની વિશદતા) સૂચવે છે આંખોને આપેલું મેધાવી' વિશેષણ નાયિકાને પ્રજ્ઞા સિદ્ધ કરે છે 'પલકારા' પદથી નાયિકાની નાયક મન સ્થિતિને સમજવા મથતી હોવાનો (અલબત્ત નિષ્ફળ મથામણનો) નિર્દેશ નાયક કંઈક બિનઅંગતપણે કરે છે અહી 'ચશ્માના સ્વચ્છ કાચ', 'મેધાવી આંખો' અને 'પલકારા' નાયકની તત્ક્ષણ અને નાયિકાની તત્ક્ષણ વચ્ચે રહેલા વિચ્છેદને સૂચવે છે

ત્રીજું–ચોથું વાક્ય 'તમિસ્ત્રની પેલી પાર બ વચ્ચે તમિસ્ત્ર.'

ખીણમા ઊંડાણ સાથે અંધકારનો ઉલ્લેખ કરીને નાયિકા સાથેના અંતરને, અપરિચયને અને ભયને વધુ વિસ્તૃત બનાવાયા છે પહેલા વાક્યમા આવેતુ 'સામી પાર" પદ અહી "પેલી પાર" રૂપે ઉપસ્થિત થાય છે આ બે પદોમાથી બીજુ પદ વધારે અંતરને સૂચવતુ તથા અપરિચિતતાનો સંકેત કરતુ હોવાથી નાયકના મનની સૂચનગ્ર પરિચિતતામાથી સંપૂર્ણ અપરિચિતતા તરફની ગતિને મરમ રીતે સૂચવે છે 'અંધકાર"ને બદલે 'તમિસ્ત્ર" જેવા તત્સમપદનો ઉપયોગ સંભવત' નાયિકાની **મેધાવી** આંખોના નાયક પર પડેલા પ્રભાવને કારણે છે ચોથુ વાક્ય નાયિકા અને પોતાની વચ્ચે રહેલા અંધકારને અપરિચિતતા,

ભય, અંતરને ભાર મૂકીને કથવા પ્રયોજાયું છે. આરંભના આ ચારે વાક્યોમાં દેખાતો ક્રિયાપદોનો અભાવ નોંધપાત્ર છે. ચારે વાક્યો અન-પેક્ષિતપણે હળવા-ભારે જર્ક સાથે થંભે છે. આ ચારે વાક્યોને કથક એવા નાયકે ઉષ્મા ગોપી લઈ કકરા બનાવ્યા છે. ચારે વાક્યોનો વાક્યબંધ ચુસ્ત છે.

પાંચમું વાક્ય 'આ કાંઠે બોરસલીના ઝૂલતા પડછાયાના નેતરની ખુરશી પર શરીરને શિથિલ કરીને પડ્યો છું"

બોરસલીનો અહીં તેના ઝૂલતા પડછાયામાં વર્ણનથી પ્રવેશ થયો છે. બોરસલી અહીં સ્મૃતિનું સૂચન કરે છે. આગળ ઉપર તે અન્ય પદાર્થોનું સૂચન કરનાર તરીકે પ્રયોજાયું છે. "ઝૂલતા પડછાયા" પવન અને તડકાની ઉપસ્થિતિનું સૂચન કરે છે. "નેતરની ખુરશી" પદોમાં વિવિધ સાહચર્યો/સ્મૃતિ સાહચર્યોનો નિર્દેશ જોઈ શકાય. એક રૂઢિ લવચિક આલંબન તરીકે પણ એને લઈ શકાય. "શિથિલ કરીને" ક્રિયાપદ પ્રયત્નસાધ્ય શિથિલતા સૂચવે છે. 'પડ્યો છું'માં જણાતો નિરાંતનો ભાવ પણ નોંધપાત્ર છે. 'બોરસલીના ઝૂલતા પડછાયા', નેતરની ખુરશી' અને 'શરીરને શિથિલ કરીને પડી રહેવાની' અવસ્થા કશીક વિશિષ્ટ ભાવાવસ્થાનું સૂચન કરે છે અને તે સક્રિય થવા લાગેલી સ્મૃતિ-સંવેદન-અસ્તિત્વની અનુભૂતિ હોવાનું ધારી શકાય. આ વાક્યમાં પ્રથમ વાર જ શિથિલ વાક્યબંધ યોજાયો છે. એમાં નાયકના મનનો Relax પ્રતિબિંબિત થયો છે.

છઠ્ઠું વાક્ય "બોરસલીની સૂકાયેલી ડાખળી ખખડે છે"

બોરસલીના કલ્પનને વિકસાવવાની શરૂઆત થાય છે. 'સૂકાયેલી ડાખળી'–મૃત અંશ (નાયકના અસ્તિત્વનો એક નિર્જીવ જરઠ અંશ) અને 'ખખડે છે' પદો તેના કર્કશ અવાજને મૂર્ત કરે છે. અહીં 'બોરસલી' અસ્તિત્વનું સૂચક બને છે. વાર્તાકારે આ કલ્પનની

સદિગ્ધતાનો વિસ્તાર અહી આ રીતે કર્યો છે, જેનાથી આ કલ્પન સમૃદ્ધ બન્યુ છે.

સાતમુ વાક્ય "જોઉ છુ તો એક કાગડો એને ચાચમાથી પકડીને ખેચે છે"

“જોઉ છુ તો” વાક્યાશમા અણધારી ઘટનાથી થતુ આશ્ચર્ય ખેદના કશાય ભાર વિના આમ જ પ્રગટ થયુ છે’ ‘એક કાગડો’ મા ‘એક’ વિશેષણ કાગડા વિશે કશી સ્પષ્ટતા ન કરતુ હોવા છતા ઘટનાને સ્વભાવિક રીતે રજૂ કરવામા ઉપકારક લાગે છે અહીં કાગડાનો વાર્તામા પ્રવેશ થાય છે કાગડા સાથે જોડાયેલા લૌકિક સદર્ભો, એનો વર્ણ, સ્વભાવ, રીતભાત, સ્વર આદિને કારણે એ ભય જન્માવે એવુ રહસ્યમય પખી છે અહી ડાખળી તોડવાની એની વૃત્તિ-પ્રવૃત્તિ તથા એની સાથે જોડાયેલા અધ્યાસોને આધારે મૃત્યુ સાથે એનુ સામ્ય સૂચવાયુ છે.

( વધુ આવતા અકે )

# ઊહાપોહ

જૂન
૧૯૭૯

શ્રી ગણેશ ટ્રેડર્સ

રામપરા

સૂરત - ૩



હસમુખલાલ ડી. રેશમવાળા

# કંકાવટી

મે, ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૦ : અંક ૨૪૩ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમા રૂપિયા ૧૨, બે વર્ષના રૂા. ૨૩; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યા લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે; કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ સૂરજદાસ 'અનિલ'

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૩.

## 'ધૂમકેતુ'–ડ્યુરેનમાટનું નાટક



ડૉ. સુરેશ હ. જોષી

- અસમ્ભવિતને રંગમંચ પર, કલાના પ્રાબલ્યથી, સમ્ભવિત બનાવીને રજૂ કરી શકાય. આથી જ તો ઍરિસ્ટોટલે કહેલું કે ભ્રાન્તિને સમર્થ રીતે કલા રજૂ કરે છે. કલાનું સત્ય બહાર સિદ્ધ થઈ ચૂકેલું હોતું નથી, એ કૃતિમાં સિદ્ધ થતું આવે છે અસમ્ભવને સમ્ભવ બનાવવાનો પડકાર કલાકાર રસકીય હેતુથી કરતો હોય છે, કોઈ ચમત્કારમાં લોકો શ્રદ્ધા ધરાવતી થઈ જાય એવા કશા આશયથી નહિ. કેટલીક વાર કલાકાર આવી સમર્થ રજૂઆતથી શ્રદ્ધાઅશ્રદ્ધાના પ્રશ્નોની માંડણી કરાયી કરવાને આપણને પ્રેરતો હોય છે

નાટકના બંધારણમાં આકસ્મિકતા રચનાત્મક ભાગ ભજવે એવી યોજના કરવાનો પડકાર ડ્યુરેનમાટ ઝીલે છે એની પાછળ એક દાર્શનિક પીઠિકા છે અને રસકીય આશય પણ છે આ બે વચ્ચે સામંજસ્ય સ્થાપવામાં એને કેટલી સફલતા મળી છે તે વિચારવાનું રહે છે આ આકસ્મિકતાને રંગભૂમિ પર પ્રભાવક બનાવવા માટે એની અવિશ્વસનીયતાની માત્રાને ઉત્કટ બનાવવાની રહે છે કલામાં જે રૂઢિગત કાર્યકારણભાવનો સ્વીકાર કરવામાં આવે છે તેમાંય આકસ્મિકતાને માટે

અવકાશ તો રાખવામાં આવ્યો જ હોય છે. એની અનિવાર્યતાની ભૂમિકા રચવામા આવતી હોય છે

નાટ્યકાર જે રંગમંચ પર રજૂ કરે છે તે ચોક્કસ પ્રકારની યોજનાથી અને સભાનપણે રજૂ કરતો હોય છે, અલબત્ત, એમા એની યદૃચ્છા કામ કરતી હોય એમ બને. પરમ્પરાગત ગ્રીકના નાટકોમા આ આકસ્મિકતા દૈવને રૂપે પ્રવેશી શકતી. ડ્યુરેટમાટ રંગમંચ પરની આ કાર્યકારણની શૃંખલાને તિલાંજલિ આપે છે, માટે જ એની આકસ્મિકની યોજના પરત્વે આપણને સવિશેષ કુતૂહલ રહે છે. જીવનમા જે કાંઈ બને છે તે આપણી બુદ્ધિને ન સમજાય તેમ છતા એની પાછળ કશોક અર્થ રહ્યો જ હોય છે, એની પાછળ રહેલી યોજના પાછળથી આપણને સમજાય છે—આવી કશી ડ્યુરેનમાટને શ્રદ્ધા નથી. આપણી આજુબાજુના પ્રતિકૂલ પ્રાકૃતિક પરિવેશ વચ્ચે જીવાતુ આપણુ જીવન નર્યા બુદ્ધિહીન આકસ્મિક બનાવોને આધારે રચ્યુ હોય છે. આથી એ જ રૂપે એની નાટકમા રજૂઆત થવી ઘટે એમ ડ્યુરેનમાટ માને છે.

આ ભૂમિકાને ધ્યાનમા રાખીને ગુજરાતમા ઓછા જાણીતા એવા એના નાટક 'ધૂમકેતુ' ( The Meteor )નો વિચાર 'ઉર્મ' જેનીએ આપેલા પરિચયને આધારે' કરીએ. શીર્ષકથી એમા કશી રૂપકગ્રન્થિ ગૂંથાઈ હશે એવો ભાસ ઉત્પન્ન થાય છે ધૂમકેતુ પોતે જ એક રાતે તો બળી જવુ, નષ્ટ થવુ એવી સ્થિતિનુ તથા આકસ્મિકતાનુ પ્રતીક છે. વળી નાટ્યકાર તદ્દન અસંભવિત લાગે એવી ઘટનાને જાણી કરીને નિરૂપે છે. એ એટલી હદે અસમ્ભવિત છે કે એને આપણે દૈવી ચમત્કાર કહેવા જ લલચાઈએ. એમા મરેલો માણસ પાછો જીવતો થઈને ઊભો થાય છે. નાટકનો નાયક વોલ્ફગેન્ગ શ્વીટર રંગમંચ પર આવે છે ત્યારે એ મરી ચૂક્યો હોય છે અને પાછો જીવતો થયો હોય છે. પડદાના બે અંકની વચ્ચેના ગાળામા એ બીજીવાર મરી જાય છે અને બીજીવાર ફરીથી જીવતો થાય છે. આ પ્રક્રિયા ચાલુ જ રહેવાની હોય એવુ

આપણને લાગે છે આ નાટકના નાયક વિશે ટિપ્પણ કરતાં ડ્યુરેનમાટ કહે છે: "એ અનન્ત આયુષ્ય નહિ પણ અનન્ત મૃત્યુને સિદ્ધ કરે છે."

નાટકમા રહેલી આ અદ્દ્ભુત હકીકતને સ્વીકારી લેવાની રહે છે. એની શક્યાશક્યતાની ચર્ચા કરીએ તો તે બેહૂદી લાગે. પણ એને શ્રદ્ધેય અથવા નાટકની રચનામા સ્વીકાર્ય બનાવવામાં જેવી તેવી મુશ્કેલી નથી. મરેલાઓ ઊભા થાય એટલે પુનર્જન્મ થયો એવુ તો નથી આવી ઘટનાને વાસ્તવિકતાનો આભાસ આપવા માટે બીજી એવી જ અસમ્ભવિત લાગે તેવી કે અશ્રદ્ધેય ઘટના આ નાટકમા લાવી શકાય તેમ નથી તેથી આ અદ્દ્ભુત ઘટનાની આજુબાજુ એણે એક સાદુ સીધુ નાટક રચ્યુ છે. નાટકકારની ચાતુરી છતા આ ઘટનાને શ્રોતાઓ ખેંચકાતા ખચકાતા જ સ્વીકારે છે. એક વિવેચકે તો એમ પણ કહ્યુ છે કે નાટકનો નાયક વાસ્તવમા મરી ગયો હોતો નથી, એ મરી ગયો છે એવો માત્ર આભાસ જ ઊભો થાય છે. એને મરેલો જાહેર કરનાર ડૉક્ટર લેભાગુ હશે એવુ જ માનવાનુ આપણને મન થાય

આ અશ્રદ્ધેયતા જ નાટકને વધુ ઉત્તેજક બનાવે છે. આપણે મરણને સમજી શકતા નથી મરણ વિશેના આ અજ્ઞાનમા જ ધર્મના મૂલ રહેલા છે બધા જ ધર્મોમા અમર થવાની વાત છે. મરણ પર યેનકેનપ્રકારેણ માનવી વિજય મેળવવા ઇચ્છે છે ડ્યુરેનમાટને આ પ્રકારનુ કુતૂહલ છે: મરીને બેઠા થનારા માનવીઓ—એ પરિસ્થિતિનો ભોગ બનનારા કે એ પરિસ્થિતિના 'સાક્ષી-ની' પ્રતિક્રિયા કેવી હોય? આસ્થાવાન તો આવી ઘટનામા શ્રદ્ધા રાખે જ, છતા એ કદિક તો માન્યામા નહિ આવે એવુ લાગે જ. આ નાટકમા આવી પરિસ્થિતિનો ભોગ બનનાર પાત્ર એમાં જરાય માનતુ નથી. આ જ વસ્તુ વિશે બાઈબલના પાત્ર લેઝારેસને ઈશુ સાથે ફરીથી ઊભો થઈને પોતાના કુટુમ્બમા જતો 'વર્ણવતી' લિયોનાર્ડ એન્ડ્રયેવની વાર્તા 'લેઝારસ' યાદ આવે છે

આ નાટકનો નાયક વિશ્વવિખ્યાત નોબેલ પારિતોષિકવિજેતા

સાહિત્યકાર છે એ પોતાને વિશે કહે છે, "મે જ્યારે લખવાનું શરૂ કર્યું ત્યારે મને કશી ચિન્તાઓ નહોતી મારા વિચારો સિવાય મારા મનમા બીજુ કશુ હતુ નહિ હુ ખૂબ ઢીચતો હતો અને સમાજ વિરોધી હતો પછી સફળતા પ્રાપ્ત થઈ, ઈનામો, માનઅકરામ, પૈસા, ભોગવિલાસ—બધુ આવી મળ્યુ મને ભૂરા સૂટ સિવડાવી આપવા માટે મારી પ્રથમ પત્ની એક દરજી ભેગી સૂતી હતી, પછીની બેને કેવળ સાહિત્ય જોડે જ લેવાદેવા હતી એ બન્નેએ મારી કીર્તિ માટે બધી વ્યવસ્થા કરી અને મારુ ઘર શાહી દમામથી ચલાવ્યુ એ દરમ્યાન હુ અમર સર્જક બનવા માટે પરસેવો ઉતારી રહ્યો હતો જે કાઈ બાકી હતુ તે નોબેલ પારિતોષિકે પૂરુ કર્યું અર્વાચીન સમાજ જે સાહિત્યકારને અપનાવે છે, તે સદાકાળને માટે ભ્રષ્ટ થઈ જાય છે"

સાહિત્ય પર આવા વ્યગ આ નાટકમા અનેક સ્થાને છે ડ્યુરેનમાટ એમ સૂચવવા માગે છે કે મૃત્યુનુ નિરૂપણ કરતી સાહિત્ય કૃતિમા સાહિત્ય એક પ્રકારના પ્રતિબિમ્બરૂપે દૃષ્ટિગોચર થાય છે, જેમાનુ કલ્પનોત્થ જગત મૃત્યુની 'વાસ્તવિકતા'ને આબી શકતુ નથી નાટકનો નાયક શ્લીટર પોતાના જીવન તથા કાર્ય વિશે વિચારતા કહે છે.

"વસ્તુઓની આસુરી અરાજકતાનો સામનો કરવાનો આવ્યો ત્યારે મે મારી જાતને બુદ્ધિ અને તર્કના બનેલા કાલ્પનિક જગતમા પૂરી દીધી મારી કલ્પનાએ નિપજાવેલી વસ્તુ સાથે મે અદલાબદલી કરી કારણ કે વાસ્તવિક જગત જોડે તો મુકાબલો થઈ શકે એમ હતુ નહિ ઢાળિયા આગળ લખવા બેઠા હોઈએ છીએ ત્યારે વાસ્તવિકતાને પારખવાનુ બની શકતુ નથી મારુ જીવન જીવવા લાયક નહોતુ પછી કષ્ટ શરૂ થયુ—ઈન્જેક્શન, વાઢકાપ પછી જગતનો સાક્ષાત્કાર થયો, નાન પણ લાખ્ખુ કપોલકલ્પિત એવા વિશ્વમા પીછેહઠ કરીને ચાલ્યા જવાનુ હવે શક્ય રહ્યુ નહોતુ. સાહિત્યે મને ખાડામા ઉતારી દીધો. મારા જરાજીર્ણ, સ્થૂળ, મરણશરણ શરીર સિવાય બીજુ કશુ

રહ્યુ નહિ રહ્યો કેવળ ભય આથી મે બધા દોર છૂટા મૂકી દીધા હુ પડયો, પડતો જ ગયો, પડતો જ ગયો, હવે તો બધુ વજન વગરનુ, મૂલ્યહીન, અર્થહીન બની ચૂકયુ હતુ. મરણ જ એક માત્ર સાચી વાસ્તવિકતા છે જે સનાતન છે. મને હવે એનો ભય નથી"

પડદો ખૂલે છે ત્યારે આપણે પડુ પડુ થઈ રહેલો એક ચિત્રકારનો સ્ટુડિયો જોઈએ છીએ ઉનાળાનો નમતો પહોર છે વર્ષનો એ લાગામા લાબો દિવસ છે. જુવાન ચિત્રકાર નાઈફેનસ્વાણ્ડર એની પત્નીને મોડેલ તરીકે ઊભી રાખીને એનુ નગ્ન ચિત્ર દોરી રહ્યો છે ત્યા સ્વીટર પ્રવેશે છે. ઉનાળો છે છતા એણે રુવાટીવાળો ડગલો પહેર્યો છે, એની દાઢી વધી ગઈ છે. એના હાથમા બે પેટીઓ છે. એણે ડાબા હાથની બગલમા બે મોટી મીણબત્તીઓ રાખી છે એ કહે છે કે એ હોસ્પિટલમાથી નાસી આવ્યો છે, ડૉકટરો અને એમના શસ્ત્રસરંજામથી બચીને એ શાન્તિથી મરવા ઈચ્છે છે આ જ સ્ટુડિયોમા એણે ઘણા સમય પહેલા એક ઊગતા પ્રતિભાશાલી સર્જક તરીકે જીવન આરમ્ભેલુ. સ્ટુડિયોમા છીડુ પાડીને એ દાખલ થાય છે, પોતાના લખાણની હસ્તપ્રતો એક પછી એક બાળી નાખે છે અને પછી મરવા માટે પથારીમા સૂઈ જાય છે. મીણબત્તીઓ પ્રકટાવી દેવામા આવે છે. એ ચિત્રકારને કહે છે, મરવુ એ તો ખરેખર એક કમાલ વસ્તુ છે એકાદ વાર તારે અજમાયશ કરી જોવી જોઈએ. ઓહ, કેવા કેવા વિચારો ત્યારે મનમા આવે છે! બધા અકુશો દૂર થઈ જાય અને પછી જે સૂઝે પ્રગટે તે કેવુ અદ્ભુત! પણ હવે, હુ તમારા કામમા ખલેલ પાડવા ઈચ્છતો નથી. મને પાએક કલાક એકલો પડી રહેવા દો તમે જ્યારે પાછા ફરશો ત્યારે તો હુ વદાય થઈ ગયો હોઈશ."

સ્વીટર એકલો પડે છે. પેટીમાનુ બધુ બાળી નાખે છે: એમા સાડા દશ લાખની નોટ છે. એ પોતાના વારસદારને કશુ આપી જવા ઈચ્છતો નથી. ત્યા બારણુ ખૂલે છે અને એક પાદરી દાખલ થાય છે "હુ ફાધર ઇમેન્યુએલ લુત્સ સેન્ટ જેઈમ્સના દેવળનો પાદરી છુ

હોસ્પિટલમાંથી આવું છું." સ્વીટર એને ટકે ટકોરે કહે છે, "હું મારી મિલકત બાળી નાખું પછી આડે પડખે થઈશ, ત્યારે તમને મારો નાભિશ્વાસ સંભળાશે" ત્યારે પાદરી પહેલી વાર મરીને ઊભા થયાની ઘટનાનો ઉલ્લેખ કરે છે, ને કહે છે, "તમે તો પ્રેતલોકમાંથી ઊભા થયા છો. વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોતા એમાં કશું સનસનાટીભર્યું નથી હોસ્પિટલમાં તો ગોકીરો મચી ગયો હતો અશ્રદ્ધાળુઓના પાયા ડગમગી ઊઠ્યા હતા હું તો હર્ષથી મત્ત શું ચમત્કાર, ઉત્તેજના, સર્વશક્તિમાન પ્રભુની નિકટતા" આ સાંભળીને અચરજ પામીને સ્વીટર પૂછે છે, "હું મરેલાઓમાંથી ઊભો થયો? હું? આ તે કેવી મજાક!" પાદરી તો ભગવાને દેખાડેલા ચમત્કારથી અભિભૂત છે એ કહે છે, "તમને ભગવાને પસંદ કર્યા છે જેથી આંધળાઓ અજવાળું જુએ ને નાસ્તિકો ઈશ્વરમાં માનતા થાય' સ્વીટર આ દરમિયાન પૈસાની નોટો બાળ્યે જાય છે ને કહે છે, "આની અધાર્મિકતા આચરણો નહિ" પછી પાદરી એના આત્માનો ઉલ્લેખ કરે છે ત્યારે કહે છે, "મારે કોઈ આત્માબાત્મા છે નહિ એવા કશા માટે મને ફુરસદ જ ક્યાં મળી હતી! વર્ષે એક નાટક લખવાનું ને આ આધ્યાત્મિક વસ્તુઓને તિલાંજલિ આપી દેવાની પછી પંચતત્ત્વો—પાણી, ચરબી, ધાતુમાં ઓગળતા જન્તુ, ઈશ્વર અને ચમત્કારો પર પ્રહાર કરવા મારે એક પ્રામાણિક માનવીની હેસિયતથી મરવું છે—સાહિત્ય કે કપોલકલ્પિતની મદદ વિના"

સ્વીટર તો મરણના ભયથી મુક્ત થઈને વધુ ને વધુ આનન્દિત થતો જાય છે દારૂ ઢીંચતા માંડે છે ત્યારે પાદરી હૃદયરોગથી પીડાઈને પથારીમાં ઢગલો થઈને પડે છે સ્વીટરના નવા અવતારથી એની ધર્મશ્રદ્ધા દૃઢ થઈ છે હવે ઈશ્વર સાથે સુમેળ સાધીને એ શાન્તિથી મરણને આવકારી શકશે. (ક્રમશ )

# ભારતીય સાહિત્યની અભરાઈ



## રતિલાલ 'અનિલ'

ગ્રીષ્મની એ સવાર અભાવે ગ્રસેલા કુટુંબના આશાવિહીન, સૂની નજરે, ખુલ્લી આંખે તાકી રહેલા બાળક જેવી હતી સજ્જડ ચોટી ગયેલા પીળા તડકાને પવને થોડો થોડો પસવારવા માડચો હતો એથી તે સહ્ય બનતો હતો. બે દિવસ પહેલા તો નર્યો તડકો જ જમીન પર ચોટેલો હતો અને અસ્તિત્વ સીઝાતુ અને દાઝતુ હતુ

ગ્રીષ્મની એ સવારે લીમડાઓની રખેવાળી વચ્ચે આવેલી ક્યૂ /૪, અધ્યાપકનિવાસની કુટીરમા હળવેકથી, ચીસ ન પાડે એમ, બેલ દબાવ્યો ત્યારે ઉપાબહેનનો હસમુખો ચહેરો આવકાર આપતો નયન-ગોચર થયો.

સુરેશભાઈની નિબધિકાઓમા આવતો શિરીષ છોડ તો મે જોયો નથી, પાસેનુ વિશાળ મેદાન જેઠ માસના ખેતર જેવુ જનશૂન્ય હતુ એની નીરવતામા પણ ક્યારેક કાગસ્વર સભળાતો હતો લેલુબ લીમડા ધીરે ધીરે ડોલતા હતા અને એ વીઝણે ઢોળાયેલા વાયુની આછી છાલક રાહત આપતી હતી.

એવામા ટપાલી આવ્યો અને 'પરબ' આપી ગયો 'ભારતીય સાહિત્યની અભરાઈ' શિર્ષકે ધ્યાન ખેચ્યુ

'ભારતીય સાહિત્યની અભરાઈ દરેક ભાષામા હોવી જોઈએ' એવુ ઉમાશકરભાઈએ કહ્યુ તે ઝીલી લેવાયુ હતુ

સુરેશભાઈ કહે, 'આ કામ મે એમ એસ. યુનિવર્સિટિના ગુજરાતી વિભાગમા કર્યુ છે અને શ્રી ભોળાભાઈ પટેલ ભારતની એક ભાષાના સાહિત્ય વિશે અમારા વિભાગમા બોલી પણ ગયા છે.'

એ માહિતી સાથે આખો લેખ જોઈ ગયો પણ ક્યાંય કશો ઉલ્લેખ ન મળે!

સાહિત્ય વિશેના પ્રગતિશીલ વિચાર પણ ઉમાશંકરભાઈ દ્વારા જ આવે, એ આવે ત્યારે તરત તેનો પડઘો પાડતી પાંચ-દસ નોંધ વ્યવહારુ કલમકસબીઓ, ઠાવકાઈથી, ચિંતાની થોડીક રેખા ઉપસાવીને લખે જ લખે અને વ્યવહાર સચવાય એવી સનાતની રૂઢિ ગુજરાતમાં પડી ગઈ છે. એવા સનાતની વ્યવહારમાં કોઈ પાછળ ન પડી જાય એની વફાદારીની ગંધવાળી ચોંપ પણ જોવામાં આવે છે

બધું જ સરકાર કરે એવી પરોપજીવી વૃત્તિ આઝાદીનાં વર્ષોમાં આવતી ગઈ તેમતેમ લોકસમર્થિત અનેક પ્રવૃત્તિઓ નિર્જીવ અને મહદ્ અંશે હિત ધરાવનારાઓના અંગત રસનો વિષય બની ગઈ તેમ આપણાં પરંપરિત સન્માનના અધિકારી મોવડી દ્વારા આવે તે જ 'સિપાહીગીરી'ના ધોરણે સમર્થિત અને બીજું બધું ઉપેક્ષિત એવી વૃત્તિ આવી છે ત્યારથી ગુજરાતી સાહિત્યની સ્થિતિ બંધિયાર પાણી જેવી બની રહી છે એમાં ઉછાળો ક્યારે આવે? પરંપરિત સન્માનના અધિકારી મોવડી હોંકારો ભણાવે ત્યારે! એ પણ એક કેળવેલી જાતનો જ ગતિસંકેત હોય અને કંઈક અસાધારણ હાથમાં આવી ગયું હોય એવો દેખાડો પણ હોય, પણ પછી તળાવનાં પાણી એવાં ને એવાં ગતિહીન, મૂંગાં ને સૂનાં! ખરેલાં પાંદડાં એમાં સડવાને માટે પડે અને જે ધ્વનિ થાય એટલું જ!

સનાતની વ્યવહારની લક્ષ્મણરેખામાંથી બહાર આવવાના દેખાવો તો થોભાય છે, પણ વળી એ જ રેખા સંરક્ષણરેખા બની જાય છે

'મારાં કેટલાંક ઘેટાં મારા વાડાની બહાર પણ છે' એમ કહેનાર ઈસુ ખ્રિસ્તની પયગંબરી નિખાલસતા સનાતનધર્મી મીઠી ગુજરાતી સરસ્વતીમાં નથી, નથી! 

ઢળતી બપોરનું પેટાળ

☐ એલિનોર ક્લાર્ક

☐ અનુ પ્રમોદકુમાર પટેલ

વૉશિંગ્ટનની લૂમાં બળતી એક બેડોળ શેરી વચ્ચે નવદસ વર્ષનો એક છોકરો લૂણો લાગેલા ઈંટોના મકાન આગળ એના ઊંચા ઓટલાને નિરાતે અઢેલીને ઊભો છે ક્ષણ બે ક્ષણ વાહનોનો ઘોંઘાટ સાવ શમી જાય છે ત્યારે પણ બાજુના મકાનમાંથી જ્યૂક બૉક્સની એકની એક રેકર્ડ કંઈ કલાકેકથી વાગ્યા કરતી સંભળાય છે, દરેક વેળાએ રેકર્ડનો અંતભાગ આવે છે ત્યાં એના ગાયકનો ચિત્કાર શો તીણો ઊંચો સૂર આખા યે વાતાવરણને ઘેરી વળતો લાગે છે, દૂર સુદૂર કોઈક સરોવરને કિનારે ટપકતા જલબિંદુઓનો અવાજ એના એ દૃશ્યપટનો જીવંત ભાગ બની રહે, કંઈક તેવી જ રીતે અહીંના આ દૃશ્યપટમાં આ ઘોંઘાટિયો સૂર એક સ્વાભાવિક ઘટના બની ચૂકી છે.

મકાનના ઓટલાની બાજુમાંના લાંબા સળિયાઓથી સુરક્ષિત એવા આ નાનકડા આંગણામાં આ છોકરાના પગની બાજુમાં જ એક મસ્તક વિનાની ઢીંગલી પડી છે થોડી મિનિટો પહેલાં જ મકાનના ત્રીજા મજલાની ખિડકીમાંથી એ નીચે પડી હતી, વીસમી વખત. અને, થોડીક ક્ષણો પછી, વળી પાછો આ છોકરો તેને મકાનમાં લઈ જશે. પણ આ ક્ષણે તો તે પોતાના વાંસા નીચે અને કાન પાછળના ભાગમાં જે પરસેવો ફૂટી નીકળ્યો છે તેને લૂછવામાં રોકાયો છે અને, પોતાની આંખોને તેમાંથી ગરમી નીચોવી કાઢવા માગતો હોય તેમ ઘડી ઘડી બળપૂર્વક બંધ કરે છે મકાનની બીજી બાજુ, સામેના ભાગમાંની વાડ પર એક કાબરચીતરું મૃત પંખી પડ્યું છે સવારથી જ તેણે અને તેની બહેને તેને ત્યાં ટીંગાડી રાખ્યું છે તેની રોષભરી આંખો ખુલ્લી જ રહી ગઈ છે. પણ હમણાં તો તે શેરીમાં અહીંતહીં વિખરાયેલા તડકાને નિહાળી રહ્યો છે અને, ત્યાં ઢોળાવ નીચે શેરીના ખૂણા આગળ

અકસ્માત થાય છે ત્યારે તે માત્ર પોતાની આંખોને એમ જ જરીક ફેરવી લે છે.

ઢળતી બપોરનુ પેટાળ અત્યારે છતુ થઈ જાય છે દિવસ આ ક્ષણે મૃત્યુ પામે છે, અને કશાયનો કોઈ અર્થ રહેતો નથી, અને એમ લાગે છે કે આમા હવે કશુ જ પરિવર્તન થવાનુ નથી છેલ્લી વાર પેલી ઢીગલી નીચે પડી ત્યારે પેલા જ્યૂકબૉક્સનો અવાજ પણ વડીભર શમી ગયો હતો. અને એથી ચ્યાની નીરવતામા, ત્યા શેરીના નીચલા વિસ્તારમા તેણે એક કાગડાને સાભળ્યો હતો, અને તત્ક્ષણ જ તેના મનમા આમ ઊગી આવ્યુ હતુ, અને ત્યારથી જ તેને આ બધુ ય જેમનુ તેમ, સાવ અગતિક લાગવા માડયુ હતુ તેણે શુ કરવાનુ છે એ વિશે બીજાઓ ગમે તે કહે, તેને તેની હવે જરીક ચિતા રહી નથી ! એ જ રીતે, ત્યા ઢોળાવ આગળ રસ્તાઓ મળે છે ત્યા, મિનિટેક પહેલા કોંક્રિટનો એ ખાલીખમ અવકાશપટ સરોવરની જળસપાટી શો ઝળહળી ઊઠયો હતો, અને એ ક્ષણોમા ત્યા ખરેખર જે ઘટના બની તેને વિશેય તેને રજમાત્ર પડી નહોતી

ખાલી સીટરવાળી એક મોટરસાઈકલનો સવાર અત્યત ઝડપથી ઘુમાવ લેવા જતા પછડાય છે એ વાહન ભારે આચકા સાથે પલટી ખાય છે, અને એ સવારના મસ્તક પર ઊંધુ અફળાય છે, અને છેવટે તેના પરથી જરા દૂર ફેંકાઈ પડે છે તે સાથે જ પેલા સવારના લોહીની ધાર તડકામા ઝળહળતી ખુલ્લી થઈ જાય છે એ વેળા શૂન્યાવકાશમાથી લોકોનો ગણગણાટ ફૂટી નીકળે છે અને પેલા લોહીના ડાઘની આસપાસ કુડાળુ વળી ઊભરાઈ રહે છે. એ લોકોએ આછા રગના પોષાકો પહેર્યા છે પણ હમણા તે કાળા ધાગા જેવ જ લાગે છે અને તેઓ ત્યાથી ચાલી જાય છે ત્યારે, એ સવાર અને એ વાહન ત્યાથી ગાયબ થઈ ગયુ હોય છે, જાણે તેઓ તેમને શ્રમી ગયા ન હોય!

તીણા ઊંચા ક્રદનમા પોલીસની વાન સભળાય છે અને શમી પણ જાય છે અને એ પછી કેટલીક ક્ષણો સુધી ખૂણા પરની સરકારી

ઈમારતમાના ટાઈપરાઈટરોનો દૂરથી આવતો હોય તેવો સુક્કો ટીકીટીકાટ સભળાતો રહી જાય છે

છોકરો હળવેકથી પોતાના જોડાની સોલ કાઢી પેલી ઢીગલીને વીટાળી દે છે અને છેવટે તે તેને ઊચકી લે છે, અને ધીમે ધીમે દાદરાના પગથિયા ચઢવા માડે છે રોજ રોજ આ રાતે જ ઢીંગલી ભોયતળિયે પછડાતી રહી છે, અને એટલે ઘણા વખત પૂર્વે જ તેનુ મસ્તક તૂટીને અલગ થઈ ગયુ હતુ અને એ ઢીગલીના આભૂષણોમા ય હવે તો માત્ર નીચેની ચોળી જ રહી ગઈ છે પણ પોતાની દાદીમા એ ઢીગલી વગર જીવી શકે તેમ નહોતુ. અને, બારીમાથી તે ઢીગલીને નીચે ફગોળી દે તે પછી તેને પાછી આણી આપતા જો ઘણી વાર લાગે, તો તેનુ મો ગોથી ભભૂકી ઊઠે છે, અને બારીના ચોકઠા પર રોષની મારી તે ઠોકવાનુ શરૂ કરી દે છે

પણ આ વેળા એમ બન્યુ છે કે, બારી આગળની તેની ખુરસીની આસપાસ કુટુબીજનો ભેગા થઈ ગયા છે, એટલે તે તેમ કરી શકતી નથી

"ચોક્કસ કહુ છુ કે તે મૃત્યુ પામ્યો જ હશે. ભીંતમા ખોડાયેલા ખીલા શો જડ, મૃ વત્ કાલના છાપાઓમા જોજોને, તે મૃત્યુ પામ્યો ન હોય તો ?"

"મૃત્યુ પામ્યો છે, એમ ? તમે તો બધા જ મૃત્યુ પામે એમ ઇચ્છો છો ને ? પણ એમ પણ નીકળે કે તે ઘડીએ તે માત્ર મૂર્છાવશ જ થયો હોય"

"મે તો તેને સળવળતો જોયો છે." એમ એ છોકરાની બહેન બોલી ઊઠે છે ઉત્તેજિત દશામા હોય ત્યારે હમેશ તે અસત્ય જ ઉચ્ચારી નાખતી "મે એને આખો ઉઘાડતા ય જોયો છે"

"ઠીક, ઠીક, જો આ ઢીગલી આવી ગઈ." મા બોલી ઊઠે છે. પેલી ઢીંગલી ઉપાડી લઈ આછા નિસાસા સાથે દાદીમાના હાથમા

તે હડમેલી દે છે, અને દાદીમાનો એ હાથ તેને સખ્ત રીતે જકડી લે છે "તમારે એ તરત આણી દેવી જોઈએ ને !"

"તે હુ લાવ્યો જ 'છુ ને"

' હુ કહુ છુ કે મને તરત આણી આપવી જોઈએ ગેરીમાની એકએક વસ્તુ પાછળ તુ ભટકતો રહે તે શુ અમારે કઈ આપત્તિઓ ઓછી છે શુ ?"

"જવા દે એ છોકરાને" તેના પિતા કહે છે "એ તો એમ જ બન્યા કરે"

"તે બાળક માટે આ કઈ સારી વાત નથી"

તેના પિતા રાત્રે વૉચમેનનુ કામ કરે છે, એટલે તેને માટે તો આ પહેલુ પરોઢ જ છે ત્યા ઓરડાની આગળ નાનકડી ઓરડીમા વચ્ચેથી વળીને ઝૂલી ગયેલા લોખડના કોટને તેઓ જોઈ રહે છે હમણા જ તે ત્યાથી ઊઠી આવ્યો છે, તેના પગની ચાદર પણ અડધી લટકી પડેલી દેખાય છે, અને તેની ગળીમા અહીથી તહી માખીઓ બણબણતી ઊડયા કરે છે ત્યા તે દાઢીની હજામત કરવાને બગાન આગળ જઈ ઊભે છે તેના શરીરનો ઉપરનો અવખુલ્લો ભાગ દિવસની ઊઘ દરમ્યાન પસેવાથી લદબદ થઈ ઊઠયો છે

"અહીં આ ઘરમાથી છૂટી મરે તો કેવુ સારુ ?" તે બબડી રહે છે હમેશ તે આ રીતે આ સમયે આ જ શબ્દો ગગડતો રહે છે. અને કયારેય કોઈ તેને ઉત્તર આપતુ નથી

પેલી બારી આગળ એ વૃદ્ધા ઢીંગલીના શરીરને એમની એમ આમળતી જ રહે છે કેટલીક વાર પોતાના સુતરાઉ કુર્તાની અદરની બાજુએ તેને સતાડવાનો દેખાવ કરે છે, અને પછી પોતાની આ કરામત કોઈક ખોળી કાઢે તેની રાહ જોતી બેસી રહે છે, અને એમ કરતા કેટલીક વાર તે ઢીંગલીને નીચે પડી જવા દે છે અને પછી પોતાની ગાઠાળી આગળીઓથી ઘડી વાર તે તેને પપાળતી રહે છે

પણ પછી તે હમેશ મુજબ મૂળ વાત પર જઈ ઊભે છે–થોડા સમય પછી તરત જ તે ઢીંગલીને બારીમાંથી નીચે ફેંકી દેશે

તેનો ચહેરો પિતાપુત્રને ઘણી રીતે મળતો આવે છે. એ જ ગાયની આંખો પાસેપાસે જ ગોઠવાયેલી, અને ગાલનો વિસ્તાર પણ મોટો. ફરક માત્ર એટલો જ કે વૃદ્ધાની હડપચીના ભાગ આગળથી શિથિલ નિસ્તેજ ત્વચા લબડ્યા કરે છે

ઢીંગલીના ગળામાં ભરેલા રૂના ગાભાઓમાંથી તાંતણા ખેંચી ખેંચીને તેમાંથી પોતાનું કોઈ ગૂઢ વસ્ત્ર તે ગૂંથી રહે છે જ્યારે તડકામાં ચમકતી પતરાની છત જેમ પડોશના મકાનમાંથી આવતા જ્યુક બૉક્સનો તીણો સૂર-સમયથી અતીત એવો, દુર્ભેદ્ય અને નિરવધિ-પોતાનું વર્ચસ્વ સ્થાપી રહે છે, અને ઉષ્ણતા તેમના શરીરની રૂંવાટીઓ પર સહસ્રપાદે ગતિ કરી રહે છે

પિતાજી પોતાના ગાલની છેક નીચે સુધી અસ્તરો ફેરવી રહે છે. અને પછી તે અસ્તરો ખંખેરે છે ત્યારે, તે પરથી ફેનનું ફીણ કોઈકસની જેમ બસીનમાં ખરી પડે છે

"ગમે તે કહો, આ શહેરમાં કાળિયા ડ્રાઇવરો વધી પડ્યા છે"

"પણ તે કાળિયો નહોતો"

"પણ તે કાળિયો હતો એમ મેં ક્યાં કહ્યું છે જે? મેં તો માત્ર એટલું જ કહ્યું કે આ શહેરમાં ટેક્સી હાંકનારાઓમાં કાળિયાઓની સંખ્યા વધી રહી છે તમે હવે શેરીમાં નીકળો ત્યારે તમારી જાત વિશે નચિંત રહી શકો નહિ"

"મિનિટેકનું ડ્રાઈવિંગ કરો, અને બીજી જ મિનિટે તમારું મોત"

"પણ તે કંઈ મૃત્યુ પામ્યો નથી, જીવે છે તમારી જેમ"

"તમે હજી યે જઈને તપાસ કરી આવી શકો" બારીમાંથી બહેન કહે છે તેના ચહેરા પર આ ક્ષણે મુગ્ધતાસભર આશ્ચર્ય વ્યાપેલું છે

"જ્યા એ બનાવ બન્યો હતો ત્યા જઈ એ જ ભીની જગ્યા તમે તપાસી શકો"

'ક્લૂક્ ક્લૂક્ ક્લૂક્' વૃદ્ધ દાંતો કકડાવતી ઉચ્ચારી ઊઠે છે

એમ લાગે કે કોઈ પણ દિવસ આનાથી જુદો હતો જ નહિ, અને આ દિવસે પણ આથી જુદો સમય હશે નહિ છોકરો પિતાના સ્થાને આવે કે દાદીમાના સ્થાને કે પછી પેલી મસ્તક વિનાની ઢીંગલી બની રહે, ક્યાય કહેતા ક્યાય કશો ફેર પડતો નથી

મા તેને નીચેના આંગણામા બાળકીને લઈ જવાનુ કહે છે અને ત્યા નીચે થોડીક વાર તેઓ રમતમા ગડાય છે ત્યા તેના પગની બાજુની ધૂળમા આછા મૃદુ થડકા સાથે પેલી ઢીંગલી ફરીથી આવી પડે છે.

કશાયનો કઈ કહેતા કઈ અર્થ જ નથી, અને તેને કશુ જ કરવાનુ મન પણ થતુ નથી જે બધા ધોવારો તેને સભળાય છે તે તો બારીઓ આગળ ઊભેલી સ્ત્રીઓના હાથની માચનના જેવા કોઈક વસ્ત્ર ભીના પદાર્થમા થઈને આવતા હોય તેવો ભાસ થાય છે એટલે એ બધા ઘોઘારો એકસરખા જ વરતાયા કરે છે અને સૌ પેલી વાડ પરનુ મૃત પખી, તે પણ કેવળ મૃત પખી જ રહે છે પછી એ છોકરો જરીક આમતેમ ભટકે છે અને પછી પછી મૃત પખીની ઉવાડી ગયેલી ચાચમા ક્ષણભર તે પોતાની આગળી નાખી જુએ છે કેમ કે, તે પખીની આખો હજી પણ તેને ટીકી ટીકીને જોઈ રહી છે પણ, કશુ જ બનતુ નથી આ જ રીતે તે પોતે પોતાના મોમા પણ આગળી મૂકી શકે

તે ફરીથી આવે છે, પેલી ઢીંગલીને ઊંચકી લે છે અને તેને ઘરમા લઈ જાય છે પહેલાની જેમ જ સૂરજ હજીયે લૂ વરસાવી રહ્યો છે, જાણે કે તે પણ ત્યા આકાશમા જ ખૂપી ગયો હોય અને હવે ત્યાથી એક તસુભર પણ ખસી શકવાનો જ ન હોય અને આ જગતમા જો કઈક અર્થવાળી વાત હોય તો તે–પોતાની અને દાદીમા વચ્ચે

અનતકાળ સુધી ચાલતો રહેનારો આ સબધ માત્ર છે.

અને જ્યા સાજ ઊતરવા લાગે છે ત્યા પોતાના પિતા જોડે તે તેના કામના સ્થળે જાય છે, ત્યાથી તે સીધો ઘરે પાછો ફરતો નથી, અને ત્યા એક ઘટના તેની સામે આવી ઊભે છે, જે તેને આનદ વિહ્વળ કરી મૂકે છે.

નદીના કાઠા પર નીચેના પટમા એ ઘટના બની જાય છે: એક માણસ લટકતા હરિકેનના કપતા આછા ઉજાસમા ફળના કટકા કરી રહ્યો છે શ્યામવર્ણો કૌવતભર્યો એવો એનો દેહ, અને એના હાથમા છે એક મોટો છરો હોડીના તૂતક પર બેસી તે જથ્થાબધ તડબૂચો વેચે છે તેની આગળ એક ઘરાક કાઠા પરથી ઊતરી આવે છે. અને ધક્કા પર ઊભો ઊભો છોકરો એ પ્રસગ આતુરતાથી નિહાળી રહે છે. પછીની ક્ષણે એ છોકરો આછા ઝબૂકિયા કરતા અધકારમા પેલા માણસને પોતાનો છરો ઊંચકતો ને ઉપરાઉપરી તડબૂચમા ત્રણ ઘા કરતો જુએ છે પેલો માણસ એક છેડેથી લાબી પાતળી ત્રિકોણિયા કટકા ખેચી કાઢે છે, ક્ષણ બે ક્ષણ તેને પોતાના હાથમા પકડી રાખે છે અને પછી તરત જ મૂગો મૂગો તેને પેલા તડબૂચમા મૂળ સ્થાને બરાબર સેરવીને ગોઠવી દે છે.

એકાદ મિનિટ ભાગ્યે જ પસાર થઈ હશે, અને એ ઉજાસમા એ ઘટનાનુ કશુ ચિહ્ન પણ રહેવા પામ્યુ નથી, અને જે તડબૂચને જોતા એને કશી અસર થઈ છે એમ પણ કોઈ જાણી શકવાનુ નહોતુ પણ આ છોકરાએ એની ચીરમાના લાલચટ્ટાક લોહી શા ત્રિકોણિયા ભા ને જોઈ લીધો છ. અને જ્યા પેલા માણસની નજર અમસ્તી જ આ તરફ ફેકાય છે અને છોકરાના ઉલ્લાસને તાગી લે છે ત્યા ક્ષણાર્ધમા બને વચ્ચે ગાઢ પરિચિત સ્મિતની આપલે થઈ જાય છે, જાણે કોઈ એક પૂરા મોટા ગુનામા બને કાવતરાબાજો સામેલ થયા હોય ને





**ફેતુ સુણાવકર**

[ હે ! હા ! હાલો ! એક અજબ તમાશા દિખાઉ ડુગ ડુગ ડુગ ડુગડ ડુરર રૂરૂક ડુરૂરૂક ડુરૂરૂક ડુગ ડણુક હે ! હા હાલો ! સાહેબો, બીબીઓ, ગુલામો બચ્ચે, બૂઢે, જવાનો હાલો, દસ પૈસે મે એક અજબ કિસમ કા ખેલ દિખાઉ

અઢારમી એપ્રિલનો બે પછીના બપોરનો સમય મરેલા અજગરની જેમ જરીય સરકતો નહોતો તેથી હુ પણ ખેલ જોવા ઓસરીમા આવી ઊભો સામેના ઘરના પડુ પડુ થતા વડાની ભીતના છાયામા મદારીએ એનો ડેરો નાખ્યો હાફતુ રીછ, ભાગમાગ ન કરી શકતુ ઘરડુ સસલુ, અડધા પડધા જેના વાળ ખરી ગયા છે એવો બૂઢો વાદરો, બીજી જીવસષ્ટિ કરડિયામા અને એક મશમહોટા કોથળો

આઠ દસ છોકરા, ચાર–પાચ બૈરા અને હુ ની સામે વચ્ચે મદારીનો ઠાઠ અને ડુગ ડુગ

"હે ! હા ! આ સુવર્ણસુન્દરી દેખો ! મહેરબાનો ! સોળ માસની આ સુવર્ણસુન્દરી, એનો બાપ અમદાવાદની મીલનો મેનેજર સે, મા છૂટાછેડા લઈને ભાવનગરના ભામણને પૈણી ગઈ." કહીને મદારીએ ચચળ ચપળ ચદનઘો કાઢી ને રમતી મૂકી સુવર્ણસુન્દરી જીભ્હા લપકારતી લપકારતી ભીતની છાયમા ફરવા લાગી.

"હે હા ! આ ગગનગાઠિયો ! એની મા એને સિર્ફ અઢી દિવસનો મૂકીને મરી ગઈ સે. બાપ બોમ્બેમા વિમાનો ચલાવે સે !" કહેતા એક પ્રજ્ઞાચક્ષુ છછુદર ઉછાળ્યુ

"હે હા ! સિકદરનો સરદાર દેખો સાહેબો ! એને બાપ બે સે, માનો પત્તો નથી હજી અડધી મિલેટ પહેના, પચાસ કનાક જૂનો થયા

અનંતકાળ સુધી ચાલતો રહેનારો આ સંબંધ માત્ર છે.

અને જ્યાં સાંજ ઊતરવા લાગે છે ત્યાં પોતાના પિતા જોડે તે તેના કામના સ્થળે જાય છે, ત્યાંથી તે સીધો ઘરે પાછો ફરતો નથી; અને ત્યાં એક ઘટના તેની સામે આવી ઊભે છે, જે તેને આનંદવિહ્વળ કરી મૂકે છે.

નદીના કાંઠા પર નીચેના પટમાં એ ઘટના બની જાય છે. એક માણસ લટકતા હરિકેનના કંપતા આછા ઉજાસમાં ફળના કટકા કરી રહ્યો છે શ્યામવર્ણો કૌવતભર્યો એવો એનો દેહ, અને એના હાથમાં છે એક મોટો છરો હોડીના તૂતક પર બેસી તે જથ્થાબંધ તડબૂચો વેચે છે તેની આગળ એક ઘરાક કાંઠા પરથી ઊતરી આવે છે અને ધક્કા પર ઊભો ઊભો છોકરો એ પ્રસંગ આતુરતાથી નિહાળી રહે છે. પછીની ક્ષણે એ છોકરો આછા ઝબૂકિયા કરતા અંધકારમાં પેલા માણસને પોતાનો છરો ઊંચકતો ને ઉપરાઉપરી તડબૂચમાં ત્રણ ઘા કરતો જુએ છે પેલો માણસ એક છેડેથી લાંબી પાતળી ત્રિકોણિયા કટકા ખેંચી કાઢે છે ક્ષણ બે ક્ષણ તેને પોતાના હાથમાં પકડી રાખે છે અને પછી તરત જ મૂગો મૂગો તેને પેલા તડબૂચમાં મૂળ સ્થાને બરાબર બેસાડીને ગોઠવી દે છે.

એકાદ મિનિટ ભાગ્યે જ પસાર થઈ હશે, અને એ ઉજાસમાં એ ઘટનાનું કશું ચિહ્ન પણ રહેવા પામ્યું નથી, અને જે તડબૂચને જોતાં એને કશી અસર થઈ છે એમ પણ કોઈ જાણી શકવાનું નહોતું પણ આ છોકરાએ એની ચીરમાંના લાલચટ્ટાક લોહી શા ત્રિકોણિયા ભાગને જોઈ લીધો છે અને જ્યાં પેલા માણસની નજર અમસ્તી જ આ તરફ ફેંકાય છે અને છોકરાના ઉલ્લાસને તાગી લે છે ત્યાં ક્ષણાર્ધમાં બંને વચ્ચે ગાઢ પરિચિત સ્મિતની આપલે થઈ જાય છે, જાણે કોઈ એક પૂરા મોટા ગુનામાં બંને કાવતરાબાજો સામેલ થયા હોય તે

□ □

# અજગર ગળી ગયેલો માણસ



**હેતુ સુણાવકર**

[ હે ! હા ! હાલો ! એક અજબ તમાશા દિખાઊ. ડુગ ડુગ ડુગ ડુગક ડુરર રૂરૂક ડુરૂરૂક ડુરૂરૂક ડુગ ડણુક હે ! હા હાલો ! સાહેબો, બીબીઓ, ગુલામો બચ્ચે, બૂટે, જવાનો હાલો, દસ પેસે મે એક અજબ કિસમ કા ખેલ દિખાઉ .

અઢારમી એપ્રિલનો બે પછીના બપોરનો સમય મરેલા અજગરની જેમ જરાય સરકતો નહોતો તેથી હુ પણ ખેલ જોવા ઓસરીમા આવી ઊભો. સામેના ઘરના પડુ પડુ થતા વ ડાની ભીતના છાયામા મદારીએ એનો ડેરો નાખ્યો હાફ્તું રીછ ભાગભાગ ન કરી શકતુ ઘરડુ સસલુ, અડધા પડધા જેના વાળ ખરી ગયા છે એવો બૂઢો વાદરો, બીજી જીવસૃષ્ટિ કરડિયામા અને એક મશમહોટો કોથળો

આઠ દસ છોકરા, ચાર–પાચ બૈરા અને હુ ની સામે વચ્ચે મદારીનો ઠાઠ અને ડુગ ડુગ

"હે ! હા ! આ સુવર્ણસુન્દરી દેખો ! મહેરબાનો ! સોળ માસની આ સુવર્ણસુન્દરી, એનો બાપ અમદાવાદની મીલનો મેનેજર સે, મા છૂટાછેડા લઈને ભાવનગરના ભામણને પૈણી ગઈ " કહીને મદારીએ ચચળ ચપળ ચ દનઘો કાઢી ને રમતી મકી સુવર્ણસુદરી જીભ્હા લબકારતી લબકારતી ભીતની છાય મા ફરવા લાગી.

"હે હા ! આ ગગનગાઠિયો ! એની મા એને સિર્ફ અઢી દિવસનો મૂકીને મરી ગઈ સે બાપ બોમ્બેમા વિમાનો ચલાવે સે !" કહેતા એક મસાયક્ષુ છછુદર ઉછાળ્યુ

"હે હા ! સિકદરનો સગ્દાર દેખો સાહેબો ! એને બાપ બે સે, માનો પત્તો નથી હજી અડધી મિલેટ પહેના, પચાસ કનાક જૂનો થયા

અનતકાળ સુધી ચાલતો રહેનારો આ સબધ માત્ર છે.

અને જ્યા સાંજ ઊતરવા લાગે છે ત્યા પોતાના પિતા જોડે તે તેના કામના સ્થળે જાય છે, ત્યાથી તે સીધો ઘરે પાછો ફરતો નથી, અને ત્યા એક ઘટના તેની સામે આવી ઊભે છે, જે તેને આનદ વિહ્વળ કરી મૂકે છે.

નદીના કાઠા પર નીચેના પટમા એ ઘટના બની જાય છે : એક માણસ તટસ્થતા હરિકેનના કપતા આછા ઉજાસમા ફળના કટકા કરી રહ્યો છે શ્યામવર્ણો કૌવતભર્યો એવો એનો દેહ, અને એના હાથમા છે એક મોટો છરો હોડીના તૂતક પર બેસી તે જથ્થાબધ તડબૂચો વેચે છે તેની આગળ એક ઘરાક કાઠા પરથી ઊતરી આવે છે અને ધક્કા પર ઊભો ઊભો છોકરો એ પ્રસગ આતુરતાથી નિહાળી રહે છે. પછીની ક્ષણે એ છોકરો આછા ઝબૂકિયા કરતા અધકારમાં પેલા માણસને પોતાનો છરો ઊંચકતો ને ઉપરાઉપરી તડબૂચમા ત્રણ ઘા કરતો જુએ છે પેલો માણસ એક છેડેથી લાબી પાતળી ત્રિકોણિયા કટકા ખેચી કાઢે છે, ક્ષણ બે ક્ષણ તેને પોતાના હાથમા પકડી રાખે છે અને પછી તરત જ મૂગો મૂગો તેને પેલા તડબૂચમા મૂળ સ્થાને ભગ્ગાણ સેરવીને ગોઠવી દે છે.

એકાદ મિનિટ ભાગ્યે જ પસાર થઈ હશે, અને એ ઉજાસમા એ ઘટનાનુ કશુ ચિહ્ન પણ રહેવા પામ્યુ નથી, અને જે તડબૂચને જોતા એને કશી અસર થઈ છે એમ પણ કોઈ જાણી શકવાનુ નહોતુ પણ આ છોકરાએ એની ચીરમાના લાલચટ્ટાક લોહી શા ત્રિકોણિયા ભા ને જોઈ લીધો છ. અને જ્યા પેલા માણસની નજર અમસ્તી જ આ તરફ ફેકાય છે અને છોકરાના ઉલ્લાસને તાગી લે છે ત્યા ક્ષણાર્ધમા બને વચ્ચે ગાઢ પરિચિત સ્મિતની આપલે થઈ જાય છે, જાણે કોઈ એક પૂરા મોટા ગુનામા બને કાવતરાબાજો સામેલ થયા હોય ને

□ □

# અજગર ગળી ગયેલો માણસ

❑

**કનુ સુણાવકર**

[ હે ! હા ! હાલો ! એક અજગ તમાશા દિખાગે. ડુગ ડુગ ડુગ ડુગડ ડુરર રૂરૂક ડુરૂરૂક ડુરરૂક ડુગ ડણુક હે ! હા હાલો ! સાહેબો, બીબીઓ, ગુલામો બચ્ચે, બૂઢે, જવાનો હાલો, દસ પેસે મે એક અજબ કિસમ કા ખેલ દિખાઉ

અઢારમી એપ્રિલનો બે પછીના બપોરનો સમય મરેલા અજગરની જેમ જરીય સરકતો નહોતો તેથી હુ પણ ખેલ જોવા ઓસરીમા આવી ઊભો. સામેના ઘરના પડુ પડુ થતા વડાની ભીતના છાયામા દારીએ એનો ડેગો નાખ્યો હાફતુ રીંછ, ભાગભાગ ન કરી શકતુ રડુ સસલુ, અડધા પડધા જેના વાળ ખરી ગયા છે એવો બૂઢો ાદરો, બીજી જીવસૃષ્ટિ કરડિયામા અને એક મશમહોટા કોથળો

આઠ દસ છોકરા, ચાર-પાચ ઢોર અને હુ ની સામે વચ્ચે મદારીનો ઠાઠ અને ડુગ ડુગ.

"હે ! હા ! આ સુવર્ણસુન્દરી દેખો ! મહેરબાનો ! મોગ માસની આ સુવર્ણસુન્દરી, એનો બાપ અમદાવાદની મીલનો મેનેજર સે, મા છૂટાછેડા લઈને ભાવનગરના ભામણને પેણી ગઈ " કહીને મદારીએ ચચળ ચપળ ચદનઘો કાઢી ને રમતી મકી સુવર્ણસુદરી જીભ્હા લબકારતી લબકારતી ભીંતની છાયમા ફરવા લાગી.

"હે હા ! આ ગગનગાહિયો ! એની મા એને સિર્ફ અઢી દિવસનો મૂકીને મરી ગઈ સે. બાપ બોમ્બેમા વિમાનો ચલાવે સે !" કહેતા એક પ્રજ્ઞાચક્ષુ છછુદર ઉછાળ્યુ

"હે હા ! સિકદરનો સરદાર દેખો સાહેબો ! એને બાપ બે સે, માનો પત્તો નથી હજી અડધી મિલેટ પહેતા, પચાસ કનાડ જૂનો થયો

અનતકાળ સુધી ચાલતો રહેનારો આ સબધ માત્ર છે.

અને જ્યા સાજ ઊતરવા લાગે છે ત્યા પોતાના પિતા જોડે તે તેના કામના સ્થળે જાય છે, ત્યાથી તે સીધો ઘરે પાછો ફરતો નથી, અને ત્યા એક ઘટના તેની સામે આવી ઊભે છે, જે તેને આનદ વિહ્વળ કરી મૂકે છે.

નદીના કાઠા પર નીચેના પટમા એ ઘટના બની જાય છે: એક માણસ લટકતા હરિકેનના કપતા આછા ઉજાસમા ફળના કટકા કરી રહ્યો છે. શ્યામવર્ણો કૌવતભર્યો એવો એનો દેહ, અને એના હાથમા છે એક મોટો છરો. હોડીના તૂતક પર બેસી તે જથ્થાબધ તડબૂચો વેચે છે તેની આગળ એક ઘરાક કાઠા પરથી ઊતરી આવે છે અને ધક્કા પર ઊભો ઊભો છોકરો એ પ્રસગ આતુરતાથી નિહાળી રહે છે. પછીની ક્ષણે એ છોકરો આછા ઝબૂકિયા કરતા અધકારમા પેલા માણસને પોતાનો છરો ઊંચકતો ને ઉપરાઉપરી તડબૂચમા ત્રણ ઘા કરતો જુએ છે પેલો માણસ એક છેડેથી લાબી પાતળી ત્રિકોણિયા કટકા ખેચી કાઢે છે. ક્ષણ બે ક્ષણ તેને પોતાના હાથમા પકડી રાખે છે અને પછી તરત જ મૂગો મૂગો તેને પેલા તડબૂચમા મૂળ સ્થાને બરોબર સેરવીને ગોઠવી દે છે.

એકાદ મિનિટ ભાગ્યે જ પસાર થઈ હશે, અને એ ઉજાસમા એ ઘટનાનુ કશુ ચિહ્ન પણ રહેવા પામ્યુ નથી, અને જે તડબૂચને જોતા એને કશી અસર થઈ છે એમ પણ કોઈ જાણી શકવાનુ નહોતુ પણ આ છોકરાએ એની ચીરમાના લાલચટ્ટાક લોહી શા ત્રિકોણિયા ભા ને જોઈ લીધો છ. અને જ્યા પેલા માણસની નજર અમસ્તી જ આ તરફ ફેકાય છે અને છોકરાના ઉલ્લાસને તાગી લે છે ત્યા ક્ષણાર્ધમા બને વચ્ચે ગાઢ પરિચિત સ્મિતની આપલે થઈ જાય છે, જાણે કોઈ એક પૂરા મોટા ગુનામા બને કાવતરાબાજો સામેલ થયા હોય ને



# અજગર ગળી ગયેલો માણસ



**કેતુ સુણાનકર**

[ હે ! હા ! હાલો ! એક અજબ તમાશા દિખાઊં. ડુગ ડુગ ડુગ ડુગડ ડુરર રૂડુક ડુરૂડુક ડુરૂડુક ડુગ ડણુક હે ! હા હાલો ! સાહેબો, બીબીઓ, ગુલામો બચ્ચે, બૂટે, જવાનો હાવો, દસ પેસે મે એક અજબ કિસમ કા ખેલ દિખાઉં

અઢારમી એપ્રિલનો એ પછીના બપોરનો સમય મરેલા અજગરની જેમ જરીય સરકતો નહોતો તેથી હુ પણ ખેલ જોવા ઓસરીમા આવી ઊભો સામેના ઘરના પડુ પડુ થતા વડાની ભીતના છાયામા મદારીએ એનો ડેરો નાખ્યો હાફતુ રીંછ, ભાગમાગ ન કરી શકતુ ઘરડુ સસલુ, અડધા પડધા જેના વાળ ખરી ગયા છે એવો બૂઢો વાદરો, બીજી જીવસૃષ્ટિ કરડિયામા અને એક મશમહોટો કોથળો

આઠ દસ છોકરા, ચાર-પાચ ઢોર અને હુ ની સામે વચ્ચે મદારીનો દાઢ અને ડુગ ડુગ

"હે ! હા ! આ સુવર્ણસુન્દરી દેખો ! મહેરબાનો ! સોળ માસની આ સુવર્ણસુન્દરી, એનો બાપ અમદાવાદની મીલનો મેનેજર સે, મા છૂટાછેડા લઈને ભાવનગરના ભામણને પૈણી ગઈ " કહીને મદારીએ ચચળ ચપળ ચદનઘો કાઢી ને રમતી મકી સુવર્ણસુદરી જીભા લબકારતી લબકારતી ભીંતની છાયમા ફરવા લાગી.

"હે હા ! આ ગગનગાઠિયો ! એની મા એને સિર્ફ અઢી દિવસનો મૂકીને મરી ગઈ સે. બાપ બોમ્બેમા વિમાનો ચલાવે મે !" કહેતા એક મનાયસુ છછુદર ઉછાળ્યુ

"હે હા ! સિકદરનો સરદાર દેખો સાહેબો ! એને બાપ બે સે, માનો પત્તો નથી હજી અડધી મિસેટ પહેલા, પચાસ કનાક જૂનો થયા

સે આ એનો જનમકલાક સે!" કહી કોથળો ખાલી કરીને સાતેક ફૂટ લા બો, ધરડા હાથીની સૂઢ જેવો, અજગર ઠાલવ્યો અજગર ધીરે ધીરે ઉકલવા લાગ્યો. સુવર્ણસુંદરી વડાની દીવાલે ચોટી ગઈ અને બૂઢિયો વાદરો ચિત્કારીને વડા ઉપર ચડી ગયો, અજગર રરકવા લાગ્યો

"કહાઁ ગયા મનોજકુમાર? હે-હા! દેખો! યે મનોજ—બૂઢા બદર, મૈં ઉસે પૂરા માણસ બનાના ચાહતા થા હજાર સાલ સે ટ્રેનિંગ દે રહા હૂં લેકિન વો બદર હી રહ ગયા અબ ઉસે અમરિકા ભેજના હૈ. દસ હજાર રૂપિયે ચાહિયે કુગ કુગ બચ્ચે લોગ દસ દસ પેસે નિકાલો મેરી બહનો ચવન્ની દો, ભાઈસાહેબો એક-એક રૂપિયા ભાગના મત! જો મુફ્ત કા ખેલ દેખકર ભાગ જાયેગા ઉસકે સપને મે આજ આધી રાત કો યે સિકદર કા સરદાર (=અજગર) આયેગા "

મારા કાન/મગજમા મદારીના શબ્દો વાગતા હતા, આખો અજગરને જોતી હતી અને હાથ બડીના ખીસામા ચાર-આઠ આનાનો સિક્કો શોધતા હતા.

એકાએક અજગરની ડોક સહેજ અદ્ધર ઊંચકાઈ ડાબે-જમણે આખો ઘૂમાવીને પછી એણે મારી આખોમાં પોતાની આખો ઠેરવી/નોધી ડોક હલાવી 'ના ના" સકેતી જમીન પર ડોક પછાડી પાછો વળી ગયો અને મદારીના કોથળામા પુરાઈ ગયો હુ મદારીને પૈસા આપી જ ન શક્યો!

પછી મદારી તો ગયો—કોથળે ભરેલો અજગર, દીવાન ઉપરની સુવર્ણસુન્દરી, રીંછ લઈને.]

—પછી રાત પડી ઈલેક્ટ્રીક સપ્લાય એકાએક બધ મા. જગતની એકલતાનો સાચો ફોટો પાડી લેવો હોય એમ થોડીવારે સ્હેજ 'કલીક" કરતોકને ઈલેક્ટ્રીક સપ્લાય કટ થઈ ગયો. અધકાર જ અધકાર, અધકારની દીવાલે દીવાલે સુવર્ણસુન્દરી વિચરવા લાગી, રીંછ

નાચવા લાગ્યું, પેલો બૂઢિયો ચિત્કારવા લાગ્યો હું પથારીમાં પડી ઊંઘવા મથી રહ્યો પાસું બદલ્યું પાપા બદલ્યા, પાંમાં વસ્યા શહેરના ટાવરમાં એક ટકોરો બજ્યો એક ? સાડાબાર ? દોઢ ? કેટલા વાગ્યા હશે મરશે. મારે જીવવું છે!

"મારે ય જીવવું છે સાહેબ!" મારી પથારીની બાજુમાં આરામ-ખુરશીમાંથી અવાજ સાથે સળવળાટ પણ સંભળાયો મારાથી પુછાઈ ગયું 'કોણ ?"

"હું" એ

"હું એટલે કોણ ?" હું

"હું એટલે અજગર" એ

હું પથારીમાં બેઠો થઈને ઊભો થઈ ગયો.

"તમે બેસો સાહેબ! ડરશો નહીં " એમ કહેતા નજીક આવ્યો "તમે મદારીને પૈસા ન જ દીધા તેથી તમારા સપનાની બારી ઉઘાડી રહી, જે માટે હું તમારા સુધી પહોંચી શક્યો છું સાહેબ!"

'બોલ ! શું છે તારે અત્યારે ?" મેં સ્વપ્નસ્વસ્થતા મેળવીને પૂછ્યું

અજગર કહે: " તમે મદા ને કહી દો સદારીને કહી દો તમે કે તે મને તત્કાળ અત્તર મુક્ત કરી દે, નહીંતર માગથી હવે કાથીના કોથળાની ભયંકર જીવલેણ ગૂંગળામણ વેઠાતી નથી " એની આંખમાં વીજળીના ચમકારા થતા હતા "મારા તો કશો ગુનો નથી, મારા પૂર્વજ મદારીના પૂર્વજને એકડા ગળી ગએલા મારા પિતાને મદારીના દાદાએ જીવતા ચીરી નાખીને બાળી દીધેલા, હું બદલો લેવા આ મદારીને ગળવા આગળ તો લાગ્યો પણ મારો પેંતરો અફળ રહ્યો. મદારીએ મને જ પકડીને કોથળે નાખ્યો હવે, હવે સાહેબ! તમે મદારીને કહી દો. મને મુક્ત કરીને પોતે પણ મુક્ત થાય, નહીં તો . નહીં તો મારા વારસો એના વારસોને નહીં છોડે, નહીં જ છોડે."

ટાવરમા બીજો એક ટકોરો પડ્યો અજગર અદૃશ્ય. થોડીવારે
વળી પાછો સળવળાટ સંભળાયો

'કોણ અજગર કે?" હુ

"ના અજગર અહીંથા ક્યા ગયો?" અવાજ.

"તુ કોણ છે?" હુ.

"હુ મદારી " ચલમની, માટી જેવી મેલી સાફી જેવી લૂગી
પહેરેલો માણસ મારી સમક્ષ હતો

"ખોજ, તારે-તમારે શુ છે અત્યારે?" હુ "અમારે અત્યારે
તમારા પાસેથી એટલુ જ જાણવુ છે કે અજગરે તમને શુ કહ્યુ છે??
જણાવી દ્યો બસ પછી અમે આ ચાલ્યા " મદારી ભેદી હસતા
કહેતા હતો.

"અજગરે મને કંઈ/કશુ જ કહ્યુ નથી." હુ.

"જૂઠ મત બોલો સાહબ! અજગરને ક્યા ક્યા કહા હૈ વો
કહના હી પડેગા, વર્ના વોહી અજગર તુમ્હીકો નીગલ જાયેગા-સમઝે?
સચ સચ બતા દો સાહબ! ઉસ કમીને કે પૂર્વજને હમારે પૂર્વજ કો
ઐસી તરહ ખતમ કર દિયે થે કલ આપકી બારી હૈ મૈં અગર ઉસકો
મુક્ત કર દૂ દૂસરે હી મિનટ વો આપ કો "

અને મે, મને અજગરે કહેલી વાત મદારીને કહી સંભળાવી

ટાવરમા ત્રીજો એક ટકોરો બજ્યો પછી સળવળાટ, થપથપાટ,
લબલબાટ, ધમધમાટ થયા મે જોયુ તો મદારી અને અજગર બને!

મદારી અજગરને કાથીના કોથળામા ફરાથી પૂરી દેવા મથતો
હતો ને અજગર મદારીને ગળી જવા કરતો હતો

આખરે મદારી અજગરને ગળવા લાગ્યો- એને હવે લાગતુ હતુ
કે અજગર કોથળામા નહીં પકડાય ગળાતા જતા અજગરની લાચાર
આંખો મારા ભણી મંડાઈ અને ધીરે ધીરે એ આંખો અશ્રુસભર બની
અદૃશ્ય થઈ ગઈ પછી મદારી માણસની જેમ ઊંઘી ગયો □



## વિજય શાસ્ત્રી

**અ**રજણુ ને મણિયો ચાર લેના નીકળ્યા અરજણે ખાલી કોથળો ખભે નાખ્યા હતો. મણિયાએ હાથમા દાતરડુ પકડ્યુ હતુ. બને હીંડ્યા ફળિયાને નાકે આવેલી હાટડીએથી બીડી લીધી હળગાઈને દમ મારતા, હીવાહળીનુ ઠૂઠિયુ દૂર ફેકતા આગળ વધ્યા

કાદવકીચડને લીધે ગોબરી ભેસના જેવા બની ગયેલા ચાચાળા જોડા કચડક ખારૂ કચડક ખારૂ ધ્વનિ કરતા હતા અરજણે કાળિયાની કોટે વળેલો પરસેવો આગળિયે કરીને સમેટી લીધો મણિયાનુ ધાન (ધ્યાન) આમતેમ ફરતુ હતુ હવાડે કોઈ ના દેખાણુ એટલે મણિયો નિરાશ થયો ચાલતા ચાલતા અરજણિયો ને મણિયો ગામને ગોદરે આવી પૂગ્યા. નિશાળમા માહતર ટપાનન. પરભીડિયા ગણતો હતો કાશી ઢગી ટોપલા સાયના બોર હખણા કરતી હતી ઈનો આગલો દાત બા'ર નીકળી આવ્યો હતો તે હતી હાવ ભપ્પા જેવી એટલે ગામ આખુ એને કાશી ઢગી કહેતુ પાદર પર એક ઝાડ હેઠે બોર્માને બોર વેચતી. કોઈ કઈ સતાવે તો એના શરીર જેવી જાડી ગાળો બોલતી એના શબ્દે શબ્દે જેમ પ્રગટતુ મોટા મોટા ભઠ્ઠ પ્હાણા શરીર પર વાગતા હોય એવુ એ બોલતી.

મણિયાએ ઈની કનેથી બોર લીધા કાશીએ મુઠ્ઠીના માપે જોખ્યા પડખેવાળી સવલી વેરે કાક ગરબડ કરતા કરતા કાશી ઢગીએ, મણિયાની હામુ ચ ભાળ્યા વગ્યા હાથ લાબો કરી મણિયાને આપ્યા બે-તઈણ બોર એવા બેખાનમા નીચે પડી ગ્યા એટલે કાશી ઢગીએ સવલીને છોડી મણિયાને ધકાવ્યો 'હરખા ઝાલને, ધાન કઈ રાડમા ગાખ છ.'

મણિયો સમસમીને ભોઠો પડીને સાભળી રહ્યો મૂગેમૂગો પૈમા નાખી આગળ વધ્યો અરજણિયાને હમનુ આવ્યુ દહ ડગલા આગળ

જઈ મણિયાએ કાશલીને ભમભમાવીને એક ગાળ દીધી પછી જ તેની તગ મુખરેખાઓ હળવી થઈ પછી થોડુ હસ્યો ઠળિયા થૂ કતા થૂ કતા બેઉ આગળ વધ્યા બોર ચાલ્યા તઈ હુધીના મારગનુ ધાન રહ્યું નઈ. વાત કરવાનુ ય ફાવ્યુ નઈ બસ, હાહરા બોર જ મણિયા-અરજણિયાનુ સ્વરગ બની રહ્યાં કેમકે બનેને કોણ જાણે કેમ ભૂખેય જબરી લાગેલી

બોરા પૂરા થઈ રીયા એટલે બને હાવ નવરા થઈ રીયા.

મણિયાએ ચાલતા ચાલતા પગેથી લાત મારી એક ઢેખાળો દૂર મોકલી આપ્યો પછી ધ્યાનસ્થ સ્થિતિમા ડગ ભરતા ભરતા બેઉ જણા ઢેખાળો પડેલો તઈ હુધી પૂગ્યા ઢેખાળો ભાગ્યો નો'તો છાણના એક ગરમતાજા પોદળાની હાવ લગોલગ જઈને મૂઓ હતાયેલો જરાક જોર કાઢત તો છાણની મઈ જઈને પડત. આ ફેરા અરજણિયાએ વગર કરારે, હાવચેતીથી છાણને પગ નો અડકે ઈમ ઢેખાળાને પહેલા બા'ર રોડ પર કાઢચો. પછી ભમભમાવીને લાત દીધીને કે એ હડબડ હડબડ કરતો કયાય જઈ પડચો

હવે મણિલાલ મહારાજ સજ્જ થઈને ચાલ્યા તેના ચહેરે સંકલ્પ-શીલતા તરવરતી હતી. સીમ હજી આઘે હતી ઢેખાળો ઊડચો અને વળી પાછો કયાય જઈ પડચો.

'આ ફેરે મો'ર તો જો'–મણિયો બોલ્યો.

'હુ' અરજણિયાનુ ધાન ઢેખાળામા હતુ કેમ કે હવે વારો તેનો હતો

મણિયાએ આંબે લાગેલા કાચા મરવા પાડવા વાકા વળી એક પથરો લીધો ને આચીને આંબા પર વીઝયો. પણ ઝનૂન વધારે પડતુ વપરાયાથી આંબાના આખાય ઝાડને માથે થઈ છેક બીજી પા જઈને પડચો

બળવાન મણિયો મહાત થયો એણે બીજો પથરો લીધો સહેજ ઓછુ જોર વાપરી વીઝયો તો હહરાનો હાવ નીચે વાગ્યો. બેત્રણ પાદડા તૂટીને આળસથી નીચે પડયા મરવાનુ એક ઝૂમખુ મણિયાનુ

લક્ષ્ય હતું ફરી ત્રીજો પથ્થર લઈ મણિયાએ વીંઝયો હક્ક્ લેતુ કને તઈણુ મરવાનું ઝૂમખુ નીચે આવી પડયુ

મણિયાએ હરખભેર દોટ મૂકીને ઊચકી લીધુ એક મરવો ધૂળ ખંખેરી મોએ ઘાલ્યો ને કચ્ચ દેતાકને દાત એહાડી ગાળચુ પાડી દીધુ. ખાટી ઝણઝણાટી એની રગેરગમા દોડી વળી–ખિસકોલીની જેમ બીજો મરવો એણે અરજણિયા ભણી ફેકયો

ત્રીજો એમ ને એમ રહ્યો તેનુ શુ કરવુ તેનો વિચાર કરતો હતો ત્યા જ મણિયાની નજરે લખમી પડી મણિયાનુ હૃદય એક ધબકારો ચૂકી ગયુ હકરી, કઈ મરી, જઈ'તી હુ ગામ આખામા હોધતો હોધતો આઈવો ને અહી ઊભી ઊભી દાત કાઢછ !

લખમી કયારનીય ડોબા ચારવા આઈ આવી હતી ડોબા દૂર છૂટાં ચરતા હતા ને પોતે ઝાડ હેઠે ઊભી ઊભી મણિયાની મરવાલીલા જોતી હતી. મણિયાના વાસમા જ રહેતી હતી.

મણિયાએ ઈને જોઈ

'લે, લેજે' કહેતાક ત્રીજો મરવો લખમી ભણી ફેકયો હવામાં સરતોતરતો મરવો આગળ વધ્યો ને લખમીની ગુલાબી હથેળિયોએ ટપ્પ લઈને ઝીલીને દબાવી દીધો લખમીએ કોણ જાણે કેમ પોતાની બે ગુલાબી હથેળિયુ વચ્ચે મરવાને જકડી રાખને આકુગાકુ જોર કર્યું હતુ–કદાચ થઈ ગયું હતુ એટલુ જ નહિ એને મોમા ઘાલી દાત ખેસાડયા તેય હળવા ઝનૂનથી !

અને મણિયા ભણી મલકીને ટેકાની બીજી બા દોડીને ઊતરી ગઈ મણિયા ભણી એ જે મલકી તે એટલી તો સુન્દર રીતે કે

હજી તો ઊગીને ઊભો થતો મણિયાનો દા'ડો આખેઆખો સફળ થઈ ગયો

લે હાલય હવે' અ જણિયાએ કહ્યુ ને મણિયો અવગાહણે હીંડયો 'ત્યારે-

નરી આખે જોનારને તો બે જ દેખાય પણ સાબુહ હવે તઈણ મારગ કાપતા હતા

□

૧૪ મે, '૭૯

## મસ્તકાવતાર અને ખાટલા



રમેશ પારેખ

છગુભાઈ ઓસરીમા ખાટલો ઢાળીને બેઠા

વાદરાની પૂછડી હાળી આટલી લાબી શા માટે હોય છે એવો નિખાલસ વિચાર આવુ આવુ કરતો છેવટ આવ્યો જ, છગુભાઈ ઉદાસ થઈ ગયા. ખરેખર અત્યારે પોતાને સદ્ગત કાશીગૌરીનો વિચાર આવવો જોઈતો હતો, એવુ લાગી આવ્યુ છગુભાઈ નીકળનીકળ એવી જબરદસ્તી સાથે હાકતા ગયા તેમતેમ વાદરાની પૂછડીનો વિચાર મગજના કોષોમા આકડાની જેમ ભરાતો ગયો આ ખેચાતાણીમા, સદ્ગત કાશીગૌરીનો વિચાર આવવો જોઈતો હતો, એવો વિચાર ઊડી ગયો. પણ જતા જતા ખોરડાના વિચારને ખો આપતો ગયો

છગુભાઈના ટાલવાળા માથાની માલીપા ખોરડાનો વિચાર હડિયાપટ્ટી કરવા માડ્યો આ ખોરડા પર એક હજાર ને બ્યાસી નળિયા હશે કે ત્યાસી નળિયા હશે, આ ખોરડા પર એક હજારને બ્યાસી નળિયા હશે કે ત્યાસી એમ આકૂડો આકૂડો અદાજ નીકળવા લાગ્યો.

છીકને રોકવા માટે જાત સાથે એક જાતની હાથોહાથની લડાઈ કરવી પડે છે, તેનાથી વધુ ઉગ્ર લડાઈ, ખોરડા પર એક હજાર ને બ્યાસી નળિયા હશે કે ત્યાસી તેના અદાજમા ફેરવાઈ ગયે ા વિચારને રોકવા, અને તો હાકી કાઢવા છગુભાઈ લડી રહ્યા હતા

(તમને શુ લાગે છે, પ્રાણલાલભાઈ ? છગુભાઈ આમ લડી રહ્યા છે તે ખોરડા પર એક હજાર ને બ્યાસી નળિયા હશે કે ત્યાસી - વાળો વિચાર જીતશે કે છગુભાઈ ?)

ખોરડા પર એક હજાર ને બ્યાસી નળિયા હશે કે ત્યા ત્યા તો વડી પર કાગડો કાકા કરવા લાગ્યો છગુભાઈને એટલુ જ જોઈતુ હતુ. એ લાગલા જ કાગડા પર ઝનૂનપૂર્વક વિચારવા મડી પડ્યા.

કાગડા વિશે વળી કયો વિચાર કરવો તે વિચાર શરૂઆતમા આવ્યો.
તો ય અધાધૂધ વિચારવા માંડયા. (તમે નહી માનો, પ્રાણુનાલભાઈ
પણ) છગુભાઈ મેદાન મારી ગયા (મેદાન રાજ્જા )

. ખોગડા પર એક હજાર ને બ્યાસી નળિયા હશે કે વાળો
વિચાર છોતેછોતા થઈ વેરાઈ ગયો એની જગાએ આ બવા કાગડા
કાળા કેમ હોતા હશે હે એવો અણીદાર વિચાર હાહાકાર કરતો
ગોઠવાઈને એક હજાર બ્યાસી કાગડા થઈ ગયો

અને જ્યારે આ એક હજાર કાગડા ચકાકારે આટો ફરતા ફરતા
ચુમ્માલીશમી ચકરડી પૂરી કરી રહ્યા હતા ત્યા પેલો, એક હજાર
કાગડાનો મૂળપુરુષ એવો કાગડો વ ડી પરથી ઊડયો છગુભાઈની સતર્ક
આખો કાગડાની પાછળ પાછળ પગેરુ દબાવતી ચકરાવો મારી આવી
અને છેવ્વે એકલી આવી ને વ ડી પર બેઠી ત્યારે છગુભાઈ વ ડી પર
વિચારના તાતણે લટકી રહ્યા હતા • આ વ ડી ધારો કે પડી જાય
આ વ ડી, .

ધારો કે પડી જાય, પછી શુ એવો વિચાર, બિલકુલ ઉબડ-
ખાબડ, હાળીનો કાચા રસ્તા જેવો તે છગુભાઈ એની વાહેવાહે
લ ગડાવા લાગ્યા આગળ હલાય જ નહી ખાટલો પાયામાથી હલતો
હોય તેમ છગુભાઈ એના પર બેઠેબેઠે વિચારની ગતિ સાથે ઊબડખાબડ,
હલવા લાગ્યા નહીં ને એકાદે ય મોટો ધક્કો જો વાગે તો છગુભાઈ
ખાટલેથી ઊથલી પડે એમા ના નહી આ વ ડી પડી જાય પછી
એવા પૂર્વાર્ધ સાથે જ, ઊનાળુ નદીમા પૂર આવે એવો, વ ડી પડી
શુ કામ જાય એવો ઉત્તરાર્ધ ઘેઘેઘે કરતો ધસી આવ્યો ને છગુભાઈ
બે કાઠે છલકાઈ ગયા

'પડયો પડયો ' એવો વ ડીની પેની પા સોરબકોર થયો એ
સાભળીને ભરવાડ એના ઘેટાબકરાને એકઠા કરી વાડે પૂરે તેમ છગુ-
ભાઈએ પોતાના છૂટાછવાયા રઝળતા નીકળી પડેલા આખ કાન નાક

હાયને હાંકો કરીને પોતાની બેઠી દડીમા ભેગા કર્યા ને પોતે અખડ છગુભાઈ છે તેવી ખાતરી કરવા ખોખારો ખાધો તો ખવાયોઃ બધા અવયવોએ સપ્રમાણ હોકારો દીધો એક મોટો ભાર નિસાસા વાટે ઠાલવીને છગુભાઈ પુલકિત બની ગયા એમને તરત જ જખ મારે છે હાળીનો એવો વિચાર આવ્યો (તમે નહીં માનો પ્રાણલાલભાઈ, જખ મારે છે પરતુ કોણ એવો કર્તા અધ્યાહાર હોય તેવો અધૂરો વિચાર છગુભાઈને આવ્યો. આવે અધૂરો ય આવે જેવા જેના નસીબ. પણ છગુભાઈ તો એટલાથી ય સતુષ્ટ)

પણ તરત શેરબકોરનો ધસધસાટ વિચાર આવ્યો તે છગુભાઈની તમારુ પુલકિતતાને અગત્સ્યની જેમ પી ગયો. 'એલા કોણ છે એ ' એમ ખાટલામાથી ઊભા થઈ જતા છગુભાઈએ હાક મારી જવાબની રાહ જોવા જેટલા સમયમા આ હાળીનુ મોમા થૂક બહુ આવે છે એવો નાનો, સપ્રમાણ, ત્વરિત વિચાર ઝબકી ગયો તેને છગુભાઈએ થૂક સાથે ગટક દઈને ગળે ઊતારી દીધો જવાબ મળ્યો નહીં છોકરવેજા ખિખ્ખીખિખ્ખી કરતીક સડેડાટ શેરીમા દોડી ગઈ પગનાનો અવાજ શમી ગયો સૂનકાર થઈ ગયો.

છોકરવેજા છગુભાઈને છગન છૂ-ના હુલામણા નામે ઓળખતી. ક્યારેક છગુભાઈની બારીમા 'છગન છૂ/ઊંઘો સૂ' એમ ચિચિયારી કરી જતી.

મને છગન છૂ કહેનારની ચામડી ઊતરડી નાખુ એવા નવા, શૌર્યમૂલક વિચાર સાથે વળી છગુભાઈએ વિચારનુ ખાતુ ખોલ્યુ.

દેખીતી રીતે આ પરાક્રમી વિચાર પેલી છોકરવેજાના સદર્ભમા હતો છગુભાઈએ ઉદારતાપૂર્વક વિચારવિસ્તાર કર્યો ને અખિલ બ્રહ્માડ સામે લડી લેવાના જુસ્સામાથી પોતાનુ મુખકમળ ઘુમાવ્યુ.

મુખકમળ એ છગુભાઈને ગમતુ બિરૂદ છે, જેને છગુભાઈએ આ રાવબહાદુર સેના ખાસ ખેલ છે-ની જેમ સાચવ્યુ છે. અરીસા સામે

ઊભા રહીને મેં પણ કમળની સદ્દગતા ક્રીટ કરવા કલાકો સુધી તપશ્ચર્યા કરી છે.

સદ્દગત કાશીગૌરીને છગુભાઈનું આવું કલાકો સુધી અરીસા સામે લટકી રહેવું રમૂજી લાગતું. ડિયા વરસોડે ચડવું છે આ અવસ્થાએ એવું સદ્દગત કાશીગૌરી પૂછતા ત્યારે છગુભાઈને 'આ અવસ્થા' શબ્દ પર વિચારો આવતા અને તેમનું અરીસા સામે ઊભવું લંબાતું.

કાશીગૌરી મારમા હોય ત્યારે, 'તમે તો સાવ વા-ઘેના છો, વા-ઘેના' એવું બગડતા (જે છગુભાઈ સાંભળ્યું ન સાંભળ્યું કરતા અથવા વાઘેના છો વાઘેના એવું ગજપૂતી બિરુદ સમજતા)

આની ચડભડમા સદ્દગત કાશીગૌરીએ છગુભાઈને 'મૂછડમળ' શબ્દ ભટ આપેલો, જે પોતે ખુશમિજાજ હોય ત્યારે વાપરતા મિજાજનું પ્રતિકૂળન થતું ત્યારે સદ્દગત કાશીગૌરી છગુભાઈની દાથો એક મૂછને 'મૂછડા' કહેતા (પણ પ્રાણનાનભાઈ, ખરી વાત તો હવે આવે છે, ગજબ ) આધેડ ઉંમરના છગુભાઈ સદ્દગત કાશીગૌરી પર એકાએક હલ્લો કરીને મુખગ્રહણ માટે ફાંફા મારતા ત્યારે સદ્દગત કાશીગૌરી છગુભાઈના 'મૂછડા'ને 'પૂછડા ધોળા થયા' એવા ઉપાલંભ સાથે 'જાજો હવે' કહી ઉંમરના પ્રમાણમા અજગ લાગે તેવો લલિતકાય કટાક્ષ કરતા અને છગુભાઈ હચમચી જતા, સ્તબ્ધ થઈ જતા, ચૂપ થઈ જતા. એવે વખતે ધ્યાનનું કેન્દ્ર સદ્દગત કાશીગૌરીનો કાયકટાક્ષ નહીં પણ પોતાની પૂંઠ બની જતી આખેખે આખા છગુભાઈ પૂંઠે પૂછડું ઊગ્યું હોય તો કેવુંક હશે તેની ઝીણીઝીણી ફિકરમા પરોવાઈ જતા

અખિલ બ્રહ્માંડ સામે લડી લેવાના જુસ્સાથી રક્તાયમાન થયેલું સુખકમળ તેની રતાશને ઓસર્યું ને છગુભાઈનો નીતર્યો ચહેરો એમાથી દેખાયો. કે તરત છગુભાઈએ મૂછ બરાબર છેને એવી તપાસ કરી હાથ મૂછ પર ફર્યો નહીં ત્યા તો આવ્યો, જેની ધાસ્તી હતી એ, જેનો

ખાલીપો હજુ ઓપરીમા ખખડ્યો ન ખખડયો તે, સન્નન્નન્ન કરતોક,
મારમાર વિચાર. આવી આવી ને આવ્યો તો ભલે પણ શાનો, તો કે'

આજ બુધવાર કેમ છે, ગુરુવાર કેમ નથી ?

છગુભાઈ નાનપણમાં આ પ્રશ્ન પોતાના બાપા ટપુભાઈને પૂછતા
ત્યારે ટપુભાઈ ડોળા તતડાવી કહેતા-ડફોળ, બુધવારના દિવસે બુધવાર
જ હોય પછી ગુરુવાર કયાથી હોય ? બાપાના અગાધ જ્ઞાનથી અંજાઈ
ગયેલ છગુભાઈ આજ સુધી મૂગા રહ્યા છે. એમને ત્યારે પણ ગમ
પડી નહોતી અને આ ઘડી સુધી પણ ગમ પડી નથી. એ ઓછુ હોય
તેમ અત્યારે, અહીં આ ખાટલામા બેઠા બેઠા આ સાતે વાર ગુરુવાર જ
કેમ હોતા નથી, રોજ રોજ ગુરુવાર કેમ હોતા નથી એવો બેડકઢો
વિચાર છગુભાઈને આવ્યો. એનો માર સહન કરી શકયા ન હોય તેમ
સફાળા ઊભા થઈ ગયા.

ગધના આ વિચાર આવે છે કયાથી ? એમ બબડીને ખાટલાને
સર્વગ્રાહી નજરે ઘૂરકવા લાગ્યા, આ બધા વિચાર જાણે ખાટલામાથી
નીકળી નીકળીને પોતાના માથામા ઘૂસી જતા હોય તેવી શંકાથી.

(તમે નહી માનો, પ્રાણલાલભાઈ, પણ ખાટલામા ખૂણેખાચરે
માકડની જેમ વિચારો છુપાઈને બેઠા છે તેમ માનીને છગુભાઈએ
ખાટલાના પાયા બે ત્રણવાર પછાડી જોયા),

અને છગુભાઈ દુસ્મનને જોતા હોય તેવી તીખી નજરે ખાટલા
સામે જોતા, આ ખાટલો ગધનો એવું અસ્પષ્ટ બબડ્યા, સ્હેજ જ,
ત્યા ખાટલો ખાટલાની આખ્ખી નાત સાથે છગુભાઈના માથાની અંદર
ખાગો થઈ એવો તો ત્રાટકયો કે છગુભાઈ હેબત ખાઈ ગયા. આખ્ખા
માથામા ખાટલાઓ લહેરાવા માડ્યા, ખાટલા બબાકાર થઈ ગયા,
છલકાવા લાગ્યા, ઘૂઘવવા લાગ્યા, ઊછળી ઊછળી છગુભાઈના મગજની
અંદર ભટકાવા લાગ્યા.

એટલામા બે-પાચ ખાટલા નાકમાથી ખર્યાનો ભાસ થયો.

છગુભાઈ થથરી ઊઠયા, માથામા ખાટનાઓની કાથી ઘસાતી હોય તેવા થઈ ગયા ચોરસચોરસ ભય લાગ્યો કે હુ ચારે પગે ઊભો રહુ તો જોતજોતામા ખાટલો બની જાઉં (અને પ્રાણલાલભાઈ, આપડે અ દરની વાતુ તો શુ જાણીએ, બાકી છગુભાઈ ને એમ પણ લાગ્યુ હોય તો લાગ્યુ હોય કે શરીરની નાડીએ નાડી ખાટલાની કાથી થઈ ગઈ છે )

અને આવ્યો, . વિચાર પ્રતીતિ જેવો, સોળસોળ આની જેવો કે હુ ખાટલો છુ, કાથી ભરેલો ખાટલો, કચડકચડ ખાટલો

આ ક્ષણે ખાટલા પર છગુભાઈ બેઠા ન હોય ને છગુભાઈ નામનો જીવતો જાગતો ખાટલો ગોઠવ્યો હોય એવુ છવાઈ ગયુ .

હુ ખાટલો છુ એવા વિચારને છગુભાઈએ (હુ ખાટલો છુ ? એવો પ્રશ્નાર્થનો અ કોડો ટાગી જોયો થયુ કે સાહ્યથી વડી બે ઘડીમા જવાબ મળશે પણ જવાબ મળ્યો નહી એટલે સીધાસાદા પ્રશ્નને હુ ગધનો ખાટલો છુ, એમ ? એવા રાતાચોળ ક્રોધમા ફેરવી નાખ્યો

(સાચુ કહેજો, પ્રાણલાલભાઈ )પણ છગુભાઈના રાતાચોળ ધમપછાડાનો ઉત્તર કોણ આપે ? છગુભાઈની બીક કોને નથી લાગતી ? (છગુભાઈનો ક્રોધ આઈ જી. પી કક્ષાનો હા ) ભીંત ભયની મારી ચૂપ. વ ડી ચૂપ ફળિયુ ચૂપ ઓસરી ચૂપ. હીંચકો ચૂપ સદ્ગત કાશીગૌરીનો, પોસ્ટકાર્ડ સાઈઝનો મઢાવીને ટાગેલો મરકમરક ફોટો ચૂપ

હુ ખાટલો છુ હે એવો આખ્ખા વાતાવરણને એક બે ને ત્રણ વખત પ્રશ્ન પૂછતાક છગુભાઇના રૂ વાડા અવળા થઈ ગયા, આખ ફાટ ફાટ થઇ ગઇ અને એ ક્ષણે માથામા હિલ્લોળા લેતા તમામ ખાટલા પર એક અણીદાર વિચાર કહાનકુ વરની જેમ મ થરમ થર ઝુલી રહ્યો હતો, નટખટ કે હુ ખાટલો છુ તો ખાટલામા કાશીગૌરી સાથે મધુ રજનીઓ કોણ ગાળી ગયુ અને કાશીગૌરી સાથે એક ચાદર નીચે સૂઇ જતુ તે કોણ હતુ ?

છગુભાઇનુ મસ્તક, ટાલવાળુ પવન ચકરડીની જેમ, છગુભાઇના

ધડ પર ફરકડી ફરવા લાગ્યું. અંદરની સાલીપા ખાટલાની આખી ય નાત છગુભાઇના છ પર કચડકચડ હમચી ખૂંદતી હતી ને ચકરાવા લઇ લઇ ઝડાકું દેતી હતી વાંદરાની પૂંછડી ટીંગાતી હતી, ખોરડા પરના એક હજાર ને બ્યાસી કે ત્યાસી નળિયાનો ધોરિયો ધડડડ ધડડડ વેગથી વહેતો હતો, કાગડા બધા કાળા કેમ હોનો હડસેલો વાગતાક અને ધારો કે વડી પડી જાય એવી ધારણાની કરકરિયાળી, ઊબડખાબડ ધાર અને વડી પડી જ શું કામ જાય તેવો ઉત્તરાર્ધ ઘેઘેઘે સાતેવાર ગુરુવાર કેમ હોતા નથી-ની સાથે ખાટલે ખાટલે હિલ્લોળા લઇ રહ્યા હતા ને કાથી કચડકચડ ખુંદાતી હતી.

છગુભાઇને લાગ્યું કે વિશ્વના તમામ ખાટલા પોતાના માથામાં ધમપાટૂડીએ ચડયા છે અથવા એક ગોવર્ધન પર્વત છગુભાઇના મસ્તકના સ્વાગમાં છગુભાઇના ધડ પર ચડી બેઠો છે.

આ બધા છોકરાઓની વચ્ચે ગોઠણ પર હાથ ટેકવી બેઠેલ છગુભાઇ બેઠા છે, દૂદો ગધનાવ.. એમ બબડતા તેવામાં 'છગુભાઇ છે કે ?' એમ પૂછતો, 'તો પછી હું જેને માથું માથું કહીને અડધો અડધો થઇ જાઉં છું, જેના પર મુગટ હેરઓઇલની બાટલી નિછાવર કરું છું એ હકીકતમાં માથું નથી, એમ ને ?' એવો દાતભીંસણ વિચાર છગુભાઇના માથામાં બેધડક પ્રવેશી ગયો

નાની સરખી બનાવટ કરનારની સામે ભડકો કોણ થઇ ઊઠે છે, કોણ વિસુવિયસ થઇ જાય છે એવું કોણ પૂછે તેનો મૂર્તિમંત જવાબ છગુભાઇ આવા છગુભાઇ પોતાના માથાવિષયક ભયંકર બનાવટનો ભોગ બન્યા તે વાતને કેમ કરતા સાખી લે (તમે જ બોલો, પ્રાણલાલભાઇ) ? બસ પછી જે બન્યું તે બનવા નિર્માયું હશે તેમ જ માનવું કહ્યું.

છગુભાઇ ખાટલાસાથી ઊઠયા. રસોડામાં ગયા. શાક સમારવાની છરી લીધી, છરી પર આજે જ સમારેલ બટાકાની ઝીણી કતરણ ચોટી

રહેલી તે સાફ કરી, ધોતિયા વડે અને અરીસા સામે જઈને ઊભા રહ્યા

પોતાના ઝભ્ભો અને બ્રુકિટ પહેરલા ધડ ઉપર માથાના વેશમા ખડકાયેલ ખાટલાના ભુલદ ઢગલાને જોયો પછી તરત ઝાટકો માર્યો. છરીએ પોતાનુ કામ આજ્ઞાંકિતતાપૂર્વક સફાઈથી કર્યું ધડ પરથી કપાઈને મસ્તક નીચે પડ્યુ

પછી, સદ્ગત કાશીગૌરી જે ખાડણીદસ્તા વડે છગુભાઈ માટે હરડેનુ ચૂર્ણ તૈયાર કરતા, તેમા છગુભાઈએ પોતાનુ કપાયેલુ શિરકમળ ઠીકઠીક વાર સુધી ખાડ્યુ (અથવા તો પ્રાણલાલભાઈ, એમ કહીએ—ખાટલાઓને ખાડ્યા ) પછી વસ્ત્રગાળચૂર્ણ બનાવ્યુ પછી પ્લાસ્ટિકના ખાલી ડબ્બામા ભર્યું પછી સ્ટેનલેસ સ્ટીલની એક ચમચી લીધી ધોતિયાની કિનારથી લૂછીને ચકચકિત બનાવી (એમા ચહેરો જોવા પ્રયત્ન કર્યો ન દેખાયો).

પ્લાસ્ટિકના ડબ્બામાથી ચમચી ભરીને મસ્તકચૂર્ણ ખભાઓ વચ્ચે પડેલી (માથાના અભાવની) બખોલમા નાખ્યુ પછી કળશ્યો એક પાણી રેડી અનુપાન કર્યું પછી થોડીવાર રાહ જોઈ

એવામા એક ચમત્કાર થયો (પ્રાણલાલભાઈ, ચમત્કાર શુ ?)

છગુભાઈના ખભા પર અદ્દલ અગાઉ હતુ તેવુ તાજુ, લીલુછમ, અદ્દલ છગુભાઈના માપેમાપ એવુ બીજુ મસ્તક ઊગી નીકળ્યુ

આ મસ્તકમાં, ઊગતાવેંત એક વિચાર, સૂતોસૂતો મોમા પગનો અંગૂઠો ચૂસતો ચૂસતો હિલ્લોળા લઈ રહ્યો હતો કે બધા વાર ગુરુવાર જ કેમ હોતા નથી...

છગુભાઈ ગદ્ગદ્ મસ્તક બની ગયા. કૃતનિશ્ચયી બની ઊભા થયા ને પેશાબ કરવા મોરી તરફ જવા લાગ્યા અને ખાટલો 'છગુભાઈ હમણા આવશે, પેશાબ કરીને' એવી ઉત્કંઠાથી છગુભાઈને જતા જોઈ રહ્યો 

# લોહીના ઘોડા



## પ્રવીણસિંહ ચાવડા

થાળી સામે જોઈને મનસુખે મોં બગાડ્યું, 'આ શુ છે ?'

'મુઠિયા '

'મે તને ઢોકળા બતાવવાનુ કહ્યું હતુ કે આ ખાણ બાફવાનુ ?' કહી એ ઊભો થઈ ગયો, થોડીવાર ઝાખા અજવાળામા પત્નીના ચહેરા સામે જોઈ રહ્યો, બારણા આગળ ગયો, પાછુ કઈક યાદ આવ્યુ હોય એમ આવીને થાળીને લાત મારી અને થાળી સામી દિવાલે અફળાઈને ઊધી થઈ ગઈ. પછી બારણામા ઊભા રહીને પોતાના સમગ્ર ઘરને અને એમા રહેલી બધી વસ્તુઓને ઉદ્દેશીને બોલવા લાગ્યો : 'હા, હા ખાણ, ખાણ આજ સુધી નહોતો કહેતો પણ હવે કહુ છુ. મારુ જીવન બરબાદ કરી નાખ્યુ ' પછી પત્નીને 'જો, તારા ડાચા સામે જો. ડોસી થઈ ગઈ છે, ડોસી, તુ અને તારા છોકરા—'

બહાર નીકળીને એણે એકદમ ચાલવા માડ્યુ. એનુ ઘર શહેરના છેવાડા ભાગમા આવેલુ હતુ. ત્યાથી એક રસ્તો ખેતરો તરફ જતો

હતો મનસુખને ઠંડા પવનથી કંઈક શાંતિ થઈ. ખેતરોમાં લીલું ઘાસ પથરાયેલું હતું એક ખેતરમાં એક પથ્થર જોઈને એ બેસી ગયો. હાથ લંબાવીને ઘાસનું એક તણખલું તોડયું અને મોમાં મૂક્યું. ચાવ્યું ઘાસની વાસ એના મગજમાં ભરાઈ ગઈ. લોહી એની નસોમાં જોરથી દોડવા લાગ્યું. એની આંખો ભારે ભારે બની ગઈ—

ત્યાં એક મીઠો અવાજ આવ્યો, 'મનસુખલાલ—'

મનસુખને પહેલાં તો થયું કે પાદડાનો ખખડાટ હશે, પણ ત્યાં ખભા ઉપર કંઈક સ્પર્શ થયો અને એણે ઉપર જોયું, સામે એક સુંદર છોકરી ઊભી હતી બોલી, 'રિસાઈને આવ્યા છો?'

મનસુખ કંઈ બોલ્યો નહીં સહેજ મો ફેરવીને વધારે જોરથી ઘાસની સળી ચાવવા લાગ્યો.

પેલી એની પાસે બેસી ગઈ 'ઘાસ ચાવવાથી તો લોહીમાં ઘોડા દોડતા હશે. દોડે છે ને?'

મનસુખે એની સામે જોયું પછી ધ્રુજતી અવાજે કહ્યું, 'હા, હા. શું કહું?'

'બીજું કંઈ થાય છે?'

'હા, કંઈ—ખબર નથી પડતી. પણ તમે—?'

'હું અહીં ઘાસમાં સૂતી હતી ને—તમે તણખલું ખેંચ્યું એની સાથે ખેંચાઈ આવી'.

'ક્યાં, મારા લોહીમાં?' મનસુખ ચમક્યો

રાજકુમારી હસી. પછી પગ ઊંચે લઈને લહેરથી પલાંઠી મારતા બોલી, 'તે મુઠિયા ખાઈ લીધા હોત તો!'

મનસુખને પાછી રીસ ચડી, 'શું કરું! નથી ભાવતા.'

'શું ભાવે છે?'

# લોહીના ધોડા



## પ્રવીણસિંહ ચાવડા

થાળી સામે જોઈને મનસુખે મોં બગાડ્યું, 'આ શું છે ?'

'મુઠિયા'

'મેં તને ઢોકળાં બતાવવાનું કહ્યું હતું કે આ ખાણ બાફવાનું ?' કહી એ ઊભો થઈ ગયો, થોડીવાર ઝાંખા અજવાળામાં પત્નીના ચહેરા સામે જોઈ રહ્યો, બારણા આગળ ગયો, પાછું કંઈક યાદ આવ્યું હોય એમ આવીને થાળીને લાત મારી અને થાળી સામી દિવાલે અફળાઈને ઊંધી થઈ ગઈ. પછી બારણામાં ઊભા રહીને પોતાના સમગ્ર ઘરને અને એમાં રહેલી બધી વસ્તુઓને ઉદ્દેશીને બોલવા લાગ્યો : 'હા, હા ખાણ, ખાણ આજ સુધી નહોતો કહેતો પણ હવે કહું છું. મારું જીવન બરબાદ કરી નાખ્યું' પછી પત્નીને 'જો, તારા ડાચા સામે જો. ડોસી થઈ ગઈ છે, ડોસી, તું અને તારા છોકરા—'

બહાર નીકળીને એણે એકદમ ચાલવા માંડ્યું. એનું ઘર શહેરના છેવાડા ભાગમાં આવેલું હતું. ત્યાંથી એક રસ્તો ખેતરો તરફ જતો.

હતો મનસુખને ઠંડા પવનથી કંઈક શાંતિ થઈ. ખેતરોમાં લીલું ઘાસ પથરાયેલું હતું એક ખેતરમાં એક પથ્થર જોઈને એ બેસી ગયો. હાથ લંબાવીને ઘાસનું એક તણખલું તોડયું અને મોમાં મૂકયું ચાવ્યું ઘાસની વાસ એના મગજમાં ભરાઈ ગઈ લોહી એની નસોમાં જોરથી દોડવા લાગ્યું એની આંખો ભારે ભારે બની ગઈ—

ત્યાં એક મીઠો અવાજ આવ્યો, 'મનસુખલાલ—'

મનસુખને પહેલાં તો થયું કે પાંદડાંનો ખખડાટ હશે, પણ ત્યાં ખભા ઉપર કંઈક સ્પર્શ થયો અને એણે ઉપર જોયું, સામે એક સુંદર છોકરી ઊભી હતી બોલી, 'રિસાઈને આવ્યા છો ?'

મનસુખ કંઈ બોલ્યો નહીં સહેજ મોં ફેરવીને વધારે જોરથી ઘાસની સળી ચાવવા લાગ્યો

પેલી એની પાસે બેસી ગઈ 'ઘાસ ચાવવાથી તો લોહીમાં ઘોડા દોડતા હશે દોડે છે ને ?'

મનસુખે એની સામે જોયું પછી દુ:ખી અવાજે કહ્યું, 'હા, હા, શું કહું ?'

'બીજું કંઈ થાય છે ?'

'હા, કંઈ—ખબર નથી પડતી. પણ તમે—?'

'હું અહીં ઘાસમાં સૂતી હતી ને—તમે તણખલું ખેંચ્યું એની સાથે ખેંચાઈ આવી'.

'ક્યાં, મારા લોહીમાં ?' મનસુખ ચમકયો

રાજકુમારી હસી પછી પગ ઊંચે લઈને લહેરથી પગાડી મારતાં બોલી, 'તેં મુઠિયાં ખાઈ લીધાં હોત તો !'

મનસુખને પાછી રીસ ચડી, 'શું કરું ! નથી ભાવતાં '

'શું ભાવે છે ?'

મનસુખ એ ઘટડી જેવો અવાજ સાભળી રહ્યો પછી બોલ્યો
'કઈ ખબર નથી પડતી'

'નદી ઉપર જાઓ છો?'

'હુ?'

'નદી ઉપર. ગામમા નદી તો છે.'

'જતો હતો પણ હવે તો કોર્પોરેશનવાળાઓએ દિવાલ કરી દીધી છે ને? પૂર ન આવી જાય તે માટે. એટલે શુ કરીએ? ખૂબ ઊચી છે કૂદાતુ નથી, કૂદીએ તો પડી જવાબ.'

'આબલી ખાવા માટે કૂદતા હતા ને—'

'ના, ના, હુ કયા'

પેલી માથુ એક તરફ નમાવીને જોઈ રહી.

'હા, પણ એ તો રઘુ અને ત્ર બક.' ત્યા એકદમ બે હાથથી બે જડબા દબાવી દેવા પડયા ત્યાથી પાણી છૂટયુ અને એક મીઠી વેદના ઉપમી આવી, પછી એ હસ્યો, 'ગ બકડો! અમને આબલી ઉપર ચડાવે અને પટેલ આવે ત્યારે નાસી જાય તે દિવસે પટેલ આવ્યો ત્યારે એ આબલી ઉપર અને અમે નાસી ગયા ત્ર બક આમ જુએ તેમ જુએ અને નીચે પટેલ ડાગ પછાડતો બૂમો પાડે, 'હેઠો ઊતર, ભામટા.' અમે છેટેથી બૂમ પાડી, 'ત્ર બક, ગા'—અને ત્ર બકડો ભૂસકો મારતોકને હડફ દઈને પટેલના પગ આગળ, અને માથુ નમાવીને કહે, 'પટેલ, તારી ગા સુ,' પછી ભાભર્યો,

'હ ભા '

'શુ?'

'હ ...ભા ' પણ પછી મનસુખ અટકી ગયો શરીર ઝણઝણુ થતુ હતુ

રાજકુમારીએ ધીમેથી એના ખભે હાથ મૂકયો, 'કેમ અટકી ગયા?'

'પેલુ એક ફૂલ હતુ ને—'

'કયું ?

'પેલું—ત્રણકડો લાંબો થઈને વાડ ઉપરથી તોડતો અને મારા ગાલે ફેરવતો. એની વાસ—' અહીં મનસુખની આંખો ચટળાવકળ થઈ ગઈ. એનો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. 'જુઓ, જુઓ, જોયું, એની વાસ તો ભૂલાઈ ગઈ—'

રાજકુમારીએ હસીને એની હથેળી મનસુખના નાક આગળ ધરી 'આ ?'

'હા, હા,' કહી મનસુખે બને હાથે એનો હાથ પકડી લીધો અને એને જોરજોરથી સૂંઘવા લાગ્યો પછી બબડ્યો, 'આ સુગંધના કોટ બોડાય છે'

'પાછી કવિતા કરી ?'

'ના ના'

'કવિતા કરતા હતા ને તમે-'

ના ના-'

'પાછું જૂઠું ?'

'હા પણ એ તો-'

'તો પેલી કવિતા કહોને, પેલી "ઊઠો સજની"વાળી'

મનસુખ ગણગણવા લાગ્યો

હવે ઊઠો સજની
વડલા તળે ઓળો બની ઊભા
મુજ અંધની આંખો
કંઇ પર્વતો કંઇ કંદરા કંઇ સાગરોના
સપન કેરા ભાગથી

ભારે બની.

હવે પાછા વળો 'સજની.'

પછી નીચું જોઇને બબડ્યો 'અશ્વ, અશ્વ ..'

પેલીએ કહ્યુ, 'તમે તો કવિ છો. આજની કવિતા બનાવો ને–'

'આબલી ખાઇશ
ફૂલ ખાઇશ
એ ત્રબકડા
ઘાસ ખાઈશ
પણ મુદ્દિયા નહીં ખાઉં'.'

રાજકુમારી ખડખડ હસી–મનસુખ આવેશમાં આવીને બોલવા લાગ્યો, 'રેતીમા ઉઘાડા પગે ચાલીશ, ભીની રેતીને પગ ઉપર ચડાવીશ, પાણીમા પગ લટકાવીને બેસી રહીશ અને પાણીમા ટેટા પડશે ડબાક ડબાક અને સાપની જીભ થશે લબક લબક '

'એના હાથનાં મુદ્દિયા તો ખાત '

'કોના ?'

એ મનસુખનો કાન પકડીને બોલી, 'અજાણ્યા થાઓ છો ?'

મનસુખ પથ્થરની નીચે ઊતરીને રાજકુમારીના પગ પાસે બેસી ગયો 'ના–ના મને એમ કે તમે એની વાત નહીં કરો.'

'એની વાત કર્યા વગર ચાલે ? એ તો ઘોડા ઉપર ચડીને લોહીમા દોડે છે.'

'હે ? હા,' મનસુખનું શરીર ધ્રુજવા લાગ્યુ એણે જોરથી રાજકુમારીના બે હાથ પોતાના હાથમા પકડી રાખ્યા. 'અહીં ઘાસમાં – ને છે નદીના પાણીમા હવે તો એ સરે છે—'

રાજકુમારી ઊભી થઈ 'ચાલો'

મનસુખ પણ ઊભો થયો.

ચાદનીમા આગળ સરતી રાજકુમારી થોડે દૂર અટકી અને બોલી, 'જુઓ—'

'શુ ?'

'સાભળો—'

મનસુખ બોલ્યો 'નહીં, એની વાત કરશો નહીં એની યાદ દેવડાવશો નહી.'

રાજકુમારી આગળ દોડવા લાગી 'શુ ખાશો ?'

મનસુખ પાછળ દોડવા લાગ્યો. એના પગ ઘાસની ભીનાશને ચૂસતા હતા 'વાસ ખાઈશ, ફૂલ ખાઈશ' એણે બૂમ પાડી, 'ચાદનીના ગોસલા કરીને બટુકા બોલાવીશ'

ઘાસમા એક પાલવ લહેરાયો મનસુખ જોરથી હસીને એ પાલવ પકડવા ગયો

એની પત્નીએ કહ્યુ, 'ક્યા સુધી બેસી રહેશો ? ચાલો ખાઈ લો'

મનસુખે ઊચે જોયુ પછી ચૂપચાપ અદર જઈને બેસી ગયો. પત્ની ઢાકેલી થાળી એની સામે મૂકતા બોલી, 'ભૂલ થઈ ગઈ. આજે ખાઈ લો.'

મનસુખ ચુપચાપ ખાવા લાગ્યો થોડીવારે પૂછ્યુ, 'છોકરા બધ સૂઈ ગયા ?'

'હા'

એની પત્નીએ પાણીનો પ્યાલો એની સામે મૂક્યો પછી ધીમેથી બોલી, 'આજે પથારી પેલા ઓરડામા કરુ ?'

મનસુખે જોયુ. એની પત્નીના માથામા એક ફૂલ દેખાયુ કહ્યુ, હ—'

પત્રચર્ચા



## અજિત ઠાકોર

તંત્રીશ્રી 'ફફાવટી',

ડૉ સુમને મે '૭૯ પત્રચર્ચા બંધ કરતાં કરતાં ફરી એકવાર મારા વિશે, મારા વલણ વિશે ને મારી પત્રચર્ચાઓ વિશે જે તુચ્છડાગ કર્યાં છે, તેનું તત્ત્વચર્ચામાં કોઇ સ્થાન ન હોવાથી એમણે દોહરાવ્યા કરેલી માન્યતાઓના અનુસંધાને કેટલાક મંતવ્યો રજૂ કરીશ

મૈત્રી કે સંબંધ સાચવનારું અને તેના પર સિદ્ધાંતો ઓઢાડનારું, પોતે ક્યારેય કશું ન લખ્યું હોવાની અને વધુમાં વધુ પ્રામાણિકતા લેખનક્ષેત્રે દાખવવાની વાત સંદર્ભે મે વાચનાની સમીક્ષા લઇ મારા પ્રતીતિના આધારો રજૂ કર્યા. જેને ડૉ. સુમન પહેલા અશાસ્ત્રીય અને ચોકસાઇ વિનાના (જુઓ કંકા. માર્ચ-અંતિમ પેરેગ્રાફ.) અને પછી શાસ્ત્રીય (જૂઓ કંકા. મે-બીજો પેરેગ્રાફ.) કહ્યા છે મૂળ વાત તો એ છે કે, સુ શા. જેવા એક સમર્થ વિવેચક એક ધ્યાનાર્હ વિવેચન આંદોલન શરૂ કરે અને તેમા રાધેશ્યામ, ચંદ્રકાંત, ભોળાભાઇ, રઘુવીર જેવા અગ્રણી વિવેચકો જોડાય તો તેની નબળાઇઓને લીધે આ આંદોલન પંથ એને શરૂ કરનાર તથા જોડાનારની ટોળી બનતી જતી જણાય ત્યારે તેની સાધાર ચર્ચા કરવી જરૂરી બની રહે છે. એમા **મારી** માન્યતાઓ કે **મારાં** મૂલ્યાંકનોની વાત જ આવતી નથી. જેને લાગે તે ખોટા પાડી શકે. મારી અણસમજો અને ગેરસમજોને

દૂર કરી શકે—ઓછામા ઓછી ખુલ્લી તો પાડી જ શકે 'એમને મુબારક" કહી રણ-છોડ ન બની શકે. અને ડૉ સુમન અને એમના મિત્રો જો સાભળે-સાભળી શકે તો એમને બીજેથી પણ—બાજુમાથી પણ ઘણુ બધુ સાભળવા મળશે મે તો મારી માન્યતા પડકારવામા આવી ત્યારે મારી પ્રતીતિના આધારે રજૂ કરવાનુ કર્તવ્ય બન્યુ હતુ તેઓ સ્વીકારે કે નહી સ્વીકારે તેનુ મૂલ્ય તેમનો અસ્વીકાર કેટલો સાધાર છે, તેના પર જ રહે છે ડૉ સુમને આધારો આપવાને બદલે મારામા સુ જો તરફનો પક્ષપાત અને રાધેશ્યામ તરફની પૂર્વગ્રહ બુદ્ધિનો આક્ષેપ કર્યો છે અને એમ કરીને તેમણે આચરેલા સુ જો ને ભોગે રાધેશ્યામ તરફના મૈત્રીપાતને ઢાકવાનો પ્રયત્ન કર્યો છે એટલુ જ નહી તેમણે એમના પરમ મિત્ર રાધેશ્યામની ઉમાશકર ભક્તિ (જુઓ સાપ્રતનો 'કવિની શ્રદ્ધા' પરનો લેખ તથા આખા ગ્રથમા ઉમાશકર વિશેના તમામ ઉલ્લેખો) અને સુ. જો તરફની નિર્થકતાનો પણ ક્યાય ઉલ્લેખ કરવો જરૂરી ગણ્યો નથી

ડૉ સુમન અને તેમના મિત્રોની પત્રચર્ચાની રીત પણ કેટલી તોછડી છે વળી ચદ્રકાન્ત શેઠ 'નદ સામવેદી'ને નામે 'લલિત નિબધરૂપે (ગ્રથના પાના પર નહીં પણ ઉદ્ગારમા) નામોલ્લેખ વગર ઉપહાસાત્મક જવાબ આપવાની ચેષ્ટા કરે. વિરોધી પ્રતિપાદનો સામેની આ પ્રતિક્રિયાઓ ડૉ. સુમન અને તેમના મિત્રોની રુગ્ણ મનોદશા સૂચવે છે તેમના હાથમા હોય તો તેમની વિરુદ્ધનો એક પણ વિચાર તેઓ પ્રગટ ન થવા દે બાકી અસહિષ્ણુતા અને અપ્રામાણિકતા ચાલાકીપૂર્વક આચરવામા આવે તો પણ તે ઓળખાઈ જતી હોય છે. ઉમાશકર અને તેમના સાથીદારો તથા શિષ્યો (જેમા રાધેશ્યામ પણ છે) છેલ્લા ત્રણ દાયકા કરતા પણ વધારે સમયથી ગુજરાતી સાહિત્ય પર, સાહિત્યિક પ્રવૃત્તિઓ—જેવી કે પરિષદ, અકાદમી, પરિસવાદો, પ્રકાશનો, રેડિયો કાર્યક્રમો, સામયિકો, પારિતોષિકો—પર અને ગુજરાતી સાહિત્યના

શિક્ષણતંત્ર-જેવાં કે શાળા, મહાશાળા, યુનિવર્સિટી આદિ-પર નિર્ણયાત્મક કાબૂ ધરાવતા આવ્યા છે. જેઓ એમને અનુકૂળ, એમની સાથે સંમત કે એમના ટેકેદાર થયા નથી, ખાસ કરીને જેમણે એમનો વિરોધ કર્યો છે, તેઓ ઉપેક્ષાયા છે. એમની વિરુદ્ધ થયેલા બે વિદ્રોહોમાં સુરેશ જોષી અને 'રે' મઠ હતા. સુ. જો સર્જન-વિવેચન અને ગ્રંથસ્થ ન થયેલા છતાં સાહિત્યરસિકો સમક્ષ પ્રગટ થતા રહેલા વિચારો વડે— એમને ભૂંસવાના સતત પ્રયાસો વચ્ચે—અદ્યાપિ પર્યંત એમનો આગવો માર્ગ કોરતા રહ્યા છે. પણ 'વડોદરા સ્કૂલ'ના સભ્યો એમને ઝાઝો સાથ આપી શક્યા નથી. તો 'રે' મઠનું આંદોલન તેના બલિષ્ઠ સર્જનાત્મક વિદ્રોહને કારણે ૬૦ થી ૭૦ના ગાળામાં પ્રભાવ પાડી શક્યું છતાં આજે એ વેરવિખેર હોવાથી શાંત થઈ ગયો છે. આ પરિસ્થિતિમાં એ વિશે આગળી ચીંધવી એ મારી ભૂમિકા છે

ડૉ. સુમન આટઆટલી પત્રચર્ચા પછી પણ એમની 'વાચના'ની સમીક્ષાની પ્રામાણિકતા અને આ સમીક્ષાના એકેય વિધાનની વિવેચનાત્મકતા વિશે (રાધેશ્યામ સુ. જો. જેટલા જ સચ્ચન વિવેચક છે, એ વિધાન સુદ્ધાં) ત્યારેય અને આજેય અવઢવમાં નથી ! જે અતિવિશ્વાસપૂર્વક ડૉ. સુમન એમના એકેએક વિધાનને વળગી રહ્યા છે અને પ્રતિપાદનને બદલે અસહિષ્ણુતા દાખવી છે, તેના અનુસંધાને તેમની સર્જન-અનુવાદ પ્રવૃત્તિ અને સંપાદન વિવેચનની પદ્ધતિ અને પ્રવૃત્તિની ફેરતપાસ કરવાનો (એમના શબ્દોમાં કીકાચર્ચા-ચવાડે ચડવાની પ્રવૃત્તિ) વિકલ્પ હું પક્ષપાત કે દ્વેષ નહીં પણ પ્રેમ (અલબત્ત પૂરી ખબરદારીવાળો) હોવાથી મારા પક્ષે ખુલ્લો રાખું છું.

મારા પક્ષે તો સમગ્ર પત્રચર્ચા એક સમર્થ વિવેચકમાંથી આસ્થા ઉખડી જવાની ગમગીનીરૂપે જ કેવળ શેષ રહી ગઈ ..

૨૫-૫-'૭૯



## વાર્તા સમીક્ષા



**અજિત ઠાકોર**

( ગતાંકથી ચાલુ )

આઠમું–નવમું–દશમું વાક્ય "ડાખળીની શુષ્કતા ખખડે છે પણ એ શુષ્કતામાં હજુ ભીનાશ છે ડાખળી તૂટતી નથી."

"શુષ્કતા ખખડે છે" જેવા કાવ્યાત્મક પદો નાયકની સંવેદનશીલતા પરિસ્થિતિના મર્મભાગ સુધી પહોંચી ગઈ હોવાની ખાતરી કરાવે છે "સૂકી ડાખળી ખખડે છે" થી "ડાખળીની શુષ્કતા ખખડે છે"–સુધી થતી નાયકની મનોગતિ નોંધપાત્ર છે બોરસલીના મર્મ સુધી પહોંચતું નાયકનું મન બોરસલી સાથેની તેની તદ્રુપતા સૂચવે છે નવમું વાક્ય આગળના વાક્યના અર્થ ને મર્યાદિત પ્રતિરોધનો આભાસ રચે છે આની મદદથી વિગતનો ઉમેરો થયો છે જરઠ કે મૃતવત્ અસ્તિત્વમાં સહેજમાજ બચી ગયેલા સજીવ અંશનો અહીં નિર્દેશ થયો છે. આ વાક્ય દશમા વાક્યની ભૂમિકારૂપ છે, દશમું વાક્ય નાયકના અસ્તિત્વનો મૃતવત્ અંશ હજુ અલગ પડતો નથી, તેનો નિર્દેશ કરે છે

અગિયારમું–બારમું વાક્ય "ડાબા પગ પર એક કાળી કીડી સરકતી હતી એની સ્પર્શરેખા બરાબર વંચાતી હતી"

ડાખળી તોડવાની કાગચેષ્ટામાં ગ્રંથાયેલું હોવા છતાં નાયકના ચિત્તનું આત્મસભાનતાપરક સાતત્ય, "કીડી સરકતી હતી" જેવી વિગતથી નિર્દેશાયું છે શરીર પર કીડી ચાલવાની ક્રિયા અણખત ઉપજાવતી હોય છે પણ અહીં નાયક "સરકતી" પદ યોજી અણગમા કે અણખતનો ડંખ કાઢી નાખે છે, નાયકનું આ વલણ નોંધપાત્ર છે ડાખળી તોડવાની કાગચેષ્ટાના મુકાબલે કીડી સરકવાની ક્રિયા સંવેદનશીલતાને ઉદ્દીપ્ત કરતી હોવાથી નાયકનો તેના તરફ સાનુકૂળ પ્રતિભાવ છે "ડાબો પગ" વિગતમાં વિલક્ષણતા અને સૂક્ષ્મતા

લાવવાના પ્રયાસરૂપે પ્રયોજાયેલુ પદ છે. "કાળી કીડી" ને "એક" એવુ વિશેષણ પણ એવા જ પ્રયાસરૂપે પ્રયોજાયેલુ છે, જો કે કીડીને લાગેલુ "કાળી" વિશેષણ કાગડા સાથે વર્ણસામ્ય સાધી કાગ અને કીડીની ક્રિયાઓની તુલના માટે ભૂમિકા ઊભી કરે છે. કેટલાક નોધપાત્ર વાક્યો જે વાર્તામા ગતિ અને સદિગ્ધતા રચે છે, તેમાનુ આ એક છે બારમુ વાક્ય નાયકની તીવ્ર સવેદનશીલતા સૂચવે છે "કીડી" આમ સ્પર્શક્ષમ કલ્પન બની રહે છે.

તેરમુ વાક્ય · "મે બોરસલીના થડ પર જરા હથેળી ફેરવી"

નાયક અહી સ્મૃતિને સક્રિય કરી જોવાનો સભાન પ્રયત્ન કરે છે.

ચૌદમુ વાક્ય · "બ.ની ગોરી પીઠ પર ભીના કાળા વાળનો ઢગલો, અને એ ભીનાશ પર હુ એક હસનુ નાનુ શુભ્ર શાવક બનીને લપાઈને બેઠો છુ એવુ સ્વપ્ન ત્રણેક દિવસ પર મને આવ્યું હતુ"

અહી બ ના સદર્ભમા તેની પીઠનો ઉલ્લેખ ધ્યાનપાત્ર છે. તેમા અતિસુદરતા અને મોહકતા સાથે પરાઙ્મુખતા અને અપરિચિતતાનો પણ નિર્દેશ થયો છે. અગાઉ બ.ની મેધા સાથે તો અહીં બ ની મોહકતા અને સુદરતા સાથે અપરિચિતતા તથા પરાઙ્મુખતાનુ થયેલુ સૂચન નોધપાત્ર છે "ભીના કાળા વાળનો ઢગલો"–મા ભીનાવાળ બ ની સદ્યસ્નાતારૂપ અવસ્થા સૂચવે છે જે નાયિકામા શુચિતા પણ રહી છે, તેવી નાયકની માન્યતાનો નિર્દેશ કરે છે. "કાળા વાળનો ઢગલો"–મા યુવાની અને મોહકતાનો નિર્દેશ છે. નાયકના નાયિકામા પોતે માનેલી સદ્યસ્નાતાની શુચિતા અને આર્દ્રતાને આશ્રય બનાવી બચી જવાની મનોવૃત્તિનુ સૂચન છે "એક હસનુ નાનુ શુભ્ર શાવક"ને સ્થાને "હસનુ એક નાનુ શુભ્ર શાવક" એમ હોવુ જોઈએ. અહીં "નાનુ" અને "શુભ્ર" વિશેષણો પણ જરૂરી જણાતા નથી. 'ત્રણેક દિવસ" પદો સમયની અચોક્કસતા સૂચવે છે. બોરસલીના થડ પર હથેળી ફેરવવાની ક્રિયા અને સ્વપ્નની સ્મૃતિનો પૂર્વાપર સબધ પ્રથમને કારણ અને બીજાને કાર્ય ઠેરવે છે અહીં પણ "શુભ્ર શાવક" એવા તત્સમ

પદો નાયક પર નાયિકાની પ્રજ્ઞાનો સીધો પ્રભાવ સૂચવે છે.

પંદરમુ–સોળમુ વાક્ય. પણ એ સ્વપ્ન ઉત્તરાર્ધમા વિચિત્ર રીતે પલટાઈ ગયુ હતુ પછી મારા ઘર પર ઓસરીમા, ગોખલા પર, ધાબાની ધાર પર, અસખ્ય બચ્ચા બેઠા છે–અને થોડી થોડી વારે જરા જરા પાખો ફફડાવે છે, અચાનક બધા ટ્રેનની વ્હીસલના અવાજથી પાખો ફફડાવી ઊડે છે"

એક નાયકનુ અસખ્ય શાવકમા રૂપાતર થતા આશ્રયસ્થાન પણ એકમાથી અનેક થાય છે, એનુ વર્ણન અહીં થયુ છે અહીં મૂળ આશ્રયરૂપ બ અશેષ થઈ જાય છે તેનુ સ્થાન ઘર, ઓસરી અને ધાબા લે છે બ મા આશ્રય ઝખતો નાયક નારી (ગૃહિણી ?) અશેષ થતા ગૃહસ્થના ભાવ આશ્રયસ્થાનરૂપ ઘરનો આશ્રય લે છે અને તે પણ "ઘર પર" 'ઘરમા" નહીં ! થોડી થોડી વારે પાખો ફફડાવવાના વર્ણનમા ઊડવાની ઈચ્છાનુ સૂચન છે. ટ્રેનની વ્હીસલ યાત્રિક જીવનની તીક્ષ્ણ કર્કશતા સૂચવે છે Routine lifeનુ પણ સૂચન કરે છે પરિણામે એના ગવેગથી અસ્તિત્વના આ શુભ્ર શાવકો શા અશો જીવનમાથી ઊડી ગયાનુ અનુભવાતા જેને "ઘર" કહીએ છીએ તે જ નડી પડે છે

સત્તરમુ–અઢારમુ વાક્ય નીચે,ઘરની દીવાલો બધી પડી ગઈ છે ધસી પડેલા ધાબામાથી ચૂનો અને સિમેન્ટ ખરતા હોય છે"

"નીચે" પદ નાયકના અશોનુ જ આ ઉડ્ડયન છે, તે સ્પષ્ટ કરે છે ઢળી પડેલા ઘરની આકાગોથી છબી ઝીલાઈ છે

ઓગણીસમુ–વીસમુ વાક્ય "આખ ઊઘડી જાય છે તો સ્ટેશનમા કોઈ ટ્રેન હાફતી હાફતી ઊભી હોય છે આકાશના ચદ્રનો ટુકડો એરકનીની પાછળ બની પીર જેવો તગતો હોય છે"

વાસ્તવિક દૃશ્ય સાથે સ્વપ્નને સાકળી લઈ તેના અતને પ્રતીતિકર બનાવવાનો અહીં પ્રયત્ન છે "ટ્રેન હાફતી હાફતી ઊભી હોય છે"મા

સજીવારોપણ દ્વારા નાયકના જીવનની યાંત્રિક ગતિ અને તેના થાકનું સૂચન છે. "આદમનો ચંદ્ર," "બોરસલીની પાછળ"માં બોરસલીની સ્મૃતિનું સૂચક છે. બ ની પીઠ સાથેની ચંદ્રની સરખામણી જાગૃતિમાં પણ બ ની પરાઙ્મુખતાની પ્રતીતિ ચાલુ રહ્યાનું સૂચન કરે છે. "તગતો" શબ્દ બ ની અણીયાળી અલિપ્તતા-નિરપેક્ષતાને સૂચવે છે. આમ બ ની સૌંદર્યમયી ગોરી પીઠ નાયકને તેનાથી અળગો કરવામાં કારણભૂત બને છે અહીં વર્તમાનની ક્ષણ પર સ્વપ્નના સમયની વિશિષ્ટ ગતિમયતાની ઝાંય પડે છે. આથી તેનું અપૂર્વરૂપ પ્રગટ થયું છે.

એકવીસમું વાક્ય · "ઊભો થઈને ઘરમાં આવું છું"

આ વાક્યથી પેરેગ્રાફ બદલાય છે. સ્મૃતિની તીક્ષ્ણતા, સ્વપ્નનો પ્રવેશ, સંવેદનશીલતાની સક્રિયતા સામે નાયકની ઓગળતી નિષ્ક્રિયતાને આ વાક્ય વર્ણવે છે. અગાઉ સ્વપ્નવર્ણનમાં ઘર ઢળી પડયાનો ઉલ્લેખ છે. એ સંદર્ભે નાયકનો આ ગૃહપ્રવેશ સ્વપ્નસૃષ્ટિનો સીધો પ્રભાવ સૂચવે છે, જે એની વિકળ મન:સ્થિતિનો નિર્દેશ કરે છે

બાવીસમું વાક્ય · ટાઈમપીસને નેપકીનથી સાફ કરું છું અને કાંટાને ફેરવું છું.'

સમયની અત્યાર સુધીમાં ઊપસેલી અરૂઢ-અણધારી-વિનાશક છબી તથા ગતિના સંદર્ભે ટાઈમપીસને સાફ કરવાની ક્રિયામાં સ્મૃતિ-સ્વપ્ન-સંવેદન આદિની સમય પર વળેલી ધૂંધળાશ-ઝાંખપ દૂર કરવાની વૃત્તિ દેખાય છે એની પાછળ ભયની વૃત્તિ રહેલી છે "કાંટા ફેરવવાની" વૃત્તિ પણ સમય પોતાને આધીન છે, તેવું આશ્વાસન પામવાની વૃત્તિમાં રહેલું છે

ત્રેવીસમું-ચોવીસમું વાક્ય 'ચટકી ગણકી ઊડે છે કોટા પર ચૂપચાપ બેઠેલી ચકલી પાંખો ફફડાવીને ઊડે છે"

અહીં એલાર્મ વાગતા સમયનો પરિચય કેળવવાનો/તેની આધીનતાથી આશ્વાસન થવાનો/સ્થગિત અનુભવાતા સમયને ચલિત કરવાનો નાયકનો પ્રયત્ન વિફળ થઈ જાય છે. ફરીથી ઘડિયાળના સમયને

અપરિચિત કરતા, દુર્દમ્ય બનાવતા અને બાહ્ય સ્થગિતતાનો અનુભવ કરાવતા સ્મૃતિ–સ્વપ્ન–સંવેદન આદિથી વ્યતીત અને વર્તમાનના સંધિસ્થાને નાયક ધકેલાય છે સમયનો તંદ્રા તોડતો/ચેતવતો અનપેક્ષિત રણકાર એક નવી જ અપરિચિતતા અને ભયની લાગણી જન્માવે છે. ઘટડી વાગતા જ આખો પરિવેશ બદલાય જાય છે અહીં એક સૂચક દૃશ્ય વર્ણવ્યુ છે. ફોટા પર ચૂપચાપ બેઠેલી ચકલીનુ પાંખો ફફડાવીને ઊડવુ સુપરિચિત ફ્રેમબદ્ધ વ્યતીત પરથી નાયકની ચંચળ ભીરુ તત્ક્ષણનુ ઊડવુ બની રહે છે. જેથી વ્યતીત, વર્તમાન અને ભાવિ એમ સમયના ત્રણે રૂપોની દૃઢતા જેમા ઓગળી ગઈ છે તેવા અધ્યાસવિહીન અપરિચિત સમયમા નાયક આવી પડે છે.

પચ્ચીસમુ છવ્વીસમુ વાક્ય "રૂમમા અહીં તહી એનો ફફડાટ અથડાયા કરે છે 'વીજળીક પંખાનાં વાયવીય વર્તુળો એનેમલ સરફેસરથી રંગાયેલી બ્લ્યુ દીવાલોને ધક્કો મારીને બહાર પાંખો ફફડાવતા ઊડે છે આંગણાની બોરસલીને પણ ઊંચકતા જાય છે."

( અપૂર્ણ )

## શીર્ષાસનની ઐતિહાસિક સાંશોધન

( આધુનિક ગુજરાતી ગઝલ–વિવેચનનો ઐતિહાસિક પ્રયોગ )

ગાંધીયુગમા ગઝલનું સર્જન મંદ થયેલુ. તે વળી પાછુ '૪૦ પછી ગતિશીલ બને છે વેણીભાઈ, મકરંદ દવે, ઉશનસ્ અને જયંત પાઠક જેવા કવિઓ પણ સ્વસ્થરીતે ગઝલનો મિજાજ પકડી શકયા છે **એ પછી** ગની, ઘાયલ, શૂન્ય, બેફામ, જલન, જિગર, અનિલ, આદમ જેવા અનેક નામી–અનામી કવિઓને હાથે ગઝલનુ વિપુલ સર્જન ક્યાંક પ્રયોગશીલ રહીને તો બહુધા ચીલાચાલુ હવે થતુ દેખાય છે.'

**—મણિલાલ હ. પટેલ**

આધુનિક ગુજરાતી ગઝલમા પ્રયોગો

૧. કવિલોક .. પ્રયોગવિશેષાંક . '૭૮

# સાહિત્યવૃત્ત

—ગ્રીક કવિ વાસિલિસ વિટસાકિસસના ગ્રીક કાવ્યોના કવિએ પોતે કરેલા અનુવાદોનો સંગ્રહ 'લાઈક કેન્ડલ ડ્રોપ્સ' દિલ્હીની સમકાલીન પ્રકાશનસંસ્થાએ પ્રગટ કર્યો છે.

—આંગ્લ નવલકથાકાર ચાર્લ્સ ડિકન્સ કૃત 'ધ ટેલ ઑફ ટુ સિટીઝ'નો શ્રી જયન્ત પાઠકે કરેલો અનુવાદ 'ક્રાન્તિની કથા' ભાષાંતર-નિધિ, ભાવનગર તરફથી પ્રગટ થયો છે.

—આદિમતાવાદ, વાસ્તવવાદ, પ્રકૃતિવાદ, પ્રયોગવાદ, અસ્તિત્વવાદ ઈત્યાદિ વિવિધ વાદો વિશેના અભ્યાસલેખોનો સંગ્રહ 'સાહિત્યિક વાદો' નવભારત સાહિત્યમંદિર તરફથી પ્રગટ થશે

—સૂરતની સાહિત્યસંસ્થા 'સંગોષ્ઠી'ના ઉપક્રમે તા ૩-૬-'૭૯ના રોજ 'ગઝલ અને તેની સમસ્યાઓ' એ વિષય પર અભ્યાસલેખો વાંચવા સહિત ચર્ચાનો કાર્યક્રમ યોજાયો હતો. તેમા સર્વશ્રી અજિત ઠાકોર, રતિલાલ અનિલ, જનક નાયક, સનત જોષી, બકુલ ટેલર નરસિંહ પરમાર, તથા રશ્મિબેને ભાગ લીધો હતો.

—વિજય શાસ્ત્રીનો નવો વાર્તાસંગ્રહ 'ઈતરેતર' સાહિત્ય સંગમ, સૂરત તરફથી પ્રગટ થશે.

—કિશોર જાદવની લઘુનવલ 'નિશાચક્ર' પ્રગટ થવામા છે

—ડૉ. સુરેશ હ. જોષીના નિબંધસંગ્રહ 'જનાન્તિકે'ની બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે.

પ્રાણજીવન મહેતાનો કાવ્યસંગ્રહ 'કાનોમાતર' પ્રગટ થયો છે.

# ગ્રામ વિકાસ અને અંત્યોદય જનતા સરકારના બે મુદ્રામંત્રો

# અભિનવ ગ્રામ નિર્માણ

૧૯૭૮ ની વાર્ષિક યોજનાની ૭૦ ટકા જેટલી રકમ ગામડાના સર્વાંગી ઉત્કર્ષ માટે ફાળવીને અમલમા મૂકાયા છે આ કાર્યક્રમો—

- સંકલિત ગ્રામવિકાસ
- ખેતી અને સંલગ્ન કાર્યક્રમો
- ગ્રામોદ્યોગો અને ગ્રામમાર્ગોનો વિકાસ
- ઝડપી ગ્રામ વીજળીકરણ
- ગ્રામપાણી પૂરવઠા યોજનાઓ
- ગ્રામ આરોગ્ય સેવાઓમા વૃદ્ધિ
- પ્રાથમિક શિક્ષણનુ વિસ્તરણ
- ગ્રામ રોજગારીમા વૃદ્ધિ
- વધુ જમીનને સિંચાઈ
- સ્થાનિક વિકાસ કાર્યોને પ્રોત્સાહન
- પૂરક વ્યવસાય માટે સહાય
- ગામડાને દત્તક લેવા પ્રોત્સાહન
- ગ્રામ વિકાસ સંસ્થાઓના કાર્યક્રમોનુ વિસ્તરણ
- રૂરલ ટેકનોલોજી ઈન્સ્ટિટ્યૂટ તથા માર્કેટીંગ ઈન્સ્ટિટ્યૂટની સ્થાપના
- કામના બદલામા અનાજની યોજનાનો અમલ.

## ગુજરાતના ગ્રામજીવનમાં ચેતનાનો ધબકાર



જુલાઈ
૧૯૭૯

# કંકાવટી

# કંકાવટી

જુલાઈ ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક


વર્ષ ૨૦ : અંક ૨૪૪ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની ૫ંદરમી તારીખે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂ. ૨૩, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા–ટિકિટવાળું કવર અવશ્ય બીડવું. કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૨

‘ધૂમકેતુ’ : ડ્યુરેનમાટનુ નાટક



ડૉ. સુરેશ હ. જોષી

(ગતાંકથી ચાલુ)

પાદરી મરા જઈને પથારી રોકી લે તે કેમ ચાલે ? શ્વીટર મરવા માગે છે, માટે એનો દાવો એ પથારી પર છે જ. વળી એ જેવો તેવો માણસ નથી, નોબેલપુરસ્કારવિજેતા છે. પથારી ખાલી થાય છે કે તરત, મરણની રાહ જોતો, એ એમા પોઢી જાય છે પણ ફરી દખલગીરી શરૂ થાય છે એ શી વર્ષનો ઈન્ટિરિયર ડેકોરેટર, બિલ્ડીં કૉન્ટ્રેક્ટર અને મોટી મિલકતનો ધણી મુહાઈમ ધમાલ કરતો આની ચઢે છે એનો પણ સ્વીટર દ્વારા વિનાશ થાય છે, કારણકે એની મરવાની પ્રક્રિયામા એ વિક્ષેપ ઊભો કરે છે. શ્વીટર એકરાર કરે છે કે ચાળીસ વર્ષ પહેલા એને મુહાઈમની પત્ની જોડે સમ્બન્ધ હતો. આ જાણીને મુહાઈમની દુનિયા કકડભૂસ તૂટી પડે છે, કારણ કે એણે તો એની આખી ઇમારત એની પત્નીની વફાદારી વિશેની શ્રદ્ધાના પાયા પર રચી હતી ! એ તો હમેશા કહેતો, “સુખી દામ્પત્ય વિના ધંધાના જંગી સાહસ થઈ શકે નહિ, કોમળતા જો જીવનમા નહિ હોય તો દુનિયાને છેતરાપટાવીને તમે રસ્તો કાઢી શકો નહિ, આત્મીયતા પ્રાપ્ત નહિ થાય તો જીવનનો અન્ત ગટરમા આવે.” મુહાઈમ શ્વીટરને ક્રોધથી મારી નાખવા ઇચ્છે છે. ‘પણ મરવુ એ મારે માટે તો એક પવિત્ર કાર્ય છે’ એ વિચારથી એ અટકી જાય છે.

આ પછી શ્વીટરની ચોથી પત્ની ઓલ્ગા પ્રવેશે છે. એ ઓગણીસ વર્ષની ‘કૉલગર્લ’ છે. ભાગી પડેલો મુહાઈમ લથડતે પગે બહાર નીકળતો હોય છે ને એ પ્રવેશે છે ઓલ્ગાએ પોતે જ તો હૉસ્પિટલમા શ્વીટરની મરણપથારી પાસે ફૂલો સજાવ્યા હતા પણ એને નવા અવતારમા શ્રદ્ધા છે ‘હવે બધુ બરાબર થઈ ગયુ હુ હવે તમારા

સાથે જ રહીશ" પણ સ્વીટરને હવે એની સાથે કશા લેવાદેવા નથી. એ કહે છે "આપણે તો અન્તવિદા કહી દીધી છે. કાઈ કેટલીય વાર. હવે તો એ મજાક તરીકે ય ચાલે તેમ નથી. જરા તારી સાન ઠેકાણે કેમ નથી રાખતી ? ભાગ અહીંથી" જ્યારે સ્વીટરને પોતાના પર, જગતના પર ક્રોધ ચઢયો હતો અને એને વિદ્રોહ કરવાની ઇચ્છા, જોકે હોવા છતા પણ, થઈ આવી હતી ત્યારે ઓલ્ગા એના જીવનમા પ્રવેશી હતી હવે એ એને હાકી કાઢે છે ને કહે છે, "જા તારો વધો સભાળી લે સિગરે મરણસમયે ગેલ શહેરને પોતાના ઉદ્યાનોની ભેટ આપી હતી, હુ આ શહેરને એક વેશ્યા ભેટરૂપે આપતો જાઉં છુ"

આ પછી સ્વીટરનો પાત્રીસ વર્ષનો મનમોજી રગીલો દીકરો જોખેન પ્રવેશે છે એને એના બાપમા કશો રસ નથી, બાપ તરફથી વારસામા જે માનમિલકત મળવાના છે તેમા જ રસ છે વહેનામા વહેલી તકે એ ઝડપી લેવાની એની દાનત છે સ્વીટર એને ચૂનામાની ગપોડી બતાવીને કહે છે, "લે તારો વારસો" જોખેન કહે છે, તમે તો મને નફરત પણ કરતા નથી ! તમને મારી એટલી ય પડી નથી તો હુ શેતાન ભેગો મળી જાઉં તો તમને તો કશુ લાગે વળગે નહીં !" સ્વીટર કહે છે, 'ખરુ કહુ તો હુ પોતે જ શેતાન પાસે જવા નીકળ્યો છુ" જોખેન બગડી ઊઠે છે, 'તમે તે માણસ છો કે રાક્ષસ ?" સ્વીટર ઠડે કલેજે જવાબ આપે છે, "મરવુ એ જ એક અમાનુષી કૃત્ય નથી ?" જોખેન ધૂધવાઈ ને કહે છે, "તો મરવાનુ જલદી પતાવી દો ને !"

આમ જોખેન જતો રહે છે અને કહેતો જાય છે, 'તમારા પુસ્તકોની રોયલ્ટી તો મને જ મળવાની છે ને !" ઓલ્ગા પિતાપુત્ર વચ્ચેનુ આ દૃશ્ય કશુ બોલ્યા વિના જોયા કરતી હોય છે તે ચૂપચાપ ગભીરતાથી ઊઠીને ચાલી જાય છે ને આપઘાત કરે છે આમ સ્વીટરના 'નવા અવતાર'નો એ બીજો બલિ બને છે સ્વીટર પાછો પોઢી જાય છે, પણ મરવા માટે નહિ ચિત્રકારની પત્ની ઓગુસ્તે સ્વીટર જ્યારે સ્ટુડિયો

પર આવતો ત્યારે એની સારસભાળ રાખતી. એ શ્વીટર ભેગી સૂઈ જાય છે ને એનો પતિ બહારથી બારણુ ઠોકતો રહે છે. આમ આ નાટક ઘડીભર મૃત્યુની ફિલસૂફી તરફ ગભીરતાથી ઝૂકતુ લાગે છે પણ ત્યા એકાએક આવા દૃશ્યોથી એ ફારસ તરફ ઝૂકતુ હોય એવુ લાગવા માડે છે.

બીજો અક શરૂ થાય છે આ ઘટનાને એક કલાક થઈ ગયો હોય છે પછી શ્વીટર ફરી મરી ગયો છે. સ્ટુડિયોમા વિધિપૂર્વક એને સુવડાવ્યો છે પાસે ફૂલના ગુચ્છા મૂકયા છે. શ્વીટરનો પ્રકાશક, છાપાના પ્રતિનિધિઓ અને કુતૂહલવશ આવી ચઢેલા લોકો ત્યા હાજર છે આકરો વિવેચક ફ્રાઈડરિખ ગિયોર્ગેન એને નિવાપાજલિ આપતા કહે છે: "એણે કરુણાન્ત નાટકને નકારી કાઢયુ, પણ એનુ પોતાનુ જીવન કરુણાન્ત બની રહ્યુ એ કરુણતાથી ઘેરા પ્રકાશમા આપણે કદાચ પહેલી જ વાર નિષ્ઠુર લાગે એવી વિશદતાથી એના જીવનને જોવાનુ છે એ આ યુગનો હતાશાને જીતવાને મરણિયા થઈને ઝૂઝનાર, છેલ્લો આવતો હતો એને મન નગ્ન વાસ્તવિકતા સિવાય બીજા કશાનુ અસ્તિત્વ જ નહોતુ . એનામા શ્રદ્ધાનો અભાવ હતો અને તેથી માનવજાત પર પણ એને શ્રદ્ધા નહોતી. એ નીતિવાદી હતો, પણ એની નીતિના મૂળ શૂન્ય વાદમા હતા એ હમેશા વિદ્રોહી રહ્યો, પોતાને ગુગળાવી રાખનારા પરિવેશ સાથે એ સદા ઝૂઝતો રહ્યો. વાસ્તવિકતા વિશેનુ ચિન્તન નહીં, પણ આન્તરિક હતાશાની અભિવ્યક્તિ જ એની સિદ્ધિ ગણાશે. પણ વાસ્તવિકતા પોતે તો વિલક્ષણ નથી, એની નાટચસૃષ્ટિ જ વિલક્ષણ હતી"

ડયુરેનમાટ અહીં એક નાટચકાર તરીકે પોતાની જ વિડમ્બના કરતો હોય એવુ લાગે છે. એના વિવેચકોએ એના પર આવા જ પ્રહારો કર્યા છે. શ્વીટરનો પ્રકાશક કોપ્પે ગિયોર્ગેનને શાબાશી આપતા કહે છે, "તમારી ઉદ્ધતાઈ તો ભારે પ્રભાવશાળી છે સાહિત્યકાર તરીકે તો એ આદમીનો અન્ત આવી ગયો છે. પાતળા કાગળવાળી એકાદ આવૃત્તિ બહાર પડશે અને પછી એ ભૂલાઈ જશે."

આ પછી ચિત્રકાર અને એની પત્ની મૃતદેહની પાસે એકલા રહે છે ઓગુસ્તે એની શય્યાભાગી બનારી છેલ્લી નારી હોવાનુ ગૌરવ અનુભવે છે એ પોતાનો સરસામાન લઈને નિર્ધન અને પ્રતિભાહીન ચિત્રકારને છોડીને ચાલી જાય છે. ત્યા એકાએક સ્વીટર હાસવા માડે છે. એ ફૂલોની વચ્ચેથી માથુ ઊચુ કરીને જુએ છે. "આ પથારી જ ખોટી જગ્યાએ મૂકી છે, તેથી મારાથી કદી મરી જ શકાવાનુ નથી!" એવુ એ બબડે છે ચિત્રકારની મદદથી એ બધો અસબાબ નવેસરથી ગોઠવવા માડે છે જેથી બધુ ચાળીશ વર્ષ પહેના હતુ તેવુ જ લાગે નાટકની સરચના સાથે આ નવેસરથી ગોઠવણીના દૃશ્યને પ્રતીકાત્મક સમ્બન્ધ છે બીજો અક તે પહેલા અકથી સાવ અનળો જ લાગે છે ચિત્રકારને સ્વીટરે દગો દીધો છે તેથી એ ધૂધવાઈને સ્વીટરને કહે છે, "આ તમારુ મરવુ એ તો એક બહાનુ જ હતુ, જરા ઊચા પ્રકારની તરકીબ જ હતી ! ફસામણી માટેનુ નર્યું નાટક જ હતુ." સ્વીટર આ સાભળીને ખડખડાટ હસી પડે છે ને કહે છે, જો, સાભળ, તને છે તેવી ચિન્તાઓ મને હોય તો કેવુ સારુ ! હુ ફરી ફરી મર્યા કરુ છુ આ પ્રાણઘાતક ગમ્ભીરતામા ક્ષણ પછી ક્ષણ અનન્તતામા ગૌરવભરી ગતિ ચાલ્યા જવાની રાહ જોયા કરુ છુ એ ઇચ્છા બર નથી આવતી તેથી હતાશ થઈ જાઉ છુ ને તુ ત્યારે બધી અપ્રસ્તુત વાતો તચ્યા કરે છે ! જો કોઈને પ્રાર્થના કરવાની જરૂર હોય તો તે તારે છે તારી ચિત્રકળાથી મુક્ત થવાને માટે પ્રાર્થના કર તારી બધી કળા કઢગી છે તારી પત્ની તારા આલિગનમા નિષ્પ્રાણ બની જાય છે કારણ કે તારા ચિત્રમા પણ એ નિષ્પ્રાણ જ લાગે છે તારાથી કશુ થઈ શકતુ નથી, આથી તુ સિદ્ધાન્તોમા દટાયલો રહે છે એ તને છોડી ગઈ એમા એનો વાક નથી, તારો જ વાક છે"

આ સાભળીને ચિત્રકાર સાળિયો ઉગામીને એને મારવા જ ધસતો હોય છે ત્યા મુહાઈમ આવી ચઢે છે ને વચ્ચે પડે છે એ કહે છે- "સ્વીટરની હત્યા કરવાનો અધિકાર કેવળ મારો છે" ચિત્રકાર

અને મુહાઈમ વચ્ચે દ્વન્દ્વ યુદ્ધ જામે છે મુહાઈમ ચિત્રકારને નીચે હડ સેલી મૂકે છે શ્વીટરના 'નવા અવતાર'નો ત્રીજો ભોગ બને છે. મુહાઈમ તો શ્વીટરના મૃતદેહને જોવા પૂરતો જ આવ્યો હતો, "મારે તો કલાકો સુધી તાગ મૃતદેહને જોયા કરવો હતો. સ્વર્ગના ન્યાયની એ ધાણી વગતીને રાજી થવુ હતુ. ભગવાનનુ રાજ્ય ત્યા હજી ચાલે છે તેની પ્રતીતિ કરવી હતી."

શ્વીટર ફરી પડદા ઢાળી દે છે, મીણબત્તી સળગાવે છે ને ફરી મરવાની ક્રિયા આરભી દે છે, બન્ને વચ્ચે ટૂકો કટાક્ષાત્મક વાર્તાલાપ ચાલે છે શ્વીટર છેલ્લી સિગાર મુહાઈમ પાસે માગે છે મુહાઈમ ફરીથી એને પોતાની પત્ની સાથેના વ્યભિચાર વિશે પૂછે છે હવે બધી સેળભેળ થઈ ગઈ હોય એવુ લાગે છે, કાઈક ગોટાળો વળી ગયો હોય એવુ લાગે છે. "હુ મારા દુ:ખમા બધુ ગૂચવી મારુ છુ એ વાત તો મે ઉપજાવી કાઢેલી હતી; મને મારી એક વાર્તા સાચી હોય એની ભ્રાન્તિ થઈ હતી !" શ્વીટર આવુ કહે છે તેથી મુહાઈમ હવે તો ખરેખર ભાગી પડે છે એણે ચિત્રકારને કયારનોય મારી નાખ્યો છે ને હવે તો શ્વીટરને પણ એવુ જ લાગે છે ત્યા પોલીસ આવે છે ને એના હાથમાનો સળિયો આચકી લઈને એને ખૂનના આરોપસર પકડી જાય છે આમ શ્વીટરના 'નવા અવતારના' ચોથા બલિ માટેની ભૂમિકા તૈયાર થઈ જાય છે.

પોલીસની સાથે સાથે જ શ્વીટરનો દાકતર પ્રો, સ્લાત્તેર પણ આવે છે. એ મૂઝાઈ ગયો હોય છે : "આ તો બીજી વાર બન્યુ. મે બે વાર તમને મરેલા પ્રમાણિત કર્યા અને તમે તો સિગાર પીતા બેઠા છો !" એ શ્વીટરની ખૂબ બારીકાઈથી દાકતરી તપાસ કરે છે દાકતર કહે છે, 'તમારો બાધો ગજબનો છે. તબીબીવિજ્ઞાનનો આ સદીનો સૌથી મોટો પરાજય છે" આ દરમિયાન પ્રકાશક કોપ્યે ફરી આવે છે એ શ્વીટરને કહે છે, 'મારા લેખકોની અસાધારણ પ્રતિભા તો

હુ સ્વીકારુ જ છુ. પણ તમે જે કરી રહ્યા છો તે તો મારી સમજની બહારની વાત છે તમે ખરેખર મરી જાઓ છો?' સ્વીટર કહે છે. "હા, સો ટકા." કોપ્યે કહે છે, ખ્રિસ્તી ધર્મની દૃષ્ટિએ જો કોઈ આ પ્રસગનુ અર્થઘટન કરી આપશે તો મારી પેઢી ઊગરી જશે. તમારે માટે મરવુ એ તો એક પૂરી શક્તિથી કરવા જેવી વાત લાગે છે એમા તમને કોઈ પહોચી નહિ વળે. હુ તો તમને જોઈને ધ્રૂજી ઊઠુ છુ"

આમ કહીને કોપ્ય પણ જતો રહે છે સ્વીટર દાક્તરને પોતાની અફવા જેવી બની ગયેલી જિન્દગીનો ઇન્જેક્શન આપીને અન્ત લાવવાનુ કહે છે દાક્તર કબૂલે છે, 'કેટલીય વાર આ પહેલા દયાથી હુ ઇન્જેક્શનથી તમારી જિન્દગીનો અન્ત લાવવા લલચાઈ ચૂકયો છુ, પણ હવે તો બહુ મોડુ થઈ ગયુ છે બૌદ્ધિકોની દુનિયાને મારી મૂર્ખાઈની ખાતરી થઈ ચૂકી છે અને આધ્યાત્મિકોની દુનિયાને તમારા નવા અવતાર'ની પ્રતીતિ થઈ ચૂકી છે આ ભાગે આફત કહેવાય કેટલીક વાર મારુ ખસી ગયુ હોય એવુ મને લાગે છે કેટલાક એમ માને છે કે ઈશ્વર મને ધિક્કારે છે એ જે હોય તે, વાક તો મારો જ નીકળે છે મરીમરીને પાછા બેઠા થનાર એક નોબેલપુરસ્કારવિજેતા મારા દર્દી હોય તે મારુ નસીબ! એથી મારી ગજગનાક પ્રસિદ્ધિ થઈ રહી છે!

દાક્તર સ્વીટરને પાછા હોસ્પિટલમા જવાનુ કહે છે, "મારે હવે આ નવા અવતારની ઘટનાને વિગતે તપાસવી છે. તમે બે વાર આ પહેલા મરી ચૂકયા છો એ જો હુ પુરવાર કરી નહિ શકુ તે અર્ધ-વિકસિત દેશોમા ય ગુજારો કરવાનુ મારે માટે મુશ્કેલ બની રહેશે પણ સ્વીટર એને હાકી કાઢે છે "મારે મારી જિન્દગીનો અત લાવવો પડશે" એવુ જતા જતા દાક્તર બબડે છે, "તમારા મરણના વળગણે તો મને ખતમ કરી નાખ્યો!"

શ્રીમતી નેમસેન બારણા આગળ આવે છે સ્થૂળકાય, મરણને માટે જેનો સમય પાકી ગયો છે એવી બુઢ્ઢી, કાળા વસ્ત્ર પહેરીને પ્રવેશે છે હાફતી હાફતી એ સ્વીટર પાસે બેસે છે. બેલેવ્યૂ હોટેલમા એ સફાઈનુ કામ કરે છે, સ્વીટરની એ સાસુ છે એ તો સ્વીટરના મૃતદેહ આગળ બે ફૂલ મૂકવાને આવી હતી પણ એ તો હવે ડઘાઈ જ ગઈ છે 'તમે નોબેલપુરસ્કારવિજેતા ને હુ સફાઇ કરનારી બાઈ આપણી વચ્ચે આભજમીનનો ફેર, તો એ અન્તર આપણે જાળવી રાખવુ ઘટે" આમ છતા એ થોડા જ વખતમા વાતોડિયણ બનીને કુટુમ્બની બધી સટરપટર વાતો કહેવા મ ડી પડે છે એનો દીકરાને ભણાવ્યોગણાવ્યો છતા તે ગુનેગાર બની ગયો. કોઈ ગુનેગાર બને એની સામે એને વાધો નથી, પણ એને માટે આટલુ ભણતર કાઈ થોડુ જરૂરી છે। એમા તો કોઠાસૂઝ જ પૂરતી છે હવે એ આટલુ જોખમ ખેડે છે તો પૈસાદાર થાય એટલે એ બધુ સાર્થક થયુ ગણાય, હવે પ્રામાણિકતાથી જીવવાનો જો એ પ્રયત્ન કરશે તો એ સીધો જેલમા જ જશે। પછી કૉલ ગર્લની ને પોતાની દીકરી ઓલ્ગોની વાત કરે છે સ્વીટર એની સાથે મોજમજા કરે એનો એને વાધો નહોતો, પણ એ એને પરણે શા માટે? ઓલ્ગાએ લગ્નજીવન ની ભાવના સ્વીકારી એ એની ખતરનાક ભૂલ! એવા લાગણીવેડાને વશ થવાનુ ન પરવડે. એ સ્વીટરને પૂછે છે, "તમે એક લેખક તરીકે તમારી જાતને લાગણીને વશ થવા દો છો ખર? લાગણીઓ માણવા માટે નહી પણ એમાથી કશુક બનાવવા માટે હોય છે તે તમે તો જાણો છો ને? ધધામા લાગણી ન પરવડે, ઘરાકને જે જોઈએ તે જ આપણે તો આપવુ રહ્યુ લાગણીઓ પૈસા બનાવવાના કામમા આવતી હોય તો જ ખપની, નહી તો ધધામાં એની જરૂર નહિ," અહીં જે કટાક્ષ છે તે, કેવળ વાચકોની જ ખિદમત કરવાનો દાવો કરનારા અને વાચકોની કદમબોસી કરવા માટે લખનારા આપણા 'લોકપરાયણ' લેખકોને પણ વીંધી જાય તેવો છે આ બોલતા બોલતા થાકીને હૃદયરોગના હુમલાથી

શ્રીમતી નોકસેન ઢળી પડે છે, પણ એ તરફ સ્વીટરનુ ધ્યાન નથી એ તો વળતો જવાબ આપવામા નિમગ્ન છે "મને તમારી અદેખાઈ આવે છે તમે વેશ્યાગીરી અપનાવી લીધી, મે સાહિત્યને મારુ અર્પણ કર્યું મે આદર પામી રહેવાને ઘણો પરિશ્રમ કર્યો દ્રવ્યોપાર્જન મ ટે જ મે લખ્યુ. મે એકકેય નીતિસૂત્ર ઉચ્ચાર્યું નહિ, વ્યવહારોપયોગી સલાહ આપી નહિ ધધાની અને નીતિની દૃષ્ટિથી હુ કઈક ગૌરવ-પૂર્વક કહી શકુ છુ કે હુ તમારાથી ઊતરતો ગણાઉ એવો નથી અપરાધ, પાયશ્ચિત્ત, ન્યાય, સ્વતત્રતા, દયા, પ્રેમ આ બધા ઉદાત્ત હેતુ-ઓને મેં તિલાજલિ આપી દીધી છે. એનુ નામ દઈને બીજાને શિકાર કરવાની શી જરૂર ? જીવન નિષ્ઠુર છે, આધળુ છે, ક્ષણભગુર છે. અહીં તો બધુ અકસ્માતના પર આધાર રાખે છે."

શ્રીમતી નોમસેન મરી ગઈ છે તેનો એને ખ્યાલ આવે છે ત્યારે એ હતાશ થઈ જાય છે "આ શાપિત સ્ટુડિયોમા બધા મરણુશરણ થયા ચિત્રકાર, મુહાઈમ, ઓલ્ગા, દાકતર અને શ્રીમતી નોમસેન અને મારે એકલાને જ અહીં જીવ્યે જવાનુ છે !" ત્યા ફરી એનો પુત્ર જોએન હિસાબ ચોખ્ખો કરવા, અપમાનજનક ભાષા બોલતો આવી ચઢે છે. એની પાછળ પાછળ મુક્તિફોજના પાદરી આવે છે એ 'નવા અવતાર'ને વધાવી લે છે "હે પુનરુત્થિત આત્મા, તારુ સ્વાગત હો તારી શ્રદ્ધા પ્રમાણે તારુ ગૌરવ થયુ અનન્ય જીવનનો તુ અધિકારી થયો" સ્વીટર એના પર રોષે ભરાઈને બરાડી ઊઠે છે 'મને તો મરવાનો આદેશ થયો છે માત્ર મૃત્યુ જ શાશ્વત છે જીવન તો કુદરતની ગદામા ગદી રમત છે, એ કાર્બનનો એક અશ્લીલ વિકાર છે, પૃથ્વીની સપાટી પરનુ ગૂમડુ છે, કદી ન મટતી એવી ખસ છે. આપણે મૃત પદાર્થમાથી ભળી જઈએ છીએ." આ દરમ્યાન મુક્તિફોજવાળા તો વાજિંત્ર સાથે સ્વીટરના 'નવા અવતાર'નુ સ્તવન કર્યે જાય છે હતાશ થઇને સ્વીટર બૂમ પાડી ઊઠે છે, "ક્યારે, ક્યારે હુ મરણને ભેટીશ ?"

( અનુસધાન પાના ન ૧૨ પર )

# બંધન અને મુક્તિ



## જયન્ત પાઠક

સ્વતંત્રતાના આત્યંતિક ખ્યાલમાં આપણે ઘણી વાર કહીએ છીએ કે 'મારે કોઈ બંધન ન જોઈએ, હું કોઈ પણ બંધન સ્વીકારતો નથી.' ઠીક છે, બાહ્ય આક્રમણ, દમન કે દરમિયાનગીરી સામેના મુક્તિના જન્મસિદ્ધ હકના ઉદ્‌ઘોષ લેખે આવા ઉદ્‌ગારો યોગ્ય અને યથાર્થ ગણાય, પણ સ્વતંત્રતાનો, પોતાના તંત્રને વશ રહેવું સ્વ-શાસનમાં રહેવું એવો અર્થ કરીએ તો કોઈ ને કોઈ પ્રકારનું બંધન રહેવાનું, કોઈ ને કોઈ બંધનનો સ્વીકાર કરવો પડવાનો એવું ન કરીએ તો સ્વતંત્રતા અને સ્વૈરતા, મુક્તાચાર અને સ્વૈરાચાર વચ્ચેનો સૂક્ષ્મ ભેદ જ અળપાઈ જાય ને આપણી સ્વતંત્રતા ને પ્રવૃત્તિ ક્યારેક બીજાઓ માટે ભયાવહ અને આચારદુષ્ટતા બની રહે.

સમાજમાં રહેતી અને સમાજના એક એકમ તરીકે વ્યવહરતી વ્યક્તિ માટે મુક્તિ એ અધિકાર છે ને જવાબદારી પણ છે. આપણી સ્વતંત્રતા બીજાને માટે જો આક્રમણ, દમન કે દરમિયાનગીરી બની રહે તો સમાજની વ્યવસ્થા જ ક્ષુબ્ધ થઈ જાય, ને વ્યક્તિઓના એવા સ્વતંત્ર વર્તનનો સરવાળો અંધાધૂંધીમાં આવે, કોઈએ સાચું જ કહ્યું છે કે તમે હાથ ઉગામવા સ્વતંત્ર છો, પણ તે બીજાના ગાલને તમારો હાથ અડતાં જ, બીજાના ગાલ ઉપર પ્રહાર થતાં જ તમારી સ્વતંત્રતા ઉપર નિયમની આવશ્યકતા ઊભી થાય છે. વ્યક્તિસ્વાતંત્ર્યની વાત કરીએ ત્યારે આપણે સ્વાતંત્ર્યની આવી આણ કે મર્યાદાને પણ ધ્યાનમાં રાખીએ.

વળી જરા વિશાળ દૃષ્ટિએ જોઈએ તો આપણે બધા વૈશ્વિક નિયમોથી–ઋતથી–આબદ્ધ છીએ જ આખું વિશ્વ કોઈક નિયમનના

આધારે સવાદી ગતિ કરી રહ્યુ છે આવુ ન હોય તો આ જગતને ગતિ અને વ્યવસ્થા હોય જ નહિ અસ્તિત્વ માટે કેટલાક બધન અનિવાર્ય હોય છે, બે કાઠાનુ બધન ન હોય તો નદી નદી જ ન રહે, એનુ પાણી આસપાસ ફેલાઈને સૂકાઈ જાય, ચારે બાજુ વાડની આડ ન હોય તો ખેતરની સ્વતત્ર હસ્તી જ ન હોય, એમા જે કઈ ઊગે તે ભેળાઈ જાય ઘરને પણ આપણે ચાર દીવાલમા બાધીએ છીએ ત્યારે જ એ અસ્તિત્વમા આવે છે આપણુ શરીર અને મન પણુ અનેક રીતે પરસ્પર બદ્ધ હોવાથી જ જીવન અને કાર્યશીલ અસ્તિત્વ ધરાવે છે બધનમા જેમ પરવશતાનો અર્થ રહેલો છે તેમ વ્યવસ્થા, આકાર અને સવાદનો અર્થ પણ રહેલો છે

કેટલાક બધન ન હોય તો મુક્તિનો અનુભવ જ ન થાય પ્રેમ મૈત્રી, કરુણાના સવેદનો તથા સબધોને હુ આવા બધન ગણુ, એમા બધાયા વગર વિશાળ મુક્તિની મુદ્દાની અનુભૂતિ જ અશક્ય છે. પ્રેમ આપણને બાધે છે ને આ વિશાળ જગતમા, વ્યક્તિ અને વિશ્વની અ તરતમ ચેતનામા આપણને છુટ્ટા કરવા માટે જ પ્રેમમા તો જાણે 'બાધવુ'નો અર્થ જ 'છોડવુ' એવો થાય છે કોઈના સ્નેહમા બધાઈએ એટલે પછી આપણે સ્નેહી વ્યક્તિમા ને આપણામા વિસ્તરતા જઈએ છીએ, વિસ્તરતા રહીએ છીએ છેવટે આમ વિસ્તરતા આપણે સર્વમા ને સર્વ આપણામા વ્યાપ્યાની અનુભૂતિ થાય છે આવો અનુભવ એ આધ્યાત્મિક અનુભવ છે, મોક્ષ છે એમા આપણા સાંકડા अहम्‌ને મુક્તિની નિ સીમતામા વ્યાપવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, અખિલ સાથેના અનુબધનો અનુભવ થતા જ મુક્તિ અનુભવાય છે.

આ જગત અને તેના નિયતિકૃત નિયમોના બધનથી મુક્ત થઈને પરમ આનદ પામવાની એષણાવાળાને ઉપાલભ આપતા ટાગોર એમના એક કાવ્યમા કહે છે . "મુક્તિ ? મુક્તિ કયા છે ? આપણા સરજનહારે, પ્રભુએ પોતે જ સૃષ્ટિના બધનોનો સ્વીકાર કર્યો છે"

'બહુ' થઈને પોતાની આ સૃષ્ટિલીલાના, રમતના બધા નિયમોના, બંધનોનો સ્વીકાર કર્યો જ છે, આવા બંધનના આનંદને જે જાણે છે તે જ આનંદના બંધનને માણે છે, કહો કે મુક્તિના આનંદને માણે છે આવા જ કોઈ ભાવના આવેશમાં મુક્તાત્મા નરસિંહ મહેતા ગાઈ ઊઠે છે: 'હરિના જન તો મુક્તિ ન માગે, માગે જનમોજનમ અવતાર રે।' આપણે 'એક' નથી, 'બહુ' છીએ, 'એક' છીએ ને 'બહુ'માં વ્યાપ્ત છીએ એટલે જ મુક્ત છીએ પોતાનામાં જ પુરાઈને જે મુક્ત છે એમ માને છે તે પોતાનામાં જ બંધાઈને મુક્તિના આનંદથી વંચિત રહે છે આમ બંધન અને મુક્તિને વ્યવહારના ખ્યાલોથી જરા ઉપર જઈને જોઈએ તો એમની અન્યોન્યાશ્રયતા અને પરસ્પર ઉપકારતા પ્રતીત થાય.*

* આકાશવાણી વડોદરાના સૌજન્યથી

---

( અનુસંધાન પાના નં. ૯ નું ચાલુ )

આ નાટકની દૃશ્યતા પ્રભાવક નીવડે એવી છે તે તો સ્પષ્ટ છે પણ એના સંવાદમાં રહેલી વિદગ્ધતા દરેક દૃશ્યમાં રહેલા આન્તરિક સંઘર્ષને ટાઢોબોળ કરી નાખે છે. ઘટનાના પ્રાબલ્ય કરતા ભાષાનું વૈદગ્ધ્ય વધારે સમર્થ છે. ભાષા અહીં નિરૂપિત જીવનને વાસ્તવિક જીવન કરતા મોટા કદનું હોય એવી રીતે રજૂ કરે છે મરવાને માટે મોઢું ભરી દે એવા શબ્દો વપરાયા છે. આથી 'નવા અવતાર'ની ઘટનાનો કશો નાટ્યાત્મક પ્રભાવ પડતો નથી. સજીવન થયેલા સ્વીટરને જોઈને કોઈ ચોંકી ઊઠતું નથી. બીજા મરણો પણ વધારે પડતા અને સ્વીટર સાથે સીધી રીતે સંકળાયેલા નથી અહીં નૈપુણ્ય છે, વૈદગ્ધ્ય છે, તેટલા પ્રમાણમાં કલા નથી (સંપૂર્ણ) □

આજના ઢાલા દિવસે લા'યબંબાના

સાત ટણણણ ટણણણણ



**ચંપૂ વ્યાસ**

ટણણણણ–૧

બસ, બીજું કાઈ નહિ. થોડા ભૂતકાળના સંદર્ભો થોડી શાહમૃગવૃત્તિ, થોડા લક્કડખોદિયા ઝઘડા, થોડા ચીબરીના અવાજો, થોડા કાકતાલીય પ્રસંગો થોડા મોરના આસુ, થોડા પોપટરટણો અને

અને ન છરવી શકાય એવુ ઘણું ઘણુ

ટણણણણ–૨

આ પંખીસૃષ્ટિની વચ્ચે લીલાછમ્મ પહાડના કોઈ રોનકદાર પથ્થરના સિંહાસને મહારાજા અને મહારાણી બેઠા હતા. સાગમ જરીના ચામરો ઢોળાતા હતા અને વાતાવરણ સર્વ રીતે સુખદ અને અનુકૂળ હતુ મહારાણીએ હાસ્યને ગાલમા ભરી મહારાજાનો હાથ પોતાના હાથમા લીધો મહારાજાએ શ્વાસ હેઠો મૂક્યો અને એ શ્વાસને મહારાણીએ સૂંઘ્યો, પીધો ને ફરી તેમના મુખ પર હાસ્ય વિલસ્યુ હસતા મુખે રાણીએ રાજાને પ્રશ્ન કર્યો આવી આ આજ ક્યારેક કાલ કેમ થઈ જતી હશે ?

ટણણણણ–૩

ભૂતકાળના થોડા સંદર્ભો

અને

બસ ઘુરઘુરાટ કરતી ભૂતકાળના એ જ રસ્તે દોડે છે એક બસની સમાતરે એના પડછાયાની બીજી બસ દોડે છે–એટલી જ ગતિએ ગતિ સરખી છે, પણ આકાર બદલાયા કરે છે એનો. પહાડો પર એ ઘડીક પહોળી થઈ જાય છે તો ઘડીક ઊંચી થઈ જાય છે નદીના પુલ પર થાસલે થાસલે ગતિ કુટકાય છે ને ખેતરોમા ગતિ લહેરાય છે.

પડછાયાની બસમા મારુ  માથુ દેખાય છે ત્યારે થાય છે કે હુ ય કાળા
માથાનો માનવી છુ  પડછાયાની બસમા એક માથુ ટેકાયુ છે મારા ખભે-

અને

બસ એ જ રસ્તે દોડે છે.

આ પેલી વસતથી  લાલ લાલ  બનેલી થુવરની કાટાળી વાડ !

આ પેલી વસતથી ... ત્યા કોણ જુએ છે જો ? આ જો ભરચક

પેલુ શુ છે ? પેલુ શુ છે ? ત્યા કોણ જુએ છે જો ? આ જો ભરચક
સૌદર્ય ભર્યુ છે તારા મરૂન રગે રગેલા નખમા, તારી પ્રશ્નાર્થસૂચક
લબાયેલી અગુલિ જોયા પછી કયા રહ્યુ છે દિશાભાન ? ગતિ કટકાય
છે, ગતિ લાબી-પહોળી થાય છે પેલી પડછાયાની બસમા નદીના પુલ
પર ગતિ ભીની ભીની બની જાય છે  પુલ લબાતો જાય છે, પુ
લ . બા. તો જાય છે. પેલુ જો . પેએએએએલુ ...સહેજ વધુ લ બા-
યેલી અગુલિ પ્રશ્નાર્થસૂચક મટી દિશાસૂચક બની જાય છે

પુ ત્યા જોને યાર,  આગળીથી  આગળ  જો જરા  નદી સાથે
સકળાયેલુ પેલુ સરોવર જો, સરોવરની ચારે તરફ વિસ્તરેલા પહાડો
જો, પહાડ પરના કેસૂડા જો, કેસૂડા પર

આગ આગ આગ

એ કેસૂવનની પાછળ આવેલો પેલો મોટો રાજમહેલ દેખાય છે
તને ? કોણ ત્યા રહેતુ હશે ?

એ ખડિયેર છે કે રાજમહેલ ?

આખ હોવી જોઈએ ભૂતકાળને ઓળખવા માટે. આખનુ ખરુ
કામ શુ ? જોવાનુ કે રોવાનુ ?

કોઈ વિરહિણી મહારાણી રડી હશે ભૂતકાળમા,  તથી  આખુ
સરોવર ભરાઈ ગયુ હશે

કોણે રડાવી હશે ?

કોણે રડાવી હશે ?

કોણ રડે છે ?

ટણણણણણ-૪

ભૂતકાળના એ જ રસ્તે બસ દોડે છે. એમ તો ગઇકાલ દાઝ જ સતત, પણ કોણ જાણે કેમ મને આવતી કાલ આવતી કાલ દેખાયા કરે છે. શું થઈ શકે ? કોઈ બતાવે તો જોઉં એ પહાડ કોઈ બતાવે તો જોઉં એ સરોવર, કોઈ બતાવે તો જોઉં એ કેસૂડાના વન, કોઈ માંડે તો સાંભળું એ રાજારાણીની વાત. પે..લા વળાંકેથી આપણે એ રાજમહેલ પાછળની બારીના કાચમાંથી દેખાયા કર્યો ત્યાં સુધી જોયો હતો એ જ વળાંક જ્યાં આંખોમાં રાજમહેલ બાંધવાની રમત શરૂ કરી હતી અને આજે ?

આંખ આડે કાળો રૂમાલ બીજું શું ? રડીએ તો તું જ કહેતી હતી એમ મહારાજા મટી જઈએ રડવા માટે આંખ મળી છે રાણીને. રડી રડીને સરોવર ભરતી હશે એ ક્યાંક પછી એમાં કમળો ખીલશે એમાંથી રક્તકમલ તોડી લાવીને મહારાજા મિલનવખતે રાણીના હસ્તકમલમાં મૂકશે. ભૂતકાળ ફૂદીને ભવિષ્યમાં ક્યાં પડયો ? આ સડેડાટ સળગતો વર્તમાન

ટણણણણ–૫

રસ્તો વળાંકોવાળો છે સુંદર, સુગંધસભર, પ્રકૃતિની સાત્ત્વિકતાથી ભર્યોભર્યો, પણ વળાંકોવાળો છે રસ્તો મેઘધનુના તમામ રંગ આ જ રસ્તે પૃથ્વીની ચોગરદમ પ્રવર્તતા જલનું શૈત્ય અને પાવનત્વ આ જ આ જ રસ્તે, પ્રકૃતિની તમામ રસલીલા આ જ રસ્તે, પણ રસ્તો વળાંકોવાળો છે વળી ચઢાણ પણ પહાડો કોર્યા કોણે ? કોણ કોર્યા ? સુરંગ ફૂટી હશે ત્યારે પ્રકૃતિ દાઝી નહિ હોય ?

ટણણણણ–૬

એ જ રસ્તો ત્યારે પૂર્ણચન્દ્રની રાત હતી આજે તિથિવારની ખબર નથી. ત્યારે તો વળાંકેવળાંકે ચન્દ્ર સ્થિતિ બદલતો અને પૂર્વાપરના સંદર્ભો બદલાઈ જતા. એકવાર ચન્દ્રને વાદળો ઘેરી વળ્યાં ને ચન્દ્ર ટુકડાઈ ગયો. નકામી અને અર્થહીન ગમગીની. હાથ પર માથું ઢાળી ઊંઘી જવાની નિષ્ફળ કરામત. ભીનાશનો સ્પર્શ. ચન્દ્ર તો ઘડીકમાં

આખો થઈ ગયો પણ ભીનાશ હજુ આજ સુધી ટકી રહી છે માગ હાથ પર વાદળ તો ક્યારનાય હટી ગયા હતા એમ છતા પ્રાર્થના અને રક્ષા કરો રક્ષા કરોનો અખડ જાપ

આજે તો નમતી સાજનો તડકો પર જીરવાતો નથી ભીનો રૂમાલ આખે ફેરવવાથી આંખ ભીની થાય છે કે પછી

ટણણણણ–૭

ન સમજાય, ન કહેવાય, ન સહેવાય, ન બોલાય, ન જીરવાય એવો ભાર છે. ભૂતકાળ અને ભવિષ્યકાળનો હસ્તમેળાપ અને–

કુર્યાત્ સદા મગલમ્

આજ હાલી, સંમય હાલો અને આખો પહાડ છાતી પર, સાગ મજરી છાતી પર, આખુ સરોવર છલછલે છે છાતી પર, ચદ્ર આખો ચદ્રલોક સમેત આવી બેઠો છે છાતી પર એક વાર પથ્થરના સિહાસને બેઠેલો પથ્થરનો મહારાજા પથ્થર નીચે–પહાડ નીચે અને પહાડ આખો છાતી પર પહાડ કોરી રસ્તો બનાવ્યો છે ને રસ્તા પર બસ ચાલે છે–છાતી પર પહાડ ઝાડ સરોવર સાગ આગ આગ છાતી પર આખો લા'યબ્રેરી ટણણણ ટણણણ ટણણણ ટણણણ

બસ ઊભી રહે છે સ્ટેન્ડની સામે નાનકડા ફાટચાતૂટચા તબૂમા લઘરવઘર સરકસનો ખેલ ચાલે છે તબુના ઊડતા લીરાઓની આરપાર ખેલ દેખાય છે. નટવર હાથમા વાસ લઈ દોરડા પર ચાલતા–દોડતા જીવસટોસટના ખેલ દેખાડી રહ્યો છે. નીચે બે ડાગળાઓનો સવાદ ચાલી રહ્યો છે એમનો ભારે મોટો અવાજ બહાર પણ સભળાય છે

જમીન પર શુ છે ?

જમીનમા ગાડેલા થાભલા છે.

થાભલાને શુ બાધ્યુ છે ?

રસ્સી

( અનુસધાન પાના ન ૩૭ પર )

હતા



## લૂ સુન

શરદ ઋતુની મધરાત પછી ચન્દ્ર ક્ષિતિજે ઊતરી ગયો હતો, પણ હજી સૂર્યોદય થયો ન હતો. લાવ શ્વાન એકદમ ઊઠીને બેઠો થઈ ગયો. એણે દીવાસળી પેટાવી તેનાથી ફાનસ સળગાવ્યુ. ચાની દુકાનમા બને ઓરડામા ઝાખુ અજવાળુ ફેલાયુ

'શ્યાવ શ્વાનના પિતા! તમે અત્યારે જ જશો?' ડોસીએ પૂછ્યુ અદરના નાના ઓરડામાથી ઉધરસનો અવાજ આવતો હતો.

'હ!' વરડા શ્વાને જવાબ આપ્યો ત્યારે એ કપડા પહેરતો હતો પછી એણે હાથ લબાવ્યો, 'લાવ!'

ડોસીએ તકિયા નીચે તપાસ કરીને વિદેશી સિક્કાની એક થેલી કાઢી અને ડોસાને આપી. શ્વાન ડોસાએ એને ગજવામા મૂકી પછી ઉપરથી ગજવાને દબાવ્યુ. ડોસો અદરના ઓરડામા ગયો. ત્યા હાલવા અને સતત ખાસવાનો અવાજ થતો હતો ઉધસરસ બધ પડી ત્યારે ઘરડા શ્વાને ધીમેથી કહ્યુ, 'શ્યાવ શ્વાન, તુ ઊઠતો નહીં, દુકાન તારી મા સરખી કરી દેશે'

ઘરડો શ્વાન કશો ઉત્તર ન મળતા, કશુ બોલ્યો નહીં એ સમજી ગયા કે છોકરો ઊંઘમા છે. એ બારણામાથી થઈને રસ્તા પર આવી ગયો. ઓરડા કરતા બહાર વધારે ઠડી હતી, પણ ડોસો ઉત્સાહભેર ચાલતો હતો, જાણે એ ફરી યુવાન ન થઈ ગયો હોય!

લાવ શ્વાન વિચારોમા ડૂબેલો ચાલ્યો જતો હતો દૂર ચોક દેખાયો કે એ ચોકયો. થોડા પગલા પાછળ હટયો અને રસ્તાની એક કોરે દુકાનના છજા નીચે ઊભો રહ્યો. દુકાન બધ હતી.

'કદાચ કોઈ ડોસો છે.' 'બહુ ખુશ દેખાય છે'

લાવ શ્વાન ફરી ચોંકયો. એણે ધ્યાનપૂર્વક જોયું કેટલાક લોકો સામેથી ચાલ્યા આવતા હતા. એમાના એકે ફરીને એની સામે જોયું ડોસો એને ઓળખી ન શકયો, પણ એની આંખો ચમકી ઊઠી ભૂખ્યો માણસ ગરમ ધાન જુએ અને એની આંખો ચમકી ઊઠે એમ એણે ગજવું તપાસ્યું. થેલી સમવાયેલી હતી.

એવામા કેટલાક સૈનિકો એની તરફ આવતા દેખાયા એમના ગણવેશ પર, છાતી અને પીઠ પર મોટા ગોળ સફેદ નિશાન આઘેથી યે દેખાતા હતા સૈનિકો નજીક આવ્યા ત્યારે એમની વરદીની કોરે લાલ બોર્ડર નજરે પડી થોડા સમય પછી બધા ચોકમા અર્ધ ગોળાકારે ઊભા રહ્યા

લાવ શ્વાન પણ એ બાજુ જોઈ રહ્યો હતો, પણ એ સૈનિકોની પીઠ જ જોઈ શકતો હતો પછી પેલા સૈનિકો હાલ્યા, પછી આવ્યા હતા તે જ દિશામા જવા લાગ્યા. લાવ શ્વાનને ધક્કો લાગ્યો, એ પડતા પડતા બચ્યો

'એઈ, પૈસા કાઢ અને તારી ચીજ લે !' એક માણસ શ્વાનની પાસે આવીને થોભ્યો અને બોલ્યો એ માણસે પૈસા લેવા માટે હાથ લંબાવ્યો એના બીજા હાથમા એક ગરમ રોટી હતી અને તેમાથી લાલ લાલ ટીપા ટપકતા હતા

ડોસાએ તરત ગજવામાથી વિદશી સિક્કાની થેલી કાઢી અને પેલાને આપી પેલા માણસે રોટીને કાગળમા લપેટીને શ્વાનના હાથમા આપી

'કોની માદગીના ઈલાજ માટે લઈ જાય છે ?' ઘરડા શ્વાને સાંભળ્યું પણ કશો જવાબ આપ્યો નહીં શ્વાન કાગળમા લપેટાયેલી રોટીને સાચવીને ઘર તરફ પાછો ફર્યો કોઈ નવજાત શિશુને બહુ

સાચવીને લઈ જતો હોય તેમ શ્વાનને ભારે સાત્વન મળ્યુ એને પોતાના વશનો એકમાત્ર દીવો હવે જીવી જશે એવુ આશ્વાસન મળ્યુ હતુ હવે એને પોતાનુ ભવિષ્ય સુખદ લાગતુ હતુ

ઘરડો શ્વાન ઘરે પાછો ફર્યો ત્યારે દુકાનની સફાઈ થઈ ગઈ હતી અને બધુ બરાબર ગોઠવાઈ ચૂકયુ હતુ અદરના ઓરડાની ફર્શ સ્વચ્છ થઈ ગઈ હતી. ગ્રાહકો હજી આવ્યા નહોતા એનો દીકરો શ્યાવ શ્વાન ભીત પાસે મેજ પર બેસીને જમતો હતો છોકરાના કપાળે પરસેવાના ટીપા બાઝયા હતા. એણે બડી પહેરી હતી ખભા અને ગળાનો કાઠલો ઊપસી આવ્યા હતા. છોકરાને એ અવસ્થામા જોઈને શ્વાનના કપાળે ફરી ચિતાની કરચળી પડી છોકરાની મા ઝટ-ઝટ રસોડામાથી બહાર આવી. એની આખોમા ઉત્સુકતા હતી એણે અધીરાઈથી પૂછ્યુ, 'મળી ગઈ ?'

'હા, મળી ગઈ !'

ડોસાએ ચૂલો સળગાવ્યો પછી રોટી પરથી કાગળ કાઢી લઈને એને ચૂલે મૂકી દુકાનમા વિચિત્ર કહેવાય એવી ગધ પ્રસરી ગઈ

'શુ મહેકે છે ? શુ ખાઈ રહ્યા છો ?' કુબડાએ દુકાનમા આવતા જ પૂછ્યુ એનો આખો દિવસ દુકાનમા જ પસાર થતો હતો

કોઈએ એને ઉત્તર આપ્યો નહીં લાવ શ્વાન બહાર આવીને કુબડા માટે ચા બનાવવા લાગ્યો

'અહી આવો શ્યાવ શ્વાન !' એની માએ એને અદરના ઓરડા-મા બોલાવતા કહ્યુ અને શ્યાવ રસોડાની વચ્ચે બેસી ગયો એની માએ એક રકાબીમા પેલી રોટી મૂકીને પ્રેમથી દીકરાને પુચકારતા કહ્યુ, 'લે દીકરા, આ ખાઈ જા, તુ સારો થઈ જશે !'

શ્યાવ શ્વાન એ ચીજને ઉપાડીને જોઈ રહ્યો પછી એણે એના બે કટકા કર્યા બળેલી રોટીની અદરથી વરાળ નીકળી રોટી ઉપરથી

બળેલી હતી પણ અ દરથી સારી હતી એણે રોટી ખાધી રકાબી પડી રહી. એની બ ને બાજુએ ઊભેલા મા-બાપ એની સામે જોઈ રહ્યા હતાં બ નેની આંખોમાથી આશીર્વાદ વરસતા હતા જાણે દીકરાના શરીરનો રોગ તેઓ લઈ લેવા ચાહતા નહીં હોય !

'દીકરા, થોડી વાર માટે સૂઈ જા, બસ, હવે તુ સારો થઈ જશે !' માએ કહ્યુ

શ્યાવ સ્વાન ચુપચાપ જઈને બિછાને સૂતો અને ખાસતો રહ્યો



દુકાનમા ગ્રાહકોની ભીડ હતી ઘરડો લાવ શ્વાન પણ વ્યસ્ત હતો. ઝડપથી ગ્રાહકો માટે ચા તૈયાર કરતો હતો, પણ એના ચહેરા પર ચિ તા છવાયેલી હતી

એવામા એક માણસે દુકાનમા પગ મૂકયો. તેણે લાવ શ્વા ને કહ્યુ, 'છોકરાને રોટી ખવડાવી દીધી ? ક ઈ ફાયદો થયો ? તારુ નસીબ સારુ કે સમયસર ખબર મળી ગઈ . .'

પહેલવાનની વાત બધા અદબ જાળવીને સાભળતા હતા અ દરના ઓરડામાથી ડોસી આવી. એની આખોની આસપાસ ચિ તાના કુ ડાળા દેખાતા હતા પહેલવાનની ખુશામદમા એ ધીમુ હસી લાવ શ્વાને કપમા ગરમ પાણી રેડીને પહેલવાનને માટે ચા બનાવી

'અકસીર ઈલાજ છે કોઈ મામૂલી નુસ્ખો નથી !' પહેલવાન બોલ્યો, 'જોયુ નહીં, સાવ તાજી, ગરમ ગરમ લાવીને તને આપી હતી ' તે પણ એને ગરમ ગરમ જ ખવડાવી દીધી હશે !'

'હા, વળી ચાચા ખાગે મદદ ન કરી હોત તો આ અમારા હાથની વાત થોડી હતી !' ડોસીએ આભાર વ્યકત કર્યો

'અરે, અકસીર ઈલાજ છે માણસના તાજા ગરમ ગરમ લોહીમા રોટી ભીજવીને ખાવાથી ગમે તેવો ટી બી હોય તો પણ સારો થઈ જાય છે !'

ટી. બી. નુ નામ સાભળતા ડોસીનુ મોઢુ ઉતરી ગયુ, અને એ કોઈક બહાનુ કાઢીને અ દર ચાલી ગઈ

'હવે તો એમ જ સમજો કે છોકરો સાગે થઈ ગયો ! એટલે તો શ્વાન ડોસો ખુશ છે' એક દાઢીવાળો માણસ વાત કરતો પહેલ-વાનની પાસે આવીને બેસી ગયો, અને એણે ધીરેથી પૂછ્યુ, 'ખાગ સાહેબ, આજે કોને જખ્મે કર્યો ? કોઈ એમ કહેતુ હતુ કે એ શ્યા પરિવારનો છોકરો હતો એનુ શુ નામ હતુ ? કયા ગુનાસર એને ઝબ્બે કર્યો ?'

પહેલવાને ચારે તરફ નજર કરી પછી એ પહેલા કરતા વધારે ઊંચા સાદે બોલ્યો, 'અરે ભારે બદમાસ હતો ! સાળાના માથે મોત ભમતુ હતુ હાથે કરીને મર્યો ! એના કપડા પણ શરીર પરથી ઉતારીને લાલ આખવાળા જેલરે પચાવી પાડયા. એ તો શ્વાન ડોસાનુ કિસ્મત કહો કે એનુ કામ થઈ ગયુ એના સગા કાકા શ્યા પણ નસીબદાર હતા, એણે ઇનામ તો લઈ લીધુ પચીસ ઔસ ચાદી !'

શ્વાન ડોસાનો છોકરો અદરના ઓરડામાથી બહાર આવ્યો માએ છોકરાની પાસે આવીને પ્રેમથી પૂછ્યુ, 'દીકરા, કેવુ લાગે છે તને ?

'અરે, હવે એ સારો થઈ જશે !' છોકરાની સામે જોઈને પહેલવાન બોલ્યો પછી પાસે બેઠેલા લોકોને કહેવા લાગ્યો, 'છોકરાનો કાકો શ્યા ભારે ખાટ માણસ છે એણે જો છોકરાનુ રહસ્ય ખુલ્લુ ન કર્યુ હોત તો એના આખા કુટુબ પર આફત ઊતરી પડતે, ઘર જમીન બધુ જપ્ત થઇ ગયુ હોત છોકરો ભારે બદમાસ હતો અરે એ ખુદ જેલરને બળવો કરવા માટે ઉશ્કેરતો હતો !

લાલ આખોવાળા જેલરે એને સમજાવ્યો કે તુ તાજનો સાક્ષી થઈ જા તો છોકરો ઊલટો, જેલરને પાઠ ભણાવવા લાગ્યો ! કહેવા લાગ્યો કે વિશાળ છિગ સામ્રાજ્યના માલિક તો આપણે જ છીએ ! એ છોકરો બહેકી ગયો હતો. જેલર એ તો જાણતો જ હતો કે છોકરાને એક ઘરડી મા જ છે. પણ એના ઘરમાથી કશુ જ નહી નીકળે એ કોઈ થોડુ જાણતુ હતુ ! જેલરના હાથમા કશુ જ આવ્યુ નહી

એટલે એ ગુસ્સે થઈ ગયો.' બધા ધ્યાનપૂર્વક સાભળતા હતા કોઈ કશુ બોલ્યુ નહીં શ્વાનના છોકરાએ ભાત જમી લીધો. એ પરસેવે રેબઝેબ થઈ ગયો હતો, એની આખો મોટી મોટી થઈ ગઈ હતી

'જેલરને શિખામણ આપતો હતો ! બહેકી ગયો હતો, બીજુ શુ' પેલો દાઢીવાળો બોલી ઊઠયો. જાણે એકાએક એને બધી વાત સમજાઈ ગઈ હોય તેમ

'બહેકી જ ગયો હતો !' પાછળ બેઠેલા એક યુવાને કહ્યુ



ચાલનારાઓએ જમીન વચ્ચે એક પગદડી બનાવી હતી. એની બને બાજુએ દૂર દૂર સુધી કબરો હતી એક બાજુ મોતની સજા પામેલા લોકો અથવા જેલમા મરનારાઓની કબરો હતી અને બીજી તરફ સાવ ગરીબ અથવા ભિખારીઓને દફનાવવામા આવતા હતા

એ વર્ષે ભારે ઠડી પડી હતી. શ્વાનની ડોશી પગદડીની જમણી બાજુએ કબ્રસ્તાનમા પહોચી ગઈ. એક તાજી કબર પાસે ડોશીએ ચાર રકાબીમા ચાર જાતના પકવાન અને એક વાટકો ભાત મૂકયા અને બેસીને રડવા લાગી

પગદડી પર ચીથરિયા કપડામા એક સફેદ વાળવાળી ડોશી પણ ચાલી આવતી હતી. એના હાથમા એક લાલ રગની ટોપલી હતી ટોપલી સાથે દોરાથી બાધેલી નોટ પણ લટકતી હતી ડોશી ધીમા પગલે આવતી હતી એણે પગદડીની ડાબી બાજુએ વળીને એક કબરની પાસે જઈને હાથમાની ટોપલી નીચે મૂકી દીધી

બને કબરો પગદડીની પાસે જ સામસામે હતી ઘરડા શ્વાનની ડોશી બીજી ડોસીને જોઈ રહી એ ડોસીએ પણ ટોપલીમાથી પકવાનની ચાર રકાબી અને ભાતનો વાટકો કાઢીને કબર પાસે મૂકી દીધા, પછી ઊભી રહીને રડવા લાગી પછી એણે પણ નોટ બાળી. 'આ કબરમા આ ડોસીનો દીકરો હશે ' શ્વાનની ડોશીએ વિચાર્યુ એ તે તરફ જ જોઈ રહી હતી. પેલી ડોશી પોતાના છોકરાની કબર પાસેથી

લથડતા પગે બેચાર કદમ ચાલી. શ્વાનની ડોશીને લાગ્યુ કે પેલી ડોશી હમણા પડી જશે એ ઊઠી અને એની પાસે જઈને બોલી, બહેન, ધીરજ રાખ !'

'હુ ' ડોશીએ માથુ ઝુકાવી દીધુ. ધૂધળી નજરે કબર સામે જોતા એ બોલી, જુઓ, જુઓ, પેલુ શુ છે ?'

શ્વાનની ડોશીએ તે તરફ જોયુ. તાજી કબરની માટી પર હજી ઘાસ પણ ઊગ્યુ ન હતું શ્વાનની ડોશીએ જોયુ તો એ અચબામા પડી ગઈ. એ કબર પર લાલ અને સફેદ ફૂલ એક માળાના આકારમા ઊગેલા હતા.

બને ડોશીની આખ નબળી હતી, એમણે ધ્યાનપૂર્વક જોયુ તો સદેહ ન રહ્યો.

એ દરમ્યાન પેલી ડોસી દીકરાની કબરની સાવ નજીક પહોચી ગઈ હતી. 'જડ તો નથી !' એ બબડી 'ઊગ્યા હોય એવુ નથી લાગતુ કોણ આવ્યુ હશે ? અહીં તો બાળકો પણ રમવા આવતા નથી અમારા સગામાથી પણ કોઈ આવ્યુ નથી. આ ફૂલ ક્યાથી આવ્યા ?' ડોશી કલ્પના કરી શકતી નહોતી.

'હાય રે દીકરા ! તારા પર ભારે જુલમ થયો ! હાય, તને કબરમા પણ ચેન નથી.. તુ હજી યે તરફડે છે એટલે તો આ ફૂલ ઊગી નીકળ્યા છે તારુ દુખ હુ જાણી શકુ તે માટે.'

હવા સાવ બધ પડી ગઈ હતી. વૃક્ષો સ્તબ્ધ ઊભા હતા એકાદ તરણુ યે હાલતુ નહોતુ એવામા સહેજ પવન આવ્યો.

શ્વાનની ડોસીને લાગ્યુ કે જાણે મારા મન પરનો બોજ થોડો ઓછો થઈ ગયો. અને ઘરે પાછા ફરવાનો ખ્યાલ આવ્યો તે સાથે જ એ પેલી ડોશીને એ સાત્વન આપતા બોલી, 'ચાલ બહેન, હવે જઈએ '

બીજી ડોશીના મોઢામાથી એક ઊડો નિસાસો સરી પડયો એણે પોતાને સભાળી લીધી. કબર પાસેથી રકાબી અને વાડકો ઉપાડી લીધો એક ક્ષણ માટે તે થભી, પછી ધીરેથી આગળ વધી. 

## વર્ષા : મુક્તિની ઋતુ



### પ્રા. મણિલાલ હ. પટેલ

જળને સાંભળવાની આ ઋતુ છે. જળને પોતાનો વિશિષ્ટ શબ્દ છે, અવાજ છે। જળની ભાષાનાય કેટલા કેટલા પોત હોય છે ઝરણાની કાલી કાલી જળભાષા। વમળાતી નદીનો પુખ્ત-અવાજ। ટપટપ ટપકતા વૃક્ષોની સાંકેતિક બોલી। મૂશળધાર વર્ષાનો પહાડી અવાજ વનરાજિમાથી પસાર થતા વરસાદનો અવાજ અશ્વોના હણહણાટ જેવો સભળાય છે। નેવાનુ હળવેહળવે ટપકવુ, વિરહિણીના તપ્ત હૃદયનો વેદનારાગ એમા ઘૂટાતો હોય છે। પહાડથી દડતા ઝરણાનો તોફાની શબ્દ। ક્યાક શાત વહી જતા જળનો પ્રૌઢ અવાજ સભળાય છે તો બિન્દુઓની મોતી જેવી માળાઓનુ શ્વેત મૌન વર્ષાના જાદુઈ રહસ્યને ગોપવી રાખતુ હોય છે।

પાણી વહી ગયા પછી ધૂળિયા રસ્તા પર જળના પગલા પહેલા દેખાય છે, નદીતળાવના જળતરંગોનો કે ઘરમા લીંપેલી ઓકળિયોનો કલામય ભાસ વર્તાય છે આવી જળછાપ આપણને બાળક બનાવી દે છે. ઝરણાને કાઠે જળની અંકાતી જતી લિપિના આલેખો જોતા થાય છે કે વર્ષા એ જળલીલાની ઋતુ છે। જળનો એક પર્યાય જીવન છે। જળ એટલે જીવન એ કેટલુ યથાર્થ છે। વર્ષા વિના ઋતુચક્ર આગળ ગતિ ન કરી શકે, વર્ષા જ આપણી અને પ્રકૃતિની જીવનગતિનુ નિયમન કરનારી દેવી બની રહે છે બે ચક્રો વિના ભલે બીજા રથો ન ચાલતા હોય, વર્ષાના એક ચક્ર ઉપર જ જીવનચેતનાનો રથ ચાલ્યે જાય છે। વર્ષાનુ શાસન હમેશા એકચક્રી રહે છે। એ અતિશયતામા પરિણમે કે અલ્પ કૃપાળુ બને તોય એ જીવનનો ઉદ્ધારક મત્ર છે ક્યારેક કરૂણ બનતી વર્ષા મોટે ભાગે તો સમૃદ્ધિના ખજાનાઓ ખોલી આપે છે'



સુલતાન કુતુબુદ્દીને ૧૪૫૨માં કાંકરિયું કરાવ્યું સુકાઈ ગયેલા સહસ્રલિંગની આ સુલતાનશાહી નવી આવૃત્તિ હતી સ્થપાયું ત્યારથી અમદાવાદ ખીલવા લાગ્યું હતું ને કાંકરિયું તેની અદ્દભુત શોભા હતી બેગડાના સમયમાં અમદાવ દની જાહોજલાલી મધ્યાહ્ને પહોંચી, આબુથી મુંબઈ, ડાંગ્કથી ડુંગરપુર, થાણા ને ખાનદેશ આ આખા પ્રદેશ પર ગુજરાતની આણ વર્તતી

૧૫૭૩માં ગુજરાત મોગલ સામ્રાજ્યમાં જોડવામાં આવ્યું અમદાવાદ સામ્રાજ્યના પ્રાંતનું પાટનગર થયું એની સમૃદ્ધિ વધી, કળા પણ સોળે કળાએ વિકસી, જહાંગીરને અમદાવાદનો અણગમો હતો, પણ કાંકરિયા પર તો એ ફિદા હતો.

૧૬૧૮માં અંગ્રેજોને હિંદમાં વ્યાપાર કરવા દેવાના કરાર અમદાવાદમાં થયા શાહજહાંના સમયમાં આ નગર ભવ્ય પ્રસાદો, મસ્જીદો ને મદ્રેસાઓથી સુશોભિત હતું, તે સમયે સમસ્ત જગતમાં એ ઉચ્ચતમ ને ધનાઢ્ય શહેર હતું વિસ્તાર, વસ્તી, ને સુશોભિત મંદિરો વડે એ દિલ્હી ને આગ્રાથી ચઢિયાતું હતું, આમ મુસાફરો સાક્ષી પૂરે છે

જહાંગીર વનપ્રેમી હતો અબ્દુલ્લાખાન ફીરોઝ જંગ નિઝામના વડવાએ કાંકરિયાના ઝાડ કપાવી નાખ્યા, જહાંગીરે તેને અમીરાતમાંથી પદભ્રષ્ટ કર્યો. ત્યારે રાજવીઓ વૃક્ષાવલિ કાપવાની કલામાં નિષ્ણાત થયા નહોતા.

૧૬૨૩માં પશ્ચિમી મુસાફર જગતના અદ્દભુત સ્થાનોમાં કાંકરિયાની ગણના કરાવે છે ૧૬૬૬માં થેવોનેટ એની પ્રશંસા મુક્તકંઠે કરી હતી.

૧૭૦૬માં ઔરંગઝેબ મરી ગયો ને મોગલ સામ્રાજ્ય તૂટવા લાગ્યું હતું મરાઠાઓના સર્વનાશ સૈન્યો ગુજરાતની ભૂમિ પર, નિરંતર આક્રમણ કર્યા કરતાં, પરિણામે અમદાવાદનું તેજ ગયું. કાંકરિયા ભાંગ્યું, તૂટ્યું, વિસરાયું. એની વનરાજી નષ્ટ થઈ. નગીના બાગ ઉજ્જડ થયો

૧૭૮૦માં જનરલ ગોડાર્ડે અમદાવાદ લીધું. ખેડાના કલેકટરે એનો પૂરેપૂરો કબજો લીધો ૧૮૧૮માં મરાઠી અમલ અદ્રશ્ય થયો ને અંગ્રેજી સત્તા આવી અમદાવાદના શુભ ગ્રહો ફરીથી મંડાયા અમદાવાદ સમૃદ્ધ થયું—વસ્તીના પ્રમાણમાં ભારતના કોઈપણ શહેરથી વધારે

અમદાવાદની ચડતી ને પડતી ગુજરાતીઓના સુખ દુઃખ જોડે સાંકળેલી છે. જ્યારથી આજના ગુજરાતનો પાયો નંખાયો ત્યારથી એનો વિકાસ શરૂ થાય છે છેલ્લા હજાર વર્ષમાં ગુજરાતી પ્રજાએ ચાર વિકાસ યુગ જોયા—ચૌલુક્યોનો, સલ્તનતનો, મુગલાઈનો ને આજનો એમાં સો વર્ષની પનોતી ૧૨૯૯માં આવી, બીજા સો વરસોની પનોતી ૧૭૦૦થી શરૂ થઈ. છેલ્લાં સો વરસનો વિકાસ ૧૮૧૮ થી ૧૯૧૫ સુધીનો થયો ૧૯૧૫થી ૧૯૫૨ સુધીમાં ગુજરાત રાષ્ટ્ર જીવનને મોખરે આવ્યું ગાંધીજીની પ્રેરણા અને સર્જકતાથી, અને સરદારની કુનેહ અને શક્તિથી ગુજરાતીઓમાં નવી ચેતના ને સંઘબળ આવ્યા બે વિશ્વયુદ્ધને પરિણામે ગુજરાતીઓને સાહસ અને અઢળક સમૃદ્ધિ વરી આપણી જનસંખ્યા થોડા વખતમાં દોઢ કરોડની થશે છતાયે આજે આપણે ત્રણસો રાજ્યોને બદલે માત્ર ત્રણ રાજતંત્રમાં વહેંચાયેલા છીએ જીવનના દરેક ક્ષેત્રોમાં ગુજરાતીઓ આગળ વધ્યા છે સંસ્કારની પણ પુનર્ઘટના થઈ સાહિત્ય અને કલાએ અનેકવિધ વિકાસ કર્યો આજે બે વિશ્વવિદ્યાલયો ગુજરાતમાં સ્થપાયા છે. આપણે ત્યાં પ્રમાણમાં સંપ છે સ્થિર જીવનની આકાંક્ષા છે. સમતોલપણું છે

★

# વર્ષા : મુક્તિની ઋતુ



પ્રા. મણિલાલ હ. પટેલ

જળને સાંભળવાની આ ઋતુ છે. જળને પોતાનો વિશિષ્ટ શબ્દ છે, અવાજ છે! જળની ભાષાનાય કેટલા કેટલા પોત હોય છે ઝરણાંની કાલી કાલી જળભાષા! વમળાતી નદીનો પુખ્ત-અવાજ! ટપટપ ટપકતા વૃક્ષોની સાંકેતિક બોલી! મૂશળધાર વર્ષાનો પહાડી અવાજ વનરાજિમાંથી પસાર થતા વરસાદનો અવાજ અશ્વોના હણહણાટ જેવો સંભળાય છે! નેવાંનું હળવેહળવે ટપકવું, વિરહિણીના તપ્ત હૃદયનો વેદનારાગ એમાં ઘૂંટાતો હોય છે! પહાડથી દડતા ઝરણાંનો તોફાની શબ્દ! ક્યાંક શાંત વહી જતા જળનો પ્રૌઢ અવાજ સંભળાય છે તો બિન્દુઓની મોતી જેવી માળાઓનું શ્વેત મૌન વર્ષાના જાદુઈ રહસ્યને ગોપવી રાખતું હોય છે!

પાણી વહી ગયા પછી ધૂળિયા રસ્તા પર જળનાં પગલાં પહેલાં દેખાય છે, નદીતળાવના જળતરંગોનો કે ઘરમાં લીંપેલી ઓકળિયોનો કલામય ભાસ વર્તાય છે આવી જળછાપ આપણને બાળક બનાવી દે છે ઝરણાંને કાંઠે જળની અંકાતી જતી લિપિના આલેખો જોતાં થાય છે કે વર્ષા એ જળલીલાની ઋતુ છે! જળનો એક પર્યાય જીવન છે! જળ એટલે જીવન એ કેટલું યથાર્થ છે! વર્ષા વિના ઋતુચક્ર આગળ ગતિ ન કરી શકે, વર્ષા જ આપણી અને પ્રકૃતિની જીવનગતિનું નિયમન કરનારી દેવી બની રહે છે બે ચક્રો વિના ભલે બીજા રથો ન ચાલતા હોય, વર્ષાના એક ચક્ર ઉપર જ જીવનચેતનાનો રથ ચાલ્યે જાય છે! વર્ષાનું શાસન હમેશાં એકચક્રી રહે છે! એ અતિશયતામાં પરિણમે કે અલ્પ કૃપાળુ બને તોય એ જીવનનો ઉદ્ધારક મંત્ર છે ક્યારેક કંજૂસ બનતી વર્ષા મોટે ભાગે તો સમૃદ્ધિના ખજાનાઓ ખોલી આપે છે!

ઘણા દિવસો સુધી સૂર્ય દેખાતો નથી ક્યારેક વાદળીના પાતળા પટને ખોલીને સૃષ્ટિને અલપઝલપ જોઈ લેતો સૂર્ય કરફ્યુગ્રસ્ત શહેરની અની ગલીઓને અધખૂલી બારી કરીને જોઈ લેતા મુગ્ધ અને નટખટ યુવાન જેવો લાગે છે। તડકાના ટુકડાઓ ઘાસ ચરવા નીકળી પડે છે। વર્ષા એ પ્રકાશની નહીં, છાયાઓની ઋતુ છે। જળના સહવાસમા ગાગરવુ, શક્તિનો સચય કરવો એ વર્ષાનુ ગણિત છે ઈશ્વર પણ આવડ જાવકના પાસાને સરખા કરવા કીટ–જીવાણુની અલ્પજીવી સૃષ્ટિ રચી દે છે વર્ષા એ ઉદ્યમની ઋતુ બની જાય છે।

વર્ષા એ ગણતરીબાજ લોકોની ઋતુ નથી આવા લોકો વર્ષાથી અલિપ્ત હોય છે ખરેખર તો ઋતુને માણવાની એમનામા ઇન્દ્રિય જ નથી હોતી। વર્ષામા બારીને બધ કરીને અન્ય પ્રવૃત્તિમા ગળાબૂડ થઈ જતા જડ લોકોને આપણે જોયા છે। મસની બારીમાથી આવતી જળશીકરોથી ચહેરાને પ્રસન્ન થવા દઈને પરખીવાના હોય એવા રોમાચક જળસ્પર્શને માણનારા લોકો ઝાઝા હોતા નથી। માણસ યાત્રિક બની ગયાની ફરિયાદ આપણા યુગની જડતાનીય સાક્ષી છે। ઈડરના પહાડો ઉપર વાદળ ઊતરી આવે છે, અહીના કાળા પથ્થરિયા પહાડો આ ભૂખરા વાદળોમા ઓગળી જાય છે, પહાડો પોચા રૂ જેવા લાગે છે, એની ભીનાશ દૂરથીય ભીંજવી દે છે અને આખોને પુષ્પિત કરી દે છે। એના ઉપરથી વહેતા ઝરણાનો મોડી રાત્રે સ્પષ્ટ સભળાતો શબ્દ જે આનદ આપે છે એ શબ્દાતીત હોય છે કાલિદાસના 'મેઘદૂત'નો મેઘ હાથી જેવો મદોન્મત્ત થઈને અહીં પથ્થરો સાથે પડખા ઘસે છે આ રામગિરિ પર્વતો હોવા વિશે મને સદેહ થતો નથી। પથ્થરોને ય વાચા ફૂટે છે યક્ષની વેદના ઓઢીને જ રોજ સવારે આ પર્વતો ઢળી જતા સભળાય છે। પણ આ નગરમા આ બધુ જોઈને પ્રસન્ન થઈ જનારા–ઓગળી જનારા માણસો કેટલા? અહી પથ્થરોની જડતા માણસોમા ઊતરી આવી છે ને જીવનનુ ચૈતન્ય વર્ષાટાણે આ પહાડોમા જ પમાય

છે પથ્થરોની તિરાડોમાંથી ઉન્મુક્ત શિરે તૃણાંકુરો બહાર આવે છે અહીં માણસોમાં જ ચોમાસુ ઊગતું નથી ! પથ્થર ફાડીને ખળખળ વહેતુ જળ સંભળાશે.. માણસના ભીતરના જળ, બધે જ કદાચ સૂકાવા લાગ્યા છે. ઋતુઓ આપણને આભ ભરીને આપે છે, પણ આપણે ખોબલે ખોબલેય એને લૂટી શકતા નથી ! આપણી હથેળીએ જ કાણાંવાળી છે !

તોફાની બળદ જેવો પવન છૂટે છે, વૃક્ષોને એ રઘવાયા કરી મૂકે છે ! વર્ષા પછી ટપકતા પાંદડાને એ ઝકેડી નાખે છે પાકા બોરની જેમ પાણીના ફોરા ખર્યા કરે છે ! હમણા જ સ્નાન કરીને ઊભેલી સૃષ્ટિ બાહુ લબાવીને નિમંત્રણ પાઠવી રહી છે આવી જ ઋતુમા પર-કીયાના પ્રેમનુ તીવ્ર સ્મરણ થઈ આવે છે આખી રાત ટપકતો વરસાદ વેદનાની વાતને ઘૂટયા કરે છે ધોધમાર વરસતી રાત ઊંઘને હરી લે છે, ઘીના કોડિયાની જેમ મન યાદના ગોખલામા બળ્યા કરે છે આવી ઋતુમાય નફકરા બની ઊંઘનારા નઘરોળ માણસો કયા નથી હોતા ? વર્ષાની બપોરે વામકુક્ષીની ઇચ્છા થાય છે શરીર થોડુ સુસ્તી-મા રહે છે, પણ મનનુ પંખી પાંખો ફફડાવ્યા કરે છે સાથે માળો બાંધતા પંખીઓ જોઈને જીવવાની ઇચ્છા થઈ આવે છે મન ઇચ્છાના ઈંડા સેવવા માડે છે !

શિશુઓ વડે જળમા મૂકાયેલી કાગળની હોડીઓ જોઉ છુ અને સાકાર નહિ થયેલા પુખ્ત વયના શમણા યાદ આવે છે પલળીને લોચો થઈ ગયેલી હોડી જોતા પતંગિયુ મરી ગયા જેવી લાગણી થઈ આવે છે ! ખાબોચિયાને આભ ઝીલવાનો મોકો મળ્યો છે. ઝરણુ અતીતનુ ગીત ગાવામા મગ્ન છે.. નદીના ઓરતા માતા નથી ! વર્ષા સમૃદ્ધિની ઋતુ હોવા છતા મન ઘણી વાર એકલુ પડી જાય છે ને પાપણો કોકની યાદમા ભીની થઈ જાય છે ! કોની યાદ હશે આ ?

વિહ્વળા-શી ધરતીને જળનો સ્પર્શ તૃપ્તિનો નશો ચઢાવે છે

વૃક્ષો નતમસ્તકે જળધારને ઝીલે છે પ્રેમીને પડખામા સેવતી સ્ત્રીની જેમ ધરતી જળને સેવે છે વૃક્ષો પાણીના પ્રેમમા એકાકાર છે વર્ષા પ્રેમની ઋતુ છે।

ગુલમહોરના યાદ પરથી સ્પર્શ્યાં વિના ખરી જતા જળમોતીની હાર જોઉ છુ તૃણાકુરો બિન્દુ બિન્દુમા આભ ઝીલી ઊભા છે પગ પડતા ફૂટી જતા જળમોતી પગને ગલગલિયા કરે છે ઘાસમા ઝીલાયેલા મોતી હમણા જ કન્યાના ઝાઝર જેવુ રણકી ઊઠશે એવુ થાય છે, એમનુ સ્મિત બત્રીસલક્ષણુ છે આની ઋતુમા કવિનુ વિસ્મય ઊવડી આવે છે કવિને એનો શબ્દ શોધતો શોધતો આવી વાગે છે પાવાઈને સ્વચ્છ બનેલા આ શબ્દો વડે કવિ વિરહિણીની વેદનાને વાચા આપે છે વર્ષા એ વેદનાની પણ ઋતુ છે એમ આપણે કવિ શીખવાડે છે વેદના વિનાનુ જીવન એ વર્ષા વિનાના જીવન જેટલુ જ શૂન્ય હોવાનુ ।

એકધારા વરસતા વરસાદની ધારાઓ મને બોદલેરની જેમ જેલના સળિયાઓનો અનુભવ કરાવતી નથી. કારણ કે હુ વર્ષામા તરબોળ સૃષ્ટિની વચ્ચે જ નતમસ્તકે ઊભો હોઉ છુ વર્ષા મને, મારી વેદના- ઓને પ્રકૃતિ સાથે જોડીને એક વિશાળ અવકાશ રચી આપે છે વર્ષા મારે માટે મુક્તિની ઋતુ છે ઘણી વાર બધા જ વળગણો છોડીને માઇલો સુધી પ્રકૃતિના સાનિધ્યમા ચાલુ છુ જીવન જીવવાની અને કશુક લખવાની જડીબુટ્ટી મને આવે સમયે જ મળી આવે છે।

અપ્સરાઓના શબ્દો જેવા પતગિયા ઊડતા જોઉ છુ આપણા સ્વપ્નોની જેમ એમની પાખો ઉપર કેવા કેવા રગો હોય છે। મોગરાની મહેક, પારિજાતનો વિકાસ, કણસલામા બધાતા દાણા, ગાતા પખીઓ આપણને ફરી ફરીને જીવવા માટે પ્રોત્સાહિત કરે છે સ્વાર્થી લોકો શ્રદ્ધાભક્તિને નામે અન્નકૂટ, હિડોળા, આરતી, દેવદર્શન અને ઉપ-

વાનમા મચ્યા રહે છે। સહસ્રકળાએ સૃષ્ટિમા ખીલેલી ભગવાનની લીલા એમની નજરે પડતી નથી એમનુ દબી મન મૂર્તિઓના શણગારો-મા પરોવાઈ રહે છે। પ્રકૃતિની વચ્ચે હોઉ છુ ત્યારે ભગવાનની વધારેમા વધારે નિકટ હોવાનો અનુભવ ઘણી વાર મને આવી ઋતુમા થાય છે સૃષ્ટિની આ અકળ લીલા, એના જૂજવા રૂપોથી અન્યત્ર ક્યાય મારો ઈશ્વર વસતો નથી। હુ આ અર્થમા આસ્તિક છુ। સ્વાર્થી માણસોને નાસ્તિક થવુ પોસાતુ નથી એ જ એમની ધર્મવૃત્તિનુ કારણ હોય છે આવા માણસોથી દૂર રહ્યાનો આનદ વર્ષાઋતુમા ભેવડાય છે।

પ્રથમ વર્ષાની મટિયાળી ગધની વાત નથી કરવી પણ, વનરાજિ-માથી પસાર થતો વરસાદ મને પાગલ કરી દે છે નાના હતા ત્યારે દાદા સાથે બળદ ચારવા ખેતરે જતા, ખેતર પાસે જ ડુગર-વન, આવતા વરસાદનો વૃક્ષોમા થતો અવાજ સાભળીને દાદા સાગના મોટા પાદડાની છત્રી બનાવી આપતા. પણ પલળવા માટે જ એ છત્રી કામ આવતી, એ છત્રી-પાદડા ઉપર પડતા વરસાદનો અવાજ કાનને હજીયે યાદ છે વૃક્ષોના પાદડા ઉપર પડતા વરસાદનો અવાજ હેષારવ જેવો। ને વનરાજિમાથી દોડતો પ્રસરતો વરસાદ મને અશ્વના તોફાની ટોળા જેવો લાગે છે શી એની ગતિ હોય છે। આખીય સૃષ્ટિ એની આજ્ઞા માનીને ઊભી રહી જાય છે। સયોગશૃગારનુ દૃશ્ય રચાઈ જાય છે। વરસાદને ઝીલતી વનસૃષ્ટિ સવનનના પ્રથમ અનુભવટાણે કેક સ્તબ્ધ કેક વ્યગ્ર, કેક વિહ્વળ, કેક મૂઢ, કેક ઉત્સુક બની જતી તરુણી જેવી લાગે છે।

વર્ષા સ્થળ જ નહિ, સમયની પગલાનેય ભૂસી નાખે છે સમય કબૂતરની જેમ છજામા બેસીને આવતી કાલનુ ગણિત ગણે છે। ટપ ટપ ટપકતાં નેવા કે પાદડા આપણી વિરહી ક્ષણોના પસાર થવાની સાક્ષી પૂરે છે. પીપળાના પાદે પાદે સમય ક્યારેક ફફડી ઊઠે છે વાડવેલાના




મોટેથી વંચાવી શકે છે અને વધારે તોફાની વિદ્યાર્થી હોય તો દરેક વર્ગમાં એને ફેરવીને એની જાહેરાત પણ કરી શકે છે આમાં વિદ્યાર્થીનું સ્વમાન હણાય છે, એનામા ભય સચરે છે અને એ લઘુતાગ્રંથિનો ભોગ બને છે શિક્ષક એને કોઈવાર કરેલી શિક્ષા શિક્ષક ભૂલી શકે છે, વિદ્યાર્થી એને હમેશ યાદ રાખે છે પરિણામે શાળાના વિદ્યાર્થીઓએ ઉડાવેલી એની હાંસી એને ભયભીત બનાવે છે, એ એકલો-અટૂલો રહેવા પ્રેરાય છે પોતે પોતાને ધિક્કારે છે, સમાજથી દૂર ભાગે છે એટલે પ્રશંસાના બે શબ્દો કહેનાર કોઈ મળતું નથી, દુખની સ્મૃતિ એને કોરી ખાય છે. એનુ માનસ વિકૃત બને છે એક જાતની શરમ એના મનમાં પ્રવેશે છે અને સમુદાય સાથે સગવડપૂર્વક નિભાવી શકતો નથી લોકો એને સ્વાર્થી, અતડો અને દુર્બળ માને છે એનામાથી હિંમત અને આશાવાદ ઓસરી જાય છે. જીવન એને કરુણામય ભાસે છે અને પોતાની દયા પોતે જ ખાય છે.

આવી વ્યક્તિના વર્તનમા એક પ્રકારની કૃત્રિમતા પ્રવેશે છે બહારની દુનિયા સાથે એને ઓતપ્રોત થવુ છે પણ થઈ શકતો નથી, આથી તે નિરાશા અનુભવે છે તે હમેશ એવુ વિચારે છે કે આજુબાજુના લોકો તેની તપાસ રાખે છે અને તેની ટીકા કરવા માટે મુદ્દા ખોળે છે જ્યારે વાસ્તવિક દુનિયામા આવુ હોતું નથી, એ તો એના મનના તરગો જ હોય છે એક વ્યક્તિએ એક એવી ડોશીનો પ્રસગ ટાંક્યો છે જે પોતાની ૧૦૦મી વર્ષગાંઠે પણ દુનિયાથી કંટાળી નહોતી અને રસપૂર્વક વર્તમાન જીવન જીવતી હતી તે કહેતી 'જીવન શાંતિથી જીવાવુ જોઈએ કોઈપણ જાતની ઉતાવળ કે ચિંતાને તેમા સ્થાન ન આપવું ઘણાખરા દુઃખો આપણે પોતે ઊભાં કરેલાં, આમંત્રેલા જ હોય છે આથી શક્તિનુ માપ કાઢીને આશાઓ સેવવી જેથી દુખી થવાનો વારો જ ન આવે '

શરમનો ઉદ્‌ભવ ક્યારેક બાળકમાં સમૂહમાં રહેવાની તક ન મળવાને લીધે પણ થાય છે આવુ હમેશ નથી બનતું પણ ક્વચિત બને છે આથી વિભક્ત કુટુબમા ઉછરેલુ બાળક શરમાળ પ્રકૃતિવાળું હોય છે આવા બાળકના માતાપિતાએ આજુબાજુનું વાતાવરણ મિલનસાર બનાવવુ જરૂરી છે મંદિરો-મસ્જિદો આ રીતે સામાજીક વાતાવરણ સર્જનાર સફળ સાધનો કહેવાય સસ્કાર મડળો, વ્યાયામ મંદિરો, અને રાજકીય સસ્થાઓને આ નવા જમાના માટેનાં નવાં સાધનો કહી શકાય જેમના સહવાસથી બાળક શિસ્તપાલનમા એક્કો બને અને મળતાવડો પણ બને

કેટલીકવાર આજુબાજુના સબધીઓ બાળક નાનું હોય ત્યારથી અમુક સારા-નરસાં સૂચનો (Suggestions) કરતા હોય છે જો બાળક હોશિયાર હોય, તો પણ એમની દષ્ટિ પ્રમાણે એ લોકો એને 'ઠોઠ' કહીને ચીડવવાના આથી બાળકના મનમા એવુ ઠસવાનુ કે પોતે ઠોઠ છે એવુ જ શરમની બાબતમા જો પાડોશીઓ બાળકને કાણુ, બિનઆકર્ષક છે એવુ વારવાર કહ્યા કરે તો એનામાં શરમ પ્રવેશવાની જ. આથી સારાં સૂચનો બાળકના કાનમાં પડે એ ખાસ ધ્યાનમાં રાખવુ

શરમાળ માણસના મો પર જુદા જ ભાવ તરવરતા માલમ પડે છે વ્યક્તિએ શુ કરવુ જોઈએ અને એ શુ કરવા ઇચ્છે છે એ બે પ્રશ્નો વ્યક્તિના મનમા ગૂચવણ ઉત્પન્ન કરે છે એક શાંત ઠંડી રાત્રિએ તાપણી પાસે બેસીને પુસ્તક વાંચવાનુ મન થાય અને એ જ વખતે કોઈ સભામાં આપણી હાજરી અનિવાર્ય ગણાતી હોય ત્યારે મન ગોથાં ખાય છે આથી મગજ ગડમથલમા પડે છે ન જ જવુ હોય તો અભાન મન અનેક બહાનાં શોધવા મડી પડે છે બહાનાં પણ આપણને સાચાં લાગે છે. શરમાળ માણસોને જ્યારે હળવા મળવાનો પ્રસગ આવે છે ત્યારે તેઓ પોતાના પ્રત્યે સભાન બને છે અને નાનીશી વસ્તુ તેમનુ ધ્યાન ખેંચી રાખે છે

માણસોએ હવડ મંદિરના દિવસો સુધી અસ્પૃશ્ય રહેલા ગર્ભગૃહને સુગંધથી ભરી દીધું છે। ક્યારેક નીકળી આવતો નવોઢા જેવો તડકો સ્વજન જેવો લાગે છે। વૃક્ષો તડકા સાથે ગોષ્ઠિ કરે છે. પર્વતો ફૂલ જેવા ખીલી ઊઠે છે।

વર્ષાનું ગીત સંભળાય છે. વર્ષા સંગીતની ઋતુ છે હેલીની રાત્રિએ મન સંગીતઘેલું બની જાય છે. એકધારા વરસાદમાં પ્રકૃતિ ધૂંધળી દેખાય છે પહાડોએ મખમલી ઘૂંઘટમાં મ્હોં છૂપાવી દીધું છે ઘરબાર છોડીને બુદ્ધની જેમ મહાભિનિષ્ક્રમણ કરવાની ઇચ્છા થાય છે પણ આપણો આ ગૃહત્યાગ 'બુદ્ધ' થવા નહિ, જીવન માટે વધુમાં વધુ લુબ્ધ થવા કાજે હોવાનો. □ □ □

## સાભાર સ્વીકાર

**બુદ્ધદેવ** (ત્રિઅંકી નાટક) રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ્ટ, પ્ર ફાર્બસ ગુજરાતી સભા, ૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ–૪, મૂલ્ય બાર રૂપિયા

અંધે મોડ સે આગે (હિન્દી નવલિકાસંગ્રહ) લે. ગાજી શેઠ, પ્ર રાજપાલ ઍન્ડ સન્સ, કાશ્મીરી ગેટ દિલ્હી, મલ્ય દસ રૂપિયા.

## 'લાભશંકર ઠાકરનું' એક મૃત્યુ'



અજિત ઠાકોર

(ગતાંકથી ચાલુ)

ને નાયકના એકમાત્ર પરિચિત આલંબન અને આધારરૂપ આંગણાની ખોરસલી સુદ્ધાંને ઊંચકતા જાય છે આમ સ્થળ–સમય અને પરિવેશની અપરિચિતતામાંથી છૂટવાના નાયકના તમામ પ્રયત્નો જ તેને વધુ ને વધુ અપરિચિતતામાં મૂકી દે છે. હવે પછીની સ્મૃતિ, સંવેદન અને દુઃસ્વપ્ન સાથે મુખ્યસામ્ય ધરાવતી મૃત્યુની પ્રગાઢ થયે જતી અનુભૂતિને હું સ્વપ્નની ટેકનિકથી મૂર્ત કરતી દશ્યાવલિના અતિમાત્રાના નિરૂપણની ભૂમિકા આ વાક્ય રચે છે તેથી આ વાક્ય વાર્તાનું Turning Point (વળાંકબિંદુ) બની રહે છે

સત્તાવીસમું વાક્ય "આંગણમાં ખોરસલીના ખાડામાં પગ ખૂંપવીને હું ઊભો છું એની મને જાણ થાય છે"

આ વાક્યથી પેરેગ્રાફ બદલાય છે. સ્મૃતિ, સંવેદન અને અસ્તિત્વની તીવ્રતા વધતા ખોરસલીની પ્રોક્ષી પણ ટકી શકતી નથી નાયકની વિવિધ મનઃસ્થિતિ તેમ જ મનોભાવોને પણ પ્રગટ કરતું એકું પણ ચાલ્યું જાય છે આગલા પેરેગ્રાફ અને આ પેરેગ્રાફની વચ્ચેના ગાળામાં નાયકને ક્ષણ વાર માટે માનસિક મૂર્છા આવી જતી જણાય છે "મને જાણ થાય છે" વાક્યાંશમાં મૂર્છા પછી સદ્ય પ્રાપ્ત થતી જાગૃતિનો નિર્દેશ થયો છે ખોરસલીનું સંકુલ અસ્તિત્ત્વ તથા તેની નિયતિ નાયક સભાનપણે પામે છે એનો નિર્દેશ "પગ ખૂંપવીને હું ઊભો છું" વાક્યાંશમાં થયો છે આમ ધીમે ધીમે નાયક અને ખોરસલીની તદ્રૂપતા એકરૂપતામાં પરિણમે છે, શરૂમાં પૃથક્ કે પરાયો લાગતો અંશ (પદાર્થ) સ્વકીય (અંશ) રૂપે પ્રગટ થાય છે

અઠ્ઠાવીસમુ વાક્ય . "મારી ડોક ડાબી બાજુ નમી પડી છે અને આખ મીચાઈ જાય છે"

ડોક ઢળવાની અને આખ મીચવાની બને ક્રિયાઓ મરણોન્મુખતાનુ નિરૂપણ કરે છે. નાયકની હતપ્રભ મન સ્થિતિ 'અને'થી જોડાયેલા બે ઉપવાકયોરૂપ શિથિલ વાકયબધમા ઝીલાઈ છે

ઓગણત્રીસમુ–ત્રીસમુ વાક્ય "સૂકી ડાખળીને ચાંચમા ભરાવીને કાળો કાગડો આંગણામા અહી તહી ઊડાઊડ કરે છે. મારુ મકાન રણની રેતીમા ઢળી પડયુ છે અને લોહીમાસ વગરના વાસમાથી બનાવેલા, ઊટોની એક કારવા એમાથી પસાર થઈ રહી છે

ડાખળી (જે પહેલા બોરસલીની હતી અને અત્યારે પોતાના અશરૂપ છે) તૂટવાની ઘટનાનુ સ્પષ્ટ કથન નથી. આથી આગલી બે ક્રિયાઓ ડાખળી તૂટવાની ક્રિયારૂપ છે તે સ્પષ્ટ થાય છે. મરણોન્મુખતાને સૂકી ડાખળી તૂટવાની (નાયકના અસ્તિત્વના શુચિ–નિર્દોષ અશ નષ્ટ થવાની) ક્રિયા દ્વારા બોરસલી અને નાયક વચ્ચેની એકરૂપતા ફરીથી સૂચવાઈ છે કાગડાનું કાળાપણુ મૃત્યુનું સૂચક છે. અહીંતહીં ઊડાઊડ કરવાની ક્રિયા કાગડાનો અજપો અને નાયકમા કઈક ભીતિનો ભાવ ગણાનુ સૂચવે છે. અગાઉ સ્વપ્નમા બનેલી મકાન ઢળી પડવાની ઘટના અહી પુનરાવર્તન પામી છે. વાર્તાકાર અહી કોઈ નવો સદર્ભ આ ઘટના સાથે યાજી શકયા નથી તેથી પુનરાવર્તન વાર્તાને ઉપકારક બન્યુ નથી 'રણની રેતી" પદો અનાવશ્યક સ્પષ્ટતારૂપ હોવાથી શિથિલતા લાવે છે. નિર્જનતા અને નિર્જીવતાના અધ્યાસો રણ સાથે જોડાયેલ હોવાથી તેનો મરણભૂમિરૂપે સકેત થયો છે ઊટોના કારવાનુ વર્ણન રણના ઉલ્લેખવશ થયુ લાગે છે "લોહીમાસ વગરના" અને 'વાસના બનાવેલા"–બને વિશેષણો ઊટોના કારવાને મરણ સાથે જોડે છે વાસ્તવમા ઊટોનો કારવા પસાર થવાનુ દૃશ્ય જ મૃત્યુની અનુભૂતિને મૂર્ત કરનારુ બને છે "વાસમાથી બનાવેલા" પદોમા "બનાવેલા' પદ શો કેસમા મૂકાયેલા

ઊટાના સંસ્કાર જાગ્રત કરે છે આમ કૃતક રમકડા જેવી ઊટોની વણજારના સંસ્કાર જાગતા હોવાથી આ કલ્પનમા અપેક્ષિત સજીવતા તથા ભયાવહતાનો ભાવ જાગૃત નથી તેથી કલ્પનને ભારે નુકસાન થયુ છે ત્રાસની સાથે જોડાયેલો મૃત્યુનો અધ્યાસ પણ આને કારણે અહી પૂરપૂરો ઉપકારક થતો નથી. છેલ્લા પાચેક વાકયોમા આવતા હુ–મને મારો મારુ જેવા પદો મૃત્યુન્મુખતાની ક્ષણોમા જાગ્રત થઈ ગયેલી સક્રિય થઈ ઊઠેલી અસ્મિતાનો નિર્દેશ કરે છે

એકત્રીસમુ બત્રીસમુ વાકય "દરેક ઊટ પર એક એક કાગડો બેઠો છે કાગડાની ચાચમા હસનુ એક એક બચ્ચુ છે"

આ વાકયમા ઊટ મૃત્યુના વાહનરૂપે, કાગડો નાયકના નિર્દોષ અંશના મૃત્યુરૂપે હંસનુ સફેદ બચ્ચુ નાયકના શુચિ અંશરૂપે નિરૂપાયા છે આની Static યોજના વાર્તામા વાર્તાકાર જે સંદિગ્ધતાનો વિસ્તાર રચવા માગે છે, તેને હાનિ પહોચાડે છે

તેત્રીસમુ–ચોત્રીસમુ–પાત્રીસમુ વાકય "કાગડાની સંખ્યા વધતી જાય છે લાઈનસર એ ચપોચપ ગોઠવાતા જાય છે દૂર દૂર સુધી ચપોચપ લબાતા જાય છે બે વચ્ચેનુ અંતર ઓળખાતુ નથી કેવળ

છત્રીસમુ–સાડત્રીસમુ વાકય અંધકાર છે"

મૃત્યુની પ્રગાઢ થતી જતી અનુભૂતિ અહી શબ્દસ્થ થઈ છે. બે વચ્ચેનુ અંતર ન 'ઓળખી" શકવાની સ્થિતિ મૃત્યુપૂર્વે જાગૃતિ પર આવતી જતી ધૂંધળાશનો નિર્દેશ કરે છે કાગડા અને અંધકારમા ભેદ ન જોઈ શકવાની સ્થિતિ, બલ્કે કાગડામા થતી અંધકારની ભ્રાંતિ ઝડપભેર ઓગળતી જતી જાગૃતાવસ્થાનો નિર્દેશ કરે છે 'કેવળ' પદ ઓગળી રહેલી જાગૃતાવસ્થાને ભારપૂર્વક નિર્દેશે છે 'સંખ્યા વધતી જાય છે– ચપોચપ ગોઠવાતા જાય છે–ચપોચપ લંબાતા જાય છે"–મા "ચપોચપ"ની દ્વિરુકિત ગોઠવાતા–લબાતા–નો આંતરપ્રાસ અને જાય છે–

ક્રિયાપદની પુનરાવૃત્તિ વડે નાયકમા આવતી જતી નર્વસનેસ-ખતમ થતી જતી પ્રતિકારાત્મક શક્તિ-બેબાકળાપણુ ભાષામા રૂપાતરિત કર્યું છે. આ વાર્તામા કયાક કયાક આવી સુભગ ભાષાઘટનાઓ ઘટી છે

આડત્રીસમુ-ઓગણચાલીસમુ વાકય "દૂર દૂર સુધી કાળો ચમકતો અધકાર પથરાયો છે મીંચાતી આખથી પેલી પાર કશુ જોઈ શકાતુ નથી"

કાળો ચમકતો અધકાર કાગડાના રગ સાથે તો સામ્ય ધરાવે છે સાથે સાથે નાયિકાના વાળ સાથેના સામ્યને પણ નાયકના ચિત્તમા ઝબકાવી દે છે 'ચળકતો" વિશેષણ મૃત્યુની આછી નાખતી વિલક્ષણ અનુભૂતિને સૂચવે છે મૃત્યુની વ્યાપ્તિ પણ સૂચવાઈ છે મીચાતી આખોના મૃત્યુની તે તરફ જોવાના-પહોચવાના પ્રયાસો-જિજિવિષારૂપ પ્રયત્નો-નિષ્ફળ જાય છે "મીચાતી" વિશેષણ" આખ મીચાઈ જવી" જેવા મૃત્યુને સૂચવતા રૂઢિપ્રયોગનો આધાર પ્રાપ્ત થતો હોવાથી મૃત્યુનો અર્થ વધુ વિશદતાથી વ્યકત કરે છે.

ચાળીસમુ-એકતાળીસમુ વાકયઃ "આખના છેલ્લા મીચકારા સાથે હોઠ બળપૂર્વક જરાક ફફડે છે

બ બ.

અને ચળકતા અધકારના મોજામા હુ ઓગળીને એક થઈ જાઉ છુ"

અસ્તિત્વને ડૂબાડતા મૃત્યુમાથી ઉગારવાનો નાયકનો તરણોપાય "બ બ" જેવા ઉચ્ચારણરૂપે વ્યક્ત થયો છે અહીં વાર્તાકાર વાર્તાની Crucial momentનુ ભાષામા રૂપાતરણ સાધવામા સફળ થયા નથી "બળપૂર્વક હોઠ ફફડે છે" વાકયાશ એ ક્ષણનુ વર્ણન કરે છે તેને ભાષામા રૂપાતરિત કરતો નથી આ ક્ષણનુ Tension ભાષામા વરતાતુ નથી "બ...બ" કરતા બ...અ અ.

બ અ અ બેબાકળી મન સ્થિતિને કદાચ વધુ સારી રીતે પ્રગટ કરી શકત મન સ્થિતિ સાથેનુ અ ધાન પણ અહીં છૂટી ગયેલુ અનુભવાય છે અહીં "મીચકારા" પદ તેની સાથે જોડાયેલા હાસ-ઉપહાસની ક ઈક જુગુપ્સાપ્રેરક ચેષ્ટાના સ દર્ભોને કારણે મૃત્યુ જેવી કરુણ અનુભૂતિના વર્ણનનો અપકર્ષ કરે છે

વાર્તાન્તે નાયકના હોઠ 'બ ' એમ ફફડે છે તેમા મૃત્યુમાથી ઉગરવાના અ તિમ ઉપાયરૂપે અપરિચિત લાગતી નાયિકાને જ મદદે બોલાવવાની વિવશતામા નાયકની બેબાકળી મન સ્થિતિ પ્રગટી છે કારણ કે, નાયકના આ મૃત્યુ માટે બ પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બ ને રીતે કારણભૂત છે, તે નાયક જ વારવાર સૂચવે છે જેનાથી મૃત્યુ તેમા જ બચાવ ગોધવાનુ નાયકનુ વલણ સૂચક છે એ રીતે અહીં તત્ક્ષણની વિવશતા સારી રીતે પ્રગટ થાય છે અ ધકારના મોજામા ઓગળી જઈ એકરૂપ થવાની પ્રક્રિયાનુ વર્ણન મૃત્યુની અનુભૂતિની પરિણતિ સૂચવે છે



નાભશકરની આ વાર્તામા એક અનુભૂતિને સ કુલ બનાવી, અ ગતતા આરોપી, પ્રતીક-કલ્પનોની મદદથી મૂર્તિકરણ સાધી, સ યત ભાષા તથા કથનપદ્ધતિની મદદથી તેનુ વાર્તામા રૂપાતર કરવાનો પ્રયત્ન થયો છે અનુભૂતિને સ કુલ બનાવતા ખીણ, બ , બોરસલી, કાગડો, કીડી, હ સશાવક, આઠમનો ચ દ્ર, ટ્રેન-વ્હીસલ, સ્લ્લી, ટાઈમપીસ, ઊંટોની વણજાર, રણ, અ ધકાર વગેરે વગેરે અનેક પદાર્થો અહીં યોજાયા છે આ યોજનાનો ક્રમ અને પદ્ધતિ આ અનેકમુખી અનુભૂતિને ઉપકારક એવો સ દિગ્ધતાનો ઠીક ઠીક વિસ્તાર રચી શક્યા છે પરિણામે અનુભૂતિ static ન બનતા સ કુલ બની છે અનેક જુદા જુદા પદાર્થો વાર્તાના જુદા જુદા ભૂમિભાગ પર જુદા જુદા ભાવોનુ સૂચન કરતા રહ્યા છે એક જ ભાવાસ્થાનને પ્રગટ કરવા જુદા

જુદા પદાર્થોની યોજના પણ વાર્તાકારે કરી છે. જેથી એક જ ભાવના ભિન્ન ભિન્ન અંશોને કે સ્વરૂપોને સૂચવી શકાય આથી આ વાર્તાની આસ્વાદભૂમિ બનેલી સંદિગ્ધતાનો વિસ્તાર શક્ય બને છે

વાર્તાના શીર્ષકમા દેખાતુ અનુભૂતિને અંગત માનવાનુ વલણ વાર્તાની રૂપરચનામા નિર્ણાયક બનતુ ન હોવાથી વાર્તાકારનો અભિનિવેશ સૂચવતુ લાગે છે વાર્તાકાર લાભશંકર ઠાકરના વ્યક્તિત્વની અંગતતા આ વાર્તામા પ્રવેશી લાગતી નથી. તેથી આ વાર્તા લાભશંકરને બદલે અ-બ-ક નામની કોઈ પણ સંવેદનશીલ વ્યક્તિની અનુભૂતિનો આલેખ બની શકે તેમ છે વ્યક્તિત્વના જે વિશિષ્ટ અંશો કેવળ લાભશંકરમા જ છે, તેનો અહીં પ્રવેશ થયો નથી આથી વાર્તાની રૂપરચનાના નિર્ધારણમા તેનો પ્રભાવ વર્તાતો નથી. ટૂંકમા વાર્તાકારનો સંરમ્ભ મૃત્યુની અનુભૂતિની પ્રક્રિયા આલેખવામા છે તેની અંગતતાની મુદ્રા ઉપસાવવામા જણાતો નથી.

નાયક અને નાયિકાના સંબંધો તથા નાયક પર જાણ્યેઅજાણ્યે નાયિકાના વિલક્ષણ વ્યક્તિત્વની પડેલી છાપ વાર્તાની પૃષ્ઠભૂમિ રચે છે. નાયક અને નાયિકા વચ્ચેના ભયાનક અંતરના ઉલ્લેખથી શરૂ થતી વાર્તા નાયકની સ્મૃતિ, સંવેદના અને અસ્તિત્વની તીવ્રતાને ઉત્તરોત્તર પ્રગાઢ બનતી જતી આલેખી તેના લોપ આગળ પૂરી થાય છે નાયકના એક નાજુક, 'નિર્દોષ શુચિ અંશનુ (નારીની-માતૃરૂપમા હોય છે તેવી-મમતાળુ છાયામા આશ્રય લઈ જન્મજાત પ્રતિકૂળતાઓથી બચી જવા મથતા પુરુષના એક આદિમ અંશનુ નષ્ટ થવુ- ન બચી શકવુ) મૃત્યુ વાર્તાકારે મેધાવી, પુખ્ત, મોહક, અને લાવણ્યમયી નાયિકાની નિર્લિપ્તતાની પડછે-નિર્લિપ્તતાને કારણે જ થતુ-દર્શાવ્યુ છે આમ અહીં નારીની પડછે મૃત્યુને મૂકી જોઈ, રહસ્યને રહસ્યની પડછે મૂકી જોઈ મંડિત કરવાનો પ્રયાસ થયો છે. આ વાર્તાની પૃષ્ઠભૂમિ બની રહેલી આ નારીને નામ નથી, કેવળ સંજ્ઞા ચિહ્નન છે બ. તેની મેધાવી

આખો, ગોરી પીઠ અને કાળા ભીના વાળ અને અલબત્ત તેનું નામ બ. આ સિવાય કશુ નાયકના ચિત્તમા સ્થિર થયુ નથી

આ વાર્તામા ભાષાનો સર્જનાત્મક સ્તરે ખાસ ઉપયોગ થયો નથી એ રીતે આ વાર્તા ભાષાઘટના બનતી નથી માત્ર વાર્તાના કથક એવા નાયકના અવાજમા નિર્વેઘ્નને લીધે આવેલી ટાઢાશ ભાષામા વાગાડબરરૂપ વિસ્તાર કે લાગણીના રેલા જેવો પ્રલાપ નિવારે છે તેથી આ ભાષા વર્ણનાત્મકતા તો સારી રીતે નિભાવે છે પણ ભાષા સ્વય સરજાતી આવતી હોય તેવુ લાગતુ નથી

વાર્તામાં તત્ક્ષણને મૂર્ત કરવા કરતા વર્ણવવાનુ વલણ બળવાન જણાય છે અનુભૂતિની સકુલતા અને તેનુ પ્રતીક-કલ્પનો દ્વારા નિરૂપણ, નાયિકાનુ રહસ્યમય વ્યક્તિત્વ, સ્વપ્નસૃષ્ટિનો વિનિયોગ, દુસ્વપ્નનો ભાસ કરાવતી દૃશ્યાવલિ, નાયકનુ વિલક્ષણ લાગતુ વર્તન, કથનરીતિમા અનુભવાતી ટાઢાશ તથા આખી વાર્તામા વ્યાપી વળેલી સદિગ્ધતા આ વાર્તાના સ્થળ, સમય તથા સમગ્ર પરિવેશને અપરિચિતના, રહસ્યમયતા અને અપાર્થિવતાથી પરિવેષ્ટિત કરી દે છે (સપૂર્ણ)

---

( અનુસધાન પાના ન ૧૬ નુ ચાલુ )

રસ્સી પર શુ છે ?

લબૂ

લબૂ પર ?

તાબૂ

તબૂ પર ?

અગડબ બૂ

પ્રેક્ષકો ખડખડાટ હસે છે.

લા'યબ ખો બની ગયેલી બસ ઊપડે છે .

અને આકાશ વાદળઘેરુ બની ગયુ છે 

## 'વગડો' – એક પ્રતિભાવ



રવીન્દ્ર પારેખ

**'વગડો'** ભરત નાયકની, ડૉ સુમન શાહ દ્વારા સંપાદિત વાર્તાસંગ્રહ 'સુરેશ જોષીથી સત્યજિત શર્મા'માં દ્વિતીય ક્રમે સંગ્રહાયેલ (નવી) વાર્તા છે સંપાદકે અન્યત્ર મૂકેલ નોંધની જેમ આ વાર્તા નીચે પણ નોંધ મૂકી છે નોંધ અંગેના એમના 'નિવેદન', "નવી વાર્તાને આ કૃતિઓ દ્વારા પામવાનો આ એક પ્રયાસ છે, મારી નોંધો એ દિશાના માત્ર ઇશારા છે, તે નોંધો હોઈને પૂર્ણ નથી"–ના સંદર્ભમાં એટલું નોંધી શકાય કે આવી નોંધ વાર્તાના આસ્વાદમાં વ્યવધાનરૂપ બનતી હોય તો તેની અપૂર્ણતા (–કે પૂર્ણતા)થી વાર્તાને કશો લાભ થાય નહીં સંપાદકશ્રીની નોંધ આ વાર્તા પૂરતી, મને, ગેરરસ્તે દોરવનારી લાગી છે, એટલે એમની નોંધ અંગેના બે મુદ્દાઓ અંગે મારી રીતે સ્પષ્ટીકરણ કરવાનું અહીં મને અભિપ્રેત છે.

'વગડો'ની નોંધ જેમ સંપાદકીય પ્રતિભાવ છે તેમ આ સ્પષ્ટીકરણને પણ એક પ્રતિભાવ તરીકે જ સ્વીકારાવવાની અપેક્ષા મને છે આ પ્રતિભાવ પાછળનો હેતુ 'અન્યથા વિવેચનની' સંપાદકીય 'અપેક્ષા' શોધવા, તોષવાનો છે

અ

ઉત્ક્રાન્તિવાદને અનુસરીએ તો કહી શકાય કે વાનરમાંથી નર (=માણસ)નો વિકાસ થયો 'વગડો'ના વાનરો નર કરતાં ઓછી પણ વાનર કરતાં વધુ એવી બૌદ્ધિક કે સાંવેદનિક સજ્જતા/પરિપક્વતા ધરાવે છે. વાર્તાનો પ્રવક્તા માણસ છે એટલે એ જ્યારે વાનરોની વાત કરે છે, વાનરોને માનસી આંખે જુએ છે ત્યારે ભાવકનું ચિત્ત વાનરની નર બનવા તરફની બલકે નર બની જવા સુધીની ગતિ તરફ

કેન્દ્રત્યાગી દૃષ્ટિ કેળની લે છે કેન્દ્રમા વાનર નથી રહેતો, નર કદાચ અસ પ્રજ્ઞાનપણે, પ્રવેશી જાય છે.

અહી ટોળાની સરદારી ભોગવતા, ટોળામા ઓગળી જઈને પોતાની અલગતા સિદ્ધ કરવા/કરાવવા મથતા અને એમ ન થતા ઈર્ષા, ક્રોધથી સળગી ઊઠતા માનવનો ચહેરો ઘડચામા કોઈને દેખાય તો એનુ આશ્ચર્ય ન થાય, ન થવુ જોઈએ.

– એટલે સ પાદકશ્રી જ્યારે એમની 'નોધ'મા, " 'વગડો'મા વગડો જ છે ને કયાય માણસ નથી કે વગડો પણ કોઈ માણસને અર્થે નથી" એમ કહે છે ત્યારે એ વાત ગળે ઊતરતી નથી 'માણસ નથી' એમ સ પાદકશ્રીનુ નોધવુ- જ માણસ જ છે' ને એટલુ તો અભિવ્ય જિત કરે છે કે 'માણસ નથી' એમ એમણે ભારપૂર્વક સૂચવવુ /નોધવુ પડયુ છે.

આ વાર્તા, મને, આદિમાનવની ટોળીમા વસતા (વા) નરની ગતિવિધિનો ખ્યાલ આપતી જણાઈ છે. માણસના જૈવિક આવેગો, આદિમતા, વાસના આદિના ઉછાળ સાથે એનામા પ્રવેશતી ઈર્ષ્યા, ક્રોધ, પ્રેમ જેવી લાગણીના હિંસક પ્રદર્શનની ભૂમિકા આ વાર્તામા પડેલી છે ટોળીને એનો સરદાર હોય એમ અહીં 'તગડો ઘડચો' છે–પોતાની સત્તાનો ઉપયોગ કરવામા પ્રગટતી એની શકિત પણ sex સ બ ધે એનામા પ્રવેશી ગયેલ રૂઢિ–દાસ્ય/જડતાની પરિણિતિ બને છે જે વાદરા-વાદરીની પ્રણય રીતિ–ગોષ્ઠિના અને એમના અકાળ મોતમા પરિણમે છે એ વેળાની એની સ્થિતિ-પ્રતિક્રિયાનુ વર્ણન, "પૂ છડી એની ત ગ બની ઊંચી થઈ ગઈ દાત બહાર ખે ચાઈ આવ્યા, આખો સળગી ઊઠી પોતાનો પ જો હવામા વીંઝી ચૂપકીથી પેલા બે તરફ સરકતો ધસી, 'ખાક્' બગાડી બ નેના માથા પર એણે દાત અફાળ્યા, બે હાથે બે માથા અફાળ્ના-'ફટાક્' "મા પ્રાણયવૈફલ્યની તીવ્ર અનુભૂતિને લીધે અન્યનો વ્યભિચાર/પ્રણયવ્યવહાર ન સાખી શકતા માણસની–તગડા ઘડચાના વેશમા માણસની–નરી હિંસકતા પ્રગટતી નથી લાગતી ?

–તો 'તમ તમારે જાવ, હુ આવુ છુ' -કહીને 'સરદારી અદા'મા સૌને રવાના કરતા બુઢ્ઢાની કાધ પર **માથુ નાખી** રોઈ નાખવાનુ મન કરતા તગડા ઘડચામા

કે–

'અચવિરત આઓથી' વાજ આવી જતા બુઢ્ઢા ઘડચામા

કે–

કો'લા કો'લીની મડદા માટેની ખેચમતાણુમા

કે–

કેલિ કરતા નાગ–નાગણમા

કે–

માખી ઉપર સવાર થયેલ માખામા

કે–

'બે ચાર વાદરીનાઓ આ'ફ્રા આવી પૂયગા'ના ઉક્તિસદર્ભમા એમ કહી શકાશે ખરુ કે 'વગડો'મા 'કયાય માણુસ નથી' ?

સપાદકે આ વાર્તાને 'નિસર્ગવાદી' પદ્ધતિએ લખાયેલ આધુનિક વાર્તા ગણાવી છે. એના સદર્ભમા એમણે સર્જકની "સર્ગશક્તિમા રહેલા, વાસ્તવનો તાદૃશ અનુવાદ આપી શકતા, પસદગીપૂર્વકની વીગતો વડે વર્ણન કરી શકતા કે પદાર્થો, ક્રિયાઓ ઘટનાઓના ઇન્દ્રિય-સવેદ્ય-આલેખનો રચી શકતા વાના' તરફ અગુલિનિર્દેશ કર્યો છે એમા રહેલ તથ્યનો સ્વીકાર કરીએ તો પણ આ વાતો માત્ર નિસર્ગવાદી પદ્ધતિને જ જવાબદાર છે એમ કહેવામા લેખકને જ કદાચ અન્યાય થઈ જવાની સભાવના વધે

એ સાચુ કે સર્જક પાસે વાર્તાના પ્રારભ પૂર્વેથી જ અખૂટ વનવૈભવનો–સબળ અભિવ્યક્તિ શોધતો–Fresh images સાથેનો–વનના અસખ્ય જીવોની ક્રિયા–વિક્રિયાઓ સાથેનો–પરિવેશ પડેલો છે. પણ એથી એ ભૂલવાનુ નથી કે વનવૈભવનુ યથાતથ આલેખન જ

સર્જકનુ અભીષ્ટ રહ્યુ નથી વાર્તાનુ કેન્દ્ર તો માણસમા પડેલ sex instinct છે. સર્જકે માણસના જૈવિક આવેગોની વાત માણસને કરવી છે અને અભિવ્યક્તિને સઘન-સબળ બનાવવા એ માણસના મળ રૂપનુ પ્રતીક યોજે છે એટલે બીજુ કોઈ નહીં ને ઘડચો આ વાર્તાનુ મુખ્ય પાત્ર બને છે પોતાની પાસે પડેલ વનવૈભવને sex instinct પર વીટીને, નરમા પડેલ વાનરને પ્રગટાવવાનુ, સમગ્ર વાર્તાસંદર્ભે, લેખકને વિશેષ અભિપ્રેત રહ્યુ હોવાનુ લાગે છે

—અને ખુદ સપાદકે નિસર્ગવાદના મૂળમા સ્વીકારેલ 'પરિદૃશ્ય-માન વાસ્તવિકતાની સમજના સંદર્ભે આ વાર્તા તપાસીએ તો શુ એમ કહી શકાશે કે ધતૂરાના ડીંડવા ખાઈને જીવનનો અત આણતો તગડો ઘડચો કે વાદરા-વાદરીના પ્રણયની પરિણતિ કેવળ 'પરિદૃશ્યમાન વાસ્તવિકતા'નુ જ પ્રતિનિધિત્વ કરે છે ?

કે

એટલે આ વાર્તાને આ કે તે વાદની કે આ કે તે પાત્રની વાર્તા તરીકે ઓળખાવવામા સપાદકીય હેતુ ભલે વાર્તાના આસ્વાદમા સરળતા કરી આપવાનો રહ્યો હોય, તો પણ બન્યુ છે એવુ કે જે તે વાદ કે પાત્રનુ લેબલ લગાડી દેવાથી એ વાદના કે પાત્રના મૂળ સુધી પહોચતા અને લેબલને કારણે અન્યત્ર ન પહોચી શકતા ભાવને ખોટે રસ્તે આવી ચડયાનો પસ્તાવો અને અન્યત્ર ન પહોચી શકવાની મૂ ઝવણ થાય છે એટલે, હું, આ કે તે વાદની કે આ કે તે પાત્રની વાર્તા તરીકે 'વગડો'ને ઓળખાવવવાનુ પસદ કરવા કરતા, અતે એટલુ જ કહીશ કે આ વાર્તા વગડામા પડેલ માણસની હોય કે ન હોય પણ માણસમા પડેલ વગડાની તો છે જ છે □

('સગોષ્ઠી'ની બેઠકમા વચાયેલી અભ્યાસનોધ)

લઘુકથા



## વિજય શાસ્ત્રી

અમે નવુ ટી. વી. લીધુ હતુ ટી. વી નવુ લીધુ હતુ એટલે સમાચારથી માડી રવિવારની ફિલ્મ સુધીનો એક પણ કાર્યક્રમ જોવાનુ ચૂકતા નહીં. આજે પણ ટી વી ચાલતુ હતુ ને કોઈક વિદ્વાનનુ પ્રવચન ચાલતુ હતુ.

વકતાની વિદ્વત્તાથી અમે બ ને-પતિપત્ની-અ જાઈ ગયા હતાં અને ખરેખર વકતા પોતાની પ્રત્યેક દલીલને સમુચિત હાવભાવથી સચોટપણે રજૂ કરતા જતા હતા. એમના વકતવ્યમા યોગ્ય જગ્યાએ યોગ્ય કટાક્ષ અને નર્મમર્મ પણ પ્રગટ થતા રહેતા હતા કયારેક કોઈક અઘરી વાતને સુદર દૃષ્ટાત આપી એકદમ વિશદ અને પારદર્શક બનાવી મૂકતા હતા ટૂકમા, ડહાપણ અને વિદ્વતાનો તેઓ સાગર હતા એમ રૂઢ પ્રયોગ કરીને કહી શકાય

અમારો પાચ વર્ષનો બાબો બહાર રમતો હતો

બધુ સરળતાપૂર્વક ચાલ્યા કરતુ હતુ એવામા એકાએક શુ થયુ જે ટી વી ની સાઉન્ડસિસ્ટમ કામ કરતી બધ થઈ ગઈ. અમને થયુ ટી વી વાળાએ અમને છેતર્યા જ કોઈ રફ પીસ પધરાવી દીધો છે દરમિયાનમા, ટી વી ના પરદે દૃશ્ય યથાવત ચાલુ જ રહ્યુ હતુ વકતાના હાલતા હોઠ, કયારેક હસી પડતો ચહેરો, કયારેક અજાયબીના ભાવથી વિસ્ફારિત થતી આખો ટી વી પર યથાવત દૃશ્યમાન થતા હતા

એટલામા બાબો રમતો રમતો અ દર આવ્યો

-અને સહસા તેની નજર ધ્વનિહીન ટી વી સેટ પર પડી. અવાજ વગર માત્ર હાવભાવો દાખવતી ડહાપણ અને વિદ્વત્તાના ભણ્ડાર સમા એ વકતાની આકૃતિ ભાળી એ બોલી ઊઠ્યો.

'પપ્પા, આ કોણ છે ગાડો? જુઓને, કેવા હસવુ આવે એવા ચાળા કરે છે?'*

૪ જૂન, ૧૯૭૯

---

* ઈયાન કોયગાનની એક વાર્તા પરથી

# હથેળી પર નામ



રતિલાલ 'અનિલ'

**નવરાશની** ક્ષણે કશું જ સૂઝતું નથી ત્યારે હથેળી પર નામ લખવાનો વિનોદ સૂઝે છે। અરે, હું રહ્યો જમણેરી, એટલે નામ લખવાનું ડાબા હાથની હથેળી પર। જે હાથ જોશીએ પણ જોયો નથી એ જોવાલખવા માટે માત્ર પસંદ કરવાનો છે। ડાબા હાથમાં પુરુષનું ભવિષ્ય વંચાતું નથી, તો ભલે ત્યાં નામ તો વંચાય। હથેળી પર નામ લખવામાં અનુકૂળતા એ છે કે ગમે ત્યારે મૂઠી વાળીને નામ છુપાવી શકાય છે। આમ પણ હથેળી પર લખેલું નામ બીજા માટે તો હોતું નથી, તો એને કોનાથી છુપાવવા મૂઠી વાળવી? કેટલાયે નામ કહે છે કે અન-બ્રેકેબલ હોય છે। પછાડો, ઉછાળો, ઘા કરો તોયે ભાંગતા નથી, એમાં તરાડ પડતી નથી, અક્ષરના મરોડ બદલાતા નથી આવું સ્થિતિસ્થાપક નામ મને નથી મળ્યું એવા આશ્વાસન માટે પણ હથેળી પર નામ લખી મૂઠી વાળું। મૂઠી ખોલીને જોઉં તો નામ ભાગ્યું નથી। અને છતાં એ બરડ પણ નથી।

કેટલાક લોકો હથેળીએ છૂંદણાં છુંદાવે છે તેઓ પ્રતીકવાદી હોવા જોઈએ। પણ છૂંદણું યે નામની છાપ વિનાનું ક્યાં રહ્યું છે। છૂંદણું રસિકતાનું દ્યોતક બની ગયું છે અને તેનું ગાણિતિક પ્રમાણ બતાવવા માટે અખ્યાબંધ છૂંદણાં છૂંદાવવામાં આવે છે।

હાથ પર કરચલી પડી જાય છે છતાં રસિકતા પર કરચલી પડતી નથી। ચામડી લુખ્ખી પડી જાય છે, તોયે છૂંદણું લીલું જ રહે છે। લોહીના તફાવતની એના પર કશી અસર પડતી નથી પંજો વિસ્તરે એટલું છૂંદણું વિસ્તરે। પણ છૂંદણાં છુંદાવ્યા પછી કહે છે કે હાથના પંજા વિસ્તરતા નથી।

એ લોકો હથેળી પર છૂદણા કેમ છુદાવે છે ? કહે છે કે એમને હથેળી પર નામ લખતા આવડતુ નથી ! તો બીજા પાસે છૂદણા છુદાવે છે એમ નામ લખાવે ! પણ પોતાનુ નામ બીજા પાસે પોતાની હથેળીમા લખાવવામા કોઈ કવિતાનો અનુભવ થતો નથી.

મે મારા નામના મોનોગ્રામવાળી વીંટી આગળીએ પહેરી નથી એટલે મને હથેળી પર નામ લખવાનુ સૂઝયુ હશે ? વીંટી ઉતારી શકાય છે, ફરી પહેરી શકાય છે. નામનો કટાળો આવે ત્યારે મોનો-ગ્રામવાળી વીંટી ઉતારવાનુ સહેલુ છે જો કે ક્યારેક તો માણસને એમ પણ થતુ હશે કે બારણે ટાગેલી પિત્તળની નેઈમપ્લેટ આકર્ષક રૂપે ગળે લટકાવી હોય તો વધારે સારું ! ગળે સોનાની ચેઈનલૉકેટ લટકાવીએ તે વધારે સારુ નહી ? નામ ખૂચે ત્યારે પ્લેટ ઉતારી નાખવાની અનુકૂળતા પણ ખરી !

નામ ખૂચે ખરુ ? હૈ, ઍલર્જિ માટે કોઈ કારણ અપાતા નથી નામ ભારે પડે છે ખરુ, પણ પોતે વધારે પડતા હળવા લાગતા હોઈએ ત્યારે નામનો બોજ બૅલેન્સ આણે છે આથી તો સારા માણસો નામનો બોજ ઉપાડીને જ બહાર નીકળે છે. કહે છે કે એમના ચહેરા પર જ નહી, એમની પ્રત્યેક ચીજ પર એમનુ નામ વચાય છે—રૂમાલ પર પણ !

નામ વચાવુ જોઈએ એ માટે જરૂર હોય તો નિરક્ષરતા-નિવારણ ઝુબેશ પણ ચલાવવી જોઈએ પણ લોકોને નામ ભૂલી જવાની ટેવ છે. એટલે તો સતત એમની આખ સામે આપણુ નામ રહેવુ જોઈએ ! આપણે ન હોઈએ ત્યારે પણ જે રહે તે નામ ! આપણે જાણે નામ મૂકી જવા માટે જન્મ્યા છીએ ! જિંદગીભર નામનો બોજ ઉપાડીને ફરીએ ! ઊંઘીએ છીએ આ નામ મૂકી જવા માટે ! પણ મને મળેલુ નામ બીજાને યે મળેલુ છે, એમા મારુ નામ મૂકી જવા જેવુ શુ છે ? બસ, એ જ મથામણમા નામને લઈને ફરીએ છીએ, અને મોટા ભાગના માણસો નામને પડતુ મૂકીને જ ચાલ્યા જાય છે ! નામનો બોજ એમને અસહ્ય બની જાય છે

કેટલાયે નામો ઘૂટવા માટે જન્મજયન્તી/સવત્સરીઓ ઊજવાય છે ગ્રન્થ પર, મકાન પર, ણાવલા પર નામ કડારી દેવામા આવે છે, અને લોકો એ ગોખ્યા કરે એવુ ઇચ્છવામા આવે છે એ નામ ગોખાવવા માટે સ્કૂલોમા વર્ગો ચાલે છે, સભા/સમારભો યોજાય છે. હવામા/આકાશવાણી પરથી પ્રસારવામા આવે છે. કદાચ એ ઓગળી જતુ હશે એટલે ફરી ફરી પ્રસારવામા આવતુ હશે ।

ભીંતે પજા/થાપા જોઉં છુ અને એ પર નામ વાચવા પ્રયત્ન કરુ છુ કકુ પોતે જ એક એવુ નામ છે અને પજો એક એવી આકૃતિ છે કે એના બોધ પછી નામ વાચવાની હોસ રહેતી નથી એમા મારુ નામ હશે એટલી આશા રાખવી જ હિતાવહ છે ।

કકુ યે ખરતુ જાય છે રહી રહીને માત્ર પજાનો આકાર રહી ગયો છે સારુ છે કે નવી ભીંત ચણવાનો જોગ થયો નથી-નહિતર એ કકુના થાપા યે ચાલ્યા ગયા હોત.

લખવુ તો હતુ હથેળી પર નામ, પણ એવા વિચારે ચઢી ગયો કે છેવટે એક કુડાળુ/શૂન્ય જ ચીતરી નાખ્યુ મૂઠી વાળી-ઉઘાડી, વાળી-ઉઘાડી... શૂન્ય જેમનુ તેમ હતુ □

## ગ્રામ વિકાસ અને અંત્યોદય જનતા સરકારના બે ગુરુમંત્રો

રાજ્યની વાર્ષિક યોજનાની ૭૦ ટકા જેટલી રકમ ગામડાના સર્વાંગીઉત્કર્ષ માટે ફાળવીને અમલમા મૂકાયા છે આ કાર્યક્રમો-

- સંકલિત ગ્રામવિકાસ
- ખેતી અને સંલગ્ન કાર્યક્રમો
- ગ્રામોદ્યોગો અને ગ્રામમાર્ગોનો વિકાસ
- ઝડપી ગ્રામ વીજળીકરણ
- ગ્રામપાણી પૂરવઠા યોજનાઓ
- ગ્રામ આરોગ્ય સેવાઓમા વૃદ્ધિ
- પ્રાથમિક શિક્ષણનુ વિસ્તરણ
- ગ્રામ રોજગારીમા વૃદ્ધિ
- વધુ જમીનને સિંચાઈ
- સ્થાનિક વિકાસ કાર્યોને પ્રોત્સાહન
- પૂરક વ્યવસાય માટે સહાય
- ગામડાને દત્તક લેવા પ્રોત્સાહન
- ગ્રામ વિકાસ સંસ્થાઓના કાર્યક્રમોનુ વિસ્તરણ
- રુરલ ટેકનોલોજી ઈન્સ્ટિટયૂટ તથા માર્કેટીંગ ઈન્સ્ટિટયૂટની સ્થાપના
- કામના બદલામા અનાજની યોજનાનો અમલ

## ગુજરાતના ગ્રામજીવનમાં ચેતનાનો ધબકાર

## અભિનવ ગ્રામનિર્માણ



## એક ઉનાળુ અનુભૂતિ □ જયન્ત પાઠક

ભૂખરુ ભૂખરુ આભ અને આ ઝગમગ ઝગમગ રેતી
ઊભાં ઊભાં ઊંટ ડૂબ્યાં ને મૃગજળનદીઓ વ્હેતી;
પડી-આખડી પવન આખરે રેતપિછોડી ઓઢે,
ઊડતા ડુંગર આસપાસ, ગણુ કેમ બાપડુ પોઢે?
સાતે ઘોડા ગયા ઓગળી અગનચાબખા આચે
રણપંખીએ પકડી લીધો સૂરજ લાંબી ચાંચે
હરણાં કેવાં! હરણાંના જો વિચારને પણ અડકે,
આ રેતની તણખ એક, ભસ્મ જાય પૈ ભડકે!
પીળા પાકા ખજૂર જેવો ખજૂરીએથી ખરતો
સાંજે થાક્યોપાક્યો સૂરજ પાણીછાયડે ઠરતો

△

ઑગસ્ટ,
૧૯૭૯

# કૃતિ

કાવ્ય

અજિત ઠાકોર

વ્લાદિમીર હૉલાન
( સનત જોષી )

હર્બર્ટ કુહનર
( યોગેશ પટેલ )

મનહર જાની

ઇન્દુ ગોસ્વામી

લલિત ત્રિવેદી

ધીરેન્દ્ર મહેતા

વાર્તા

જોમો કેન્યાટા
( સુરેશ સામાણી )

બકુલ ટેલર

વિવેચન

વિજય શાસ્ત્રી

રવીન્દ્ર પારેખ

ગદ્યખંડ

રતિલાલ 'અનિલ'

સુરેશ હ જોષી

# કંકાવટી

ઑગસ્ટ ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૦ : અંક ૨૪૫ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પ દરમી તારીખે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ

દેશમા રૂપિયા ૧૨, બે વર્ષના રૂા ૨૩, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મેગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રથવિક્રેતાઓને ત્યા લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આન દનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબ ધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા–ટિકિટવાળુ કવર અવશ્ય બીડવુ કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આન દનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૩ સરનામે જ મોકલવી



તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આન દનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૩.

# તાવ



અજિત ઠાકોર

પરાળમા પડી રહેલા પાકાપચ્ચ ફળની
જેમ અંદરથી તો છેક જ ફદફદી ગયો છુ
મનમાથી કાલ સાજનુ જ કશુક મૂળસોતું ઊખડી ગયુ છે
અત્તારેય જાણે મારાથી દશ આગળ આઘો
સૂતો હોઉ એવુ થયા કરે છે
સાલુ પગમાય કોન્જાણે કા'રનુ
કશુક પીગળી પીગળી રેલાયા કરે છે
ગળાતા ઘરની જેમ પથારીમા બધેબધ ટપક્યા કરુ છુ
આજે તો આખ્ખો દા'ડો
આ આખોય આથમતી દિશા ભણી
ઊઘડેલી બારી જેવી લાગ્યા કરે છે
ને આ કાનમા ઘુઘવ્યા કરે છે તપખીરિયો સૂનકાર
ને આ અમળાતો અફળાતો ધસ્યો મસ્તષ્કમા
પહોચ્યો તાળવે તપખીરિયો સૂનકાર
ને આ બ્રહ્મરધ્ર ભેદી નીકળી ગયો . ઓહ !
લો ! આ તો ભારે થઈ !
હથેળીમાથી ખરી પડી એક કાળી કીડી ચત્તીપાટ પથારીમા
પથારીમા આ ઝીણા ઝીણા ટચૂકડા પગ ઓહ !
કેવા તો સળવળ સળવળ

—માર્ચ '૭૯

# મા



વ્લાદીમીર હોલાન     અનુ અનંત જોશી

તમે વૃદ્ધ માને
તમારે માટે પથારી પાથરતા
ક્યારેય જોઈ છે ખરી ?
તે એવી તો કેવી રીતે
ચાદરને બીછાવે છે, ખેંચે છે, કોર વાળે છે
અને હથેળી ફેરવી સરખી કરે છે
કે જેથી તમને એકાદ કરચલી પણ ન ખૂંચે ?
તેનું શ્વસન, હાથ અને હથેળીની સહજ ગતિ
આ એટલા તો સહ્ય છે કે
અત્યારે પણ હૂ   અતીતમા
પેર્સેપોલીસની આગ ઠારી રહ્યા છે
અને આ ક્ષણે પણ
ચીનના સાગરકાઠે કે અજાણ્યા સમુદ્રોમા ભાવિ ઝંઝાવાતોને
શમાવી રહ્યા છે

હું જાગ્યો

□ હર્બર્ટ કુહનર

અનુ. યોગેશ પટેલ

એક દિવસ જાગીને મેં
અરીસામાં જોયું તો
માંગ કપાળ પર
કેશરેખા તરફ
બે નાના ઢીમા હતા
વિચિત્ર, મે વિચાર્યું
મારું માથું કશે અથડાયું તો નો'તું
કે પછી અથડાયું' તું ?
અને એક જ દિવસ પછી
આઘાત સાથે
મે જોયું
તો મારે માથે
બે શીંગડાં
ઊગી નીકળ્યા હતાં.
એમને ઢાંકવા માટે
મેં મારા વાળ
એક ઝાટકે આગળ તરફ કર્યા
પરંતુ એનો કોઈ અર્થ ના સર્યો
તે મોટા થયા
મે આંખો પર ઝૂકે એ રીતે
ટોપી પહેરવાની શરૂઆત કરી
પણ ટોપી તમે કાંઈ ઘરમા
ના પહેરી શકો

બરાબરને ?
તેથી શરમાવાનુ
ત્યજીને
હુ એમનુ ગૌરવ લેતો થયો
અને સામે ઓળખીતુ મળતા
ટોપીની ધાર નમાવી (અભિવાદન) કરતો
આખરે
ઉપાધિમાથી છૂટવા મે
ટોપીમા—ગદ્ધાટોપીમા હોય છે એવા
કાણા પાડ્યા
જેથી શીંગડા દેખાય એમાથી

# એક સ્વપ્નકાવ્યાનુભૂતિ



મનહર જાની

હલબલતુ આકાશ અને અજવાળુ ધ્રૂજે
હાલક-ડોલક શ્વાસ લોહીને તળિયે ડૂબે

સાગમટુ ચોમાસુ ઊતરે આંગળીઓમા
કાગળ પર અક્ષરની કૂંપળ કૂંપળ ફૂટે

ભીત ભીંતના પથ્થર પીગળે-મોજા ઊછળે
ફરસ ઉપર પળપળના કોમળ તરંગ ઊઠે

બારીના અંધારભીના પડદાઓ પાછળ
ફંગોળાતો જીવ નીરવના લયમાં ખૂંપે.

શયનખંડનુ ચોરસ-ચોરસ પોત પમરતુ
ફૂલોના પડછાયે પાપણ પાંખો વીંઝે

□ ઇન્દુ ગોસ્વામી

ચોખ્ખુ ચણાક થઈને ટેબલ
સ્નાનઘરમાંથી નીકળે
તાજી હવાની ટોચણી પર
પારિજાતની કૂંપળ ફૂટે
મોરપગલાંનો મહિમા
ખુરશીને ચારે ખૂણેથી ઊમટે
ઊમટે એવી જ બંધ થાય
એલામીં જિકની આલમ

મારે હવે શ્વાસ લેવા જોઈએ
ધૂળ ખાતો ઘરોબો
આમ એક ઝાપટે નહીં ઊડે
કોઈના ચાર આંગળા
ને આગળાંની છાપને જોરે

અંગૂઠો નહીં બદલાય

નિકાલ લાવવો જ છે તો
પેપરવેઈટ નીચે
જાતને જ મૂકવી પડશે
સૌથી પહેલુ કામ
પેન્સિલથી અણી છોલવાનુ નહી—
નાક માફ કરીને
રૂમાલને ગડી કરવાનું છે
કદાચ
કચરાટોપલીને ખભે ચડીને
ફાફડા ફિતુરીની ફાઈલ
પડખુ બદલવાની હોય
હાડમારીના હાંસિયામા
ક્યાક
આવતાજતા તાજા કલમ
બાકી હોય.
હોય
માણસની માથે બોસ નામનુ બાચકુ
વગર પૂછયે હોય

## હેવમોરમાં



લલિત ત્રિવેદી

સામેની ખુરશી નથી જોવી
— તે ખાલી છે.
કૉફી નથી મગાવવી
— તેમાથી નીકળતી વરાળ
લોહીને થીજાવી નાખે છે.
સિગરેટ કે સિગરેટ જેવું
હોઠમા નથી મૂકવુ
— તેમાથી ધૂમ્રસેરો નીકળે છે
ને રચાઈ જાય છે
એક
ઝાંખી ઝાખી આકૃતિ
પછી
બધું
સ્પષ્ટ થવા માડે છે
— ચાલ, અહીંથી બ્હાર નીકળું
બ્હાર નીકળું છુ, ને
જોવાઈ જાય છે
આકાશ
— આકાશ સામે નથી જોવુ.
બ્હાર, નથી નીકળવુ
કાંઈ નથી કરવુ.
તુ યાદ આવે તેવુ કાંઈ નથી કરવુ

# કવિશ્રી સુન્દરમ્‌ને
## (ભુજમા કવિસમ્મેલનમા એક 'પ્રશ્ન')
— ધીરેન્દ્ર મહેતા

ધરાની માટીમા
અહીં આ ચારે બાજુ,
હવામાં
કહીં તેં ગુંજે છે હજુ ય
અમારી આજુબાજુ કવિ! કવિતા,
હતી જે અમારી વાણીમા
અવાજો ગાજે ખડાગ હજુ પણ હા, એ જ હજુ યે,
તમે રોકી લીધા તમ પ્રતિ ધસે ત્યા
હવે તો આવે કાવ્ય પણ તમ પાસે ઉપરથી,
કશો યે જ્યા વિક્ષોભ ન ગરુડના ઉગ્ર ભ્રમણો,
સદા એ વિશ્વે વાદળ ગગનમા શ્વેત વિલસે.

ભલે પૂછુ આજે
તમે આવો જ્યારે
અવાજોથી ચોમેર ખળભળતા આ જગતમા,
સુણો ઘટીનુ ગાણુ,
કહોને કે ત્યા
હશે થાતુ કૈંક સ્મરણ
જુઓ આ ડોસી, આદમ, કુકડી, બા, પાંદડી રહ
તમારા
અને બીજા યે કૈં,
હવે એ સૌ માટે
હશે ના શબ્દો કૈં, કવિ?

જંગલના સદ્‌ગૃહસ્થો



—જોમો કેન્યાટા

અનુ. સુરેશ સામાણી

એક વખત એક હાથીએ માણસ સાથે દોસ્તી બાંધી એક દિવસ ભારે મેઘગર્જનાઓ શરૂ થઈ. હાથી તેના મિત્ર પાસે ગયો જંગલને છેડે મિત્રનું નાનકડું ઝૂંપડું હતું. હાથીએ કહ્યું 'ભલા ભાઈ, આ ધોધમાર વરસાદથી બચવા માટે મારી સૂંઢ તું તારા ઝૂંપડામાં રાખવા દઈશ?' માણસે તેના મિત્રની હાલત જોઈ જવાબ આપ્યો "મારા વહાલા હાથી, મારું ઝૂંપડું આમ તો નાનું છે, તેમ છતાં તારી સૂંઢ માટે અને મારા માટે તો જગા થઈ રહેશે મહેરબાની કરીને તારી સૂંઢ આસ્તેથી અંદર મૂકજે." હાથીએ મિત્રનો આભાર માનતા કહ્યું. "તે મારું સારું કામ કર્યું છે, એક દિવસ તારા માયાળુપણાનો બદલો હું વાળીશ" પણ શું થયું, જાણો છો? જેવો હાથી તેની સૂંઢ ઝૂંપડામાં રાખવા ગયો કે ધીમેથી પોતાનું માથું પણ તેણે અંદર ધકેલ્યું, ને આખરે માણસને વરસાદમાં બહાર ફેંકી દીધો. પછી મિત્રના ઝૂંપડામાં લાંબા થઈને કહ્યું "મારા વહાલા મિત્ર, તારી ચામડી મારા કરતા કઠણ છે અને આપણા બન્ને માટે પૂરતી જગા પણ નથી. એટલે હું મારી કૂણી ચામડીનું બરફના, કરા સાથેના ઝંઝાવાતી વરસાદથી રક્ષણ મેળવું, ને તું વરસાદમાં રહેજે."

પોતાના ઉપર આ મિત્રે આ શું કર્યું છે તે જોઈને માણસે કચવાટ આદર્યો પાસેના જંગલમાં રહેતા પ્રાણીઓએ દેકારો સાંભળ્યો અને શું બાબત છે તે જોવા આવ્યા. ક્રોધિત માણસ અને તેના મિત્ર હાથી વચ્ચેની દલીલો સાંભળવા બધા ચારે બાજુ ઊભા રહી ગયા આ ધાંધલમાં ગર્જના કરતો સિંહ આવ્યો અને મોટા અવાજે કહ્યું 'હું આ જંગલનો રાજા છું તે તમે બધા શું નથી જાણતાં? મારા

સામ્રાજ્યની શાંતિનો ભંગ કરવાની કોની મજાલ છે?" હાથી જંગલના રાજ્યના પ્રધાનોમાંનો એક હતો. આ સાંભળીને તેણે ધીમા અવાજે જવાબ આપ્યો "માલિક, આપના રાજ્યની શાંતિનો ભંગ થાય એવું કશું જ બન્યું નથી. આપ મને જે નાના ઝૂંપડાનો કબજો ધરાવતો જોઈ રહ્યા છો તેની માલિકી અંગે હું મારા મિત્ર સાથે ચર્ચા કરી રહ્યો હતો" પોતાના સામ્રાજ્યમાં "શાંતિ અને સ્વસ્થતા" ઇચ્છતા સિંહે ઉમદા અવાજે કહ્યું "હું મારા પ્રધાનોને આ બાબત માટે તપાસપંચ નીમવાનો અને તેનો અહેવાલ આપવાનો હુકમ આપું છું" પછી તે માણસ તરફ ફર્યો અને કહ્યું "તમે મારી પ્રજા સાથે, ખાસ કરીને મારા રાજ્યના આદરણીય પ્રધાન શ્રી હાથી સાથે મિત્રતા બાંધી તે સારું કર્યું. તમે તમારું ઝૂંપડું ગુમાવ્યું નથી, માટે હવે વધુ બડબડાટ ન કરશો. શાહીપંચની બેઠક મળે ત્યાં સુધી રાહ જુઓ એ વખતે તમને તમારા કેસની રજૂઆત કરવા માટે પૂરતી તકો આપવામાં આવશે. મને ખાતરી છે કે પંચના તારણોથી તમને સંતોષ થશે" ઝૂંપડું પોતાને પાછું મળશે તેમ માનતો માણસ જંગલના રાજાના મીઠા શબ્દોથી ખુશ થયો અને ભોળાભાવે તેની રાહ જોવા લાગ્યો

હાથી તેના માલિકના હુકમ અનુસાર તપાસપંચની નિમણુકની કાર્યવાહીમાં પડી ગયો નીચે પ્રમાણેના વડીલોની પંચમાં નિમણુક કરવામાં આવી (૧) શ્રી ગેંડાજી, (૨) શ્રી પાડાજી, (૩) શ્રી મગરજી, (૪) અધ્યક્ષ તરીકે માનવંર શ્રી શિયાળજી, અને (૫) મંત્રી તરીકે શ્રી ચિત્તાજી પંચમાં આ સભ્યોને જોઈને માણસે વાંધો ઉઠાવતા કહ્યું કે શું મારા તરફથી કોઈ સભ્યની નિમણુક થવી ન જોઈએ? પણ તેને કહેવામાં આવ્યું કે તે શક્ય નથી, કારણ કે તેના પક્ષે કોઈ એટલું ભણેલું નથી કે જે જંગલના કાયદાની જટિલતા સમજી શકે. વધારામાં, ગભરાવાનું કોઈ કારણ ન હતું, કેમ કે પંચના બધા સભ્યો પ્રખ્યાત હતા. અને દાંત અને નહોરથી બહુ સજ્જ ન હોય તેવા પ્રાણીઓની

કાળજી લેવા માટે તેઓ ઈશ્વર દ્વારા પસંદગી પામેલા સજ્જનો હતા. આ ઉપરાંત તેને ભારપૂર્વક કહેવામાં આવ્યું કે તેઓ શક્ય તેટલી સંભાળપૂર્વક તપાસ હાથ ધરશે અને તટસ્થતાથી અહેવાલ આપશે

પુરાવા નોંધવા માટે પંચની બેઠક શરૂ થઈ માનવવર શ્રી હાથીજીને પહેલા બોલાવાયા. શ્રીમતી હાથીએ લાવી આપેલ ઝાડના ઠૂંઠાથી દંતશૂળ ઘસતા ઘસતા પૂરા દોરદમામથી તેઓ આવ્યા અને સત્તાવાહી અવાજે કહ્યુ "જંગલના સજ્જનો તમે જે વાત જાણો છો તે દોહરાવીને તમારો કીમતી સમય બરબાદ કરવાની મને જરૂર લાગતી નથી મારા મિત્રોના હિતોનુ રક્ષણ કરવુ એને મે મારી ફરજ માની છે અને મને લાગે છે કે આને લીધે જ મારા અને મારા મિત્ર વચ્ચે ગેરસમજ ઊભી થઈ છે, તેણે વાવાઝોડામાથી તેના ઝૂંપડાને ઊડી જતુ બચાવવા મને બોલાવ્યો. વાવાઝોડુ ઝૂંપડામા ખાલી જગા હોવાને કારણે અંદર ઘસ્યુ ત્યારે મારા મિત્રના હિતના રક્ષણ ખાતર મે એ વણ-પૂરાયેલી જગાને શક્ય તેટલી વધુ ઉપયોગમા લેવી જરૂરી માની, અને તમારામાથી કોઈ પણ આવા સંજોગોમા નિ:શંક આવી ફરજ બજાવી હોત."

શ્રી હાથીજીનો નિર્ણાયક મુદ્દો સાંભળ્યા બાદ પંચે શ્રી જરખજી અને જંગલના અન્ય વડીલોને બોલાવ્યા તેઓ બધાએ શ્રી હાથીજીના કથનને ટેકો આપ્યો. પછી તેઓએ માણસને બોલાવ્યો. તેણે આ ઝઘડાનો ચિતાર રજૂ કર્યો પણ પંચે તેને વચ્ચેથી અટકાવી કહ્યુ "ભલા આદમી, તમે મુદ્દાસર જ વાત કરો અમે તટસ્થ સાધનો દ્વારા પરિસ્થિતિની જાણકારી આ પૂર્વે મેળવી લીધી છે, અમે તમારા પાસેથી એ જાણવા માગીએ છીએ કે શ્રી હાથીજીએ જગા ગ્રહણ કર્યા પહેલા કોઈએ તે ખાલી જગામા વસવાટ કર્યો હતો?" માણસ કહેવા લાગ્યો

"ના, પણ—" પણ આ વખતે પંચે નિર્ણય લેવા માટે છૂટા પડતા જાહેર કર્યું કે તેઓએ બને પક્ષોની રજૂઆતો સાંભળી જે

માન્યવર શ્રી હાથીજીને ખર્ચે સ્વાદિષ્ટ ભોજન આરોગીને તેઓએ ફેંસલો નક્કી કર્યો, અને માણસને બોલાવીને આ પ્રમાણે જાહેર કર્યું 'અમારા મત મુજબ આ ઝઘડો વિચારોના પછાતપણામાંથી ઉદ્ભવ્યો છે અમે માનીએ છીએ કે શ્રી હાથીએ તમારા હિતનું રક્ષણ કરીને તેની પવિત્ર ફરજ બજાવી છે તમારા ભલા માટે એ જરૂરી હતુ કે તે જગાનો વધુમા વધુ ઉપયોગ થાય. અને જ્યારે તમે એમ કરવાને શક્તિમાન હતા, છતા તમે એ ઉપયોગ કરવાની કક્ષા સુધી પહોચ્યા નહોતા, એથી તમારા બંનેને યોગ્ય એવુ સમાધાન ઘડી કાઢવાનુ અમે જરૂરી માનીએ છીએ. શ્રી હાથી તમારા ઝૂપડાનો કબજો ધરાવવાનુ ચાલુ રાખશે પણ અમે તમને તમારી જરૂરિયાત અનુસારનુ બીજુ ઝૂપડુ બાંધી શકો તે માટે સ્થળ જોવાની મંજૂરી આપીએ છીએ અને અમે જોઈશુ કે તમે સારી પેઠે સુરક્ષિત છો"

ચુકાદાનો અસ્વીકાર તપાસપંચના સભ્યો તરફથી આફત નોતરશે એવા ભયથી, બીજો કોઈ વિકલ્પ ન હોવાથી, તેણે તેઓના સૂચન મુજબ કર્યું. પણ જેવુ તેણે બીજુ ઝૂપડુ બાંધ્યુ કે ગેંડાજી શીંગડાં નીચા કરીને ધસી આવ્યા ને માણસને ભાગી જવા કહ્યુ આ બાબતમા તપાસ કરવા માટે શાહીપંચની ફરી નિમણૂક થઈ અને એ પ્રકારનો જ ચુકાદો અપાયો પાડાજીને, ચિત્તાજીને અને જરખજી તથા અન્ય સૌને નવા ઝૂપડાની સગવડ ન મળી ત્યા સુધી આ પ્રક્રિયાનુ પુનરાવર્તન થતુ રહ્યુ માણસે જોયુ કે તપાસપંચ તેના માટે ઉપયોગી નીવડયુ નથી, તેથી તેણે રક્ષણની બીજી અસરકારક પદ્ધતિ અપનાવવાનુ નક્કી કર્યું તે બેસી ગયો અને કહ્યુ "દુનિયા પર એવી કોઈ વસ્તુ નથી જેને ફસાવી જ ન શકાય" બીજા શબ્દોમા કહીએ, તો તમે બધા લોકોને એક વખત મૂર્ખ બનાવી શકો, હમેશને માટે નહીં.

જંગલના મહારથીઓ જે ઝૂંપડાનો કબજો જમાવી બેઠા હતા તે સડીને ભાગવા લાગ્યા હતાં, ત્યારે, એક વહેલી સવારે, માણસ બહાર

(અનુસંધાન પાના નં ૧૬ પર)

કાળજી લેવા માટે તેઓ ઈશ્વર દ્વારા પસંદગી પામેલા સજ્જનો હતા આ ઉપરાંત તેને ભારપૂર્વક કહેવામાં આવ્યું કે તેઓ શકય તેટલી સંભાળપૂર્વક તપાસ હાથ ધરશે. અને તટસ્થતાથી ચુકાદો આપશે

પુરાવા નોંધવા માટે પંચની બેઠક શરૂ થઈ માન્યવર શ્રી હાથીજીને પહેલા બોલાવાયા. શ્રીમતી હાથીએ લાવી આપેલ ઝાડના ઠૂંઠાથી દંતશૂળ ઘસતા ઘસતા પૂરા દોરદમામથી તેઓ આવ્યા અને સત્તાવાહી અવાજે કહ્યુ "જંગલના સજ્જનો તમે જે વાત જાણો છો તે દોહરાવીને તમારો કીમતી સમય બરબાદ કરવાની મને જરૂર લાગતી નથી મારા મિત્રોના હિતોનું રક્ષણ કરવું એને મે મારી ફરજ માની છે અને મને લાગે છે કે આને લીધે જ મારા અને મારા મિત્ર વચ્ચે ગેરસમજ ઊભી થઈ છે, તેણે વાવાઝોડામાથી તેના ઝૂંપડાને ઊડી જતુ બચાવવા મને બોલાવ્યો. વાવાઝોડુ ઝૂંપડામા ખાલી જગા હોવાને કારણે અંદર ધસ્યુ ત્યારે મારા મિત્રના હિતના રક્ષણ ખાતર મે એ વણપૂરાયેલી જગાને શકય તેટલી વધુ ઉપયોગમા લેવી જરૂરી માની, અને તમારામાથી કોઈ પણ આવા સંજોગોમા નિ:શંક આવી ફરજ બજાવી હોત."

શ્રી હાથીજીનો નિર્ણાયક મુદ્દો સાંભળ્યા બાદ પંચે શ્રી જરખજી અને જંગલના અન્ય વડીલોને બોલાવ્યા તેઓ બધાએ શ્રી હાથીજીના કથનને ટેકો આપ્યો. પછી તેઓએ માણસને બોલાવ્યો તેણે આ ઝઘડાનો ચિતાર રજૂ કર્યો પણ પંચે તેને વચ્ચેથી અટકાવી કહ્યું "ભલા આદમી, તમે મુદ્દાસર જ વાત કરો અમે તટસ્થ સાધનો દ્વારા પરિસ્થિતિની જાણકારી આ પૂર્વે મેળવી લીધી છે, અમે તમારા પાસેથી એ જાણવા માગીએ છીએ કે શ્રી હાથીજીએ જગા ગ્રહણ કર્યા પહેલા કોઈએ તે ખાલી જગાંમાં વસવાટ કર્યો હતો ?" માણસ કહેવા લાગ્યો

"ના, પણ—" પણ આ વખતે પંચે નિર્ણય લેવા માટે છૂટા પડતા જાહેર કર્યું કે તેઓએ બન્ને પક્ષોની રજૂઆતો સાંભળી છે

માન્યવર શ્રી હાથીજીને ખર્ચે સ્વાદિષ્ટ ભોજન આરોગીને તેઓએ ફેંસલો નક્કી કર્યો, અને માણસને બોલાવીને આ પ્રમાણે જાહેર કર્યું "અમારા મત મુજબ આ ઝઘડો વિચારોના પછાતપણામાથી ઉદ્ભવ્યો છે અમે માનીએ છીએ કે શ્રી હાથીએ તમારા હિતનુ રક્ષણ કરીને તેની પવિત્ર ફરજ બજાવી છે તમારા ભલા માટે એ જરૂરી હતુ કે તે જગાનો વધુમા વધુ ઉપયોગ થાય. અને જ્યારે તમે એમ કરવાને શક્તિમાન હતા, છતા તમે એ ઉપયોગ કરવાની કક્ષા સુધી પહોચ્યા નહોતા, એથી તમારા બ તેને યોગ્ય એવુ સમાધાન ઘડી કાઢવાનુ અમે જરૂરી માનીએ છીએ. શ્રી હાથી તમારા ઝૂપડનો કબજો ધરાવવાનુ ચાલુ રાખશે. પણ અમે તમને તમારી જરૂરિયાત અનુસારનુ બીજુ ઝૂપડુ બાંધી શકો તે માટે સ્થળ જોવાની મજૂરી આપીએ છીએ અને અમે જોઈશુ કે તમે સારી પેઠે સુરક્ષિત છો."

ચુકાદાનો અસ્વીકાર તપાસપચના સભ્યો તરફથી આફત નોતરશે એવા ભયથી, બીજો કોઈ વિકલ્પ ન હોવાથી, તેણે તેઓના સૂચન મુજબ કર્યું. પણ જેવુ તેણે બીજુ ઝૂપડુ બાંધ્યુ કે ગેંડાજી શીંગડાં નીચા કરીને ધસી આવ્યા ને માણસને ભાગી જવા કહ્યુ આ બાબતમા તપાસ કરવા માટે શાહીપચની ફરી નિમણૂક થઈ અને એ પ્રકારનો જ ચુકાદો અપાયો પાડાજીને, ચિત્તાજીને અને જરખજી તથા અન્ય સૌને નવા ઝૂપડાની સગવડ ન મળી ત્યા સુધી આ પ્રક્રિયાનુ પુનરાવર્તન થતુ રહ્યુ માણસે જોયુ કે તપાસપંચ તેના માટે ઉપયોગી નીવડ્યુ નથી, તેથી તેણે રક્ષણની બીજી અસરકારક પદ્ધતિ અપનાવવાનુ નક્કી કર્યું તે બેસી ગયો અને કહ્યુ "દુનિયા પર એવી કોઈ વસ્તુ નથી જેને ફસાવી જ ન શકાય" બીજા શબ્દોમા કહીએ, તો તમે બધા લોકોને એક વખત મૂર્ખ બનાવી શકો, હમેશને માટે નહીં.

જંગલના મહારથીઓ જે ઝૂપડાનો કબજો જમાવી બેઠા હતા તે સડીને ભાગવા લાગ્યા હતા, ત્યારે, એક વહેલી સવારે, માણસ બહાર

(અનુસધાન પાના ન. ૧૬ પર)



બકુલ ટેલરે

એંજિનના ધુમાડાની ત્રણેક વર્તુળરેખા એક પછી એક વાતાવરણમા તેળાતી ધીરે ધીરે શિવાલયના ગુમ્બજ ફરતે વીંટાઈને વિલાઈ ગઈ. દૂર ક્ષિતિજ આકાશનુ સૌભાગ્યકંકણ–મેઘધનુષ્ય–ચીતરાયેલુ દેખાતુ હતુ લળી પડેલ સિગ્નલ સીધુ થાય ત્યા સુધી મે બારીની ફ્રેમમા ચહેરો લટકાવી જોયા કર્યુ મારા અંગોને કાતર બની કાપતુ શહેર હવે લીલી વનરાજિની આડશમા છૂપાઈ ગયુ. મિલોની સાયરન અને મસ્જિદના મુલ્લાની તરડાતી પુકાર પ્રકૃતિને છૂંદણા કરતી; મને અધકચરી સભળાતી હતી આકાશને ડૂસકુ ચઢયુ હતુ મલ્હારના સૂરો વાદળોમા ઢંકાઈ ગયા હતા મે બારી બંધ કરી ને ભીડના એકવેરિયમમા પુરાયો

સામેની બેઠક ઉપર એક યુવતી બેઠેલી જણાઈ. વર્ષાએ ઘેરાયેલી ઉષામા પોતાને પ્રગટાવવા મથતા સૂરજ જેવો એનો રૂપઅંકુરિત ચહેરો, સપનાના તૂટેલા ઝુમ્મરોફરતી નૃત્ય કરતી એની આંખોનો મૃદુ થડકાટ. ને ને ઘણુય બધુ હતુ મારામા ડંખના જંગાડી જાય તેવુ ! વાસનાની પ્રજવળેલી ચીસો વચ્ચે અવકાશનો દભ રચી, બંધ કાચઘરમા હુ સળવળવા લાગ્યો ઝેરી દાત તૂટી ગયા હોય ને ડંખ મારવાની ઈચ્છા હોય, તેવી વેદના લઈને ફુફ્વતા સાપની જેમ ! માગે આ ચહેરો દૂર ફગોળી, આંખની અધ કીકી વડે મે એની સાડી અને બ્લાઉઝ વચ્ચેની ગોરી ચામડી ખોતરવા માડી બરફની શિલા સામે હુ આગ બની રેલાવા માડયો બધા જ પેસેન્જરોની હયાતી ભૂલી એ રૂપાગનાને મારા શરીર સાથે ભીડી દેવાનો પ્રચડ આવેગ થઈ આવ્યો એના લાબા વાળ વિખરાવી અમારી બંનેની મસૃણ કાયા છુપાવી અધીરા શ્વાસોનુ આવનજાવન જોવાની ઇચ્છાએ જોર કર્યુ.

મારી લોહી લઈ દોડતી નસોમા અચાનક જ ધુમ્મસની ગુફામાંથી તોફાને ચઢેલા હજારો અશ્વો દોડવા લાગ્યા એના દિશાવિહીન પગરવોની હિલચાલ મારી ચામડી ઉપર વર્તાઈ. અસવાર વગરના એ અશ્વો ઘડીક રણ, તો ઘડીક ઘુઘવાતા સમુદ્ર તરફ બહાવરા દોડી રહ્યા હતા. એક ચોગઘીએ તે સૌના માથા અફળાયાં ને એના ડાબલાની ધૂળડમરીએ ત્યાના અવકાશમા ચક્રવાત રચ્યો થોડે ઊંચે જઈને તે ફેલાઈ ગયો, ને અંદરથી ધબાક દઈને મારો પેલો ફગોળાઈ ગયેલો ચહેરો નીચે ઝીકાયે

મે જોરથી બન્ને પાપણો મીચી દીધી, દાત ભીડી દીધા, મુઠ્ઠીમાં જાણે પેલા તોફાની અશ્વોની લગામ આવી ગઈ હોય તેમ જોરથી દાબી દીધી પણછની જેમ ખેચાઈ ગયેલુ શરીર ધીરેથી છોડી દીધુ, દરિયામા રેતીનો ઢગ પથરાતો જતો હોય એમ. મને ગમતી દરેક સ્ત્રીને જોતા મે આ જ અનુભવ્યુ છે.

ને બારીબહાર વાદળો ગરજવાનો એક મહાપ્રચંડ અવાજ થયો. વીજળીના જોરદાર ચમકારાથી એક વિશાળ થડ થોડી જ ક્ષણોમા બળી જતુ મે બારીના કાચમાથી જોયુ. વરસાદ બારીના કાચ ઉપર ફૂટી નીકળ્યો. ઊંચા શ્વાસ અને ફાટી આંખે હુ ઘડીભર વિભ્રમિત થઈ ગયો મારી આગળપાછળ બધે જ આશ્વાસનની હૂંફ આપતુ વિશ્વ જાણે ધોવાઈ ગયુ. મારા ગળા ફરતે કોઈ અજ્ઞાન ભયે આંગળા દબાવી દીધા થયુ ...,થોડી જ ક્ષણમા ફરી એક વીજળી ત્રાટકશે ને થડની જેમ મને ક્ષણાર્ધમા બાળી મૂકશે, જીવતો જ. કે, . કે આ ટ્રેઈનની ફીશ-પ્લેટ કાઢી નાખવાનુ કાવતરુ વિધાતાએ આજે ઘડી રાખ્યુ છે. પગને ઝટકો મારીને તે મારી સાથે જ જોડાયેલાની ખાતરી કરી જોઈ. ઊભો થઈને સાકળ ખેચવાનો અને ગાડી બહાર કૂદી પડવાનો—બન્ને વિચારો એકી સાથે આવી ગયા. પેલો ચોરૂ ઘી ઉપરનો મારો ચ્હેરો લૂછીને છાતીસ સો દાબી દીધો.

બીજું સ્ટેશન નજીક આવી રહ્યું હતુ યુવતીએ પોતાના શણગારને હળવે હાથે ચકાસી લીધો. જરીભરતથી ચમકતા મોગવાળી સાડીનો પાલવ સંકોરતા તેણે અમથી જ મારા તરફ નજર ફેરવી લીધી. કાચની પેટીમા ધસમસતા સમુદ્રને પૂર્યો હોય એવી હતી એની આંખો શ્વેત શર્ટના ખિસ્સામા હાથ નાખી મારી પત્નીના ફોટા ફરતેની કાળી કિનારમા મારા પત્નીપ્રેમને હૈયાધારણ આપી સ્વસ્થ થયો પેલી યુવતી ભીડમા રસ્તો કરતી બારણા પાસે જઈ ઊભી ઓડિયન્સમા બેસી પસંદ પડી ગયેલા નાટકનો કલાઈમેક્સ સીન જોતો હોઉ એમ ઊંચા શ્વાસે સીટથી અળગો થઈ જોયા કર્યું. મારી અંદર ઠંડો સમુદ્ર રેલાતો હતો. એના કિનારે ધખધખતુ રણ હોય એમ અનુભવાયુ; રણમાં પેલા બધા જ અશ્વો તરફડીને શાત થઈ ગયા હતા, ને એ અશ્વોથી ઘાયલ થયેલો એક પુરુષ પોતાની ચામડી ખોતરીને ઊંડી ખાઈ બનાવી રહ્યો હતો થોડી ક્ષણો બાદ પેલો પુરુષ અને પછી ધીરે ધીરે પેલા બધા જ અશ્વોના નિશ્ચેષ્ટ શરીર ખાઈમા દટાઈ ગયા. □

---

( અનુસંધાન પાના નં ૧૩ નું ચાલુ )

આવ્યો અને થોડે દૂર મોટુ અને સારુ ઝૂપડુ બાંધ્યું ગેડાજીએ આ જોઈને તરત જ તે તરફ દોટ મૂકી. પણ તેણે જોયુ કે અંદર હાથીજી ઘસઘસાટ ઊંઘે છે. એ પછી ચિત્તાજી પણ બારી આગળ આવ્યા સિંહજી, શિયાળજી અને પાડાજી બારણામા પ્રવેશ્યા, જ્યારે જરખજીએ છાયડા માટે કિકિયારી શરૂ કરી અને મગરજી છાપરા પર તડકાની મજા માણવા લાગ્યા હવે, તેઓએ અંદરોઅંદર તેમના પ્રવેશ-હક્ક ઉપર ઝઘડવાનુ શરૂ કર્યું અને તેમાંથી તેઓ લડવા લાગ્યા જ્યારે તેઓ તેમા પૂરા સંડોવાયા ત્યારે માણસે ઝૂપડાને આગ ચાંપી અને જંગલના મહારથીઓ સહિત બધા ભસ્મીભૂત થઈ ગયા. તે પછી તે ઘરે ગયો અને કહેવા લાગ્યો "શાંતિ એ ખર્ચાળ છે, પણ એ ખર્ચ લાભદાયી છે" અને ત્યાર પછી તે સુખેથી જીવ્યો □

રાવજીની 'સગી'



**વિજય શાસ્ત્રી**

**આઈઝેક** બૅશેવિસ સિંગરની 'ધ સન' નામની એક વાર્તામા પરદેશથી આવતા પુત્રને બદર ઉપર તેડવા ગયેલા પિતાની મનોદશાનુ આલેખન કરતો એક પ્રસગ આવે છે જેમા પુત્રને પિતા દીઠે પણ ઓળખતા નથી કેમકે કે પુત્ર ખૂબ નાની ઉમરે વિખૂટો પડીને મા સાથે દૂર દેશાવર ચાલ્યો ગયો હતો અને હવે વીસ વરસે યુવાન બનીને જ્યારે તે પિતા પાસે પાછો ફરે છે ત્યારે પિતા તેને ઓળખી શકે એમ સ્વાભાવિકપણે જ નથી એક પછી એક મુસાફરો સ્ટીમરમાથી ઊતરે છે અને એવામા એમાના એક યુવાનને જોઈ પેલા પિતાને થાય છે કે 'આ જ મારો પુત્ર !' આવી લાગણીની સાથે જ વાત્સલ્યમૂલક અનેકાનેક ભાવો પિતાના હૃદયમા ઉછાળા મારે છે પેલો (કલ્પિત) પુત્ર જેમ જેમ પાસે ને પાસે આવતો જાય છે તેમ તેમ પિતા તેને ભેટવા વધુ ને વધુ ઉત્સુક બનતા જાય છે પણ ત્યા જ એ યુવાન, જેને પિતાએ પોતાનો પુત્ર માની લીધો હતો તે, પિતાની પડખે થઈ થોડે દૂર ઊભેલી તેની માને મળવા દોડી જાય છે અને ત્યારે પેલા પિતાને સમજાય છે કે પોતે જેને પોતાનો પુત્ર માનેલો એ તો કોઈક બીજો જ, પરાઈ જ વ્યક્તિ છે. આથી તે કહે' છે

'They had snatched a son from me who was not mine ! There was a spiritual kidnapping in the whole thing[1]

[એ લોકોએ દીકરો ઝૂટવી લીધો હતો, જે મારો નહોતો ! એ આખી ય ઘટના એક પ્રકારના ભાવાત્મક અપહરણની હતી.]

---

૧ જુઓ 'A Friend of Kafka' સગ્રહનુ પૃ. ૨૨૬ Penguin Publication

રાવજી પટેલના વાર્તાસંગ્રહ 'વૃત્તિ અને વાર્તા'માની એક રચના 'સગી' પણ આવી જ કશીક ભાવાત્મક (spiritual) ઘટનાની ભૂમિ પર વિકસે છે. ફેર એટલો છે કે સિંગરની ઉક્ત રચનામા ભાવાત્મક વિ-યોગની વાત છે જ્યારે રાવજીની રચનામા ભાવાત્મક સ-યોગની, તદ્રૂપતાની વાત છે

હૉસ્પિટલના વૉર્ડમા પડખેના ૧૦ નબરના દરદી શંકરને કથાનો નાયક 'મિ. ૧૦' કહીને ઓળખાવે છે 'કથાનો 'હુ' પોતાના ગામ અમરગઢથી, વડના ખેતરથી માથી, બાપથી, પત્નીથી અને ભાઈથી દૂર હૉસ્પિટલને ખાટલે પડચો છે ને આ બધા માટે તેને પ્રબળ આકર્ષણ છે. પડખે ૧૦ નબરની સુશ્રૂષામા એક સ્ત્રી આવે છે, જે તેની વાગ્દત્તા છે તેમના લગ્ન થવાના હજી બાકી છે આ સ્ત્રી કથા-નાયકની કોઈ સગી નથી મિ. ૧૦ની સાથે પણ તેનુ માત્ર સગપણ જ થયુ છે. પણ કથાનાયક મનોમન આ 'આગતુકા'ની સાથે ભાવાત્મક સબધની જાળ ગૂથતો જાય છે. કથાનાયકના આ મનોસબધથી પેલી સ્ત્રી તો છેક અત સુધી અજાણ જ રહે છે એ કથાનાયકની આ સમગ્ર મનોઘટનાનો કરુણ વ્યગ્ય છે. સમગ્ર રચનામા કથાનાયકની અનેક સ્તરે ગતિ કરતી મનોસ્થિતિનો નકશો પ્રાપ્ત થાય છે

રચનાના આરમ્ભે પડોશના ખાટલા પરના દરદી શકરને માટે કથાનાયક 'મિ. ૧૦' જેવુ સબોધન યોજે છે તેમા પણ મર્મ એ છે કે એક માનવવ્યક્તિ તરીકે એ પુરુષપાત્રમાં કથાનાયકને લેશ પણ રસ નથી એટલે એને વિશે આકડાથી જ વાત ચલાવે છે કથાનાયકના ધ્યાન અને રસ તો એ મિ ૧૦ની સુશ્રૂષામા 'મહિનામા બત્રીસ વાર' આવતી રહેલી 'આગતુકા' પર કેન્દ્રિત થયેલુ છે એ સ્ત્રી તરફનુ કથાનાયકનુ આકર્ષણ 'આજે પણ આ તો આવી!' જેવા વાર્તાના સૌપ્રથમ હર્ષોદ્ગારના વાક્યમા જ વ્યક્ત થઈ જાય છે વાર્તાના આરમ્ભે જ આમ કથાનાયક પરકીયા પ્રત્યેના પોતાના આકર્ષણભાવને

વ્યક્ત કરી દે છે. પણ રચના માત્ર એક પુરુષના પરકીયા પ્રત્યેના અનુરાગની ચપટી ભાવકથા નથી. કથાનાયકની લાગણીઓના સંકુલ અને પરિવર્તનશીલ ચક્રમણોનું આલેખન લેખકને ઇષ્ટ છે બીજા શબ્દોમાં કહીએ તો કથાનાયકની ચેતનધારા (Stream of Consciousness)-નું નિરૂપણ રચનાકારને અભિપ્રેત છે ત્રીજા શબ્દોમાં કહીએ તો કથાનાયકના ભાવચક્રમણોને તેમની તમામ સંકીર્ણતાઓ સાથે નિરૂપવાનું લેખકે તાકયું છે પરકીયા પ્રત્યે આકર્ષણ અનુભવતા કથા-નાયકને, એ જ સ્ત્રી જ્યારે સાડીના છેડાથી મો લૂછે છે ત્યારે તરત રોષ થઈ આવે છે એનો આ રોષભાવ એના સંકુલ મનોરાગનો દ્યોતક બને છે કેમ કે આ રોષભાવ તેની વતનમાં રહેતી પત્ની માટેનો હોવાનું કથાનાયકના એક સ્મરણ પરથી જાણવા મળે છે કથાનાયક કહે છે કે ‘સાડીના પાલવથી મો લૂછતી પત્નીને મે છ-સાત વખત ધૂત્કારી કાઢી હતી–એ યાદ આવ્યું ’

અહીં કથાનાયકને પત્નીનું સ્મરણ પેલી સ્ત્રીના સાડીના છેડાથી મો લૂછવાના વર્ણનને આલમ્બીને થયેલું છે એમા પેલી સ્ત્રીમા પત્નીને જોવાનું મનોવલણ પણ પ્રગટતું જોઈ શકાય તો બીજી તરફ પત્ની માટે કશીક ઘૃણા અને રોષનો ભાવ પણ જોઈ શકાય તો ત્રીજી તરફ સ્વકીયા પ્રત્યે અણગમો ધરાવતું હોઈ પરકીયાનું સાહચર્ય ઝંખતું કથાનાયકનું ચિત્ત આ મિ ૧૦ની સગી પ્રત્યે આકર્ષાયું હોવાનો કાર્યકારણભાવ પણ જોઈ શકાય. ગમે તેમ, આ સ્ત્રીના અમુક ઘૃણોત્પાદક વર્તનથી પત્નીના એવા જ વર્તનનું સ્મરણ થવાની ઘટનામા પત્ની અને પરકીયા બને એક થતા જણાય છે

પછી તો પાસેના ખાટલાના દર્દી મિ ૧૦ની એ સગી (અને પોતાની કોઈ સગી નહીં એવી એ ‘આગંતુકા’, વિશે, તેના પ્રત્યેક હલનચલન અને હાવભાવ વિશે કથાનાયક પોતાના, આકર્ષણભાવથી રસિત એવા, અવલોકનો નોધતો જાય છે. એમા ફરી એક વાર પાલવથી

મો લુછવાની ક્રિયા તે જુએ છે ને ફરી તે તરફ અણગમો વ્યક્ત કરે છે ત્યારે એ બીજી વખતની ક્રિયા અને અણગમો વતન-સ્થ પત્નીના સદરહુ વર્તન સામેના નાયકના અણગમાને Confirm કરી આપે છે સાડીના છેડાથી મો લુછવાની ક્રિયા ને તે તરફનો નાયકનો અણગમો તેમ છતા સૂક્ષ્મ રીતે મિ ૧૦ની સુશ્રૂષા કરતી સ્ત્રી અને કથાનાયકની પત્ની ઉભયની કથાનાયકના ચિત્તમા સધાઈ ગયેલી એકરૂપતાની સૂચક બીના છે તે ભૂલવુ ન જોઈએ આ કથાશમા સરસ નાટ્યાત્મકતા પણ વરતાય છે, જેમ કે આગતુકાનુ સાડીના છેડાથી મો લૂછવાનુ, કથાનાયકની પત્નીના જેવુ જ વર્તન હોવું, વળી તે આકસ્મિકપણે જ થવુ, વળી તેનાથી કથાનાયકને થતી અકળામણથી પેલી આગતુકાનુ સાવ અજાણ જ રહેવુ ઇત્યાદિ પરિસ્થિતિ નાટ્યાત્મક અશોથી સભર છે

આ પછી કથાનાયકના મનોભાવનુ બીજુ સ્તર આલેખાયુ છે, જેમા પોતાને આકર્ષનારી એ નારીના સબધી હોવા બદલ કથાનાયકના મનમા મિ. ૧૦ પ્રત્યે ઈર્ષ્યાભાવ જન્મે છે. મિ ૧૦ પર આવતા પત્રોની ટીકા, મિ ૧૦ ના ચહેરા પર વરતાતી પ્રફુલ્લિતતા તરફની ચીડ, મિ ૧૦ તરફ આગતુકા વડે દર્શાવાતો સ્નેહભાવ વગેરે તરફનો કથાનાયકનો અણગમો વાસ્તવમા ઈર્ષ્યાના જ વિવર્તો છે અહીં ફરી એક વાર આગતુકાના સાડીના છેડાથી મો લુછવાના વર્તનનુ પુનરાવર્તન થાય છે અને ફરી એક વાર એ પ્રત્યે કથાનાયકની ચીડ વ્યક્ત થાય છે પણ લેખકે એ પુનરાવર્તનમા કથાનાયકના ઈર્ષ્યાભાવની પરાકાષ્ઠા નિરૂપી હોઈ તેને સાભિપ્રાયતા સાપડી છે વિગતવાર આ ઘટનાઅશને તપાસીએ તો—

પોતાને જેના પ્રત્યે પ્રચ્છન્ન આકર્ષણ જન્મ્યુ છે એવી આગતુકા વડે મિ ૧૦ની બહુ જ સ્નેહપૂર્વક સુશ્રૂષા થાય છે તે બાબત કથાનાયકમા પ્રબળ ઈર્ષ્યા જન્માવે છે આ ઈર્ષ્યાભાવ તેનામા રોષ પ્રેરે

છે અને તે જ વખતે એ આગંતુકા સાડીના છેડાથી મો લૂછે છે ત્યારે 'મને એ ન ગમ્યુ' એવા ઉદ્દગાર કથાનાયક કાઢે છે આ ઉદ્દગારો મિ ૧૦ આગંતુકાના સ્નેહથી સપન્ન છે જ્યારે પોતે વંચિત છે એ વિરોધી સ્થિતિ પ્રત્યેની હતાશા પણ વ્યક્ત કરે છે લેખકે વિશિષ્ટ ભાવપરિસ્થિતિ યોજીને ભાષાની વ્યંજકતા સિદ્ધ કરી છે. આગળ ચાલતા આગંતુકાનો સ્નેહ પામવા ઉત્સુક પણ ન પામી શકતા કથાનાયકની મૂક હતાશા

'મે બેઠા થઈને પાણી પીધું, બે દિવસ પહેલા દાતથી કરપેલો નખ મે ફરી કરપ્યો' જેવી ક્રિયાઓમા પ્રગટ થાય છે.

આ બધામા કરુણતા એ છે કે જે કઈ થાય છે તે માત્ર કથા-નાયકના મનમા જ થાય છે. (લોકભાષામા કહીએ તો એ મનમા જ પરણે ને મનમા જ રાણ્ડે છે!) પેલી આગંતુકા સુધી તો આમાનુ કશુ પહોચ્યુ જ નથી બહારથી સબધરહિત અને અદરથી સબધ-બચિત એવી બેવડી ભૂમિકા અને તજ્જન્ય લાચારીપૂર્ણ વેદના કથા-નાયકની કરુણતાને તીક્ષ્ણતા અર્પે છે

કથાનાયક ખેડૂતપુત્ર છે એટલે આ બધા મનોભાવોની વચમા ગામમા થતા કમોસમી માવઠા અને તેને લીધે ઘઉના પાકને થનાર સભવિત નુકસાન અને તેથી ચિંતાગ્રસ્ત બનતા કુટુબીજનોની કલ્પના પણ તેને થાય છે રચનામા આ વતનપરસ્ત વિગતોની કોઈ સીધી સગતતા વરતાતી નથી પણ લેખકે કથાનાયકના મનોભાવોની અનેક-સ્તરીય સકુલતા આલેખવાનુ તાકયુ હોઈ મનોસગતિ અહી વરતાય છે ખેતર, ઘઉ, ગામ, પાકના વિચારોમા વિહરતી મનોગતિમાં એકાએક 'આગંતુકાએ ખાલી થેલીથી મિ. ૧૦ના શરીર પર બેઠેલી માખીઓ ઉડાડી' જેવુ અવલોકન આવે છે તે પણ આ કથાનાયકના મનમા ચાલતા ભાવસાહચર્યોનુ પરિણામ છે.

પછી આવે છે દ્રાક્ષનો પ્રસંગ આગંતુકા પાસે મિ ૧૦એ દ્રાક્ષ મગાવેલી અને કથાનાયકે પણ વૉર્ડબૉય પાસે મગાવેલી આગંતુકા એ લાવી છે અને વૉર્ડબૉય લાવતો નથી. દ્રાક્ષ અને આગંતુકા એમ કથાનાયકના બે કામ્યો એકરૂપ એક સાથે થાય છે એ કામનાને વધુ ને વધુ ઉત્તેજે છે આગંતુકાની મિ ૧૦ સાથેની મિટ્ટી ગોષ્ઠિ. એ ગોષ્ઠિ કથાનાયકને ઈર્ષ્યાકારણે અકારી ને અસત્ય લાગે એ સ્વાભાવિક છે ને તેથી તે મિ. ૧૦ ને સાંપડતા સ્નેહ–ભાવ અને પોતાના અ–ભાવ પરત્વેના રોષને આ રીતે પ્રગટ કરે છે

'... . દરદીઓને વારંવાર કસમયે મળવા આવતા એમના સગાસંબંધીઓને મળવા માટેનો કોઈ ચોક્કસ સમય રાખવો જોઈએ આવી ગોષ્ઠિથી દર્દીને ઊંઘ ન આવે. (આવી ગોષ્ઠિ જો પેલી આગંતુકા કથાનાયકની સાથે કરે/કરતી હોય તો તેનો સઘળો રોષ/ચીડ ગાયબ થઈ જાય એમ કલ્પવું અઘરું નથી અને આવી કલ્પનામાં રહેલો વ્યંગ્ય પણ ઝટ પરખાય એવો છે)[2] માનસશાસ્ત્રને લગતો આ પ્રશ્ન છે આવા અજ્ઞાની વહાલેશરી–( 'વહાલેશરી' જેવો શબ્દપ્રયોગ ઈર્ષ્યા/રોષનો વાચક હોઈ, સૂચક છે][2]–ઓને એમાં સમજ ન પડે. મિ ૧૦ એને જોઈને હસતો હતો. સ્પુટમના પાત્રમાં જ કોગળા કરી લીધા (ધિસ ઈઝ વેરી બેડ મો) ધોવાની આ સભ્ય રીત ન કહેવાય.'[3]

પછી ફરી એક વાર કથાનાયકની મનોગતિને વતનઝંખના તરફ વાળતું 'આપણે ત્યાં વરસાદ પડ્યો હતો કે ?' જેવું મિ ૧૦ વડે બોલાતું પ્રશ્નવાક્ય આવે છે અને આ વાક્યના ધક્કાથી ઊઘડી ગયેલા વતનપ્રદેશના સ્મરણોના દ્વારમાં થઈ—

'કમોસમી વાદળાં' જોઈ ગામલોકને થતી ચિંતા, પત્ની, મા વગેરેને થતી મૂંઝવણ માતાની ખેતર અને દૂર હૉસ્પિટલમાં પડેલા પોતા (પુત્ર)ને માટેની ચિંતા બધું 'અઢી મિનિટ લગી' કથાનાયકની 'ક્ષયગ્રસ્ત આંખમાં એકત્ર' થાય છે આ બધું તોફાન ચાલે છે ત્યારે

---

૨. કૌંસમાંના વાક્યો મારાં છે.–વિ૦
૩. 'વૃત્તિ અને વાર્તા' . પૃ ૧૫૪

બીજી બાજુ પેલી આગતુકા અને તેના દરદી મિ ૧૦ના વિચારો પણ કથાનાયકના મનમા સમાતરે ચાલુ જ છે અને મિ ૧૦ના નખ કાપી આપતી આગતુકાને જોઈ ફરી અદેખાઈજન્ય શબ્દો કથાનાયકના મનમા ભભૂકી ઊઠે છે 'એ કઈ હવે બાળો નથી તે જાતે નખ ન કાપી શકે !'

પછી પેલી આગતુકા 'ચપ્પુ ધોવા ગઈ એટલા અવકાશમા" મિ. ૧૦ કથાનાયક સાથે વાતોએ વળગે છે—

"સ્ત્રીની જાત ખૂબ લાગણીશીલ મે એને અમસ્તુ જ લખ્યુ ને એ કષ્ટ વેઠીને પણ દ્રાક્ષ લેતી આવી'-મિ ૧૦ કહે છે

આ સાભળીને કથાનાયક 'શિષ્ટતા ખાતર' કહે છે—

'તમે ભાઈ સદ્ભાગી છો'

આ, મિ ૧૦ને 'સદ્ભાગી' તરીકે વર્ણવતુ વાક્ય વાસ્તવમા તો કથાનાયકે પોતાના આવી આગતુકાનો સ્નેહ મેળવી ન શકતા, દુર્ભાગ્ય પર નખાયેલો નિઃશ્વાસ છે આપણા આવા અનુમાનને સાધક નીવડે એવી એક ઉક્તિ ચપ્પુ લઈને પાછી આવેલી આગતુકાના પૃચ્છાવાક્યમા સાપડે છે—

'અને હુ શુ દુર્ભાગી છુ ?'

આ વાક્યમા બે ફેરફારો અભિપ્રેત છે એક તો આ વાક્ય કથાનાયકને પોતાને માટે બોલાયેલુ ગણીએ તો મર્મ પકડાય અને બીજુ તેને અતે આવતુ પ્રશ્નાર્થચિહ્ન હટાવી દેવાનુ જોઈએ ટૂકમા આ વાક્ય નાયકની પોતાને માટેની ઉક્તિ ગણવાલાયક છે. પછી ભાવવળાક આવે છે- આગતુકા કથાનાયકને પૂછે છે-

'તમે પરણેલા છો કે કુવારા ?'

આનો જવાબ આપવાને બદલે કથાનાયક મહાન પુરુષની જેમ નિર્દોષ સ્મિત' કરે છે જવાબ આપવાનુ મોકૂફ રાખવાનો વિચાર નથી પણ 'પેલી સ્ત્રીએ દાડમના દાણા ખાવાનો મને આગ્રહ કર્યો, એમ કહીને કથાનાયક જવાબ આપવાનો વિચાર મોકૂફ રાખે છે આમ આગતુકાનો કથાનાયક તરફનો પ્રતિભાવ કથાનાયકને રુચે છે અને તેનો સમગ્ર મનોપરિવેશ બદલાઈ જાય છે.

પછી દ્રાક્ષ ધરીને કૂણો ભાવ દર્શાવી આપતી હોવાથી પૂર્વે જે રોષ અને ઈર્ષ્યાના ભાવો પેલી આગતુકા પ્રત્યે સેવ્યા હતા તે બદલ કથાનાયકને પસ્તાવો ઊપજે છે કથાનાયક તરફના આગતુકાના સ્નેહાર્દ્ર (કથાનાયકને 'સ્નેહાર્દ્ર' લાગતા) વલણ અને વર્તનનો લેખકે કથાનાયકના મનોભાવના એક વિશિષ્ટ પરિમાણને ઊપસાવવા માટે ઉપયોગ કર્યો છે અને તે એ કે આગતુકાના સ્નેહાર્દ્રપૂર્ણ વર્તનને લીધે કથાનાયક તેને જ તેનામા જ પોતાની ચિતનિની', વતનમા રહેતી અને 'આગતુક સમયની કાળજી લેવાની મનોમન પ્રતિજ્ઞા લેતી' પત્નીનો અનુભવ કરે છે. આમ, કથાનાયકને મન આગતુકા હવે પરકીયા મટી સ્વકીયા બની રહે છે અને પછી તો એ આગતુકાનુ મિ. ૧૦ને માટેનુ અશ્રુપૂર્ણ વદન અને સાડીના છેડાથી મો લૂછવાનુ વર્તન પણ કથાનાયક પરત્વેના કથાનાયકની પત્નીનુ વર્તન જ બની રહે છે. આગતુકા અને પત્નીનુ પરસ્પરમા વિગલન યા મિશ્રણ થયુ હોઈ એ બેની વચ્ચે કથાનાયકના ચિત્તમા કોઈ ભેદ રહ્યો નથી. પત્ની તે જ આગતુકા ને આગતુકા તે જ પત્ની એવો વિલક્ષણ મનોવ્યાપાર ચાલ્યો છે કૃતિનો ચમત્કૃતિપૂર્ણ અશ આ જ છે.

આમ હવે પેલી આગતુકા સગી બની ગઈ હોવાથી કથાનાયક 'સકોચ વગર' હાથ લબાવી કહે છે—

'મને દ્રાક્ષ આપો !'

૨૭ મે, ૧૯૭૯.

# 'નાઈટમેર' ગુજરાતી નવલકથાને આવેલું દુઃસ્વપ્ન



રવીન્દ્ર પારેખ

'**નાઈટમેર**' વિશે 'ચદ્રકાત બક્ષીથી કેરો' (ડૉ. સુમન શાહ)માં, પ્રથમા, અલ્પાંશે (Physical reality પૂરતી) 'સામ્પ્રત' (રાધેશ્યામ-શર્મા)માં વિવેચનને નામે ભક્તિભાવપૂર્વક આરતી ઉતારાઈ છે,

અહીં ઉદાહરણ તરીકે 'ચદ્રકાત બક્ષીથી કેરો'માંના કેટલાક વિધાન ટાંકીશ

૧ સરોજ પાઠકની નવલકથા '**નાઇટમેર**' **આ દાયકાની એક અદ્ભુતસુંદર મનોવૈજ્ઞાનિક નવલકથા છે.** એની સુંદરતાનું રહસ્ય, લેખિકાએ બસો એકાણું પાનના વિશાળ પટ પર સાતત્યપૂર્ણ ખંત અને ચીવટથી માનવમનની ગલીકૂંચીઓના અંધારાઅજવાળા ખોલતા પરિમાણોની સંકુલતાઓની જે ડિઝાઈનો ગૂંથી છે તે ગૂંથણીના કસબમાં છૂપાયું છે

૨ ખરેખર તો આ કથા નિયતિની છે, અને પટન્તરે અનન્યની છે, સાર્થ આદિ બીજાં તમામ પાત્રો સરવાળે તો નિયતિના મનોવિશ્વને આકાર આપે છે છતાં તે **સૌનાં વલણવર્તન લેખિકાએ નિષ્ઠાભરી પ્રામાણિકતાથી નિરૂપ્યાં છે.**

૩ પણ એક સ્ત્રીલેખિકાએ બહુ હિમ્મતપૂર્વક કોયડાને સ્પર્શી એનો એક સહજ સ્વાભાવિક માર્ગ કાઢવાની જે **સર્જનચાતુરી** દાખવી છે એમના માટે નિર્વાહ્ય છે.

૪ ભાષાનો ધોધ વહે છે છતાં **શબ્દાળુતા આ રચનામાં એમની મર્યાદા નથી બની.**

૫ 'નાઈટમેર' આ દાયકાની એક ઉપેક્ષિત રચના હોય કે શું, એને વિશે વિવેચકો કશું જાણતા નથી

આ વિધાનો વિશે તુલનાત્મક વિવેચન કરવાનુ કોઈ તટસ્થ વિવેચક પર છોડીને અત્રે એટલુ જ નોધીશ કે જો સાહિત્યેતર કારણો ભાગ ન ભજવવના હોય તો પેલા ભકિતભાવની જેમ જ આ મન પણ એક અલગ મૂલ્ય રળી લેશે

આપણે ત્યા નવલકથા સાહિત્યિક તેમ જ શુદ્ધ વ્યાપારી ધોરણે— એમ મુખ્યત્વે બે પ્રવાહોમા વિસ્તરતી/વિકસતી/રુ ધાતી રહી છે. રસિક મહેતા, વિઠ્ઠલ પડ્યા, પ્રિયકાત પરીખ જેવા નવલકથાકારો Professional Writingનો મહિમા પ્રચ્છન્નપણે સ્વીકારીને ચાલ્યા એટલે એમની પાસેથી સાહિત્યિક સ્તરની કૃતિની અપેક્ષા વધારે પડતી જ ગણાય અને જો એમની પાસેથી સાહિત્યિક સ્તરની કૃતિ ન મળે તો એ અગે ફરિયાદ કરવાનુ પણ વ્યર્થ બની રહે, કારણ કે સાહિત્યિક સ્તરની કૃતિ એ એમનુ અનીષ્ટ જ નથી

બીજો એક વર્ગ એવો છે જેણે શુદ્ધ સાહિત્ય આપવા તરફનુ લક્ષ્ય કેળવ્યુ તો છે, પછી એ વર્ગ કેટલે અશે સાહિત્યિક ગુણવત્તા ધરાવતી કૃતિ આપી શકયો છે એ એક અલગ પ્રશ્ન છે. જ્યના સુરેશ જોષી, મધુરાય, શ્રીકાન્ત શાહ રાવજી પટેલ, જ્યોતિષ જાની, રઘુવીર ચૌધરી જેવા ઘણા સર્જકો આ વર્ગમા સ્થાન પામે

અને એક વર્ગ એવો છે જેનો ભીતરી ઈરાદો Poifessional Writingનો રહ્યો હોય છે પરતુ એનો બાહ્ય ચહેરોમહોરો સાહિ-ત્યિકતાનો હોય છે. ઉત્તરાર્ધી ચદ્રકાત બક્ષી, સરોજ પાઠક આ વર્ગના લેખક/લેખિકા ગણી શકાય

સરોજબહેન પાસેથી સાહિત્યિક સ્તરની કેટલીક સરસ નવલિકાઓ મળી આવી છે, પણ નવલકથાલેખનમા એમને ભારોભાર નિષ્ફળતા સાપડી હોવાનુ મને લાગે છે આપણા નવલકથાલેખકો (સર્જકો નહીં) ઘણી વાર વધારે રોયલ્ટી મેળવવાના લોભમા, નવલકથાને ભોગે નવલકથા ઘસડી નાખવાનો પશુશ્રમ કરી લેતા અચકાતા નથી અને તે

સાથે જ પોતાને તથા પોતાની કૃતિને સાહિત્યિક સ્તરે મૂકવા–મુકાવવાની ખેવના પણ સતત રાખના હોય છે. 'નાઈટમેર' સદર્ભે, સરોજબહેન વિશે, આ મતવ્યથી અલગ રહીને વાત કરવાનુ અશક્યવત છે.

નવલકથાલેખનનો આધુનિક પ્રવાહ અસ્તિત્વમા આવ્યો ત્યારે કેટલાક અણસમજુ/અર્ધસમજુ નવલકથાકારોએ નવલકથાની વ્યાખ્યા દુર્બોધિતા, અસ્પષ્ટતા, નિરર્થક પ્રલાપ એવી સ્વીકારી લીધી, અને એ સદર્ભે કહેવુ જોઈએ કે પ્રસ્તુત નવલકથા પણ ઉપર્યુક્ત ત્રણે લક્ષણો પ્રચુર માત્રામા ધરાવતી નાવીન્યાભાસી કૃતિ છે.

આધુનિક નવલકથાની કઈક અશે સ્પષ્ટ થવા આવેલી વિભાવનાના સદર્ભમા આ નવલકથા પાત્રગત અપ્રતીતિકરતા–અસ્પષ્ટતા, નિરર્થક પ્રલાપની અતિશયતા-શબ્દાળુતા, વર્ણનની અપ્રતીતિકરતા–અતિરેકતાના **ત્રિવિધ રાજયોગથી** પીડાય છે

નવલકથાના મુખ્ય પાત્રો ત્રણ–નિયતિ, સાર્થ, અનન્ય

ગૌણ પાત્રોમા પરેશ, શ્વેતા, સોના, રોહિણી.. વગેરેમા પરેશ સોનાની અનિવાર્યતા ઉદારતાથી સ્વીકારીએ તો પણ અન્ય પાત્રોની અનિવાર્યતા કોઈ રીતે પ્રતીત થતી જણાતી નથી

નિયતિ નવલકથાનુ મુખ્ય પાત્ર, પરતુ એના Charectrisation મા ભારોભાર અસગતિ અસબદ્ધતા પ્રવેશી ગઈ છે

નિયતિ સાર્થને પરણવાની હતી પરતુ કોઈક કારણસર (જ્યા નિરર્થક બડબડાટ કરવામા કોઈ કસર લેખિકાએ બાકી નથી રાખી ત્યા એ કારણ કેમ અપાયુ નથી એ સમજાતુ નથી ) એ સાર્થના જ ભાઈ અનન્ય સાથે પરણી જાય છે, અને એક જ ઘરમા એને રહેવાનુ થાય છે નિયતિ આમ તો સાર્થને ધિક્કરતી જણાય છે પરતુ મનોમન તો એ એને ઝખતી હોવાનુ લાગે છે અહીં પરણી જવ પાછળની નિયતિની લાચારી દર્શાવવા લેખિકાએ, "ગરીબ ઘરની ઓશિયાળી

છોકરી ચૂપચાપ વડીલોએ કરેલા નિર્ણયને માથે ચડાવી આ ઘરમા આવીને ગોઠવાઈ હતી." (૧૫) (કૌસમા અહી તેમ જ અન્યત્ર જણાવેલ આકડા ૧૯૬૯ની આવૃત્તિના પૃષ્ઠાકો સૂચવે છે) એમ જણાવ્યુ છે એ પરથી ભાવકચિત્તમા એક સૌમ્ય, ઋજુ ગરીબડી સ્ત્રીનુ ચિત્ર સ્વાભાવિકપણે જ ઊપસવા પામે, પરતુ એના પતિ અનન્ય તરફનુ એનુ વલણ, 'અનન્યનો અપમાનજનક સામનો કરવા તેણે મુઠ્ઠીઓ તો નહોતી વાળી, છતા તેની આખની તીખાશ, નઠોરતા, નીતરતો તિરસ્કાર એનો **નિશ્ચય** જાહેર કરી દેતો હતો" (૧૬) ભાવકચિત્તમા એક નિર્હેતુક Complex ઊભો કરી આપે છે.

"ગરીબ ઘરની ઓશિયાળી" છોકરી જે રીતે અનન્ય જોડે વર્તે છે એ જોતાં ખરેખર તો ગરીબ અને ઓશિયાળો અનન્ય લાગે છે. નિયતિએ અનન્ય સાથે લગ્ન કર્યા ત્યારે એ કઈ બેહોશ તો નહોતી, એ જાણતી હતી કે જેને એ ઝખતી હતી એના જ ભાઈ અનન્ય જોડે એણે સસાર માડવાનો છે, એના પર બળજબરી થયાનુ પણ લેખિકાએ ક્યાય નોધ્યાનુ સ્મરણ નથી, પછી એની 'તિરસ્કૃત નજર' (૧૮) એટલી તિરસ્કૃત શાથી બની રહે છે કે અનન્ય "બળપૂર્વક આખ મીંચી દયા માગતો હોય એમ" એની સાથે રહેવા ખાતર જ રહે છે?

અનન્ય પ્રત્યેનો તિરસ્કાર ક્યાક દુશ્મનાવટ સુધી પહોચતો જણાય–ભાવકને, તો એથી મને આશ્ચર્ય નહીં થાય.

અહીં પેલી ગરીબાઈ કે ઓશિયાળાપણુ કયા લુપ્ત થઈ જાય છે?

અને "Life must go on" (૨૦)મા માનનારી, 'તકદીરના-જબ્બર ધક્કાને સમતુલા ગુમાવ્યા વગર સહી" લેનાર નિયતિ 'તકદીર' ને, વડીલોના નિર્ણયને લગ્ન જેવા જિદગીના અતિમહત્ત્વના પ્રશ્ન-સદર્ભે સ્વીકારી લેવાની કેટલી ઉદારતા દાખવે એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. આ નવલકથામા, નિયતિ ઘણી વાર તો કારણ વગરના મનો-

મથનમા, 'interior monologue'મા પીડાતી રહે છે, અથવા તો એમ કહીએ કે એને આ રીતે પીડાવુ ગમે છે અને આ રીતના એના પીડાવામા પણ આત્મપીડન કરતા પરપીડનનો (ભાવકપક્ષ સહિત)ભાવ વિશેષ ડોકાય છે ત્યારે પણ એના ગરીબડા, ઓશિયાળા સ્વભાવને, ખુદ નિયતિને, સમજવામા એ બાધક નીવડે છે.

તો બીજા પક્ષે અનન્યનુ Character પણ ભાવક પ્રત્યે ઠીક ઠીક ગુચ ઊભી કરે છે. નિયતિ, સાર્થને ઝખતી હોય કે ધિક્કારતી હોય પણ જ્યારે એ પોતાની પત્ની બનીને પોતાના આવાસમા પ્રવેશે તો એમા એનુ વર્તન કેમ Guilt-પ્રેરિત હોવાનુ ભાવકને લાગે છે? એણે, બીવા દયા યાચવા જેવુ શુ છે એ જ સ્પષ્ટ થતુ નથી એણે કઈ બળજબરીથી સાર્થ પાસેથી નિયતિને ઝૂટવી તો લીધી નથી કે નથી તો એણે બળાત્કારે એને પોતાની સાથે લગ્ન કરવા ફરજ પાડી, પછી કયો અપરાધભાવ એને નિયતિની હાજરીમા 'આખ મીંચી દયા માગતો', (૧૮) 'અવાજનો દોરવાતો', ઘરનાથી અલિપ્ત બનીને,-અતર્મુખ બનીને (૩૧) જીવતો, 'કઈક બની જશે'ની ફડક રાખી અસ્વસ્થતા અનુભવતો, 'મને જીવવા દે, મારો શ્વાસ પણ તને ન સભળાય એટલે.' ચૂપચાપ કરી મૂકે છે?

"લગ્ન પછીના સતત ત્રણ વર્ષ તેને દોડયા કરવુ પડયુ છે પાછળથી ચાબૂકના ફટકા પડયા જ કરે છે. તોફાની ઘોડો ભડકી ન ઊઠે તે માટે જાણે તેના પગમા વજન છે અને આખ પર ડાબલા છે" (૩૭) એવી લાગણી અનુભવતો અનન્ય લાગણીના અતિરેકથી પીડાય છે કે કાયરતાથી તે સમજાતુ નથી અનન્યના પાત્ર સબધે લેખિકાએ પ્રવર્તાવેલી અસ્પષ્ટતા તીવ્ર એટલા માટે બને છે કે નિયતિથી ડરતો, સકોચાતો, દયા ભીખતો અનન્ય મોના સાથે સ્વાભાવિક વર્તન દાખવી હસી બોલી શકે છે. લેખિકા એક જ વ્યક્તિના બે ભિન્ન રૂપો પ્રગટાવવાનો ઈરાદો રાખતા હોય તો પણ અનન્યનો સાર્થની હાજરીમા

એ મોટો હોવા છતા થતો બીકણુ વ્યવહાર પણ એ ઈરાદાનો છેદ ઉડાવી દેવા માટે પૂરતો છે.

સોના વિશેની એની લાગણી (૧૨૪) અને નિયતિ પરત્વેની એની ભીરુતા આ બેમા એક (અથવા બને) પાસુ ખોટુ છે પણ તે કયુ એ નક્કી કરવાનુ ભાવકપક્ષે એટલા માટે મુશ્કેલ બની જાય છે કે સુરેખ બનવા મથતુ આ પાત્ર કેવળ લેખિકાના પ્રભાવથી કચડાઈને વિકૃત થઈ ગયુ છે

તો આખી ય નવલકથામા, પોતાને નિયતિના પતિ તરીકે સ્થાપી દેવામા આવે તો પણ તેનો વિરોધ કરવા જેટલા ય હોઠ ન ખુલ્લા કરી શકતા સાર્થ વિશે સાર્થના મૌન વિશે એ બોલી શકે છે એથી ચૂપ છે કે મૂગો છે માટે મૌન છે એ પ્રશ્ન ભાવકપક્ષે ઉપસ્થિત કરી આપે છે પ્રમાણમા આ પાત્ર ઠીક ઠીક નિરુપદ્રવી રહ્યુ હોવાથી, એ રહ્યુ છે એની ખબર પણ ન પડે એ રીતે રહ્યુ હોવાથી, નિયતિ જેવો બડમડાટ કે અનન્ય જેવી ભીરુતા દાખવતુ ન હોવાથી, અને લેખિકાએ જેને Hhighlight કરવા તરફ જાણ્યેઅજાણ્યે સપૂર્ણ દુર્લક્ષ સેવ્યુ હોવાથી ભાવક પર આ પાત્રનો જુલમ પ્રમાણમા ઓછો થાય છે એ લેખિકાને જમાપક્ષે નોધવુ હોય તો નોધી શકાય

આ આખી ય નવલકથા નિરર્થક પ્રલાપોની કથા છે એમા પ્રલાપો પણ જુદા જુદા સ્તરે/પ્રકારે ઊતરી આવે છે

શબ્દસયમનો અભાવ સમગ્ર નવલને નિરર્થક પ્રસ્તારી, અસ્પષ્ટ કેવળ નાવીન્યાભાસી બનાવી મૂકતી રહી છે

નવલકથાનુ પહેલુ જ વાકય, "અધારુ છે, સ્થિતિ છે, સ્થિરતા છે" મા 'સ્થિતિ છે' એમ કહ્યા પછી 'સ્થિરતા છે' એમ કહેવાની કોઈ આવશ્યકતા પ્રતીત થાય છે ખરી ? સ્થિતિમા જ એક પ્રકારના સ્થિરત્વનો ભાવ સમાવિષ્ટ નથી શુ ?

તો 'બધે જ ગતિ હતી, અવાજ હતો, ભૂતકાળ હતો અને વર્તમાન કાળ પણ હતો' એ વિધાનમા ભૂતકાળને ગતિ શી રીત હોઈ શકે એ સમજાતુ નથી

તો "અનન્ય શુ બોલે? જાણે નિયતિને લપસી પડવાની અણી-પર કોઈ નક્કર વસ્તુ, અનન્યની છાતીને પોતાના નખ પણ અંદર ખૂંપી જાય એટલી પ્રબળ પકડથી પકડી હતી" એ વિધાન (૬૭)મા 'નખ પણ અંદર ખૂંપી જાય એટલી' પ્રબળતાથી પકડી હતી એમ સીધુ સરળ વાક્ય લખવાને બદલે 'પ્રબળ પકડથી પકડી હતી' એમ મૂકીને શુ સિદ્ધ કરવુ છે તે સમજાતુ નથી. 'પ્રબળ પકડથી પકડી' એટલે શુ? પકડથી લખ્યા પછી 'પ્રબળ પકડ' લખવાનુ શુ પ્રયોજન?

-થાની આભાસી ગતિ વધારવાના મોહમા લેખિકાથી શબ્દસંયમ જળવાયો નથી અને એ ઉતાવળમા જ Lucidity of languageનો ખ્યાલ પણ લેખિકાએ વિસારી દીધો હોવાનુ લાગે છે. નિયતિના હાથ-મા આર્થનો પત્ર આવી પડ્યાની વાતસંબંધે લેખિકા આવુ વિધાન કરે છે, 'એક પત્ર ત્યારે કોઈએ જમણો હાથ ને તેમા કનમ પકડી હશે એમા શાહીના અક્ષરો કોઈ નિશ્ચિત હેતુથી ઊડયા હશે **પરંતુ એક પત્ર માત્ર** નિશ્ચિત રેખા પાર થઈ ગયા પછી સમયની રેકર્ડનુ સંગીત વાગતુ બંધ થઈ જાય તેમ" અહીં "પરંતુ એક પત્ર માત્ર" એ વિધાન એની અગાઉના વાક્યે જગાવેલ અપેક્ષા તોડીને પ્રવેશી ગયાનુ લાગે છે એથી શાબ્દિક પ્રવાહીતા જોખમાઈ છે.

તો "છતા એ સ્વપ્નોની રાખને કાગળમા ઉસેટી ડૂચો વાળી દઈ વેસ્ટપેપરબાસ્કેટમા ય નાખી દઈ **શકતાં નથી**" એ વિધાનમા નાખવાની છે રાખ અને એથી 'નાખી ય દઈ શકતા નથી'ને બદલે 'નાખી ય દઈ શકાતી નથી' એમ હોવુ જોઈએ લેખિકાએ નવલકથા લખતા અગાઉ કોઈ સર્જકીય સભાનતાથી ટેવાવાનુ સ્વીકાર્યુ હોત તો લખ્યા પછી ફરી એકાદ વખત પોતાનુ લેખન જોઈતપાસી લેવાની બેદરકારી

દાખવી ન હોત. નિયતિના લગ્નસમારંભ અંગે લેખિકા 'પરંતુ લગ્નસમારંભનો કોલાહલ, ઝઘડા અને વરબદલી કરીને વડીલો મોટેરાઓ શાંત બની ગયા હતા" આ વિધાનમાં 'વરબદલી કરીને' એમ નોંધીને શું સૂચવવા માગે છે? નિયતિને એનો પતિ કોણ છે એની જાણ નથી શું? નિયતિ છેતરાઈ છે એ સાચું, પરંતુ એ જાણે છે કે એ છેતરાઈ છે એટલે 'બદલી'માંથી ઊઠતો છેતરયાનો ભાવ ગૂંચ ઊભી કરવા સિવાય બીજો કોઈ હેતુ ભાવકપક્ષે સરતો નથી.

લેખિકા કોઈ પ્રસંગનું આલેખન કરવા બેસે છે ત્યારે પણ જે તે વિષય અંગેની સ્થૂળ જાણકારીનું બિનજરૂરી રીતે વર્ણન કરવાનું ડહાપણ ભાગ્યે જ રોકી શકે છે. ઑફિસની, શ્વેતાના Inamethc climex ની, અર્જુને ત્યાં ખરખરો કરવા ગયેલ નિયતિ સોહિણી, અંજુની કપડાલત્તા અંગેની વાતો એ આના ઉદાહરણાર્થે ગણાવી શકાય

નવલકથા માટે અનિવાર્ય એટલું જ લેખનમાં પ્રવેશે એવી કોઈ સજ્જતા લેખિકાએ કેળવી હોવાનું સમગ્ર નવલના વાચન દરમ્યાન પ્રતીત થતું નથી દા. ત. પ્રકરણ ૫નો પ્રારંભ, "જાણે કોઈએ પૂછ્યું હોય, શું થયું છે? શું થયું હતું?" થી થાય છે અને એનો જવાબ આપવાનું ટાળીને લેખિકા "વૉટ ઇઝ ધ ડીફરન્સ બીટવીન છાજિયા ઍન્ડ રાજિયા?"નું પિષ્ટપેષણ લગભગ બે પાના સુધી કરવા બેસે છે કોઈ વાર્ષિક પરીક્ષામાં પૂછાયેલ નોંધના ઉત્તરરૂપે લેખિકા અહીં એક નિબંધ "છાજિયા ઍન્ડ રાજિયા" પર ઘસડી મારે છે, જેની કોઈ અનિવાર્યતા આખી ય નવલકથા એકથી વધુ વખત વાંચવા છતાં મને પ્રતીત થઈ નથી

જેનું કોઈ Significance ન હોય એવા ઘણા પ્રસંગો નવલકથામાં આમેજ કરીને લેખિકાએ નિરર્થક પ્રસ્તાર કરવામાં પાછું વળીને જોયું નથી પાંચમું પ્રકરણ જુદી જુદી બિનજરૂરી વાતો સાથે

લખાતુ રહે છે અને 'શુ થયુ છે? શુ થયુ હતુ ?' એ પ્રશ્ન ફરી ૫૯મે પાને ઊઠાય છે, વળી ૬૦ મે પાને પણ પૂછાય છે, પણ ૬૧ મા પાના પર પ્રકરણ પૂરુ થઈ જવા છતા 'શુ થયુ છે? શુ થયુ હતુ ?' નો ઉત્તર ભાવકને મળતો નથી આમ ૫૦ થી ૬૦ પાના સુધી કેલોગ્રેના પ્રકરણમાં એક પ્રશ્નનો ઉત્તર આપવા સિવાયની (આમ તો આખા પ્રકરણની અનિવાર્યતા કેટલી એ પણ એક પ્રશ્ન જ ) બધી જ નિવાર્ય બાબતો લેખિકાએ નવલકથાની સ્થૂળતા વધારવા હાકયે રાખી છે. લેખિકા પાસે અખૂટ શબ્દભડાર છે, પણ કેવી રીતે, વેડફી મરાય એ જ કાળજી એમણે રાખી હોવાનુ લાગે છે. કોઈ પ્રસગ આલેખવા લેખિકા બેસે છે, ત્યારે પ્રસગોચિત પરિસ્થિતિની પોતાને પૂરતી જાણકારી છે એના પ્રદર્શનાર્થે નવલકથાના મૂળ પ્રવાહને (?) ભોગે, પ્રસગની પરિસ્થિતિની ઝીણામા ઝીણી વિગતો-યાદી આપવાનુ અને જો એ પ્રસગ કે જાણકારી સ્ત્રીવિષયક હોય તો ખાસ જ, એ ભાગ્યે જ લપ, લપ કરવાનુ ટાળી શકે છે. દા. ત. ૧ લગ્નસમારભનુ વર્ણન (૧૪).

૨. ૧૬મા પાના પર ત્રીજો પેરેગ્રાફ આ રીતે શરૂ થાય છે.

"નિયતિએ પોતાનો શણગાર પોતાના હાથે જ ઉતાર્યો ! કાનના એરીંગ, ગળાની માળા, કેડનો કદોરો, હાથની વીંટીઓ, અબોડાનો મઘમઘતો ફૂલગજરો, હાથના મોતીના કગન અને આખરે રેશમી-સાડીનો સુવાળો સર સર કરતો સ્પર્શ પણ તેણે અગ પરથી દૂર કર્યો" અહીં નિયતિએ પોતાનો શણગાર પોતાના હાથે જ ઉતાર્યો એટલુ કહ્યા પછી એરીંગ માળાની વિગતોની, ભાખા જ્યારે જાણતો હોય કે નિયતિ નવોઢારૂપે આલેખાઈ છે ત્યારે, અનિવાર્યતા કેટલી ? સ્ત્રીના ઘરેણા, વસ્ત્રો, રસોઈ આદિ અગે કશુક પણ કહેવાનું લેખિકાને જ્યારે પણ પ્રાપ્ત થયુ છે ત્યારે ભરપૂર ઉદારતાથી, એની અનિવાર્યતા કે પ્રતીતિકરતા વિશે સહેજ પણ શકા કર્યા વિના પના ચસેડી કાટવાનો ઉદ્યમ એમણે હસતે મુખે કરી લીધો છે

પુછાવે છે, 'પાપડી ફોલવા માટે બા બેઠા છે' તમે લોકો લસણ ફોલી (કે છોલી ?) નાખો, અને નહી તો લસણની ચટણી કરાવી દો ૫૬૨ માણસો આપણે ગણ્યા હતા ને હવે લાગે છે કે વીસનો અદાજ જ ઠીક પડશે. મમ્મી કહે છે, કોબીજનુ કાચુ પાકુ બીજુ શાક કરી નાખીએ"— આ લસણ, પાપડી, કોબીજની વાડીનુ નવલકથાના વિકાસમા શુ અને કેટલુ મહત્ત્વ ?

ઘરેણાસબધી (૧૮), સેથાની (૨૩; જમવાની (૨૧) વાતો, પાચ કે છ વારની ડ્રેલોન કે ચીકનની સાડીની ચર્ચા; સનફોરાઈઝડ, પોપલીનની (૯૩) વાતો, ગાદલાગોદડા તડકે ન ખવાની ઘરેલુ વાતો (૧૪૦), 'માકડ ખૂબ થઈ ગયાની'; ટીકવેન્ટીની ડી ડી ટીની (૧૪) વાતો, "ફરી સોડાખારમા બાફવા" પડતા કપડાની વિગતો, પરેશના લચલા પ્રકરણની—લગ્નવિષયક કે ચિત્રપ્રદર્શનની વાતો, ઘર–ઉપયોગી વસ્તુનુ 'ખમીસના બટન, એક બહ્બ છ મૅચબૉકસ'નુ લિસ્ટ, ઑફિસમાં રજા શી રીતે મજૂર કરાવી શકાય એની Procedure, ઓરડાની સજાવટ અગેની વાતો વગેરે બાબતો ભાવક ન જાણે તો કથાને કયા હાનિ પહોંચે એ સમજાતુ નથી શકય છે લેખિકાએ ('સામ્પ્રત'મા રાધેશ્યામ શર્માએ નોધ્યુ છે તેમ) Physical reality પર ભાર મૂકવાનુ ધાર્યુ હોય તો પણ ૧૮૯૦માં હાર્ડીએ રોજનીશીમા લખેલ આ શબ્દો 'realism is not art' બાબત સામાન્ય જાણકારી પણ રાખી હોત તો ઈગિતોથી પણ ઘણું બધુ સૂચવી શકાય, ન કહીને પણ ઘણુ બધુ કહી શકાય એ વાત સ્વીકારવાની ભૂલ ન જ કરી હોત

કયાક કયાક સભાનપણે જ, આપોઆપ જ જ્યા ઈંગિતોથી વાત લેખિકાથી થઈ ગઈ છે ત્યા પછી એ, એના સમીકરણો ઉકેલવાની ભૂલ પણ કરી બેઠાં છે દા. ત છળસમસ્યાને અતે અનન્ય, સોનાના પ્રતીકનો થતો રહસ્યસ્ફોટ. લેખિકાએ ભાવકને બુદ્ધુ માનીને, અમણ

કે અજાણ કે અજ્ઞાત માનીને, એની કલ્પના પર કશું જ છોડ્યું નથી અને એથી પોતાની કલ્પનાશક્તિ પર પણ શંકા કરવાના કારણો પૂરા પાડ્યા છે લેખિકાએ જો એનું નામ ન છપાવ્યું હોત તો પણ લેખિકા સ્ત્રી જ છે એની પ્રતીતિ સ્ત્રીવિષયક વર્ણનોમાની એમની સ્ત્રૈણ દિલચસ્પી પરથી સહેજે થઈ શકે.

૪. અ. પ્રકરણોમા ક્રિયાવેગ અને ગતિશીલતાનો અભાવ એ આ નવલકથાની બીજી એક નબળી કડી છે કોઈક પ્રકરણમા કથાનો વિકાસ થતો ક્યાક લાગે પણ ખરો, પણ પછી જાહેરખબર જેવા વિગત-પ્રાચુર્યમા, નિયતિના loud thinkingમા વાત આડે પાટે ચડી જાય અને પ્રકરણને અને વળી લેખિકાને અચાનક મૂળ વાતનુ સ્મરણ થયુ હોય, એમ નવલકથાનો મૂળ તતુ ફરી જોડાય. નવલકથામા એટલુ બધુ થીંગડ–થાગડ થયુ છે કે એના મૂળ રગ વિશે ભાવક મુઝવણીમા પડી જાય છે પ્રકરણ ૩મા પહેલા મિત્રોના આવવાની વાત થાય છે ને પછી વચ્ચે લાબા પ્રસ્તાર પછી અતભાગે વળી મિત્રોના આગમનની વાતના આલેખનનુ સ્મરણ થતા એ વાતનો સાધો મરાય છે.

૪ બ લેખિકાએ છળસ્વપ્ન અગે ૭૨, ૭૩, ૯૩, ૧૦૪, ૧૦૫, ૧૦૬ પર ક્લિષ્ટ્રીઢબે નોધ—વર્ણનો આપ્યા છે

'અનન્ય પોતાનુ છળસ્વપ્ન **ગોઠવવા બેઠો'**. (૭૨)
એટલે જ તો તે છળસ્વપ્ન **ગોઠવવા બેસતો'** (૭૨)
'અનન્યને છળસ્વપ્ન **ગોઠવવુ**' અઘરુ બની જતુ ' (૭૩)
તેને લાગ્યુ કે છળસ્વપ્ન **ગોઠવાઈ** ગયુ હતુ. ઘણા
દિવસ પછી અનન્યે એ **ગોઠવી** દીધુ હતુ' (૭૩)
'એક ભયંકર સ્વપ્ન ગોઠવાઈ ગયુ હતુ, અનન્યના મનેમા' (૯૫)
'એક પેના **ગોઠવાયેલા** છળસ્વપ્નને વિચારી જોયુ હતુ' (૧૦૪)
તેણ ખુદ '(સ્વપ્ન) **ગોઠવી** દીધુ હતુ.

આ દરેક વિધાનમા 'ગોઠવાઈ ગયુ હતુ' એમ કહીને લેખિકા

'સૂતી તો હતી–ઊંઘી જ નહોતી'

'જે રડી શકે છે તે સંપૂર્ણ દુ ખી નથી જ'

'સુખ અને દુઃખ માત્ર–પાર્ટીશનનો જ ફરક'

'જ્યા કશું હતુ જ નહીં, કોઈ ભૂમિ જ નહોતી ત્યા કશુ ન હોવાનુ સુખ હતુ' (૬૪)

'સમયને સમય પણ ન કહી શકાય એવી રીતે તે પસાર થતો હતો' (૧૩૨) જેવા કાવ્યાત્મક વિધાનો કે ૧૩૬, ૧૩૮, ૧૮૦ પૃષ્ઠો પરના વર્ણનો સરોજબહેન કોઈ લેખિકા હોવાની પ્રતીતિ તો આપે છે, પરતુ ધૂમકેતુશાઈ આવા વર્ણનો કે વિધાનો નવલકથામા ઓગળી જઈને સમરસતા નથી કેળવી શકતા એટલે એમના હોવાનુ પ્રયોજન પણ કોઈ સિદ્ધિ લેખિકાને રળી નથી આપી શકતુ

' લેખિકાએ જ નવલકથામા કયાય નોધ્યુ છે તેમ આખીય નવલ-કથા એક જ અક્ષર પર ઘસાયા કરતી રેકર્ડની પીન જેવી કયાક અટકી ગઈ છે નિયતિસદર્ભે લેખિકાએ કેટલાક વિધાનો આમ નોધ્યા છે.

"કશુક ચૂકી જવાયુ. ના, કશુક ખોવાઈ ગયુ છે એ શોધવાની પ્રક્રિયામા ઉઘાડા પડી જવાનો ને પકડાઈ જવાનો ભય બધાને પજવે છે"

અતિમ વિધાનમા 'બધાને' સ્થાને 'લેખિકાને' એમ મૂકીએ તો મને લાગે છે કે 'નાઇટમેર'ને યોગ્ય ન્યાય થયો ગણાશે

અતે છેક ૧૮૬૭ મા 'ધ વેસ્ટમિનિસ્ટરે' નવલકથા અગે કરેલ ટકોર 'The average novel is simply an abortion' 'નાઈટમેર' અને એના જેવી બીજી નવલકથાઓને કેવો સરસ ન્યાય કરી આપે છે?



# મેજ



## રતિલાલ 'અનિલ'

ઓરડામા ખૂણે પડેલા મેજ પરનો ઝાખો લેમ્પ મારી સામે જોયા કરે છે પ્રતિભાની આખ પણ કેવી ઝાખી પીળી હોય છે ! હુ આખ મીંચુ છુ અને મને મેજ પર ઝૂકેલો જોઉં છુ ! મેજ કોઈ દેવ લાગે છે–એની સમક્ષ કેટલી યે વાર ઝૂકયો છુ અને વળી અસ્મિતાની વાત પણ કરી છે ! કોઈ કોઈ વાર આગળીથી અક્ષર પાડવા માટે દિવસો સુધી મેજ પાસે ગયો નથી, ધૂળ ચઢવા દીધી છે અને અનાયાસભાવે એના પર આગળીથી કોઈક વિચિત્ર ભાત પાડી છે ! ધૂળ પર કોઈ અક્ષર પાડવાનુ મને ગમતુ નથી ધૂળમા કશીક અપરિચિત આકૃતિ કે આકાર પડે તે જોઈ રહેવાનુ ગમે છે.

એક વાર મેજ પર ખાંડનો કણ પડી ગયો હશે તે ખેંચી જતી કીડીએ ધૂળમા એક કેડી પાડી હતી વિરાટ રણમાથી એક ઊંટ સરકી ગયુ હોય એ કલ્પના ગમે એવી છે રેતી પર ચાલવુ એ શુ શકય લાગે છે ? ખરબચડી સપાટી પરથી સરકવુ આમા કશોક ડાબા-ભાસ છે

આ મેજ પર કોણી ટેકવી, લમણે આગળી ટેકવી કવિ નર્મદની જેમ છબી પડાવવાનુ મને કદી સૂઝ્યુ નથી મેજને સેંખત ન પડાવવા માટે કોઈએ મને મોકલી આપ્યાનુ કાવતરુ કર્યું લાગે છે, મેજને મે વારવાર જુદા જુદા સ્વરૂપે કલ્પ્યુ છે પગ ટેકવુ અને ઊભુ હારમોનિયમ વગાડવાની ઇચ્છા થઈ આવે ! પણ મેજ ડીનર ટેબલ થઈ શકે છે, ઊભુ હારમોનિયમ નહીં કેટલાક લોકો મેજ પર ટાઈપરાઈટર મૂકીને આગળી ચલાવી એક વિચિત્ર પ્રકારનુ હારમોનિયમ વગાડવાનો પ્રયત્ન કરે છે.

મેજના ખાનાને ખેચીને-હડસેલીને જાણે મેજના અસ્તિત્વને જાણવાનો મે વારવાર પ્રયત્ન કર્યો છે એમા મારી નિરાશા, મારી નાનકડી નિરાત આશ્વાસન મૂકુ છુ અને કાઢી લઉ છુ કોઈ કોઈ વાર તો બસ એમ જ ખાના ખેચીને ફરી હડસેલી દેવાની રમત અનાયાસ ચાલ્યા કરે છે મેજ પરની ટાકણી કયારેક સમય પસાર કરવાનુ માધ્યમ બની જાય છે મેજનુ ખાનુ ખેચવુ હડસેલવુ, ટાકણી ખોસવી અને ખેચવી, મોઢામા મૂકવી અને ફરી ખોસવી, હોઠ પર ટાંકણીના ટોચકાની નાનકડી ઠડક અને કશોક સ્વાદ રહી જાય છે.

લખવા લીધેલા કાગળથી ટેબલની સપાટી લૂછવાનો ઉપક્રમ પણ એક વિશિષ્ટ ઘસારાનો અનુભવ કરાવે છે. કાગળની પીઠ જોતા વર્ષાઋતુમા લાગે કે મેજને પણ પરસેવો વળે છે, અખબારની કચેરીમા કપાળે પરસેવો વળે ત્યારે ન્યૂઝપેપરનો કટકો રૂમાલ બની જાય છે

કોઈ માણસ પોતાની અનેકવિધ નિરર્થકતાઓનુ કેન્દ્ર રસોડુ, દીવાનખાનુ કે શયનગૃહને બનાવે છે. પણ મેજના માધ્યમે નિરર્થક ચેષ્ટા કરવામા જીવન પસાર કરનાર પ્રત્યે કશોક સારો ભાવ સેવવામા આવે છે।

ઘૂટણ પર પાટિયુ મૂકી લખવામા એક આગવી આત્મીયતા છે ગોદમાં કશુ ક લીધુ છે, એ ભાવ જ વાત્સલ્યસૂચક છે ગોદમા લઈ છાતીએ રાખી ઘૂટણે ટેકવ્યુ છે, ડાબે હાથે પકડ્યુ છે, જમણે હાથે લખાય છે. બહુ નજીકથી મૂગા મૂગા વાત કરવાની ટેવ પડી જાય છે.

આ મેજ સાસ્કૃતિક ગૌરવ અનુભવતુ હશે। ફાઈલો વેઠનારુ વ્યાપારી મેજ હુ નથી, મારા પર તો ટૉલ્સ્ટૉયનુ પુસ્તક છે। ટૉલ્સ્ટૉયે સુથારીકામ પણ કરેલુ, પણ પોતાનુ મેજ એમણે ઘડેલુ નહીં આ વિચાર સાથે મેજ પર આગળીના ટકોરા માર્યા કરુ છુ ..

આપણે સાક્ષીભાવે નિરર્થકતાની વાત કરીએ એ જ કદાચ અસ્તિત્વ છે। મેજ પરનુ ક્લૉક એકધારુ કેમ કરીને વરસાદની રાતે તમરા એકધારો રવ કર્યા કરે એમ ટક્ ટક્ કર્યા કરતુ હશે।

નિરર્થકતાને પણ સાદ કરીને શ્રાવ્ય બનવાનું અને અસ્તિત્વબોધ ફગાવવાનું ગમતું હશે.

હું ઘડિયાળ નથી કારણ કે સતત લખતો નથી ક્યારેક આમથી તેમ પુસ્તક ખસેડું છું, આંગળીથી ટકોરા કરું છું, ધુમ્મસમાં કશુંક ચીતરું છું, પછી ધૂળ ખંખેરું છું સપાટી લૂછું છું થોડીક ટાંકણીઓ લઈ તેની ભાત રચાય આમ તેમ ગોઠવું છું, નાઈટ લેમ્પને બસ મોજ ખાતર ઑન ઑફ કરું છું, હું કંઈક કરું છું એવું લાગે જ છે અને મેજની સાક્ષીએ, એટલે કદાચને આ યુગમાં ગૌરવભર્યું પણ ગણાય છે!

નિરર્થકતાને આપણે ગૌરવ બક્ષીને જ સહ્ય બનાવી શકીએ

કોઈ કોઈ વાર બસ, મેજ પાસે નિષ્ક્રિય બેસી રહું છું. જાણે કશાકની રાહ જોયા કરું છું. કોઈ બારણે, કોઈ ઝરુખે કોઈ ડેલીએ રહી રાહ જોયા કરે છે, હું મેજ પાસે બેસી રાહ જોયા કરું છું વિરહનો તીવ્ર ભાવ અનુભવું છું, આંગળાના ટાચકા ફોડું છું, ખુરશીના હાથા પર હાથ મૂકું છું, વળી ખોળે મૂકું છું, બંને હાથ ભીડું છું એકાદ વાર માથે હાથ ફેરવું છું. . ભીંત પર ગરોળી કૂદાને ઝડપવા પેંતરો ગોઠવે છે તે જોયા કરું છું

આ બધું કેટલું નિરર્થક છે! પણ ત્યારે સાર્થક શું છે? મેજને શું, કોઈ કારકૂન પાસે બેઠો છે કે કવિ? કવિ ખુરશી પર મેજ પાસે બેઠો હોય, એ જ કેવું વિચિત્ર લાગે છે! મેજ–ખુરશીના તમામ સંદર્ભો એને વળગે છે અને એ કેવો એક સાર્વજનિક બાબુ બની જાય છે! કદી કોઈ કવિનો સંદર્ભ મેજ–ખુરશીને વળગ્યો છે ખરો? કોઈક મેજ પર સંદર્ભગ્રન્થ હશે, ઘણાખરા પર તો શાહીના ડાઘ, સિગારેટની રાખના રજકણ, તમાકુની ગંધ, ચાના કપના ગોળ ડાઘ અને ફુલસ્કેપ સાઈઝનો એક ફૂટપાથ જ હોય!

હવે ટેબલલેમ્પ બુઝાવી નાખવો જોઈએ—એના અજવાળે, એની પાસે અનેકવિધ નિરર્થક ક્રિયા કરતી એક વ્યક્તિ દેખાયા કરે છે અને કંટાળો ઉપજાવ્યા કરે છે



## પ્રતિષ્ઠા



પ્રતિષ્ઠા માટે સામાન્ય માણસો જે અનેકવિધ શિષ્ટ, સાસ્કારિક કાવતરા કરે છે એના મૂળમા સમાજ અને સામાજિકતા રહેલા છે, આદિવાસીને પ્રતિષ્ઠા માટે કશુ 'શિષ્ટ કાવતરુ' કરવાનુ પ્રયોજન જ નથી. એના પીપળામા રહેતુ 'ભૂત એને બીવડાવે નહીં, એટલી જ એની અપેક્ષા. એ મહાન હોય તો યે મહાન હોવાની પ્રતિષ્ઠાથી એ અજ્ઞાત છે એટલે પ્રબધ/પ્રયોજન/ઉપક્રમ/સેવાયજ્ઞ/પદવીપ્રાપ્તિ મ ટેની કહેવાતી યોગ્યતા/દાન/આરસલેખ/સન્માન સમારભ/પ્રમુખપદ/ઇનામ–અકરામ માટેના શિષ્ટ કાવતરામા પોતાના અસ્તિત્વને ગૂચવતો નથી, તેમ એ ગૂચે તો સાસ્કારિક કે સાસ્કૃતિક સાથિયો–સ્વસ્તિક છે એવા સામાજિક છળમા પડતો નથી. કારણ, એનો સમાજ તો એને પોતાનુ છાપરુ હોય, ખાવા જોગ રોટલો હોય, સાચવવા સરખુ ઘરનુ 'માણસ અને અવસરે ઊમળકાથી ગાઈ–નાચી જાણે છે એટલાથી જ એને પ્રતિષ્ઠિત સ્વીકારી લે છે.

ઋષિ તપોવનમા રહેતા કારણ ત્યા સમાજ નહોતો, કહેવાતી સામાજિકતા નહોતી, એટલે તે સ્વય પ્રતિષ્ઠ હતા, પોતાની આત્મીય રમણીયતાથી સપન્ન હતા અને ફળ આપે પરન્તુ સાનપત્ર ન આપે એવા વૃક્ષો અને આનદ આપે એવા પશુ–પક્ષીઓ જ આસપાસ હતા

—અ. □



## ડૉ. સુરેશ હ. જોષી

માનવી પોતાના દુ ખને પાળેલા પશુના - મ પપાળતો થઈ
જાય એના નહોર અને દાતને ભૂલી જાય એવુ હુ લખવા ઇચ્છતો
નથી પણ દુ ખ કોઈ વાર પતગિયા જેવુ નાજુક હળવુ બનીને ઊડી
જાય એવુ પણ બને, એવી આશા પણ હુ છૂટવી લેવા ઇચ્છતો નથી
હુ લખીશ કોઈવાર વાઘીને નવજાત શિશુની જેમ વહાલ કરીશ તો
કોઈ વાર, એના મીઠાપણાને રોષથી હચમચાવી પણ નાખીશ

આમ છતા જો હુ મારા નામના અક્ષરો જ ઘૂટયા કરીશ તો
આ જગતની વેદનાની અને આહ્લાદની આખી ય બારાખડીને ક્યારે
વાચી શકીશ ? જે કવિમિત્રો આ જગતમા રહ્યા નથી, તેમની કવિતા
પણ મારે જીવવાની છે, અગત શોક ખૂબ ભારે લાગે છે એને ય
એની પાખો પસારીને સૂર્યથી જીવાયેલા આકાશમા ઊડવા છોડી દેવો
જોઈએ. પણ 'આ શોક મને આટલી કવિતા આપશે, આ શોકમાથી
હુ આટલુ ઉપજાવી કાઢીશ' એવી ગણતરી કરનારના હૃદયની કૃપણતાનો
કોણ શોક કરશે ?



## સાભાર સ્વીકાર

**વિસ્તરતુ રહેશે આકાશ:** કાવ્યસગ્રહ રીટા ભટ્ટ પ્ર. લીના પબ્લિકેશન ૨૧૩૨, આતાભાઈ રોડ, ભાવનગર, મૂ આઠ રૂપિયા.

'સ'ગોષ્ઠી'ની ૨૪/૬ને રવિવારે મળેલી બેઠકમા હવે પછી વડોદરા સુરેશભાઈના ઘરે તેમને મળવા/ચર્ચા કરવા ૧૫/૭-રવિવારે જવુ એવુ નક્કી થયુ. તે મુજબ રતિલાલ 'અનિલ', રવીન્દ્ર પારેખ, બકુલ ટેલર, નરસિંહ પરમાર, વિજય શાસ્ત્રી અને અજિત ઠાકોર ગયા હતા. સુરેશભાઈ ને ત્યા વડોદરાના મિત્રો શિરીષભાઈ તથા ભારતીબહેન, નીતાબેન ભગત તથા અન્ય વિદ્યાર્થીમિત્રો પણ ઉપસ્થિત હતા. સવારે ૯-૩૦ થી સાજે ૭-૩૦ સુધી બે બેઠકોમાં નીચેના ત્રણ મુદ્દાઓ ચર્ચવાના હતા : ૧. ભાષાવિજ્ઞાન અને સંરચનાવાદ, ૨ શેખ, રાવજીની કેટલીક રચનાઓને નિમિત્તે અછાંદસ કવિતાનું સ્વરૂપ ૩ લેબીરીન્થ (કિ. જા.)

આ ત્રણ પૈકી ભાષાવિજ્ઞાન અને સંરચનાવાદ વિષય નવોસવો અને જટિલ હોવાથી સુરેશભાઈએ સળંગ ત્રણેક બેઠકોમા હવે પછી એની ચર્ચા કરવા સૂચવ્યુ. બાકીના બે વિષયો પૈકી સવારની બેઠકમા અછાદસ કવિતાના સ્વરૂપ વિશે વિગતે વાત કરી સુરેશભાઈએ શેખની 'મૃત્યુ' કવિતાનુ વાચન-વિશ્લેષણ કર્યુ હતુ. આપણે ત્યા બધા કવિઓમાં ક્ષુદ્ર વસ્તુઓ ક્ષુદ્ર રીતે આવી. પીડિતો તરફ અનુકંપા, વિશ્વશાંતિ, શોષણમુક્ત સમાજની કલ્પના તથા ક્ષુદ્રમાં છુપાયેલી મહત્તા જેવાં તત્કાલીન કાવ્યવલણોના મૂળ ન હોવાથી તે ખોટા પડયા યેમીનીઝ 'ખચ્ચર' પર કવિતાઓ રચી નોબેલ પારિતોષિક સુધી પહોચ્યા જ્યારે આપણે ત્યા ક્ષુદ્ર વિષયો વિશે કાવ્યો પણ ક્ષુદ્ર જ ગ્યાયા. આપણે ત્યા પણ પશ્ચિમની માફક છંદોને કારણે પરંપરાગત લઢણો જન્મી હતી બોદલેર જેવા કવિએ ઍપિકમાં યોજાતા હેગ્ઝામીટરનો ઉપયોગ પેગ્સિની કદર્યતા નિરૂપવા કર્યો, અને એમ ભવ્ય છંદને ક્ષુદ્રતા નિરૂપવા પ્રયોજી નવુ એસ્થેટિક ફંકશન સર્જ્યુ. આમ પશ્ચિમના કવિઓ આપણા કવિઓ કરતા વધુ પ્રયોગશીલ તથા પોતાના રસકીય પ્રયોજનને વરેલા હતા.

કવિઓના વ્યવહારની ભાષા સાથે કવિતાનુ અનુસધાન સાધવાના વલણે અછાદસની દિશા ભણી કવિતાને વાળી આપણે ત્યા એ અનિવાર્યતામાથી પ્રથમ યતિબધ શિથિલ થયો એ પછી કલ્પનોનુ પ્રાચુર્ય, ઇન્દ્રિયવ્યત્યયો, કવિનો પાત્ર તરીકે પ્રવેશ. આત્મવિડબના જેવા લક્ષણો સ્થિર થયા, અછાદસમા લય રચવાનુ કામ અતિ મુશ્કેલ છે શબ્દોના વજન પારખતા હો, શબ્દો–શબ્દો વચ્ચે સંતુલન રચતા હો, તો અછાદસના પ્રાણરૂપ એનો લય પ્રગટતો હોય છે. હુ ઉત્સાહમા આવીને બોલવા લાગુ ને પછી મને લાગે કે સાંભળનાર તો અન્યમનસ્ક છે ત્યારે પંક્તિ તૂટે આવુ બ્રેકડાઉન ઑવ કૉમ્યુનિકેશન ક્યારેક પંક્તિ તોડે, તો ક્યારેક રોષ કે વિરતિ પંક્તિ તોડવામા કારણભૂત હોય. લય આ બધાથી પ્રગટતો હોય છે વર્ણાનુપ્રાસ, યમક વગેરેને લય કહી ન શકાય

સુરેશભાઈએ અછાદસની ભૂમિકા બાધી શેખની 'મૃત્યુ' કવિતાનુ વિશ્લેષણ કર્યુ હતુ બપોર પછીની બેઠકમા રાવજીની 'મધ્યરાત્રે' તથા 'શયનવેળા પ્રેયસી' જેની શિખરિણી વૃત્તમા રચાયેલી રચનાઓના ભાવવિશ્વ, લય તથા ભાષાને "શકર પ્રજાપતિને મળ્યા પછી" તથા "ઢાગાઢૈયા" જેવી અછાદસ રચનાઓ સદર્ભે કઈ કઈ રીતે જુદા પડે છે તેના વિશ્લેષણ દ્વારા રાવજીની છાદસ તથા અછાદસકૃતિઓની તુલનાત્મક ચર્ચા થઈ હતી

ત્યાર બાદ "લેબીરિન્થ" (કિશોર જાદવ)નુ વાચન કર્યા બાદ એની દુર્બોધતા, કલાત્મકતા, પ્રતીક–કલ્પનયોજના, પરિવેશ, ભાષા આદિની ચર્ચા થઈ હતી સુમન શાહની વિવેચનનોધની ભારે ટીકા કરી આ વાર્તામા કોહેસીવ સૅન્ટર જ નથી, એવુ પ્રતિપાદિત થયુ હતુ વાર્તામા દુર્બોધતા અને પ્રતીકયોજના જણાતી જ નથી હૉસ્પિટલનો પરિવેશ અને થોડીક ચિત્રવિચિત્ર કલ્પનાઓ ઉમેરી આ વાર્તા લખાઈ છે કાફ્કાના ડૉકટરે કે રાલીના ચિત્રનો ઉલ્લેખ આગતુક છે રાલીના ચિત્રમા

( અનુસધાન પાના ન ૮૭ પર )

# લંડનમાં ગુજરાતી ભાષા–સાહિત્ય–પરિષદ

ગ્રેટ બ્રિટનમા, લડનમા સ્થપાયેલી 'ગુજરાતી સાહિત્ય અકાદમી' બ્રિટનભરના ગુજરાતીભાષી કવિ, લેખકો અને સાહિત્યરસિકો વચ્ચે તે મિલનરૂપ સેતુ બની રહી છે આ માટે તે ભારતના અને લડન પધારતા વિશ્વની સાહિત્યિક પ્રતિભાઓને નોતરી તેમના મિલન પ્રવચન અને કાવ્યવાચન અને ચર્ચાસભા યોજે છે

ભારતીય સસ્કૃતિ, કળા અને સાહિત્ય વિશે વિચારવિમર્શ કરવા અને એવી પ્રવૃત્તિને વિકસાવવાનુ આયોજન કરવા હવે તે ભાષા સાહિત્યપરિષદ યોજી રહી છે.

ઑગસ્ટ માસની રજાઓમા લડનમા આ પરિષદ–અધિવેશન લડનમા મળી રહ્યુ છે. એક સપૂર્ણ અધિવેશનના ધોરણે યોજાયેલા આ કાર્યક્રમના પ્રસગે એક સહિત્યિક માહિતીસભર પુસ્તિકા પ્રગટ થશે, સાહિત્યિક ચર્ચાસભાઓ, કવિસમેલન, પ્રવચનો, સાસ્કૃતિક કાર્યક્રમ, ગુજરાતી ચિત્રકારો–કળાકારોનુ મિલન આદિ કાર્યક્રમો યોજાયા છે

આ પરિષદનુ ઉદ્ઘાટન બ્રિટનના રાજકવિ સર જ્યોન બેટ્જલેન કરશે, અતિથિવિશેષ હશે લડન ખાતેના ભારતના હાઈ કમિશ્નર–લેખક શ્રી નાનાસાહેબ ગોરે ચિત્રપ્રદર્શનનુ ઉદ્ઘાટન બ્રેન્ટના લોર્ડ મેયર, બ્રેન્ટ ઇન્ડિયન એસોશિયેશનમા ૨૮, ઑગસ્ટે કરશે. આ પ્રસગે બ્રિટનના સભવિત ગૃહસ્થો, મહિલાઓ હાજર રહેશે આ પરિષદ પ્રસગે લડનમાના તમામ પુસ્તકાલયો 'ગુજરાતી સાહિત્યસપ્તાહ' ઊજવશે પરિષદમા (૧) બ્રિટનમા ગુજરાતી ભાષાની સ્થિતિ, તેના વિકાસવૃદ્ધિના ઉપાય અને યોજના, (૨) બ્રિટનમા ગુજરાતી સાહિત્યની સ્થિતિ અને સર્જનાત્મક પરિબળો, (૩) બ્રિટનમા ગુજરાતી સમાજની સાસ્કૃતિક, સામાજિક અને સાહિત્યિક સવાદિતા

૨૧મી જુલાઈએ રાવજી પટેલની કવિતાનુ વાચન થયુ હતુ



—સાહિત્ય સગમ, સૂરત તરફથી શ્રી વ્રજ માતરીની નવલકથા 'ઊડા કૂવા ને ટૂકા દોરડા' પ્રગટ થઈ છે

—શ્રી હસમુખ એમ દોશીની નવલકથા 'શોરિસા' પ્રગટ થઈ છે

—ડૉ જયત પાઠકને ગુજરાત સાહિત્યસભા તરફથી અમદાવાદમા ગઈ તા ૨૮/૮ ના રોજ રણજિતરામ સુવર્ણચદ્રક એનાયત થયો

---

( અનુસધાન પાના ન ૪૫ નુ ચાલુ )

સમય માણસના લોચાની માફક લબડતો નહી પણ ઓગળીને એકાકાર થઈ જતો નિરૂપાયો છે વાર્તાકાર ચિત્રને સમજી શક્યા નથી અને આ ઉલ્લેખથી ડૉ સુમનને ભરમાવ્યા છે તેમ અન્ય મુગ્ધ વાચકોને પણ ભરમાવવાનો જ ઉદ્દેશ છે. વાર્તામા પ્રયોજાયેલી ભાષા પણ અનેક પ્રશ્નો ઊભા કરે છે વિગતો તથા વર્ણનોમા અસગતિ હોવાથી પરિવેશ રચાતો નથી ડૉ સુમન જે તત્ત્વચિતન કૃતિમાથી સ્ફુરતુ હોવાની વાત નોધે છે તે તો ગોઠવી કાઢેલુ જણાય છે ડૉ સુમને પ્રતીકોની જે યાદી આપી છે, તેના પર પણ આશ્ચર્ય વ્યક્ત થયુ હતુ વાસ્તવમા આ કૃતિમા એકેય પ્રતીક જોવા મળતુ નથી મુગ્ધ વાચકને સુવાચ્ય બની શકે તેવી આ વાર્તા છે વાર્તાના નાયક વિશે, તેને નડેના અકસ્માત વિશે, હૉસ્પિટલ વિશે, ઍક્સ-રે-ધારા-માણસો વિશે અતિસ્પષ્ટ આલેખન વાર્તાકારનો ઉપર્યુક્ત ઉદ્દેશ પ્રગટ કરી દે છે "ખડિત પૂછડાવાળા કલ્પનો" જેવો પ્રયોગ તથા રચનાની સશક્ત ભૂગોળ, ગણિત, વ્યાકરણ આવી આવી ડૉ સુમનની મેનરીઝમ ભાવકને ગેરરસ્તે દોરે છે વિધાનો ઊચે અવાજે ઉચ્ચારવાથી સ્વીકારાઈ જશે એવી ડૉ સુમનની વૃત્તિ અન્ય નોધોની માફક અહી પણ જોવા મળે છે આમ આ અત્યત નબળી વાર્તા છે

'સગોષ્ઠી'ની આવતી બેઠક ૫મી ઑગસ્ટે કાસબા ખાતે મળશે એવુ નક્કી થયુ હતુ. તેમા 'ભાષાવિજ્ઞાન અને સરચનાવાદ'' વિશે સુરેશભાઈ વક્તવ્ય આપશે

—અજિત ઠાકોર

## ગ્રામ વિકાસ અને અંત્યોદય જનતા સરકારના બે ગુરુમંત્રો

રાજ્યની વાર્ષિક યોજનાની ૭૦ ટકા જેટલી રકમ ગામડાંના સર્વાંગી ઉત્કર્ષ માટે ફાળવીને અમલમા મૂકાયા છે આ કાર્યક્રમો–

- સંકલિત ગ્રામવિકાસ
- ખેતી અને સંલગ્ન કાર્યક્રમો
- ગ્રામોદ્યોગો અને ગ્રામમાર્ગોનો વિકાસ
- ઝડપી ગ્રામ વીજળીકરણ
- ગ્રામપાણી પૂરવઠા યોજનાઓ
- ગ્રામ આરોગ્ય સેવાઓમા વૃદ્ધિ
- પ્રાથમિક શિક્ષણનુ વિસ્તરણ
- ગ્રામ રોજગારીમા વૃદ્ધિ
- વધુ જમીનને સિંચાઈ
- સ્થાનિક વિકાસ કાર્યોને પ્રોત્સાહન
- પૂરક વ્યવસાય માટે સહાય
- ગામડાને દત્તક લેવા પ્રોત્સાહન
- ગ્રામ વિકાસ સંસ્થાઓના કાર્યક્રમોનુ વિસ્તરણ
- રુરલ ટેકનોલોજી ઈન્સ્ટિટ્યૂટ તથા માર્કેટીંગ ઈન્સ્ટિટ્યૂટની સ્થાપના
- કામના બદલામા અનાજની યોજનાનો અમલ.

## ગુજરાતના ગ્રામજીવનમાં નવો ધબકાર

## અભિનવ ગ્રામ નિર્માણ



# ગ્રામ વિકાસ અને અંત્યોદય નવા સરકારના બે ગુરુમંત્રો

# અભિનવ ગ્રામ નિર્માણ

રાજ્યની વાર્ષિક યોજનાની ૭૦ ટકા જેટલી રકમ ગામડાંના સર્વાંગી ઉત્કર્ષ માટે ફાળવીને અમલમા મૂકાયા છે આ કાર્યક્રમો–

- સંકલિત ગ્રામવિકાસ
- ખેતી અને સંલગ્ન કાર્યક્રમો
- ગ્રામોદ્યોગો અને ગ્રામમાર્ગોનો વિકાસ
- ઝડપી ગ્રામ વીજળીકરણ
- ગ્રામપાણી પૂરવઠા યોજનાઓ
- ગ્રામ આરોગ્ય સેવાઓમાં વૃદ્ધિ
- પ્રાથમિક શિક્ષણનુ વિસ્તરણ
- ગ્રામ રોજગારીમા વૃદ્ધિ
- વધુ જમીનને સિંચાઈ
- સ્થાનિક વિકાસ કાર્યોને પ્રોત્સાહન
- પૂરક વ્યવસાય માટે સહાય
- ગામડાને દત્તક લેવા પ્રોત્સાહન
- ગ્રામ વિકાસ સંસ્થાઓના કાર્યક્રમોનુ વિસ્તરણ
- રુરલ ટેકનોલોજી ઈન્સ્ટિટયૂટ તથા માર્કેટીંગ ઈન્સ્ટિટયૂટની સ્થાપના
- કામના બદલામા અનાજની યોજનાનો અમલ.



માહિતી-૧૫૪/૮૬

## ગુજરાતના ગ્રામજીવનમાં નવો ધબકાર

# કંકાવટી

સપ્ટેમ્બર ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનુ સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૦ : અંક ૨૪૬ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.


વાર્ષિક લવાજમ

દેશમા રૂપિયા ૧૨, બે વર્ષના રૂા. ૨૩, વિદેશ · શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યા લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.



'કકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળુ કવર અવશ્ય બીડવુ કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી




તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૩.

## જ્યારે તારલાઓ ખરે છે □ અર્વીંદઝ ગ્રીગોલીસ

રાતે
તારલાનું ખરવુ ચાલુ રહ્યુ,
એક
બે .
બાર
સ્વર્ગમા કોઈનુ જાણે કે
ચાંદીની કુહાડી ઘસવુ
અને
ઝીણા તણખાનુ ઝરવુ ..
તને ભેટ આપવા
હમણા જ ખરેલા તારલાને
ટોપલીમા એકઠા કરવા
હુ
બિલાડીના ટોપ ભેગા કરતી સ્ત્રીઓની જેમ
થાજેલી ધરતી પર
અહી તહી ઘૂમતો રહ્યો
પણ
એકેય તારલો હાથ ન લાગ્યો
ગત વર્ષના સૂકા ઘાસમા
પવન સળવળ્યો
અને
મર્માળુ હાસ્ય કરતો સૂસવ્યો
મે કહ્યુ, "માફ કરજે,
પાનખરના અંધારાને લીધે
કે પછી
મારી કુશળતાના અભાવે
તને આપવા
એકેય તારો

મારાથી શોધી ન શકાયો."
તાપણે તાપતા તાપતા
તે
શાંત ધીમા સ્વરે કહ્યું,
"'રીટબીટ'*ની લાલચે ખિસકોલી તો પાસે દોડી આવે
પણ
સુખને એમ લલચાવી ન શકાય"
છતાંય
તે
રાતના અડાબીડ અંધારામાં
જો એક તારલાને ય વીણી લીધો હોત
તો
તું કંઈક જુદા જ શબ્દો બોલી હોત !
જે અન્યને માટે
તે એ શબ્દોને હવે સાચવી રાખ્યા છે
.. તેની અનુપસ્થિતિમાં
ખુદ તારલા જ
પોતાના ઉચ્ચ સ્થાનેથી સ્વેચ્છાએ ખરીને
સમગ્ર ભીંજેલી ધરતી પર
ઘૂમતા ઘૂમતા તેને શોધી રહ્યા છે.
કેટલાક આવા ભાગ્યશાળી લોકો છે
જેમની
ખુલ્લી હથેળીઓમાં
આપમેળે જ
ખર્યા કરે છે...

અનુ રજની પંચાલ
ત્રિલોક કાપડિયા !

---

* સ્વાદિષ્ટ ભોજન

# પરિપૂર્ણતા

યેવગેની યેવ્તુશેન્કો □ અનુ. અવન્તિ દવે

લાકડાનો ઠારમડપ સૂંઘી રહ્યો છે દેવદારની
ભીનાશ
પવનનો આકસ્મિક ઝપાટો
ને એક પર્ણનું સ્પંદન
એક ઈંડા પર કંડારેલું બતકનું શિલ્પ
મુક્તિના શ્વાસથી હાથ પ્રસારતું
એના શિલ્પીને અનુસરતી, કોઈ કુંવારી
કન્યાની જેમ
ધીરગંભીરતાથી, ભાવનાપૂર્વક
એણે કંડારી જે પરિપૂર્ણતા—
ઘાસની કુંભી પર ઝગમગતી ધવલ આકૃતિ.
લીલબાઝેલા છાપરા ને માટીના લદબદ
માર્ગ પર
જ્યા બરફના નાનામોટા ઢગ સૂતા
ત્યા પાગરે છે પરિપૂર્ણતા—
આકાશની મેડીએ ધીમે ધીમે પગલા ચઢે
વિશાળકાય ગોળાની રક્તિમા
પ્રાતના ઉઘાડવેળા જેમ વાદળાના
વલયો
વેરે છે એની દિવ્ય આભા
તેમ ધરતીના ફેફસાનો શ્વાસ લઈ
વસંતના અણુએ ઝીણે છે પરિપૂર્ણતા 



## અવન્તિ દવે

'No Yevtushenko Tickets Available' કોઈ કવિના કાવ્યો સાંભળવા આયોજકોએ આવી જાહેરાત કરવી પડે એ સમગ્ર કાવ્યજગતની એક નોંધપાત્ર ઘટના બને. ન્યૂયૉર્ક, બુફેલો, સાનફ્રાન્સિસ્કો અને અલાસ્કા બધે જ યેવ્તુશેન્કોના કાવ્યો સાંભળવા સભાગૃહોની બહાર આવાં પાટિયા મૂકવા પડતા હતા. રોબર્ટ લૉવલ, આર્થર મિલર, અને જોન સ્ટાઈનબૅક જેવા અમેરિકી લેખકો પણ શ્રોતાઓની આવી સંખ્યા જોઈ આશ્ચર્યમુગ્ધ થયા હતા.

કોઈ કવિની સિદ્ધિ એના શ્રોતાગણથી મપાતી નથી, પણ યેવ્તુશેન્કોનાં કાવ્યોનું હીર શામાં રહેલું છે તે જાણવા આવા પ્રસંગો પણ કેટલીક વાર ઉપકારક બને. એક વિવેચકે કહ્યું છે કે યેવ્તુશેન્કો 'લોકોના કવિ છે,' કોઈએ તેમને 'યુવાનોના કવિ' તરીકે તો કોઈએ તેમને સમયના ત્રિપરિમાણને બાથમાં લેતા કવિ તરીકે બિરદાવ્યા છે. એક જ કવિ વિશે અનેક વિશેષણો યોજી શકાય છે પણ એથી એનું અંતર્ગત રૂપ સ્પષ્ટ થતું નથી.

યેવ્તુશેન્કો વહેતી જતી પળના કવિ છે. અતીત, વર્તમાન અને ભાવિના સમયપરિમાણો તેમની કવિતામાં ગૂંથાતા હોય છે. કવિ વર્તમાનની કોઈ ઘટના કે આંખે ચઢેલું કોઈ કલ્પન ઉપાડી લે છે અને એ સાથે એમને અન્ય બંને કાળમાં કલ્પનો મળી આવે છે. કવિ પ્રતીકવાદી નથી તેથી બોદલેરના કાવ્યોમાં ગુંથાતી જતી સંકુલતાઓ યેવ્તુશેન્કોની કવિતામાં ભાગ્યે જ મળે. પણ એથી કવિતા અળગી રહી જતી નથી યેવ્તુશેન્કોની વિશિષ્ટતા એમાં જ રહેલી છે.

યેવ્તુશેન્કો પોતે લોકભૂખ્યા છે. તેમણે એક વાર કહેલું 'I am greedy for the people and I grow ever greedier'

લોકો સાથે-જનસમૂહ સાથે-કવિને અનુસંધાન રાખવું હોય ત્યારે એના Idioms જુદા હોય છે એક તો, કાવ્યના વસ્તુની બાબતમાં કવિએ સજાગ રહેવું પડે છે. લોકોનું અથવા લોકો માટેનું વસ્તુ એનો વિષય બને છે યેવ્તુશેન્કોની કાવ્યસૃષ્ટિની આધારશિલા આવું વસ્તુ છે. આજના અન્ય સોવિયેત કવિઓની જેમ, યેવ્તુશેન્કો જીવાતા જીવનના અનેક સંદર્ભો સાથે તાલ મિલાવે છે તેમને ખ્યાતિ અપાવનાર કાવ્યો- 'ઝીમા જંકશન', 'બાબી યાર', 'બ્રાત્સ્કયાવર સ્ટેશન' જેવા દીર્ઘ કાવ્યો આવા જ સંદર્ભો લઈને આવે છે. આપણે રાજકારણનો વિષય ગણી અછૂત રાખીએ તેવા સંદર્ભો આ કવિ ઉપાડે છે વિયેતનામ, યહૂદીદ્વેષ, વગેરે રાજકીય વિષયો પર તેઓ કાવ્ય રચે છે માત્ર આ જ કારણોથી કોઈ કવિનું ઓછું કે વત્તું મૂલ્ય આંકી શકાય નહિ કવિતા માટેની મૂળભૂત શરત તો એ છે કે આ કોઠામાંથી પાર કરી કવિ બીજા કોઠા કેવા પસાર કરે છે

યેવ્તુશેન્કોની કવિતા આપણે કેટલા કોઠાએ પામી શકીએ છીએ સીધીસાદી ઘટનારૂપે કે ઉપરછલ્લી રીતે સીધાસાદા વર્ણનરૂપે એમના કેટલાક કાવ્યો સાદ્યંત વહેતા જાય છે. પણ કાવ્યનું આખું ય પઠન કર્યા પછી એની ક્ષિતિજો કેટલી વિસ્તરી શકે એનો વિચાર આવે છે યેવ્તુશેન્કોનું હીર આવી ક્ષિતિજોના સર્જનમાં રહેલું છે તેમના મોટા ભાગના કાવ્યો ટૂંકી વાર્તા જેવા છે, વર્ણનાત્મક છે નક્કર, અતિનક્કર હકીકતોનું વર્ણન એમની બાનીનું એક છોગું છે પણ આ નક્કર, અતિનક્કર હકીકતોની સોડ નીચે અર્થલીલા સંગોપાયેલી છે, બુદ્ધિથી સૂંઘી શકાય એવું ભાવવિશ્વ ખડું થયેલું છે વાસ્તવિકતા પાસેથી જાણે ખૂંચવી લીધેલી હકીકત, જીવન પાસેથી અપહૃત કરેલી હકીકત કવિની પીંછીમાં ઘાટ લઈ ભાવકસમક્ષ આવે છે ત્યારે ભાવકને ખબર હોતી નથી કે એકાએક એના મનજાતનું હલબલી ઊઠશે યેવ્તુશેન્કોની પેઢીના જ પેલા વિખ્યાત કવિ એવનેની

વિનોકુરોવ કહે : "યેવ્તુશેન્કો જાણે એક શિલા પરથી બીજી શિલા પર કૂદકો મારતા હોય એમ એક સત્યથી બીજા સત્ય પર સફર કરે છે" યેવ્તુશેન્કોના કાવ્યો આસ્વાદવા ભાવકે કવિની આ પરિપાટી પર વિહરવુ પડે છે

યેવગેની યેવ્તુશેંકો (જન્મ ૧૯૩૩) નો પહેલો કાવ્યસગ્રહ ૧૯૫૨મા પ્રગટ થયો હતો અને પછી ત્રણ વર્ષે તેઓ 'થર્ડસ્નો' લઈ આવ્યા અને પછી તો 'સોગમો ઍન્ડ લાયર' અને તેમના કાવ્યોનો સચયગ્રથ 'પોએમ્સ ઑફ સેવરલ યીઅર્સ' (૧૯૫૯), 'એપલ' (૧૯૬૦), અને 'વ્હાઈટ સ્નો ફૉલ્સ' પ્રગટ થયો યેવ્તુશેન્કોની આ કાવ્યયાત્રાની વચ્ચે તેમના મનમા અનેક સકુલો સત્યનો તાગ લેતા જોવાય છે

યેવ્તુશેન્કો માટે કેટલાક દેશોમા વિવાદ જાગ્યો છે ઘણા પાશ્ચાત્ય વિવેચકોએ અને એમની અસર તળે આપણા દેશનાય કેટલાક લેખકોએ યેવ્તુશેન્કોના કાવ્યોનુ સ્વચ્છદી અર્થઘટન કરી રાજકારણી ડખ ઊભો કર્યો છે આ કાટાળી શય્યા વીધીને સાચા ભાવકો કવિની અન્તઃસૃષ્ટિમા પ્રવેશી શકે છે. ☐

## સાભાર સ્વીકાર

**From the Pyramids to Mount Carmel [ Collection of Poems ] by · Ada Aharoni**
Published by Eked Publisher, 29, Bar-Kochbqst Tel-Aviv Israel

☐

**અચ્યોક્રસ** કાવ્યસગ્રહ **મધુ કોઠારી,** કુમકુમ પ્રકાશન, મામુનાયકની પોળ, ગાધીમાર્ગ, અમદાવાદ, મૂલ્ય બાર રૂપિયા

☐

**સ્ટોરકિપિંગ રજનીકાન્ત શેઠ**
**ઉત્તેજન : રજનીકાન્ત શેઠ**
મૂલ્ય : પ્રત્યેકના ચાર રૂપિયા,
પ્રકાશક · સૂરત પ્રોડક્ટીવિટી કાઉન્સિલ, સૂરત

# એક વિદેશી વિવેચકપ્રતિભા—ડૉ. સી. બી. કૉક્સ



**પ્રા. અરવિંદ પી. દવે**

ડૉ. સી બી કૉક્સ હાલ માન્ચેસ્ટર યુનિમા અંગ્રેજીના પ્રાધ્યાપક છે તેઓ મૉડર્ન બ્રિટિશ લિટરેચરમા ખાસ કરીને નવલકથા અને કવિતા, વિવેચનના ઊંડા અભ્યાસી છે

પોતે પોતાના વિવેચનવ્યાખ્યાનમા કે સાહિત્યિક ચર્ચા દરમ્યાન વારવાર કવિતાની પંક્તિઓ ટાંકે છે, અને પ્રસગ શોધી મુક્ત મને હની લે છે અને શ્રોતાઓ તેમાથી બાકાત રહી શકતા નથી તેઓ એક વિવેચક તરીકે વિશ્વમા સારી ખ્યાતિ ધરાવે છે તેમણે વિવેચન સગ્રહો અને પોતાના ઉપોદ્ઘાત સાથે કાવ્યસગ્રહનુ સપાદન પણ કરેલ છે, કરતા રહે છે

તેઓની નવલકથાવિવેચનની એક આગવી શૈલી છે પ્રત્યેક નવલકથાવિવેચનના પ્રારભે તેઓ મુલવવા ધારેલી નવલકથાના સદર્ભે લહેકાથી સુદર કાવ્યગાન કરીને તેની વિવેચનાનો સદર્ભ મૂળ કૃતિ સાથે જોડી દઈને વિવેચન કરે છે

મ સ યુનિમા એક સેમિનારમા શ્રોતાઓના આગ્રહને વશ થઈને સીલ્વીઆ પ્લાથના 'ડૅડી' કાવ્યનુ તેમણે અવિરત બે કલાક સુધી રસ દર્શન કરાવી કાવ્યગાન કરેલુ ત્યારે શ્રોતાઓના મુખમાથી વાહ એવો શબ્દ સરી પડેલો !

આવી વિદેશી પ્રતિભાના વિવેચનખ્યાલો જાણવા તેમને એક ટૂંકી પ્રશ્નોત્તરી આપેલી તે જવાબો સહિત નીચે મુજબ છે

પ્ર ૧ નવલકથાને ટી વી સ્ક્રીપ્ટમા સહેલાઈથી રૂપાતરિત કરી શકાય ખરી ? બ્રિટનમા આ જાતના તાજા ઉદાહરણો છે ખરા ?

ઉ. ૧ ઘણી નવલકથાઓને ફિલ્મસ્ક્રીપ્ટમા રૂપાતરિત કરવામા

આવી છે. હમણા થયેલા રૂપાતરોમા ડીકન્સના 'હાર્ડ ટાઈમ્સ' અને ટૉલ્સ્ટોયની 'આના કેરીનીના'નો પણ સમાવેશ થાય છે.

પ્ર ૨. અગાઉના આગ્લ લેખકો કરતા અર્વાચીન લેખકોની કૃતિઓ કયા સદર્ભમા વધુ કઠિન લાગે છે ?

ઉ ૨ જેમ્સ જોઇસ અથવા વર્જિનિયા વુલ્ફ જેવા અર્વાચીન નવલકથાકારો માનવીય અતર્જાગૃતિની સ્વભાવગત જટિલતા નિરૂપવા નવા કથાકૌશલોના અખતરા કરે છે ઘણી અર્વાચીન પ્રયોગાત્મક સાદી વાર્તાની જેમ સમજાતી નથી

પ્ર ૩ ભાષાની અધૂરપને કારણે અર્વાચીન નવલોમા સદિગ્ધતા અને નિગૂઢતા આવી છે જેથી કરીને સામાન્ય વાચકને તે સમજાવવા વિવેચકને વચ્ચે આવવુ પડ્યુ છે તેમ તમે માનો છો ?

ઉ ૩ પરપરાગત સ્વરૂપો તૂટતા જાય છે ત્યારે વાચકને નવા સ્વરૂપો સમજવા અઘરા લાગે છે, ઘણા નવલકથાકારોને એમ લાગે છે કે પોતાને જે વાસ્તવિકતા વિભાવનાઓ નિર્દિષ્ટ કરવી છે તેને માટે વિવેકપૂર્ણ ભાષા સાથે ક્રમબદ્ધ વિચારનો વિકાસ અપર્યાપ્ત લાગે છે આથી તેઓ વધુ જટિલ અને ઊડા જ્ઞાન માટેના સપર્કસાધનો તરીકે પ્રતીકો અને પ્રતિબિબો તરફ વળ્યા છે આવી પરિસ્થિતિમા શિક્ષક કે વિવેચક સામાન્ય વાચકને મોટી મદદ પૂરી પાડી શકે

પ્ર ૪ પોસ્ટ મૉડર્ન નવલ કયા અર્થમા મૉડર્ન નવલથી જુદી પડે છે ?

ઉ ૪ મૉડર્ન સામાન્ય અને કઈક અશે સદિગ્ધ સજ્ઞા છે જે ૧૯૬૦ અને તે પછીની નવલકથાઓના સર્જનમા અમુક પ્રકારનો ઝોક વર્ણવે છે આવુ સર્જન હેતુવાદ વિરોધી anti Teleological છે એટલે કે તે વિકાસશીલ કથાનક સાથે આદિ, મધ્ય અને અતને પસદ કરવાને બદલે પ્રવર્તમાન ત્વરિત અને સ્વયસ્ફુરિત બનાવોમા રસ ધરાવે છે

પ્ર ૫ તમે નવલકથાના વિવેચનની શરૂઆત એકાદ સદર્ભ કાવ્યથી કરો છો શુ અમારે નવલકથાની સમગ્ર જાતિને કવિતારૂપી ત્રિપાર્શ્વ કાચ મારફતે જોવી ‘બ્રિટિન મોડર્ન નવલનુ વિવેચન શરૂ કરતા કોઈ સદર્ભ નવલકથાનો ઉલ્લેખ કરીને આપ આપનુ વ્યાખ્યાન શરૂ ન કરી શકો ?

ઉ ૫ નવલકથા જે સદર્ભમાથી ઉદ્ભવી હોય તે સદર્ભનો આપણે અભ્યાસ કરવો જોઈએ એ સદર્ભમા કવિતાસ્વરૂપ સમાવિષ્ટ છે વળી મને મોટેથી કવિતા વાચવી ગમે છે.

પ્ર ૬ જ્યા સુધી સ્પષ્ટ સમજને લાગેવળગે છે ત્યા સુધી મને લાગે છે કે અર્વાચીન નવલકથા આમવર્ગની સમજશક્તિથી પર છે પરિણામ બેસ્ટ સેલર્સ થ્રીલર્સ અને પત્રકારિત્વ પ્રકારના સાહિત્યથી દુકાનો ઊભરાય છે

આથી તમે એમ માનો છો કે સાહિત્યિક નવલકથા સામે ગભીર પડકાર આવ્યો છે ?

ઉ ૬ ના, જે લોકો બેસ્ટ સેલર્સ વાચે છે તેઓ વધારે ગહન કૃતિઓ વાચવાની મનોવૃત્તિ વિકસાવવા તરફ વળે તેવો સભવ છે સાનબેરોના ‘હરઝોગ’ અને મીરીઆ સ્પારકના ‘ધ બેલ જાર’ એ કૃતિઓ અમેરિકામા બેસ્ટ સેલર્સ હતી

પ્ર ૭ ડી એચ લૉરેન્સના નાયકો કયા સદર્ભમા અર્વાચીન માનવનુ પ્રતિનિધિત્વ કરે છે ?

ઉ ૭. શહેરી પરિસ્થિતિની સાથે સાથે તેઓનો માનસિક અસતોષ તો સામાન્ય છે પરતુ આ સવાલ વધુ પડતો મોઘમ છે. ડી એચ લૉરેન્સની નવલોમા ઘણા પ્રકારના નાયકો છે

પ્ર ૮ ખાસ કરીને નવલકથાક્ષેત્રે ભારતીય અગ્રેજી લેખકો તરફનો આપનો શો પ્રતિભાવ છે ?

ઉ. ૮. ભારતીય લેખકોએ અંગ્રેજીમાં ઘણી સુંદર નવલકથાઓ લખી છે. એ વિકાસ ચિત્તાકર્ષક બની રહે તેમ છે. નવલકથાના ખેડાણ માટે ભારતમાં ભરપૂર સમાજજીવન પડેલું છે ચમન નહીંતની 'આઝાદી' એ સુંદર નવલકથા છે જેને બ્રિટનમાં ઘણો સારો આવકાર મળ્યો છે. □

## સાહિત્યવૃત્ત

### 'ચંપૂ' વ્યાસને ડોક્ટરેટ

દાહોદની આર્ટ્સ કૉમર્સ કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે કામગીરી બજાવતા શ્રી ચ પૂ વ્યાસને '૨૦મી સદીના પૂર્વાર્ધની ગુજરાતીની ભાષાવિચારણા' એ વિષય ઉપર મહાનિબંધ લખવા બદલ પીએચ. ડી ની ડીગ્રી સરદાર પટેલ યુનિવર્સિટીએ એનાયત કરી છે.

# વિકૃત વિશ્વનો વિકારી પ્રતિભાવ

ડૉ. પાટીલની લેખિત મુલાકાત



**પ્રા. અરવિંદ પી. દવે**

ડૉ. જે બીજે પાટીલ આજે મ સ યુનિ.મા અંગ્રેજીવિભાગના વડા છે તેમ જ આર્ટ્સ ફેકલ્ટીના ડીન પણ છે નાની ઉંમરમા તેમણે ઘણી સાહિત્યિક સિદ્ધિઓ પણ હાસલ કરી લીધી છે જે સસ્થામા તેઓ ભણ્યા એ જ સસ્થામા આજે ઉચ્ચ સ્થાને બેઠા છે ।

તેમણે એમ એ અને પી એચડી માન્ચેસ્ટર યુનિ.માથી પસાર કરેલ છે ત્યા જ તેઓ પોસ્ટ ગ્રેજ્યુએટ ફેલો પણ નિયુક્ત થયેલા ૧૯૭૧–'૭૨મા તેમને યેલ યુનિ મા સિનિયર ફુલબ્રાઈટ હેઝ પોસ્ટ ડૉક્ટોરલ ફેલોશીપ મળેલી. યુ. જી સી. એ. '૭૬–'૭૭મા તેમને અગ્રેજી ભાષા–સાહિત્યની નેશનલ લેકચરરશીપ એનાયત કરેલી. ત પછી તેઓ યુ જી. સી ના સભ્યપદ નિયુક્ત થયેલા

ડૉ પાટીલે ટી એસ ઍલિયટ ઉપર એક અભ્યાસગ્રથ 'A study of Eliot Work' લખ્યો છે જે મૅકમિલને પ્રસિધ્ધ કર્યો છે એલિયટના 'વેસ્ટ લૅન્ડ' કાવ્યનુ વિવેચન તે કાવ્યપક્તિઓ ગાતા ગાતા કરે છે તે વ્યાખ્યાન પણ માણવા જેવુ હોય છે શેક્સ પીઅર સ્ટડીઝની ગ્રથમાળાના પાચમા ખડમા શેક્સપીઅરના 'મેઝર ફૉર મેઝર' ઉપરનો નિબધ અમેરિકાથી પ્રસિદ્ધ થયેલો

તેઓ એક અચ્છા નાટ્યદિગ્દર્શક પણ છે તેમણે મ સ યુનિ ની શેક્સપીઅર સોસાયટીના કલાકારોને લઈને હેરોલ્ડ પીન્ટરના "બર્થ ડે પાર્ટી"ને સફળતાપૂર્વક રજૂ કરી બતાવ્યુ ત્યારે બ્રિટિશ વિવેચકો પણ આશ્ચર્યચકિત થઈ ગયેલા

આની પ્રતિમા સાથે મ.સ યુનિ.મા એક લિટરેચરના શિબિર વખતે દસેક દિવસ સાથે રહેવાનુ થતા તેમના સાહિત્યિક પ્રત્યાઘાતો જાણવા એક લેખિત પ્રશ્નોતરી આપેલી તે નીચે પ્રમાણે છે –

પ્ર. ૧ તમારી દૃષ્ટિએ બ્રિટિશ મૉડર્ન લિટરેચરનો શિબિર કઇ રીતે ઉપયોગી થશે ?

ઉ ૧ બ્રિટિશ સાહિત્યના અર્વાચીન પ્રવાહો અને તેનો વિકાસ સમજવામા આ શિબિર સારી રીતે મદદરૂપ થશે. તદઉપરાત શિબિરનુ સચાલન કેમ થાય તે શીખવામા મદદરૂપ થશે.

પ્ર. ૨. આ શિબિરનુ કાર્યક્ષેત્ર બ્રિટિશ મૉડર્ન લિટરેચર પૂરતુ શા માટે મર્યાદિત રાખ્યુ ?

ઉ ૨. There is always a time-lag between england and India', તેથી આવા શિબિરો યોજવાથી અર્વાચીન કૃતિઓનો સિદ્ધહસ્ત નિષ્ણાતોના માર્ગદર્શન હેઠળ અભ્યાસ કરવાની તક પૂરી પાડે છે

(નોધ · મ સ યુનિ ના પ્રાગણમા આવો શિબિર સત્તર વર્ષ બાદ ભરાયેલો.)

પ્ર. ૩. હાલના તબક્કે કૉન્ટીનેન્ટલ લિટરેચરની સરખામણીએ ઈંગ્લીશ લિટરેચરનુ ઘણુ ઓછુ પ્રદાન છે તેમ તમે માનો છો ?

ઉ ૩. મને લાગે છે કે આપણા એમ. એ. ના અભ્યાસક્રમમા કૉન્ટીનેન્ટલ અને કૉમનવેલ્થ લિટરેચરનો સમાવેશ કરવો જોઈએ તેમ છતા અભ્યાસક્રમનુ પાયાનુ માળખુ જાળવી રાખવા અગ્રેજી સાહિત્યનો અભ્યાસ ચાલુ રહેવો જોઈએ.

પ્ર ૪. રેડિયો અને ટેલિવિઝન શોધાયા બાદ આજે નાટ્યક્ષેત્રે કટોકટી સર્જાણી છે તેમ તમે માનો છો ?

ઉ ૪ ઐતિહાસિક પ્રક્રિયા દ્વારા ઊભી થએલી પરિસ્થિતિમા વિવેચકોનો એક વર્ગ નવીન પરિસ્થિતિ સાથે સમાધાન સાધી શકયો નથી પરન્તુ ઘણા સાહિત્યસર્જકો રેડિયો અને અને ટેલિવિઝન નાટકો લખવા મથી રહ્યા છે અને તેમાય કલ્પનાસૂઝવાળા દિગ્દર્શકોએ તો શેક્સપીઅરના ઐતિહાસિક ઢાંકવાળા નાટકોને સફળતાપૂર્વક રેડિયો–ટી. વી ઉપર રજૂ કર્યા છે જેમા બી બી. સી એ ભજવેલા મુખ્ય છે

પ્ર ૫ તમો એમ માનો છો કે રેડિયો અને ટેલિવિઝનને કારણે લાબી નવલકથાના સર્જનમા કટોકટી સર્જાણી છે ?

ઉ ૫. તાજી જ બહાર પડેલી બે નવલકથાઓ 'The sot-Weed Factor' જહોન બાર્થની તેમ જ 'Gavity's Rainbow' પીન્ચોનની વિશ્વના વાચકોને મ ત્રમુગ્ધ કરી રહેલ છે જે લાબી નવલો છે

પ્ર ૬ અર્વાચીન કળા–કૌશલના પડકાર સામે નાટક અને નવલકથા ટકતા રહેશે તેમ તમે માનો છો ?

ઉ ૬ શા માટે નહિ ? એ બને અર્વાચીન સિનેમેટિક ભાષાકીય દૃશ્ય અને શ્રાવ્યકૌશલને સફળતાપૂર્વક સ્વીકારી રહ્યા છે એ પ્રક્રિયા જેમ્સ જોઈસના 'યુલિસીઝ'થી શરૂ થયેલી

પ્ર. ૭ પોસ્ટ મોડર્ન ડ્રામા વિશે આપવાનુ શુ મ તવ્ય છે ?

ઉ ૭ આ માટે સામાન્ય વિધાન કરવુ કઠિન છે ઉત્તેજનાપૂર્ણ અને ખળભાટ મચાવી મૂકે તેવા પ્રયોગો આન્દ્રે ગ્રેગોરી, જુલીઅન, મેલીના બીક, સ્કેનકનેર વગેરેએ અમેરિકામા અને પોલેન્ડમા ગ્રોટોવસ્કીએ કર્યા છે આથી પરપરાગત વિવેચકોમા ગભરાટ ફેલાયો છે મોટા ભાગના પ્રાયોગિક નાટકો બાલિશ અને પુનરાવૃત્તિદોષવાળા છે, તેમ છતા આની અધાધૂ ધ સ્થિતિમાથી કેટલીક યાદગાર ભજવણીઓનો પણ ઉદય થયો છે, જે નાટયકલાના નવીનતમ ખ્યાલોનો નિર્દેશ કરે છે

પ્ર ૮. પોસ્ટ મૉડર્ન ફિકશન વિશે આપનુ મ તવ્ય કહેશો ?

ઉ. ૮. આ ક્ષેત્રે ખાસ કરીને વિપુલ પ્રમાણમા વૈવિધ્યસભર, પ્રયોગશીલ અમેરિકન લેખકો વિશ્વમા મોખરાનુ સ્થાન લઈ બેઠા છે (તેમના જ શબ્દોમા) They are creating astonishing forms which enable them to capture the sur-real nature of American life with a disorienting vividness

પ્ર ૯ કથાવસ્તુ અને ભાષાની દૃષ્ટિએ મૉડર્ન ડ્રામા અને નવલકથાના સ દર્ભે 'પોસ્ટ મૉડર્ન ઍરા'મા કોઈ ફેરફારની જરૂર તમે ધારો છો ? જો 'હા' મા જવાબ આપો તો ટીપ્પણ સાથે ઉત્તર આપશો

ઉ. ૯. ઇગ્લેન્ડ, અમેરિકા, ફ્રાન્સ અને જર્મનીના અર્વાચીન લેખકો સળગમ્તી કથનાત્મક પદ્ધતિ અને વિકાસશીલ પાત્રોવાળી કૃતિઓ જેને તેઓ બિનઉપયોગી સાહિત્યસ્વરૂપો કહે છે, તેવા સ્વરૂપોને છોડી દે છે, બીજી બાજુ જેઓ પોતાની જાતને અર્વાચીન લેખક કહેવડાવવા ઇચ્છતા અને ન કળી શકાય તેવી અમૂર્ત વાસ્તવિકતાઓ રજૂ કરનારા લેખકોના સોલ બેલો જેવા લેખકો ટીકાકાર પણ છે

પ્ર. ૧૦ વધુ પડતુ કઢગાપણુ, પ્રતીકાત્મક પ્રતિબિબો અને અ ત મનસ્ત્રોત વગેરે ઉપર વધુ પડતો ભાર મૂકાયેલા સાહિત્યસર્જનથી અર્વાચીન સાહિત્ય નિ.રસ અને ભારેખમ બની ગયુ છે. જેથી સામાન્ય વાચકને સમજવામા કે પચાવવામા ખૂબ મુશ્કેલી પડે છે? આ બાબતમા તમે શુ ટીપ્પણી આપી શકો?

ઉ ૧૦ જો તમે સાહિત્યિક પરિસ્થિતિ ધારી લો કે જે હકીકતે અર્વાચીન સાહિત્યનો સાચો ચિતાર રજૂ કરે છે તે આજના જીવનનો જ સાચો ચિતાર છે. તે કદાચ વિકૃત વિશ્વનો વિકારી પ્રતિભાવ હોઈ શકે. પોતાને લગતા સત્યને મોઢમોઢ જોવા માટે હિ મત જરૂરી છે. ☐

# આમ તો ધૂળ જેવી વાત



**કેતુ સુણાવકર**

**અચાનક** સાવ અણધાર્યું બની ગયું. આમ તો મારું ધાર્યું કદી થયું જ નથી, પણ આ તો મારું સાવ અણધાર્યું જ બની ગયું. આમ તો વાતમાં કંઈ માલ નહોતો. કોઈ સાંભળે તો તરત જ કહે "સાવ ધૂળ જેવી વાત કહેવાય આ તો!"

—પણ આ ધૂળ જેવી વાતે મારા જેવા સામાન્ય—સરળ જીવન જીવતા માણસના મનોજગતમાં અબોલ વ્યથા જન્માવી દીધી છે.

મારી ચૌદ વર્ષની ઉંમરે પિતા ગુજરી ગયા ને મારે હાઇસ્કૂલનું ભણતર અધૂરું મૂકીને ઊઠી જવું પડયું, સત્તર વર્ષની વયે મા મરી ગઈ અને કાકાના કહેવાથી, કાકાએ કર્યું/ગોઠવ્યું ત્યાં પરણી ગયો. રોટલાની આવશ્યકતાએ મને દેશી મહેતાજી પાસે દેશી નામું શીખવાડયું ને રોટલા સાથે શાકભાજી ખાવાના શોખે રાત ઉજાગરા કરીને, વધારે રળવાની પ્રેરણા આપી. બસ, સરળ હવે યાદ કરી કરીને જીવવું તેના કરતાં ભૂતકાળની યાદ નહીં અને ભવિષ્યની કલ્પના પણ નહીં કરો એવો ભાર વેઢાર્યા વગર માત્ર જીવવું સારું. આમ વિચારતા તો/ ત્યારે વિચિત્રક્રમે સ્મરણો ચડી આવીને બધું અસ્તવ્યસ્ત કરી જ નાખે છે! ચાનું મોટું ખોખું ઊંધું મૂકીને બાજુમાં સાબુના ખોખા પર નાનકડી ગાભાની ગોદડી પાથરીને ડાઇનિંગ ટેબલ બનાવી શ્રીમતી મને જમાડે છે—બપોરે ખીચડી કઢી, સાંજે રોટલા ક્યારેક શાકસહિત અને ક્યારેક શાકરહિત! મારું, હજી બારેક મહિના પહેરી ચલાવી શકાય એવું પેલું પેન્ટ આપીને કાચની બરણી શ્રીમતીએ લીધી ને જે દહાડે એની પોતાની જ ઠોકરથી એ બરણી ભાગી ગઈ ને એ પછી તો રડીને, ઓગળીને અડધી થઈ ગઈ. આજે ય એની જ અડધી જ રહી છે-

અંધા એ અને અડધો હુ પૂરેપૂરો ! એની કરકસર તો કમાલની. કયા-રેક તે સીમા વટાવી જતી મારી ઊંડી કરુણાને કરુણતાથી સ્પર્શી જતી "સવાર-બપોર-સાંજ ત્રણ ત્રણ ગોળીઓ ત્રણ દિવસ સુધી ખાવાની ને ચોથે દિવસે ઈન્જેક્શન લેવા દવાખાને આવવાનુ" ડૉ વિનોદે શ્રીમતીને કહેલુ શ્રીમતીએ અડધી અડધી ગોળી સવાર-સાંજ, ખાઈને સત્તાવીસ દિવસ સુધી ખાધેલી, ને પછી તો " તદ્દન સાજી થઈ ગઈ છુ " કહી ઈન્જેક્શન લેવા જવાનુ ટાળી જ દીધેલુ !

સત્તર સત્તર વરસથી આ સામાન્ય ઘરમા સુખથી, શાતિથી, સરળતાથી, અમે રહીએ અને જીવીએ છીએ કયારેક શ્રીમતી, ગયા સત્તર વરસોમા જે જે ન થઈ શક્યુ તે તે બધુ હવે આવનાર વરસોમા થઈ જ શકશે બનકે થશે જ એવી શ્રદ્ધાથી બબડે છે એટલુ જ, પણ એની શ્રદ્ધા એના જેવી અથવા મારા જેવી અથવા અમારા બેઉ જેવી અનરાધાર હતી એ કહેવુ કોને ?

અમારા પરણ્યાના કુલ સત્તર વરસમાના પહેલા ત્રણેક વરસ ચપળભોળા સસલાની જેમ, પછીના પાચેક વરસ નાથઘાલ્યા બળદની જેમ અને ત્યાર પછી બધા જ ગાડા હાથી બનીને આમતેમ, ડાબા-જમણી જતા,ઝૂલતા, ડગમગતા, લથડતા, ચિત્કારતા, પડતાઆખડતા ચાલ્યા કરે છે, ચાલ્યા કરે છે, ચાલ્યા કરે છે ત્યા- -ત્યા એકાએક-

-ત્યા એકાએક આમ સાવ અણધાર્યુ બની ગયુ આમ તો ઉપર ઉપરથી કોઈને સાવ ધૂળ જેવી વાત લાગે, પણ મારા/અમારા જેવા લગભગ ધૂળ જેવુ જ જીવતા જીવ માટે આ વાત ધૂળ જેવી નથી એ વાતને બન્યેથી હુ અદરથી હલબલી ગયો છુ માત્ર એટલુ જ આશ્વાસન છે કે એ વાતની એને કશી ખબર નથી કદાચ એને કયારે ય ખબર પડવા પણ નહીં દઉ મને ઊઘમા કે સ્વપ્નામા ય બોલવા/બબડવાની ટેવ નથી, પણ .. જવા દો.

આમ તો અમદાવાદ જવાનો હોઉ તો / ત્યારે શ્રીમતીને કદી પુછતો નથી, કહેતો નથી. ગયે અઠવાડિયે જવાનુ થતા એને કહી બેઠો '

'અમદાવાદ જાઉ છુ, શેઠના કામે તારે કઈ લાવવુ કરવુ હોય તો ''

"રાતે તો આવી જ જશોને ?" એ "હા કઈ " હુ

"ના, કઈ નથી લાવવાનુ " પછી એકદમ સહેજ સ્વર બદલીને કહે ' પેલી દવા લેતા આવશો ?"

"કઈ ?" હુ

"ડો. વિનોદકાન્તે કહી છે તે" એણે કહ્યુ અને પર્સમાથી ડોકટરનુ પ્રિસ્ક્રિપ્શન કાઢી દીધુ મે એ કાગળિયામા ઉલ્લેખાયેલી ટેબ્લેટસનુ નામ સહજ જ વાચી લીધુ. વરસોથી શ્રીમતી દ્વારા ખવાતી જતી એ ગોળીઓનુ નામ હુ કદી ભૂલીશ નહીં બધુ ભૂલી જવાને તો ય

"આમ તો કેસ જરા વિચિત્ર છે પણ આ ટેબ્લેટસ એક વર્ષ ચાલુ રાખી જુઓ " ડો વિનોદનુ 'આમ તો' મને અનેક વખત મૂઝવી ગયુ છે. શુ થાય ?

પછી હુ કયારે અમદાવાદ ગયો, કયારે શેઠનુ કામ પતાવ્યુ, કયારે પાછા વળ્યો તેની કશી સભાનતા ન રહી 'ચોવીસ કલાક ઉઘાડી રહેતી દવાની દુકાન" વાચીને શ્રીમતીની દવા લેવાનુ યાદ આવ્યુ 'સજીવની મેડિકલ સ્ટોર્સ'ના પગથિયા ચઢ્યો પ્રિસ્ક્રિપ્શન કાઢવા ખીસામા ગયેલા હાથમા બસની ટિકીટ, એકાદ ફાટેલી દશની નોટ અને બીજા નકામા કાગળિયા આવ્યા ટેબ્લેટ્સનુ નામ કહ્યુ દવાવાળા ભાઈએ બિલ બનાવતા પૂછ્યુ—" દર્દીનુ નામ ?"

"શ્રીમતી . " હુ કેમેય કર્યુ શ્રીમતીનુ નામ યાદ જ ન આવ્યુ. થોડી પળો વીતી.

દવાવાળો ભાઈ જરા હસીને કહે " સાહેબ! હૈયે હશે, યાદ કરો તો તરત જ હોઠે આવશે. બોલો ડૉક્ટરનુ નામ ? '

મે ડૉક્ટરનુ નામ નોંધાવ્યુ. શ્રીમતીનુ નામ જાણે કે સ્મરણ-ગર્તામા ક્યાય ખોવાઈ ગયુ ક્ષોભની સ્થિતિમાથી બચી જવા સારુ મારા પડોશણ શ્રીમતી લીલાવતીનુ નામ લખાવી દીધુ!

'સજીવની મેડિકલ સ્ટોર્સ'ના પગથિયા ઊતરતા શ્રીમતીનુ નામ . હવે જવા દો. હમણા તો લીલાવતીએ કામ ચલાવ્યુ છે

બસમા બેઠો. મનોમન ગડમથલ ચાલતી હતી "હૈયે હશે, યાદ કરો, હમણા યાદ આવશે હૈયે હોય તે હોઠે આવતા વાર પણ લાગે. લાગે પણ આ તો ઘણુ વિચિત્ર તો શ્રીમતી લીલાવતીનુ નામ ક્યાથી ચડી આવ્યુ કેમ? કેવી રીતે અને શા માટે? બિચારી શ્રીમતીનુ નામ મારે હૈયે નહી જડાયુ હોય કે શુ? મરશે આમ તો ધૂળ જેવી વાત કહેવાય નહીં?" ખીચોખીચ ભરેલી બસમા જોરદાર પવનમા આ-મ-તે-મ અટવાતા/ઊડતા તરણાની જેમ હુ ઘેર આવ્યો મોડી રાતે વીજળીનો સપ્લાય બધ તેથી ઘરમા ઝાખુ, માન અધકાર દર્શાવતુ ફાનસ બળતુ હતુ શ્રીમતી દ્વારા બારણુ આપોઆપ ઊઘડી ગયુ. સહજ સ્મિતથી અને ઊંઘરેટી આખથી તરત મારુ સ્વાગત થઈ રહ્યુ. હવે મને એનુ નામ યાદ આવી ગયુ એ નામની સામે, મારી નજર સામે, શ્રીમતી લીલાવતીનુ નામ મરક મરક હસવા લાગ્યુ હુ બેચેન બની રહ્યો

ચા બનાવતા બનાવતા વચ્ચે વચ્ચે એ કઈ બોલતી હતી, હુ હા કે ના કહેતો જતો હતો

"મારી દવા લાવવાનુ તો ભૂલી ગયા ને?" ડૉક્ટરનુ કાગળિયુ તો અહીં જ ભૂલી ગયા હતા "એ

"ના ના, ટેબ્લેટ્સ લાવ્યો છુ ત્રણસો." હુ "બીજી કોઈ ભળતી ગોળીઓ તો નથીને ?" એ "ના ના ના જો" કહી મે ટેબ્લેટ્સનુ પેકેટ એના ખોળામા ફેકયુ, જે એણે હળવે હાથે ઉપાડી લીધુ અને જિજ્ઞાસાપૂર્વક જોઈ રહી

"છે તો તે જ" પછી કહે "ચાલો સૂઈ જઈએ"

અમે સૂતા સૂતા સૂતા એ કહે "આજે એક કમાલ થઈ! આજે નવી મતદારયાદી તૈયાર કરનારા આવેલા "

"આપણા બનેના નામ નોધાવ્યાને ?" હુ યત્રવત્ બોલી ગયો

"હા, લખાવી દીધા, પણ એક કમાલ થઈ, પેલો મને તમારુ નામ પૂછે ને કેમે ય તમારુ નામ યાદ જ ન આવે."

"પછી ?" હુ

"પછી શુ ? બાજુવાળા લીલાવતીબહેને લખાવ્યુ ત્યારે," કહી એણે લાબુ બગાસુ ખાધુ ને પડખુ ફેરવીને સૂતી. થોડી વારમા ઊઘવા લાગી ગઈ. મને ઊઘ ન આવી, આ ધૂળ જેવી વાતે, મારા જેવા ધૂળ જેવા માણસની થાકીપાકી થાકીપાકીને ઊઘતી, લગભગ લાશ જેવી પત્નીને જોતી મારી આખમા આસુ લાવી દીધા. □

૨૭-જૂન-૧૯૭૯

## સુધારો

ગયા ઓગસ્ટ અકમા પ્રગટ થયેલ અજિત ઠાકોરની કવિતા 'તાવ'ની ઓગણીસમી પક્તિ આમ વાચવી

'પથારીના આ ઝીણા ઝીણા ટચૂકડા પગ, ઓહ!'

'અન્યતું તો એક વાંકુ'



**સતીશ વ્યાસ**

(સવારના આઠેક વાગ્યાને સમય. ટીમી જમીન ઉપર બેઠો કવિતા વાચે છે)

ટીમી—"સાભનિ સિયાલ બોલ્યુ
દાખે દલપતરામ,
અન્નતુ તો એક વાકુ
આપના અધાર ચે'

મને કસ્સું ય સમજાતુ નથી મમ્મી એ મમ્મી. (મમ્મી સાભળતી નથી એટલે ટીમી મોટેથી બૂમ પાડે છે મમ્મી કયાક બહાર જવા માટે નીકળતી હોય એમ તૈયાર થઈને આવે છે)

મમ્મી—શુ છે ટીમી ? કયારનો કેમ બૂમાબૂમ કર્યા કરે છે ? આટલુ બધુ મોટેથી બોલાય ?

ટીમી—મમ્મો ! મને આ કવિતા સમજાવને ? કેતલી અવરી ચે ?

મીમ્મી—જો મારે સ્કૂલે જવાનુ મોડુ થાય છે ? હમણા નહી હમણા તારી ટીચર આવે ને એને કહેજે હ. એ સમજાવશે.

ટીમી—તુ યે તીચર ય ચેને ! કે'ને મમ્મી !

મમ્મી—પ્લીઝ ટીમી ! બહુ ડાહ્યો ! જો હ ..ચાલ.. ચાલ તો—આવજે. ને હા, સાજે તારા માટે શુ લાવુ ?

ટીમી—(ઊઠીને પાછળ રહેલા ઝરૂખા તરફ જતા) લોલીપોપ

મમ્મી—(બારણા તરફ જતા) શાબાશ મારા ડાહ્યા દીકરા આવજે હ .. બાય બાય.

(ઝરૂખામાથી ટીમી એકદમ જોરથી ચિત્કારો ઊઠે છે)

ટીમી—મમ્મી મમ્મી ! જો ને આ શુ ચે? જત જત આવને

મમ્મી—જોઉ (જોઈને) આ તો કઈ એનિમલ છે તારા પપ્પાને પૂછી જોજે મને મોડુ થાય છે બાય (જાય)

ટીમી—પાપા...એ પપ્પા પપ્પાજી !

(પપ્પા આવે છે)

પપ્પા—(નાઇટગાઉનમાં સજ્જ) બોલો બેટા ! શુ છે?

ટીમી—પપ્પા પપ્પા પેનુ શુ ચે?

પપ્પા—કયુ ?

ટીમી—પેલ્લુ ઝાડની નિચ્ચે.

પપ્પા—કોઈ જાનવર લાગે છે?

ટીમી—પન કયુ ?

પપ્પા—અ અ હશે હવે ગમે તે ! તુ તારુ લેસન કરને આની લપછપ કર્યા વગર !

ટીમી—પપ્પા ! પપ્પા ! મને આ કવિતા સમજાવોને !

પપ્પા—કઈ ?

ટીમી—"સાસલિ સિયાલ બોલ્યુ

દાખે દલપતરામ

અન્નનુ તો એક વાકુ

આપના અધાર છે'

પપ્પા—ઓહોહો ! આ તે કઈ કવિતા છે? નિશાળમાં હવે કેટલુ ગરબડિયુ ભણાવાય છે? હવે તો આવા કવિતડા ભણાવવા બધ જ કરવા જોઈએ મીની એમ કર તારી ટીચરને જ પૂછજે મારે હમણા નાસ્તો કરવા જવુ છે ચાલ તુ પણ તૈયાર થઈ જા આપણે સાથે બ્રેકફાસ્ટ લઈશુ

ટીમી—યસ પપ્પા, સમજાવોને !

પપ્પા—ના કહ્યુ ને એક વાર ! ગગ્બડ નહી

ટીમી—તો પેલુ સુ ચે એ કો'ને-પેલ્લા ઝાડની નિચ્ચે

પપ્પા—કહ્યુ ને કે જાનવર છે કોઈ ? બસ

ટીમી—પન એનુ નામ કો'ને

પપ્પા—ઓહો ! ખરી લપ છે આ (સ્વગત) કોને પૂછવુ આ કયુ પ્રાણી હશે. (આ દરમ્યાન તો ટીમી ચાર-પાચ વાર કો'ને પપ્પા' બોલી જાય છે. અકળાઈને પપ્પા એમના મોટા પુત્ર---ને બૂમ પાડી બોલાવે છે મોટો પુત્ર આવે છે)

મો પુ—શુ છે ડેડી ?

પપ્પા—આ જો ને, પેલુ ઝાડ નીચે શુ દેખાય છે ?

મો પુ—હાય ! હાઉ એસ્ટોનીશીગ ! બ્યૂટીફૂલ ! પપ્પા, આ તો કોઈ નવુ જ ક્રીચર છે શીલાને બોલાવો એને પણ નવાઈ લાગશે શીલા . એ ય શીલા

(શીલા આવે છે)

શીલા—શુ છે ? કેમ બૂમાબૂમ કરે છે ઈડિયટની જેમ

મો પુ—જો તો ખરા મી સી ધેટ ક્રીચર

શીલા—છી છી કેવુ ગદુ છે ને બેડોળ પણ કેટલુ લાગે છે ? પપ્પા કયુ ઍનિમલ છે આ. હુ યુ નો ?

પપ્પા—નહી ભઈ એટલે તો તમને બન્નેને બોલાવ્યા છે

મો પુ—આ તો બહુ જ વિચિત્ર ક્રીચર છે !

ટીમી—પપ્પા, એનુ મોઢુ કેતલુ કાલુ ચે, નઈ ?

શીલા—ને એ કેવુ જિરાફની જેમ ઊચી ડોકે જુએ છે નઈ ?

મો પુ—ને એની પીઠ પર તો જાણે ઈઝી ચેર જેવા બે ટેકરા દેખાય છે

પપ્પા—(બાયનોક્યુલર લાવીને જોતા) પણ આ એનો નીચલો હોઠ થોડો જાડો ને બેડોળ લાગે છે આ બાયનોક્યુલરમાથી

મો પુ.—પપ્પા આ ડીનોસર તો નહી હોય ને? હમણા એક ઈંગ્લીશ મુવીમા મે આવુ જ ડાનોસર જોયુ હતુ

શીલા—મને તો જિરાફ અને શાહમૃગની કોઈ ક્રૉસ જાતિ લાગે છે।

પપ્પા—ઓહ ચોર બાયોલોજી। લીવ ઇટ! એનુ નામ કહેને તુ.

શીલા—પપ્પા। મારી બાયોલોજીની બુક હુ મિતાને ત્યા ભૂલી આવી છુ, નહી તો હમણા જોઈને કહી દેત મારો ખ્યાલ છે ત્યા સુધી તો આવા પ્રાણીનુ તો કોઈ વર્ણન આ વર્ષે અમારા અભ્યાસ-ક્રમમા જ નથી બાય ધ વે, દાદાજીને બોલાવો કદાચ એમના જમાનાનુ કોઈ પ્રાણી હોય। એમને ખબર પણ હોય એમને પૂછીએ

મો પુ —દાદાજી ઓ દાદાજી

ટીમી—પપ્પા, પપ્પા, જુઓને એ પેલા આતલા ઊચ્ચા ઝાડ પરથી ઊચ્ચી ડોક કરીને પાનડા ખાય એ

(તાળીઓ વગાડે ને કૂદે છે)

શીલા—હાઉ વન્ડરફૂલ। એની હાઈટ કેટલી બધી છે?

મો પુ —જુઓ, જુઓ। એ ચાલે છે। એના આગળના પગ પાછળના પગ કરતા કેટલા નાના છે? લુક

પપ્પા—લાગે છે તદન વેજિટેરિયન।

શીલા—કેવી રીતે જાણ્યુ?

પપ્પા—જો નજીક પેલુ ચિકન છે ને? એને એ નથી ખાતુ

મો પુ —યસ ડેડી। યુ આર વન્ડરફૂલ। તમરુ ઓબ્ઝર્વેશન હન્ડ્રેડ પર્સેન્ટ પરફેક્ટ છે।

શીલા—પણ હજી દાદાજી કેમ ન આવ્યા? દાદાજી . ઓ દાદાજી ઈ ઈ ઈ

(દાદાજી આવે છે આંખે ચશ્મા કાળા)

દાદાજી—કોણે બોલાવ્યો મને ? ઓહોહો ! આખુ ઘર ભેગું થયું છે ને ? કાંઈ મિટિંગ છે ?

શીલા—દાદાજી, ટાહ્યલાવેડા જવા દો કેવળ પૂછીએ એના જવાબ આપો

દાદાજી—(ચૂપ)

મો પુ—અહીં આવો. આ ઝરૂખામા બોલો પેલુ શુ છે ?

ટીમી—બોલોને દાદાજી શુ ચે પેલ્લુ ?

દાદાજી—આ મારી આખે મોતિયો આવ્યો પછી કયા દેખાય જ છે કશુ બરાબર ! મને ત્યા સુધી લઈ જાઓ તો નજીકથી જોઈને કહુ કદાચ

શીલા—'કદાચ'–નોટ સ્યોર, ને પછી યે ન કહો તો અમને તો તમને ત્યા સુધી લઈ જવાનો ધક્કો જ ને ! હેલ વીથ ઈટ જવા દો ત્યારે એ બધી માથાકૂટ

(બહાર બેલ થાય છે. પૂજા કરવા પંડિતજી આવે છે).

મો પુ—પંડિતજી ! પંડિતજી ! અહી આવો. પેલુ તમને કઈ દેખાય છે ?

પંડિત—વૃક્ષમ્.

શીલા—શુ કહ્યુ ?

દાદાજી—ઝાડ ! ઝાડ !

મો પુ.—એ નહીં. એની પાસે છે તે ?

પંડિત—વિહંગમ્

શીલા—શુ કહ્યુ ?

દાદાજી—પંખી.

મો પુ.—ઓહો ! નોટ ધેટ ! પેલું લાંબા કાળા મોઢાવાળું, આગળ નાના અને પાછળ મોટા પગવાળુ, પીઠ ઉપર ઈઝીચેરવાળુ, જાડા હોઠવાળુ, ઝાડના પાદડા ખાતુ શુ છે ?

પંડિત—નાહં જાનામિ.

શી—વૉટ ? (દાદાજી સામે)

દાદાજી—ખબર નથી બેટી આ શબ્દનો અર્થ તો હું ભૂલી ગયો છું જરા પેલા ભંડકિયામાંથી કોશ કાઢી આપ તો હું જોઈને કહું (આ દરમ્યાન પંડિતજી તો પૂજાના ઓરડામાં જતા રહે છે ને દાદાજી બહાર. દરમ્યાન ટીમી ફરી કવિતાપાઠ શરૂ કરે છે)

ટીમી—સાભંળિ સિયાલ બોલ્યું

દાખે દલપતરામ ..

શીલા—પપ્પાજી, તમે આવું મોડેલ તો આપણા ગૉર્ડન્સ માટે લાવ્યા જ નહીં !

મો. પુ.—એવું ક્રીચર તો આપણે કદી ઝૂમાંયે નથી જોયું !

શીલા—એની ટેઇલ તો જુઓ. કેટલી ટૂંકી છે !

મો. પુ—નેક લાંબી ને ટેઇલ ટૂંકી ! વૉટ એ કૉમ્બિનેશન !

શીલા—હું તો કહું છું ને કે ચોક્કસ કોઈ ક્રૉસ બ્રીડીંગ જ !

મો. પુ—પણ તો કયું છે એ કહેને ? મોટી બાયોલોજીમાં ફર્સ્ટક્લાસ ફર્સ્ટ ગોલ્ડમેડલિસ્ટ છે તે કહે લે !

શીલા—(રડતાં) ઉં . ઉં ...જુઓને પપ્પા ! આ મને ટીઝ કરે છે એને કહોને.

પપ્પા—પણ તો પછી આ કયું જાનવર છે ?

ટીમી—સાલી ટીચલ આવસે ને અમના પપ્પા ! એ કેમે.

(ત્યાં જ ડૉરબેલ વાગે છે. મો પુ. ખોલવા દોડે છે ટીચર આવે છે.) આ દરમ્યાન દાદાજી પણ કોશ લઈને આવે છે)

શીલા—જડયો દાદાજી !

દાદાજી કોશ તો જડયો પણ પેલો શબ્દ કયો કહ્યો હતો પંડિતજીએ પંડિતજી, પંડિતજી, (પૂજાના ઓરડા તરફ) પેલો શબ્દ કયો ? (અંદરથી 'નાહં જાનામિ')

દાદાજી—ન ના હત્ તેરી કી. અહીં તો આખુ પાનુ જ ફાટી ગયુ છે.

મો. પુ. (ટીચરને) જુઓને જરા આ કયુ કીચર છે ?

ટીચર—આ ? કેટલુ વિચિત્ર ! ઉદ્ગ્રીવ, લઘુપુચ્છ, સ્થૂલાધર. આ તો ખબર જ નથી પડતી અમારે બી એડ.ના લેસનમા આવા પ્રાણીનો તો પરિચય જ નથી થયો પ્રાણીસંગ્રહસ્થાનમા પણ નથી જોયુ કદાપિ આને.

ટીમી—સિસ્તર, સિસ્તર. આ કવિતા સમજાવોને.

"સાભળિ સિયાલ બોલ્યુ
દાખે દલપતરામ,
અન્નતુ તો એક વાંકુ,
આપના અધાર ચે

ઊંત કહે આ સભામા વાંકા અગવાલા.

સિસ્તર, આ ઊંત એતલે કોન ? (સિસ્ટર નિરુત્તર)

બ્રધર, આ ઊંત કેવો હોય ? (મો. પુ નિરુત્તર)

દીદી આ ઊંત કેવી હોય ? (શીલા નિરુત્તર)

પપ્પા, ઊંત કેવુ હોય ? (પપ્પા નિરુત્તર)

દાદાજી, ઊંત (ને ત્યા જ પંડિતજી દોડતા દોડતા આવે છે ને ચીખે છે)

પંડિતજી—ઉષ્ટ્રમ્ ઉષ્ટ્રમ્

(ને બધા બાઘાની (ની જેમ) જોઈ રહે છે ને પડદો પડે છે).

---

- રજૂઆત માટે સંમતિ લેવી અનિવાર્ય.

સરનામુ : કુરેશીવાડ, ધંધૂકા જિ અમદાવાદ-૩૮૨ ૪૬૦.

'બેદેની' (The Gypsy Woman)



**પ્રસાદ બ્રહ્મભટ્ટ**

**તારાશંકર** બંદ્યોપાધ્યાય ( ઈ ૧૮૯૮–૧૯૭૧ ) બંગાળી સાહિત્યના સુપ્રસિદ્ધ કથાકાર છે 'કાલિન્દી', 'કવિ', 'હંસ તરાગ,' 'સપ્તપદી', 'આરોગ્યનિકેતન', 'ગણદેવતા' જેવી અનેક નવલકથાઓના સર્જક તારાશંકરે ટૂંકી' વાર્તાના પણ દોઢ ડઝન જેટલા સંગ્રહો આપ્યા છે બંગાળ બહાર તેઓ ભલે તેમની 'ગણદેવતા', 'આરોગ્યનિકેતન' જેવી નવલકથાઓને કારણે વિશેષ પ્રસિદ્ધિ પામ્યા હોય, બંગાળી વિવેચકો તો નવલકથાકાર તારાશંકર કરતા નવલિકાકાર તારાશંકરને ચડિયાતા ગણે છે. તેમની કેટલીક બેનમૂન નવલિકાઓનો પરિચય પ્રાપ્ત કર્યા પછી આપણને પણ તે યોગ્ય લાગે છે.

'રસકલિ' તારાશંકરની પ્રથમ વાર્તા છે તેમની ઉત્તમ વાર્તાઓ છે 'જલસાઘર', 'તારિણી માઝિ', 'નારી ઓ નાગિન', બોબા કાન્ના', 'બેદેની' વગેરે આમાની પ્રત્યેક વાર્તા અત્યંત સાહજિતાથી કહેવાયેલી કલાકૃતિ છે આપણે 'બેદેની' વાર્તાનો પરિચય મેળવીએ

બેદેની એટલે બેદે જાતિની સ્ત્રી બેદે જાતિ ભટકતી જાતિ છે. બેદે લોકો ધર્મે મુસલમાન હોય છે પણ આચારમા પૂરેપૂરા હિન્દુ. તેઓ કાલી–દુર્ગાને પ્રણામ કરે, શંભુ, શિવ, કૃષ્ણ, હરિ, કાલી, રાધા લક્ષ્મી વગેરે નામ, હિન્દુ પુરાણકથા પણ તેમને કંઠસ્થ. પરંતુ લગ્ન ઇસ્લામી રીતે કરે અને મર્યા પછી કબરમા દફનાવે વ્યવસાયમા તેઓ જાદુ કરે, સાપ બતાવે, ગાન કરે. વાદરા-માંકડાને નચાવી ખેલ કરે, કોઈ વધારે સાહસી હોય તો તંબૂ બાંધી સર્કસના ખેલ, વાઘ વગેરે પણ બનાવે

દાદાજી કોશ તો જડયો પણ પેલો શબ્દ કયો કહ્યો હતો પંડિતજીએ પંડિતજી, પંડિતજી (પૂજાના ઓરડા તરફ) પેલો શબ્દ કયો ? (અંદરથી 'નાહં જાનામિ')

દાદાજી—ન ના. હત્ તેરી કી. અહીં તો આખું પાનું જ ફાટી ગયું છે.

મો પુ. (ટીચરને) જુઓને જરા આ કયું ફીચર છે ?

ટીચર—આ ? કેટલું વિચિત્ર ! ઉદ્ગ્રીવ, લઘુપુચ્છ, સ્થૂલાધર આ તો ખબર જ નથી પડતી અમારે બી એડ ના લેસનમાં આવા પ્રાણીનો તો પરિચય જ નથી થયો પ્રાણીસંગ્રહસ્થાનમાં પણ નથી જોયું કદાપિ આને.

ટીમી—સિસ્તર, સિસ્તર. આ કવિતા સમજાવોને.

"સાભલિ સિયાલ બોલ્યું

દાખે દલપતરામ,

અન્નનું તો એક વાંકું,

આપના અધાર ચે.

ઊંત કહે આ સભામાં. વાંકાં અંગવાલાં.

સિસ્તર, આ ઊંત એતલે કોન ? (સિસ્ટર નિરુત્તર)

બ્રધર, આ ઊંત કેવો હોય ? (મો. પુ નિરુત્તર)

દીદી આ ઊંત કેવી હોય ? (શીલા નિરુત્તર)

પપ્પા, ઊંત કેવું હોય ? (પપ્પા નિરુત્તર)

દાદાજી, ઊંત (ને ત્યાં જ પંડિતજી દોડતા દોડતા આવે છે ને ચીખે છે)

પંડિતજી—ઉષ્ટ્રમ્ ઉષ્ટમ્.

(ને બધા બાવાની (ની જેમ) જોઈ રહે છે ને પડદો પડે છે).

---

- રજૂઆત માટે સંમતિ લેવી અનિવાર્ય.

સરનામું : કુરેશીવાડ, ધંધૂકા જિ અમદાવાદ—૩૮૨ ૪૬૦.

'બેદેની' (The Gypsy Woman)



**પ્રસાદ બ્રહ્મભટ્ટ**

તારાશંકર બંદ્યોપાધ્યાય ( ઈ. ૧૮૯૮–૧૯૭૧ ) બંગાળી સાહિત્યના સુપ્રસિદ્ધ કથાકાર છે 'કાલિન્દી', 'કવિ', 'વસંતરાગ,' 'સપ્તપદી', 'આરોગ્યનિકેતન', 'ગણદેવતા' જેવી અનેક નવલકથાઓના સર્જક તારાશંકરે ટૂંકી' વાર્તાના પણ દોઢ ડઝન જેટલા સંગ્રહો આપ્યા છે બંગાળ બહાર તેઓ ભલે તેમની 'ગણદેવતા', 'આરોગ્યનિકેતન' જેવી નવલકથાઓને કારણે વિશેષ પ્રસિદ્ધિ પામ્યા હોય, બંગાળી વિવેચકો તો નવલકથાકાર તારાશંકર કરતા નવલિકાકાર તારાશંકરને ચડિયાતા ગણે છે. તેમની કેટલીક બેનમૂન નવલિકાઓનો પરિચય પ્રાપ્ત કર્યા પછી આપણને પણ તે યોગ્ય લાગે છે.

'રસકલિ' તારાશંકરની પ્રથમ વાર્તા છે. તેમની ઉત્તમ વાર્તાઓ છે 'જલસાઘર', 'તારિણી માઝિ', 'નારી ઓ નાગિન', બોબા કાન્ના', 'બેદેની' વગેરે આમાની પ્રત્યેક વાર્તા અત્યંત સાહજિતાથી કહેવાયેલી કલાકૃતિ છે આપણે 'બેદેની' વાર્તાનો પરિચય મેળવીએ

બેદેની એટલે બેદે જાતિની સ્ત્રી. બેદે જાતિ ભટકતી જાતિ છે બેદે લોકો ધર્મે મુસલમ ન હોય છે પણ આચારમા પૂરેપૂરા હિન્દુ તેઓ કાલી–દુર્ગાને પ્રણામ કરે, શંભુ, શિવ, કૃષ્ણ, હરિ, કાલી, રાધા લક્ષ્મી વગેરે નામ, હિન્દુ પુરાણકથા પણ તેમને કંઠસ્થ પરંતુ લગ્ન ઇસ્લામી રીતે કરે અને મર્યા પછી કબરમા દફનાવે વ્યવસાયમા તેઓ જાદુ કરે, સાપ બતાવે, ગાન કરે વાદરા-માકડાને નચાવી ખેલ કરે, કોઈ વધારે સાહસી હોય તો તંબૂ બાધી સર્કસના ખેલ, વાઘ વગેરે પણ બતાવે.

આવા બે સાહસી બેદે પુરુષો–શભુ અને ક્રીષ્ટો તથા બેદેની રાધિકા (શભુની પત્ની)-આ ત્રણ મુખ્ય પાત્રોના પ્રણયત્રિકોણની આ વાર્તા છે વાર્તાના કેન્દ્રમા છે રાધિકા. તેની સરખામણીમા બને પુરુષપાત્રો ગૌણ છે તેઓ તો માત્ર રાધિકાને action લેવામા ઉદ્દીપક (stimulus) તરીકેની કામગીરી જ બજાવે છે

વાર્તાની શરૂઆતમા લેખક કથાની થોડી પૂર્વભૂમિકા આપે છે. શભુ જાદુગરમા કકાલીના વાર્ષિક મેળામા દર વર્ષે તેનો તબૂ લઈ આવતો. દરવાજે બૉર્ડ લટકાવતો 'જાદુ-સર્કસ' પ્રવેશફી માત્ર બે પૈસા શભુનો જાદુ એટલે કૅલિડોસ્કોપ અદરનો પડદો હટાવીને તે જાતજાતના ચિત્રો બતાવતો. પછી લોખડની રીંગો લઈ ખેલ કરતો અને છેલ્લે બતાવતો ચિત્તો. તેની પત્ની રાધિકા ચિત્તાના આગલા પગ પોતાના ખભા પર લઈ તેને ચુબન કરતી તથા તેના મુખમા પોતાનો ભરાવદાર ચોટલો નાખીને ખેલ સમાપ્ત કરતી. પ્રેક્ષકો આશ્ચર્યચકિત થઈ અદ્ધરશ્વાસે ખેલ જોઈ તાલીઓ પાડતા બહાર નીકળતા

આટલી પૂર્વભૂમિકા આપ્યા પછી લેખક કથાવસ્તુની માડણી કરે છે આ વર્ષ મેળામા પગ મૂકતા જ શભુ એકદમ ગુસ્સે થાય છે. આ વખતે પહેલી જ વાર કોઈ અન્ય વ્યક્તિએ આવી ખૂબ મોટો તબૂ નાખ્યો છે તે જોઈ શભુ ઈર્ષ્યા અને ક્રોધથી રાતોપીળો થઈ જાય છે. રાધિકા પણ ગુસ્સે થઈ બોલી ઊઠે છે, "થોડીક રાહ જુઓ, વાઘના પાજરામા સાપ સરકાવી દઉ છુ " રાધિકાની ઉત્તેજનાથી વિશેષ ઉત્તેજિત થઈ શભુ નવા તબૂમા જઈ બૂમ પાડે છે, 'કોણ છે આનો માલિક ?' તબૂમાથી એક યુવાન બહાર આવે છે કેવો છે તે પુરુષ ? લેખકે તેનુ આવુ વર્ણન કર્યું છે 'છ ફૂટ કરતા પણ વધુ ઊચાઈ, શરીરના બધા અગો કસાયેલા અને મજબૂત તેને જોતાંની સાથે જ આખો જડાઈ જાય. આવો આકર્ષક દેખાવવાળો યુવક આવીને આવીને શભુને પૂછે છે "તારે શું જોઈએ છે ?" પોતાના જમણા

હાથ વડે તેનો ડાબો હાથ પકડી શભુ કહે છે 'આ મારી જગ્યા છે, પાચ વર્ષથી હુ અહીં ખેલ કરતો આવ્યો છુ" યુવાને હસતા હસતા કહ્યુ, 'ઠીક પણ પહેલા આપણે છાટોપાણી લઈએ"

અત્યાર સુધી શભુની પાછળ છુપાઈ રહેલી ગણિકા એકાએક મુક્તપણે હસતી કહે છે, "કેટની બૉટલો છે તમારી પાસે, નાગર ? ખરેખર છાટોપાણી કરાવો છો ?"

રાધિકાને જોતા જ વિસ્મયચકિત બનેલો યુવક નિર્વાક્ થઈ ગયો. લેખકે અહીં રાધિકાનુ સુદર વર્ણન કર્યું છે કાળી નાગણ જેવી પાતળી ઊચી બેદેનીના સઘન કાળા વાળમા વાળની વચ્ચોવચ સફેદ દોરી જેવી સેથીમા, તેના થોડાક બકિમ નાકમા, અડધી ઢાળેલી આખોમા–સર્વાગે માદકતા નીતરતી હતી આ વર્ણન પછી એક સૂચક વાક્ય લેખક ઉમેરે છે–"પરતુ મોહમયી માદકતામા જ તલવારની ધારનુ ઇંગિત રહેલુ છે, મોહમત્ત પુરુષે પણ અચકાઈને ઊભા રહેવુ પડે, છાતી પર રાખતા હૃત્પિણ્ડ સુદ્ધા છિન્નવિચ્છિન્ન થઈ જાય" વાર્તાના રહસ્યનુ સૂચન આ વાક્યમા લેખકે સહેતપૂર્વક કરી દીધુ છે

હવે વાર્તાનો પ્રવાહ વેગ પકડે છે ગણિકા છાટોપાણીની ઑફરથી પુલકિત થઈને યુવક સાથે મજાકમશ્કરી કરે છે આથી પુરુષસહજ ઈર્ષ્યાથી દબાવેલા ગુસ્સાથી શભુ તેને કહે છે, "તુ અહીં શા માટે આવી ?" ઉન્મત્ત થયેલી રાધિકા હસતા હસતા જવાબ વાળે છે, "મેર મૂવા ! હુ નગો પણ ન કરુ ?' આ કથન નાટ્યાત્મક વક્રોક્તિ (Dramatic Irony)નુ ઉદાહરણ છે રાધિકાએ બિલકુલ સાહજિકતાથી અજ્ઞાનપણે ઉચ્ચારેલુ વાક્ય અતે તેના દ્વારા જ ચરિતાર્થ થાય છે નાટ્યાત્મક વક્રોક્તિનુ બીજુ નિદર્શન યુવાન અને ગણિકાના વાર્તાલાપમાથી પણ મળે છે

એક બાજુ દારૂ પીધા પછી પણ શભુ ગમગીન થઈને બેઠો છે તો બીજી બાજુ રાધિકા યુવાન જાદુગરને તેનુ નામ પૂછે છે.

જાદુગર—"નામ સાભળી તુ મને ગાળ દેવાની, બેદેની"

રાધિકા—શા માટે ?"

જાદુગર—'મારુ નામ ક્રીષ્ટો (કૃષ્ણ) બેદે"

રાધિકા—"પણ તેથી હુ તને ગાળ શા માટે દઉ ?"

જાદુગર—"તારુ નામ રાધિકા છે ને, માટે કહુ છુ"

આ સાભળી ખડખડાટ હસતી રાધિકાએ પોતાના વસ્ત્ર નીચે છુપાવેલો નાનો કોબ્રા સાપ ક્રીષ્ટો પર ફેકતા કહ્યુ, "ચાલ ત્યારે, ક્રીષ્ટો કાલિયાદમન કરી બતાવ તો"

શભુ ગભરાઈ જાય છે, પરતુ ક્રીષ્ટો સહેજ પણ વિચલિત થયા વિના સાપના દાત અને ઝેરની કોથળી ઊખાળી નાખી તે પાછો રાધિકા પર ફેકે છે. આથી રાધિકા ગુસ્સે થઈ તબૂ છોડીને ચાલી જાય છે. અહી રાધિકાએ સાપ ફેકવો, ક્રીષ્ટો દ્વારા તેનુ દમન થવુ વગેરે ક્રિયાઓ પ્રતીકાત્મક છે. સાપ પરપરાગત રીતે કામ (sex)-પ્રતીક છે એનો લાભ લઈ આ દ્વારા લેખક વાર્તાના અતમા થનાર ઘટનાનુ પૂર્વસૂચન સુંદર રીતે કરી શક્યા છે.

હવે એક નાનકડો પ્રસગ કથાના વહેણને વળાક આપવામા ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે ક્રીષ્ટો સાથેની પ્રથમ મુલાકાતથી રાધિકાના મનમા તેના પ્રતિ આકર્ષણ જાગ્યું છે કે નહીં તે આપણે જાણતા નથી પરતુ શભુને શક પડયો છે. તેની શકાઉત્તેજનાનો નાનો મોકો મળતા જ આક્ષેપનુ રૂપ ધારણ કરે છે સાજે નમાજ પઢીને શભુ આવે છે ત્યારે રાધિકા સહેજ ઘૃણા અને વિરક્તિપૂર્વક તેને કહે છે, "તારા આ ઘરડા વાઘને જોવા હવે કોઈ નહીં આવે" આથી ઉશ્કેરાઈને શભુ સીધો આક્ષેપ મૂકે છે · "પેલા યુવાન તરફ તુ ઢળતી જાય છે, ખરુ ને ?" આ અણધાર્યા હુમલાથી રાધિકા નાગણની જેમ છછેડાઈને કહે છે 'શું બોલ્યો તુ, બેઈમાન ?"

શભુ હળવેથી સરકી જાય છે. ક્રોધ અને દુઃખથી રાધિકાની આંખો ભરાઈ આવે છે. તે વિચારે છે બેઈમાન તેના પર આવો આક્ષેપ કરી ગયો? શુ તે બધુ ભૂલી ગયો? તેને પોતાની ઉમર પણ યાદ ન આવી? ચાલીસ વરસનો ઘરડો જાનવર તે અને પોતે તો હજુ છે માડ બાવીસ વરસની તેણે શુ વિચારી તેને પસદ કરેલો? તે દોડતી તબૂમા જતી રહે છે પછી તે પોતાનુ પૂર્વજીવન યાદ કરે છે પાચ વર્ષ પહેલા, સત્તર વરસની વયે તે વીસ વર્ષના શિવપદની પત્ની હતી શાત સ્વભાવનો, વિશાળ આંખોવાળો, સૌમ્ય દેખાવનો શિવપદ વાસની ચીજવસ્તુઓ બનાવતો અને સારી કમાણી કરતો રાધિકા પણ સાપ, વાદરા, માકડાના ખેલ કરાવતી ગાતી અને કમાતી શિવપદ તેના શાત સ્વભાવને લીધે તથા થોડુ ક વાચનાલખતા જાણતો હોવાને લીધે તેમના સમાજમા અગ્રણી ગણાતો. છતા તે રાધિકાનો તો દાસ જ હતો બધી કમાણી તે રાધિકાને સુપ્રત કરતો

એવામા એક વાર શભુ ચિત્તો, નાનો સરખો તબૂ ઇ. લઈ આવી પહોચ્યો તેની સાથેનુ પ્રથમ મિલન આજે પણ રાધિકાને એવુ ને એવુ યાદ છે તેણે આવતાની સાથે જ રાધિકાને કહેલુ, "એ બેદની, બતાવ તો, તારા સાપ કેવા છે?" રાધિકાએ 'તેના દામ આપવા પડશે' એમ કહેતા, તેણે બદલામા વાઘ (ચિત્તો) બતાવવાની ઑફર કરી વાઘના નામથી જ આશ્ચર્યચકિત બનેલી રાધિકાને તેની વાત પર વિશ્વાસ ન બેઠો. તેથી શભુએ પહેલા પીંજરામાથી બહાર કાઢી તેને વાઘ બતાવ્યો. પ્રસન્ન થયેલી રાધિકાએ પૂછ્યુ, "શુ તમે વાઘ પાળો છો?" હાસ્યના ફુવારા વચ્ચે તેને પોતાના મજબૂત બાવડામા જકડીને તેણે કહ્યુ, "અરે, વાઘણને પાળુ તો જ હુ ખરો" કોણ જાણે કેમ પણ તેના આ વર્તન પ્રત્યે રાધિકાએ જરા પણ વાધો ન ઉઠાવ્યો પછી થોડા દિવસોમા જ શિવપદની બચાવેલી તમામ કમાણી લઈ તે શભુ સાથે ચાલી નીકળી શભુ આ તબૂ તથા અન્ય

સાધનો રાધિકાના પૈસામાથી જ લાવેલો પરંતુ પછીથી તે બધી કમાણી દારૂ પાછળ વેડફી નાખતો છતા રાધિકાએ તેને કયારેય એક શબ્દ પણ ન કહેલો અને આજે તે બેઈમાન આવુ બોલી ગયો. ઉશ્કેરાયેલી રાધિકા એક બૉટલ કાઢી નશો કરવા બેઠી

રાધિકાનુ પૂર્વજીવન જાણ્યા પછી આપણને સહેજે થશે કે આ પ્રસંગને લીધે તે હવે કદાચ ફીટ્ટો તરફ આકર્ષાઈ તેને અપનાવી લે વાસ્તવમાં બને છે પણ એવુ જ છતા લેખક એવી કુશળતાથી એ એ પરિણામ નીપજાવે છે કે જેથી રાધિકાનુ પાત્ર હલકટ બનવામાથી ઊગરી જાય છે લેખક પરિસ્થિતિને પાછી વાળી છેક સામે છેડે લઈ જઈ પછી સિફતપૂર્વક મોડ આપે છે.

નવા તંબૂમા બીજો શો શરૂ થવાની તૈયારી ચાલે છે બેન્ડ જોરથી વાગે છે તેના અવાજથી નશામા ચકચૂર રાધિકા જાગી જાય છે જાગતાની સાથે જ તે ભયાનક થઈ વિચાર કરે છે. મધરાતે સામેનો તંબૂ કેવી રીતે ભસ્મીભૂત કરી દેવો? એટલામા બહાર તે શંભુના બગાડા સાભળે છે. ફીટ્ટોએ તેને પોતાનો શો જોવાનુ આમંત્રણ આપ્યું તેને તે અપમાન માને છે રાધિકા બહાર નીકળીને એક મોટો પથ્થર ફીટ્ટો પર ફેકે છે. ફીટ્ટો હસતાહસતા તે ઝીલી લઈ બાજુમા નાખી દે છે. રાધિકા બીજો પથ્થર શોધે છે શંભુ તેને અટકાવી તંબૂમા લઈ જાય છે. તેના બાહુપાશમા ફસડાઈ તે ધ્રૂસકે-ધ્રૂસકે રડી પડે છે તેને આશ્વાસન આપતા શંભુ કહે છે: "આવતા મેળામા હુ જરૂર વાઘ ખરીદી લાવીશ"

બીજી તરફ ફીટ્ટો તેના માણસોને હુકમ કરી વચ્ચેના પડદા દૂર કરાવે છે. આથી તેમના તંબૂમા ગયા વિના અનિચ્છાએ પણ શંભુ-રાધિકાએ તેમનો ખેલ જોવો પડે છે રાધિકા બરાડી ઊઠે છે-"તેનો તંબૂ હુ બાળી નાખીશ" ફીટ્ટો દોડતા ઘોડા પર કસરતબાજ દાવ બતાવે છે ત્યારે શંભુ વિચારોમા ખોવાઈ ગયો છે. રાધિકા તેને કહે

છે, "તુ કોઈ નવો ખેલ કર, નહીંતર બદનામી થશે. આપણો ખેલ જોવા કોઈ નહીં આવે" શભુ દાત પીસીને કહે છે, "કાલે પોલીસને દારૂની જાણ કરી સાળાને પકડાવી દઈશ" પેલી બાજુ અવનવા-કૌતુક પમાડતા પ્રયોગો થઈ ગયા છે એક છોકરો તાર પર છત્રી લઈ ચાલે છે ક્રીષ્ટો વાઘ સાથે લડાઈ કરે છે રાધિકા તેમના પોતાના ખેલનુ દૈન્ય વિચારી રડી પડી પછી ગુસ્સામા વિચારવા લાગી શા માટે સામેનો તબૂ ભસ્મીભૂત ન કરવો ?

પરતુ સ્ત્રીનુ મન કેવુ તો સકુલ હોય છે તે બીજા દિવસના પ્રસગ પરથી સમજાય છે કદાચ સ્ત્રી પોતે પણ તેને પૂરેપૂરુ પામી શકતી નહીં હોય રાધિકા સવારે મોડી ઊઠે છે ત્યારે શભુ તબૂમા ન હતો તેણે ધર્યું કે મજૂરો બોલાવવા ગામમા ગયો હશે તે બહાર નીકળતા જ કપી ઊઠે છે. ક્રીષ્ટોના તબૂની ચારેકોર પોલીસ ગોઠવાઈ ગઈ છે દરવાજે એક ઈન્સ્પેક્ટર બેઠો છે. તે તેની પાસે જઈ સલામ કરે છે. ઈન્સ્પેક્ટર બધાને બહાર બોલાવવા તેને જણાવે છે પોતે દારૂની તપાસ કરવા આવ્યા છે એમ પણ કહે છે. રાધિકાને ખ્યાલ આવી ગયો કે ઈન્સ્પેક્ટર તેને ક્રીષ્ટોના તબૂની વ્યક્તિ સમજે છે પરતુ તેણે તેનો ભ્રમ ભાગ્યો નહીં. ઊલટાનુ તેણે તો (કોણ જાણે શુ યે વિચારીને) કહ્યુ, "અદર મારુ બાળક છે" ઈન્સ્પેક્ટર તેને બાળક લેવા જવાની છૂટ આપે છે. રાધિકા તબૂમા જઈ દારૂની જે ત્રણ બૉટલો પડી હતી તેને કપડામા વીંટી, છાતીમા સતાડી બાળક હોય તેવો દેખાવ કરી બહાર નીકળતા ક્રીષ્ટોને પગની ઠેસથી ઉઠાડી બહાર પોલીસો આવ્યા છે તેની જાણ કરે છે 'બાળક'ને લઈ તે વસ્તીમા ભળી જાય છે

શભુ પાછો આવતા રાધિકા તેની આગળ પોતાનુ આ પરાક્રમ ઉત્સાહપૂર્વક વર્ણવે છે શભુના ચહેરા પરના ભાવપણ પરિવર્તન તરફ જોયા વિના જ હસતાહસતા તે કહે છે, 'બાળક પીવુ છે, બાળક !"

એકાએક શંભુ તેનો ચોટલો ઝાલી તેને પછાડે છે અને ક્રૂર રીતે ફટકારે છે પોતે અજાણતાં શંભુની જ યોજના ઊંધી વાળી છે એ સમજાતાં રાધિકા સહેજ પણ પ્રતિકાર કર્યા વિના માર સહન કરે છે અને ધ્રૂસકે ધ્રૂસકે રડે છે.

સાંજે શંભુ તથા રાધિકા તેમનો ખેલ શરૂ કરે છે ખૂબ જ ઓછા પ્રેક્ષકો તે જોવા આવે છે અને તેઓ પણ ખેલ જોઈ નિરાશ થાય છે બીજી બાજુ ક્રીષ્ટોનો તંબૂ હાઉસફૂલ થઈ જાય છે. તેના તંબૂમાંથી વાઘ ગર્જના કરે છે અને રાધિકાની આંખો સળગી ઊઠે છે એક શોથી જે પૈસા મળ્યા છે તેમાથી તે કેરોસીનનું ડબલું લાવે છે પછી પતિ–પત્ની દારૂ ઢીંચે છે.

હવે આવે છે વાર્તાનો છેલ્લો પ્રસંગ મધરાત થઈ છે આખો મેળો શાંત પડી ગયો છે. ચારે બાજુ અંધકાર છવાયો છે. બેદેની ધીમે રહી ઊભી થાય છે. તે આજે એક ક્ષણ પણ ઊંઘી નથી, હૃદયમાં એક પ્રકારની અસ્થિરતા અને મનમાં તીવ્ર આક્રોશથી તે પીડાઈ રહી છે તે બહાર નીકળી જુએ છે તો બધું સ્તબ્ધ લાગે છે તે ઘાસતેલનું ડબલું અને દીવાસળીની પેટી લે છે. પછી શંભુને ઉઠાડવા જાય છે. જુએ છે તો તે ઠંડીમાં ટૂંટિયું વાળીને કૂતરાની જેમ ઘોરે છે તેના પર તેને ઘૃણા થઈ આવી અપમાન ભૂલીને ઘોરે છે ! તેને ઉઠાડ્યા વિના જ તે બહાર નીકળી જાય છે એક વાર સામેના તંબૂમાં જોવા તે પડદો ઉઠાવી અંદર જાય છે આખા તંબૂમાં અંધકાર છવાયો છે તે એક દીવાસળી સળગાવે છે. પાસે જ વિશાળકાય ક્રીષ્ટો સૂતો હતો તેના સૌષ્ઠવપૂર્ણ મજબૂત શરીરને તે જોઈ જ રહે છે. તેણે પ્રથમ વાર શંભુને જોયો ત્યારે તેને જેવો આવેશ થયો હતો તેવો આવેશ તેને અત્યારે થઈ આવ્યો આ વખતનો આવેશ વધારે પ્રબળ હતો ઉન્મત્ત બેદેની તેણે કલ્પ્યું પણ ન હતું તેવું કરી બેઠી તે ક્રીષ્ટોની છાતી પર ફસડાઈ પડી

ક્રીષ્ટો જાગી ગયો, પણ ચમક્યો નહીં તેણે ક્ષીણ નારીશરીરને ગાઢ આલિંગનમા જકડીને પૂછ્યુ–"કોણ ? રાધિ–" તેનુ મો દાબીને રાધિકાએ કહ્યુ–'હા, ચૂપ !" ક્રીષ્ટો દારૂ લાવવાનુ કહે છે પણ રાધિકા તેને પોતાની સાથે દૂર–સુદૂર સાથે ભાગી જવા કહે છે ક્રીષ્ટો પૂછે છે, "આ તબૂ વગેરેનુ શુ ?" રાધિકા જવાબ આપે છે "છોને પડયા રહેતા. શભુ વાપરશે તુ એની રાધિ પામ્યો તો તેની કિંમત પણ ચુકવવી જોઈએ ને ?" અને ધીમેથી હસી પડી બેદે જાતિની ઉન્મત્તતા અને પાછુ ભર–યૌવન ક્રીષ્ટોએ સહેજ પણ દ્વિધા અનુભવી નહીં બોલ્યો "ચાલો." તેઓ થોડેક દૂર પહોચ્યા ત્યા રાધિકાએ કહ્યુ, "એક પળ થોભ." પાછી ફરી શભુના તબૂ પર ઘાસતેલ રેડી ઉપર સૂકુ ઘાસ ગોઠવી તેને દીવાસળી ચાપી ખડખડાટ હસતા હસતા બોલી "ઘરડા જનાવર, મર હવે." અહીં વાર્તા પૂરી થાય છે

વાર્તા કહેવાની કળામા તારાશકર કુશળ છે એનુ એક કારણ તેમની વાર્તાની સીધી સરળ નાસાગ્રતા છે. રવીન્દ્રનાથે એકવાર તેમને કહેલુ કે તમે વાર્તા લખતી વખતે વાર્તા નહિ લખવાનો ઢોંગ કરતા નથી એ મને ખૂબ ગમે છે. તારાશકર પાસે વાર્તા કહેવાની હથોટી તો છે જ, સાથે કલાકારની દૃષ્ટિ પણ છે. તેથી તેમની વાર્તા કલાત્મકતા ધારણ કરે છે

'બેદેની' કલાત્મક નવલિકા બની શકી તેમા વાર્તાકથન ઉપરાત રાધિકાનુ બલિષ્ઠ પાત્રાલેખન પણ કારણભૂત લાગે છે રાધિકા એક પુરુષ છોડી બીજાને સ્વીકારે છે, બીજાને છોડી ત્રીજાને અપનાવે છે છતા તેનુ આ વર્તન બિલકુલ સ્વાભાવિક લાગે છે તેના આવા વર્તનને લીધે આપણને તેના પ્રત્યે તિરસ્કાર થતો નથી લેખકે ખૂબ સમભાવપૂર્વક વાર્તાના આ મુખ્ય પાત્રને આલેખ્યુ છે રાધિકામા ચચળતા નથી એમ નહી, પણ તેનામા આવેશ (passion)ની પ્રબળતા છે, જે તેના વર્તન માટે કદાચ વધુ જવાબદાર છે તે કોઈ પણ

અત્યત ઉગ્ર રીતે અનુભવે છે. આ ઉપરાત તેનામા પૌરુષ પ્રત્યે આકર્પણ છે. શાત વિનમ્ર શિવપદને ત્યજી તે શભુને સ્વીકારે છે તે તેના આકર્પક પૌરુષને લીધે જ. એ જ રીતે શભુને છોડી તે ક્રીષ્ટો તરફ ખેચાય છે તેમા પણ ક્રીષ્ટોનુ પુષ્ટ પડછદ શરીર જેટલુ કારણ-ભૂત છે તેટલુ બીજુ નથી તેના વિશાળ તબૂ કે સપત્તિનો તેને જરાયે મોહ નથી એ બધુ તો તે છોડી દેવાનુ કહે છે

અહીં એક નાની છતા મહત્ત્વની બાબત નોધવા જેવી લાગે છે સવારે પોલીસની રેડ વખતે ઇન્સ્પેક્ટરને છેતરવાનુ રાધિકાને સૂઝે છે તે વખતે અદર બાળક છે એમ રાધિકા કહે છે અને દારૂની બૉટલો તે બાળક હોય તે રીતે બહાર લાવે છે. ઊંઘમાથી ઊઠયા પછી આવી પરિસ્થિતિમા એકાએક જ તેને બાળક કેમ યાદ આવ્યુ ? શકય છે કે તે બાળક ઝખતી હોય. (કઈ સ્ત્રી બાળક ન ઝખે ?) શભુ તેની ઝખના પૂર્ણ કરવા અશકત હોય આ બાબત પણ ક્રીષ્ટો તરફના તેના આકર્પણમા, ભલે અલ્પ પ્રમાણમા, પણ જવાબદાર હોઈ શકે

શભુને રાધકા તેના પ્રથમ મિલનવખતે જ અપનાવે છે તેવુ ક્રીષ્ટોની બાબતમા નથી બનતુ. ક્રીષ્ટો સાથેના પ્રથમ મિલનવખતે રાધિકા તેની સાથે હસતા હસતા વાતો કરે છે, પરતુ તેના મનમા ત્યારે તો તેને પામવાનો કોઈ વિચાર નથી એ વિચારનુ બીજ શભુનો આક્ષેપ રોપે છે પરતુ તે પછી પોલીસની ઘાતમાથી રાધિકા ક્રીષ્ટોને બચાવે છે તેની પાછળ તેના પ્રત્યેની હમદર્દી કરતા કદાચ ઈન્સ્પેકટરને છેતરવાની ભાવના વધારે પ્રબળ હશે જો તેના મનમા કોઈ મેલી મુરાદ હોત તો તે વાત તે નિખાલસપણે શભુને ન કહેત આ વખતે પણ શભુનુ પગલુ જ–રાધિકાને અમાનુષી માર મારવાનુ–તેને છેલ્લી ઘટનાની દિશામા ધકેલવા માટે જવાબદાર ગણી શકાય પણ છેલ્લે જ્યારે ઘાસતેલનુ ડબ્બુ અને દીવાસળી લઈ બહાર નીકળે છે ત્યારે તેના મનમા પોતાના તબૂને સળગાવવાની તો કલ્પનાયે નથી.

અને છતા, રાધિકા છેલ્લે જતા જે કઈ કરે છે તેને માત્ર આકસ્મિક કહી શકશે નહી તેના મનમા, તે દીવાસળી સળગાવી ફીટોનુ મુખ નિહાળે છે એ ક્ષણે જ તેના પ્રત્યે આકર્ષણ જન્મે છે એમ ન કહી શકાય તેની સાથેના પ્રથમ મિલનથી આ ક્ષણ સુધી જે કઈ બન્યુ છે તેનુ અનિવાર્ય પરિણામ આ છે એમ જ કહેવુ પડશે આ સમગ્ર પરિવર્તન લેખકે એવા કૌશલ્યથી દર્શાવ્યુ છે કે તે ચમત્કારિક લાગવાની સાથે સાથે બિલકુલ પ્રતીતિજનક પણ લાગે છે આ ઉપરથી એમ ન કહી શકાય કે રાધિકા જે કઈ કરે છે તેને લેખક ઇષ્ટ ગણે છે. હકીકતમા લેખક તો આરભથી અત સુધી કલાકારનુ તાટસ્થ્ય જાળવે છે તેઓ તો જીવનના એક વાસ્તવનુ યથાર્થ દર્શન કરાવે છે કલાકારના આ વિશ્વમા નીતિઅનીતિનો ખ્યાલ પ્રવેશ પામી શકતો જ નથી

મને અહી એન્તન ચેખોવની એક વાર્તા 'The Darling' યાદ આવે છે તેની નાયિકા પણ રાધિકાની જેમ, અસગત પતિના મરણ પછી, એક પછી બીજો અને બીજા પછી ત્રીજો પુરુષ અપનાવે છે છતા તેનુ પાત્ર લેખક એવા મમભાવથી આલેખ્યુ છે કે તે પાત્ર પ્રત્યે આપણને જરા પણ અણગમો થતો નથી એક પુરુષ સાથે તે જ્યારે જીવે છે ત્યારે તેને દિલથી પૂરેપૂરો ચાહે છે પણ તેના અવસાન પછી બિલકુલ સહજતાથી તે અન્ય પુરુષને અપનાવી લે છે

બેદેની રાધિકા શિવપદને છોડી શભુને સ્વીકારે છે ત્યારે પૂરેપૂરા હૃદયથી તેને સ્વીકારે છે શભુ તેના પર પરપુરુષને ચાહવાનો આક્ષેપ મૂકતો નથી ત્યા સુધી તો તે શિવપદને યાદ પણ કરતી નથી અને શભુ પ્રત્યે તેને પ્રેમ નથી શુ ? રાધિકા પર શભુ અસત્ય આક્ષેપ મૂકે છે ટોરમાર મારે છે છતા તે તેની ખાતર જ ફીટોને અપનાવે છે, બરાબર તે ક્ષણે જ શભુને, સાપ કાચળી ઉતારે તેમ પોતાના અસ્તિત્વથી અળગો કરી દે છે (તેનુ વર્ણન કરતા લેખક તેને કાગ

નાગણ સાથે સરખાવી હતી તે સરખામણી હવે બરાબર બધબેસતી લાગશે) તેના પ્રત્યે હવે તેને સહેજ પણ લાગણી નથી. જતા જતા તેનો તબૂ પણ તે સળગાવતી જાય છે કેવો ચચળ છે આ નાગીનો પ્રેમ! 'Hemlet'માનુ શેકસપિયરનુ કથન યાદ આવશે–'Frailty! thy name is Woman!'

વાર્તાનુ શીર્ષક કથાવસ્તુ પર સીધો પ્રકાશ પાડે છે. બેદની–The Gypsy Woman–ઠરીઠામ થઈને એક ઠેકાણે રહે ખરી? તે તો એક સ્થળેથી બીજે, બીજેથી ત્રીજે એમ ભટકતી જ રહેવાની. વળી તેનુ રાધિકા નામ અને નવા બેદે જાદુગરનુ ક્રીષ્ટો નામ પણ તેમના ભાવિ મિલનનો સકેત કરે છે જ ક્રીષ્ટોએ તો પ્રથમ દર્શને જ રાધિકાને પામવાનુ મનોમન નક્કી કરી લીધુ લાગે છે તેથી જ તે રાધિકાને પોતાનુ નામ જણાવતા સૂચક વ્યગ કરે છે. તેને પોતાની તરફ આકર્ષવા માટે જ તે પોતાના તબૂનો પડદો ખેલ શરૂ થતા હટાવી લે છે, જેથી તે ખેલ જોઈ શકે પોલીસની રેડ વખતે રાધિકા તેને બચાવી લે છે ત્યારે રાધિકાના (જાગૃત) મનમા ભલે પ્રેમની ભાવના નહી હોય, પણ ક્રીષ્ટો તો તેને પોતાના તરફના રાધિકાના પ્રેમનુ પરિણામ જ માનતો હશે અને કદાચ તેથી જ મધરાતે અચાનક રાધિકા તેની છાતી પર પડે છે ત્યારે તે સહેજ પણ ચોકયા વિના બધુ સમજી જાય છે. રાધિકા પ્રત્યે તેને તો પ્રેમ છે જ તેથી તો પોતાનો તબૂ વ૦ બધુ જ સહેજ પણ ખચકાટ વિના છોડી તે તેની સાથે ચાલી નીકળે છે

આમ કામનાના–પ્રેમના–એક વિશિષ્ટ પાસાનુ દર્શન કરાવી, યુવાન સ્ત્રી–પુરુષ પરનુ તેનુ પ્રબળ વર્ચસ્વ દર્શાવી, તેના વેગમા ખેચાતા પાત્રોનુ વર્તન લેખકે કુશળતાપૂર્વક દર્શાવ્યુ છે આ રીતે, પ્રણયત્રિકોણ જેવા સર્વસાધારણ વિષયની સહજ રજૂઆત દ્વારા પણ તારાશકર પોતાના કલાકૌશલના બળે એક કલાકૃતિનુ સર્જન કરી શકયા છે 

## 'Signs and Symbols'* : એક પરિચય



વિજય શાસ્ત્રી

વાર્તાનો આરંભ કપરી મૂંઝવણમાં મૂકાયેલા અને અત્યંત સંત્રસ્ત એવા એક દંપતીના ચિત્રથી થાય છે એમની મૂંઝવણ છે 'Referential Mania' નામના મનોરોગથી પીડાતા પોતાના યુવાન પુત્રને શી ભેટ આપવી તે લેખકે મનોરુગ્ણતાથી પીડાતું બનાવ્યું છે પેલા છોકરાનું પાત્ર, પણ વાર્તાને અંતે સૂક્ષ્મતાપૂર્વક અનુભવીશું તો આ મનોરોગી છોકરા કરતા તો નીરોગી અને સ્વસ્થ હોવાનું માનતા-મનાવતા માબાપ વધુ રોગિષ્ઠ પુરવાર થાય છે! લેખક સમગ્ર રચના દ્વારા કદાચ આ જ વ્યંગ્યને ઊપસાવવા મથે છે. વાર્તાના અંત-ભાગે લેખક, પુત્રને ભેટ આપવા માટે માબાપે ખરીદેલી જુદા જુદા ફળોના મુરબ્બાઓની બરણીઓ પર ચોંટાડેલા લેબલોની વાત વિશિષ્ટ ઢબમાં કરે છે. આ લેબલ્સ અથવા signs આ વાર્તાની એક સશક્ત ઈમેજ છે વાર્તાના આરંભે તેનો વિનિયોગ પુત્રના પાત્ર પરત્વે કરવામાં આવ્યો છે પુત્ર 'મનોરોગી'ના લેબલથી અંકિત છે પણ જેમને 'રોગિષ્ઠ' તરીકેનું કોઈ લેબલ મળ્યું નથી એવા માબાપ તો એનાથીય વધુ રોગિષ્ઠ છે આ ઉપરથી સંજ્ઞાની વ્યર્થતા અને ચિહ્નની ચિહ્નિત કરવાની શક્તિમાં રહેલી વિસંગતિ ઊપસી આવે છે

લેખકના મતે સાંપ્રત સંસ્કૃતિને આ ચિહ્ન-રોગ જ લાગુ પડ્યો છે પ્રત્યેક વસ્તુ યા વ્યક્તિને સંજ્ઞા-સંજ્ઞા-ખંડિત કરવાનો ધારો પડી ગયો છે, પરંતુ સંજ્ઞાની બહાર પણ કેટલીય વ્યક્તિઓ અને વસ્તુઓ રહી જાય છે તેનો ખ્યાલ આ સંસ્કૃતિમાં આવતો જ નથી આપણી વાત હતી 'રોગી'નું લેબલ પામેલા પુત્ર અને લેબલરહિત માબાપની

---

*વ્લાદિમીર નાબોકોવકૃત ટૂંકી વાર્તા

માબાપને રસ છે રોગના નામકરણ અને ઉપચારોની પ્રવિધિઓમાં રોગનું નામ જાણવાથી તેમને પરમ સંતોષ થઈ ચૂક્યો છે. આમ તર્ક અને સંજ્ઞાઓ વડે ઘટનાને પારખી લીધાનો રોગ તેમને લાગુ પડ્યો છે. રોગ, રોગને કારણે થતું દર્દ એમાં તેમને ઝાઝો રસ નથી

રચનાની પ્રત્યેક વિગત વ્યંજનાસભર છે ઘટનાતત્ત્વ અહીં મોજૂદ છે પણ તેના વિનિયોગમા વરતાતી સાભિપ્રાયના તેને કળાત્મકતા અર્પે છે. પહેલી ઘટના છે પુત્રના જન્મદિને તેને શી ભેટ આપવી તેની મંઝવણ અનુભવતા દંપતીએ કરેલી ભેટપસંદગી અને તે ભેટ પુત્રને આપવા માટે સેનિટોરિયમે પહોચ્યા બાદ તેમને થતા નિરાશાજનક અનુભવની. પુત્રને આપવા માટે શી ભેટ પસંદ કરવી તેની મૂંઝવણ અનુભવતા માબાપ માટે સમભાવ અનુભવી શકાય તેમ છે, કેમ કે મનોરોગી એવા સંતાનને જચે એવી ભેટ કઈ હોઈ શકે એ વિશે વિમાસણ અનુભવતા માબાપમા પુત્રવત્સલતાના દર્શન થઈ શકે છે. પણ એમણે આખરે ફળોના મુરબ્બાઓવાળી બરણીઓની ભેટ અર્થે કરેલી પસંદગી સાવ અયોગ્ય નીવડે એવી છે એટલું જ નહિ એવી અયોગ્ય પસંદગી કરવા પાછળ કામ કરતો તેમનો વૈચારિક અભિગમ યા અજ્ઞાન ટીકાને પાત્ર બને એવા છે. સાચી ભેટ કઈ હોઈ શકે એનું તેમને જ્ઞાન જ નથી એ હકીકત છે પણ પાત્રનિરૂપણકળાનો એક વિલક્ષણ ઉન્મેષ આ સમગ્ર રચનામા જોવા મળે છે કે વાર્તાના બે મુખ્ય પાત્રોને સાચી જીવનદષ્ટિ વિશે અજ્ઞાન ચીતર્યા હોવા છતા એ પાત્રો પરત્વેની સમભાવની માત્રા લેશમાત્ર પણ ન્યૂન થતી નથી, બલકે ઉત્તરોત્તર વધતી જાય છે. સાચી ભેટ, યોગ્ય ભેટ કઈ હોઈ શકે એનાથી અજ્ઞાન એવા માબાપના પાત્રો પરત્વે સમભાવની માત્રા યથાવત રાખનાર છે તેમનો પુત્ર પ્રત્યેનો નૈષ્ઠિક આચાર તેઓ જે કંઈ કરે છે તે ખોટું છે છતા તેમની નિષ્ઠા સાચી છે એની પ્રતીતિ પામી ચૂકેલો હોવાથી જ વાચક એમના પ્રત્યે કઠોર થઈ શકતો નથી.

આવી ભેટ કોઈ રંગીન, આકર્ષક છતા જડ એવી વસ્તુની નહીં પણ સાચા પ્રેમ, મમતા સમભાવની હોઈ શકે એ જડગ્રિયાતનુ આ દંપતીને ભાન નથી. તેમણે પુત્ર માટે કરેલી ભેટપસંદગી માટે તાત્કાલિક ભલે તેઓ જવાબદાર ઠરે તેમ છે પણ વ્યાપક સંદર્ભે જોતા લેખકે આધુનિક સભ્યતાના વિચારોને જવાબદાર ઠરાવ્યા છે. આધુનિક સભ્યતા નરી ઉપચાર અને આચારમૂલક છે. ઉપચારો અને આચારો-યે હવે પોકળ બની ગયા છે કેમ કે તેમની પાછળ લાગણીઓનું બળ નથી અને આવા પોકળ ઉપચારોનો મહિમા જે સમાજમા થતા હોય ત્યા વ્યક્તિ તો માત્ર સાધન જ બની રહે છે. આ ન્યાયે ઉપચારો/આચારો જ જ્યા વર્ચસ્ ધરાવે છે એવી સંસ્કૃતિમા વસતા આ માબાપની અંતઃસ્ફુરણા પણ ઔપચારિક વ્યવહારોની સર્વવ્યાપકતાને કારણે કુણ્ઠિત થઈ જવા પામી છે આથી તેઓ તો બિચારા સભ્યતાનો ભોગ બનેલા દયામણા victims છે. તેઓ પુત્ર માટે જે કંઈ કરે છે તેનુ કર્તૃત્વ માત્ર ઉપચારપૂરતુ જ તેમનુ છે, બાકી તેમના સઘળા વર્તનવ્યવહારોની સંચાલક તો છે ઉપચારપ્રધાન સભ્યતા તો કૃતક ઉપચારોની સભ્યતા–victim of civilization–નો ભોગ બનેલા આ બે પાત્રો આમ, સમભાવને પાત્ર બને છે ૧૯૭૮નું નોબેલ પારિતોષિક પામેલ યિદ્દિશ લેખક આઈઝેક સિંગરે તેની નવલકથા 'enemies'ના પાત્રો માટે વાપરેલો શબ્દસમૂહ 'victims of their own personalities' આ બે પાત્રો માટે પણ પ્રયોજી શકાય તેમ છે

પિતાના પાત્રનુ વ્યક્તિત્વ એક સફળ અને કુનેહબાજ વ્યાપારીનુ છે અને તેને લેખક "fairly successful Businessman' કહી ઓળખાવે છે. આ વ્યાપારી–વ્યક્તિત્વે તેનામા કેળવેલા સંસ્કારોથી પર તે થઈ શકતો જ નથી માનવી પોતાના જ વ્યક્તિત્વની અને તજ્જન્ય સંસ્કારોની મર્યાદાઓનો શિકાર બની રહે છે તેથી પુત્ર

કરનાય વધુ તો એ પિતા જ રોગિષ્ઠ કહેવાય તેમ છે દીકરા માટે તેણે કરેલી, દસ જુદા જુદા ફળોના મુરબ્બાની બરણીઓની પસંદગી તેની સરકારિતાની કુત્સિતતાનુ પ્રતીક છે.

પુત્રની મનોરુગ્ણતા તેમને અસ્પષ્ટ વ્યથા તો ભાગે પહોચાડે છે તેની પ્રતીતિ 'During the long ride to sub-way-station she and her husband did not exchange a word' પંક્તિમા થાય છે. પતિ-પત્નીમા પત્નીનુ પાત્ર વધુ કરુણાસભર છે કેમ કે પુત્ર યુવાન હોવા છતા રોગગ્રસ્ત હોઈ તેનો આધાર બની શકે તેમ નથી તો પતિ હયાત હોવા છતા વૃદ્ધાવસ્થામા પ્રવેશી ચૂકયો હોઈ તેના તરફથીયે આધાર કે હૂંફની અપેક્ષા સાકાર થઈ શકે તેમ નથી. ઊલટો એ જ આધારની જરૂર ધરાવે છે આમ પતિ અને પુત્ર બેઉ તરફથી નિરાધારતા અનુભવતી સ્ત્રીની કરુણતા 'She felt the mounting pressure of tears' પંક્તિમા વ્યકત થાય છે

વાર્તાના દ્વિતીય ખણ્ડમા thunder and foul air-થી સભર વાતાવરણમા પ્રવેશતા પાત્રોની એવા વાતાવરણ સાથેની પ્રતીકાત્મક એકરૂપતા નોંધપાત્ર બને છે કેમકે મલિનતાસભર વાતાવરણ એ ભૌગોલિકની સાથે જ પાત્રોની ચૈતસિક સ્થિતિ સાથે પણ સામ્ય ધરાવે છે.

પુત્રને મળવા ગયેલા માબાપ, નર્સની ચેતવણીને માન્ય રાખીને મળ્યા વિના જ ઘેર પાછા ફરે છે પતિ શયનગૃહમા જાય છે અને પત્ની આલ્બમ કાઢીને પુત્રની બાળપણથી સાપ્રત સુધીની વિકાસગતિનુ પુનરાવલોકન કરે છે. આલ્બમમાના ચિત્રોનો પણ એક બૃહત્ સંકેત છે એ સ્વીકારીએ પછી પણ આલ્બમ લઈને પુત્ર સાથે સહજીવન જીવતી માતાની છબીમા કરપીણ કટાક્ષ એ રહેલો છે કે જે માતા જીવતાજાગતા પુત્રને સતત સાચવતી નહોતી તે હવે તેની છબી,

તેના પ્રતીક (Symbol)ને અનુલક્ષીને ભાવાભિવ્યક્તિ મ ધે છે।
સાક્ષાત પુત્ર તેના ભાવપ્રદર્શનનુ પાત્ર ન બન્યો પણ પુત્રની છબીઓ તેના ભાવોને મુખરિત કરવા અનુકૂળ માધ્યમ બને છે. મૂળને ભૂલી મૂળના પ્રતીકને ભજવાનો આ તે કેવો રોગ !

છબીઓમા વાકૂચૂકુ મકાન, Angular, fussy અને wide-eyed એવી કાકી રોમા, બૅન્કલૂટ, રેલવેઅકસ્માતો, ખૂનામરકી જેવી ઘટનાઓ સઘરાયેલી છે. આ બધાએ તેના પુત્રના માનસને વિકૃત કરી નાખવામા invisible Giants જેવો ભાગ ભજવ્યો છે. આ બધા પરિવેશે કામ એક જ કર્યું છે અને તે -hurting her boy in some unimaginable fashion

વાર્તાનો આ બીજો ખ ડ પુત્રની મનોરુગ્ણતાના નિમિત્તો વિશે વિચારોના ચકરાવે ચડી જતી માતાના ચિત્રથી ખચિત છે સમકાલીન પરિવેશની રોગજનક અને ઘાતક વિલક્ષણતાઓની મીમાસા કરવાનો ઉત્સાહ અછતો રહેતો નથી આટલો ભાગ તેની ચિ તનાત્મકતાને કારણે નિબ ધિયો બની રહે છે.

ત્રીજો ખ ડ તેમાની નાટ્યાત્મક ગતિવિધિના પ્રતાપે વાર્તાની આકૃતિને પામે છે પુત્રચિ તત દમ્પતીની નિદ્રાહીન અવસ્થામા બનતી બેત્રણ ઘટનાઓ વ્ય જનાપૂર્ણ છે ઊઘ આવવા માટે શારીરિક થાક જેવુ કારણ મોજૂદ હોવા છતાં પિતાને ઊઘ નથી આવતી

" 'I can't sleep' he cried

'Why ?' she asked 'why can't you sleep ? you were so tired ?"

પતિની અનિદ્રાનુ કારણ પુત્રની ચિંતા છે પણ આ ચિંતાયે માત્ર એક (પુત્રપ્રેમનો) સ કેત છે સ કેત પોતે કશા કામનો નથી પિતા પ્રેમનો સ કેત [-ચિંતા-] ધરાવે છે પણ પ્રેમના એ સ કેતની પાછળ સ કેતિત [-પ્રેમ-]નુ બળ છે ખરુ ? આ પ્રશ્નનો જવાબ મળે તે પહેલા

બીજો એક પ્રેમનો સંકેત સાંપડે છે અને તે પુત્રને માટે સગવડોનો ભોગ આપવાની પિતાની તત્પરતા પિતા કહે છે કે–'We will give him the bedroom' એટલું જ નહિ રાત્રે તેની પાસે વારા બાંધીને ઉજાગરા કરવાની અને બીજી અનેકાનેક યોજનાઓ તે વિચારે છે.

દંપતીની પુત્રને માટેની આ સઘળી યોજનાઓ વાર્તાનો બીજો બળકટ અંશ છે કેમ કે આ સમગ્ર યોજના પણ દંપતીના પુત્રપ્રેમના સંકેતરૂપ જ છે. પુત્રપ્રેમની એ વાચક સાચા અર્થમાં છે ખરી? શયનગૃહ આપવું, ઉજાગરો કરવો ઇત્યાદિ પણ પ્રેમના Signs and Symbols છે પણ તેમની પાછળ પ્રેમ છે ખરો? લેખકના મતે માનવીએ સંકેતોને પકડી રાખ્યા છે પણ સંકેતિતને ગુમાવી દીધા છે. કદાચ એમ પણ કહી શકાય કે સંકેતો પોતે તો મૂળ (સંકેતિત)નું સ્થાન લઈ શકે એમ નથી. લાલ રંગ એ ભયનો સંકેત છે ખરો પણ ખુદ ભય એ લાલ રંગમાં નથી સંકેત અને સંકેતિત વચ્ચેનો વિચ્છેદ એ આજના માનવીની કરુણતા યા કમનસીબી છે. દંપતીના પુત્રપ્રેમના સઘળા ઉપચારો અને આચારો પણ રિક્ત છે કેમકે મૂળે પ્રેમની જ ખોટ તેમાં, કદાચ છે ઉજાગરો કરવો, પોતાનો શયનખણ્ડ પુત્ર માટે ખાલી કરવો. ડૉકટરને અઠવાડિયે એકને બદલે બે વાર બોલાવવા, ચિંતાતુર, ગમગીન થવું આ બધા જ ઉપચારો લાગે છે પ્રેમના જેવા જ, પણ પ્રેમ નથી. અહીં બે પદાર્થો વચ્ચેના બાહ્ય સામ્યને અનુલક્ષીને લેખકે એક આકરો વ્યંગ્ય મૂર્ત કર્યો છે. પ્રેમના જેવા જ લાગતા ઉપચારો, પ્રેમ નથી. આ કરુણ તથ્ય વાર્તાની અંતિમ ટેલિફોન–ટૉકની ઘટનાના માધ્યમ દ્વારા ઊપસાવાયું છે

મધરાતે આ દંપતીના ટેલિફોનની ઘણ્ટડી એકાએક રણકી ઊઠે છે પતિ રિસિવર ઉઠાવે છે સામેથી વાત વાત કરનાર વ્યક્તિને જે નંબર જોઈએ છે તે પોતાનો નથી એમ કહી રિસિવર પુન. કેડલ પર

મૂકી દે છે થોડીક જ વારમાં પુન વણટકી રણકે છે ફરી એની એ જ વ્યક્તિ સામે હોય છે બીજી વાર પણ રોંગ નંબર લાગ્યો છે પતિ આ રોંગ નંબર લાગવાનું કારણ, ફોન કરનાર વ્યક્તિને સમજાવે છે કે–

'you are turning the letter O instead of zero'

ઓ અક્ષર અને ઝીરો બંને વચ્ચે સામી વ્યક્તિ ભૂલ કરે છે ઓ અને ઝીરો બંનેનો દેખાવ સરખો જ. બંને વચ્ચે કશો જ ફેર નહીં છતાં હકીકતમાં ઓ અને ઝીરો સાવ જુદા છે ઓ ની જગ્યાએ એના જેવો જ હોવા છતાં ઝીરો કામ આપી શકતો નથી જ

આ ટેલિફોન–ટોક વાર્તાનો ત્રીજો બળવાન અંશ છે ઓ અને ઝીરોની બાહ્ય એકરૂપતા છતાં હકીકતમાં બંનેના કાર્ય, સ્થાન, મૂલ્ય સાવ જુદા હોય છે તેમ લેખક સૂચવવા માગે છે કે પ્રેમના ઉપચારો (ઉજાગરા, ચિંતા, ગમગીની વગેરે) પ્રેમના જેવા જ લાગતા હોવા છતાં પ્રેમ કરતાં કોઈ જુદી જ વસ્તુ હોઈ શકે છે–હોય છે ઓનું સ્થાન જેમ ઝીરો કદીય લઈ શકતો નથી (સરખાપણું હોવા છતાં) તેમ પ્રેમના ઉપચારો/પ્રેમના વ્યવહારોનું પણ છે સાચા પ્રેમને સ્થાને પ્રેમના જેવા જ દેખાતા પ્રેમના ઉપચાર કદીય કામ આપી શકતા નથી

ત્યારે પેલા દમ્પતી કદાચ આ જ ભૂલ કરે છે કે પ્રેમને બદલે પ્રેમના વ્યવહારો, આચારો ને ઉપચારોમાં રાચ્યા કરે છે, વર્ષગાંઠ પર ભેટ આપવી, ઉદ્વિગ્ન થવું, વગેરે વગેરે બધું જ માત્ર પ્રેમના વ્યવહાર છે

રચનાનો સૌથી મોટો વ્યંગ Irony–તો એ છે કે ખોટો નંબર જોડનાર સામી વ્યક્તિને સમજાવનાર પેલો પતિ ખુદ જ આવી ભૂલ કરી રહ્યો છે ઝીરોને બદલે ઓ ફેરવ્યા કરનાર વ્યક્તિની ભૂલ તો મામૂલી અને ઝાઝી નુકસાનકારક નથી પણ તે ભૂલને પકડી પાડનાર, સાચું માર્ગદર્શન આપનાર પેલો પતિ પણ પ્રેમને બદલે પ્રેમના ઉપચારોને જ ઘુમાવ્યા કરવાની જે ભૂલ આચરતો આવ્યો છે એનું

તો તેને ભાન જ નથી. પોતાની ભૂલ તરફ અજ્ઞાન એવો એ અન્યની ભૂલ દર્શાવી પ્રચ્છન્ન અભિમાન અનુભવે એમાં રહેલો વ્યંગ્ય ડંખીલો છે

વાર્તાને અંતે એ મહાશયને લેખક પુત્ર માટે ખરાદેલી ફળોના મુરબ્બાઓની બરણીઓ પરના લેબલો વાંચતા દર્શાવે છે, એ સૂચવે છે કે તેમને લેબલોમાં, બાહ્યાવરણોમાં જ રસ છે, તદંતર્ગત દ્રવ્યમાં નહીં મૂળ દ્રવ્ય (પ્રેમ) કરતાંય પ્રેમના લેબલો ઉન્નિદ્ર અવસ્થા, ચિંતાતુરતા ઇત્યાદિમાં જ એમનો રસ સીમિત થઈ રહ્યો હોવાનું સૂચક એમનું એ લેબલોને રસપૂર્વક વાંચવાનું કાર્ય બની રહે છે □

૨૨ ઑક્ટોબર, ૧૯૭૮

# કંકાવટી

ઑક્ટોબર
૧૯૭૫

# આઠમો વાર



લેખક

**શ્રી મસ્ત મગેરા**

સુંદર સામાજિક નવલકથા

પ્રસ્તાવના જાણીતા વિદ્વાન ડૉ ચન્દ્રકાન્ત મહેતા



સપ્તાહના વાર સાત–માણસને જીવવા માટેના શ્રેષ્ઠતમ વાર હતા, તે તો હવે સમાપ્ત થઈ ગયા છે હવે તો આજનો માણસ આઠમા વારે કેવુ કૃત્રિમ જીવન જીવે છે તેનુ તાદૃશ વર્ણન–આલેખન કરતી રસપ્રદ નવલકથા

મૂલ્ય રૂા ૧૫–૦૦

**પ્રાપ્તિસ્થાન**

**શ્રી મસ્ત મગેરા. આલીપોર** (વાયા નવસારી, જિ સૂરત)

'કંકાવટી'ના ગ્રાહકોને માત્ર રૂ ૧૦–૦૦

# કંકાવટી

ઑક્ટોબર ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૦ : અંક ૨૪૭ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂા ૨૩, વિદેશ શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન' આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા-ટિકિટવાળું કવર અવશ્ય બીડવું કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત-૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી




તંત્રી-મુદ્રક-પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત-૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત-૩૯૫ ૦૦૩

## રૂપવતી ઋતુવર્ણન . એક નદીકાવ્ય □ જયન્ત પાઠક

રૂપવતીની સાથે ઋતુઓ માણી
એક પાત્રમા પીધા પ્રીત ને પાણી

રૂપવતી, જ્યા વસ્ત્રશિશિર સકોચે
ઘરે ઊડા હુ પ્રસન્ન હૂંફની આગે

વસન્ત ઊઘડે તારા બન્ને કૂલે
વૃક્ષટોચમા ખિલખિલ હસતા ફૂલે

ગ્રીષ્મરાતમા રૂપવતી, તુજ રેતી
અરબીરાતો તણી કથાઓ કહેતી

વર્ષામા તવ કાયા યૌવનહેલે
રૂપવતી! ઉર લઈ આંટમા રેલે

અહો વળી તુજ છાતી શરદઉઘાડી—
હાથ નાખી લો તલથી અંતર કાઢી!

સભર ખાલી કે નિર્મળ ડ્હોળી વ્હાલી
જીવન જેવી તુ મને રાખતી ઝાલી

—યોગેશ જોષી

આખી ય રાત
મેં સાંભળ્યા કરી
નીરવ રાતને
ખેલા ખેતરની થોરની વાડ
અન્ધકારને ચીરતી
ધીમે ધીમે સરકતી સરકતી
આવતી જાય છે મારી નજીક ને નજીક!
સ્તબ્ધ થઈને ઊભુ છે સામેનુ ઝાડ!
એના આટઆટલા પાંદડામાંથી
ફરફરે છે ફક્ત એક જ પાન!

કોક આવીને
ક્યારનુ ય બેઠુ છે ચૂપચાપ, આંખને કિનારે
થાકી ગયેલો દરિયો
કણસે છે મારા પડખામાં
કોક શબના
ફાટી ગયેલા ડોળા જેવી મારી આંખોમાંથી
ફૂટ્યા કરે છે ટ્રેનની તીણી ચીસો, ચૂપચાપ!
દીવો લઈને
કશુક ખોળવા માટે
મારા દેહની ભીતર ફર્યા કરે છે કો'ક!
છેક કાનના પડદા પાસે આવીને
ધબક્યા કરે છે હૃદય!

ભીત પર ચોટી રહેલુ
સ્ટ્રીટલાઈટનુ અજવાળું
ટપ્ દઈને ખરી પડ્યુ, ચૂપચાપ!

હવે હુ
મારી પથારીમા નથી

# કેક્સ અને કવિતાઓ

અદા અહારોની ☐ અનુ. વિજય શાસ્ત્રી

તમે કેક લાવ્યા
અને હું કવિતા
આપણે કેક વાંચી અને ખાધી કવિતા

કર્ણમૂળમાંના સ્નેહમાંથી જાણે
મારી ઇચ્છાઓ સરકી ગઈ
આપણે એને વધુ નજીક આણવા
ફૂટપાથોની પાર ચાલવા
કેટલા વ્યર્થ યત્નો!
એક થવા.

હું નિહાળું છું પોસ્ટલ-સ્ટામ્પનું વિશ્વ
જ્યાં હજી તમારો પોસ્ટકાર્ડ
પહોંચ્યો નથી
ક્યારેક હરિતપીત પથ્થર
ક્યારેક એક ગીત

શ્વેત ચંપાના પુષ્પો મારી રાત્રિઓને ભેદે છે
એ બધાથી પર તમારો અવાજ હું સાંભળું છું
હું પીઉં છું પરોઢિયું
તમારો અવાજ છે રેશમી ચુંબનોવાળી
રમ્યઘોષા નદી

હાસ્યમુખર આપણી નજરો પરસ્પરમાં જકડાઈ જાય છે
ફરી ફરી મળવા માટે
વારંવાર છૂટા પડવું જરૂરી છે
હું બ્યુગલ ફૂંકું છું

તમે કેક્સ લાવતા રહેશો
અને હું કવિતાઓ

---

Ada Aharoni-ના Cakes and Poems'નો અનુવાદ

## સોનલ □ કિસન સોસા

સુકાયા વાયરે સુક્કા, ખર્યાં સૌ પાંદડા, સોનલ!
ઝૂરી જપી ગયા તનમાં પરશનાં ઝાડવાં, સોનલ!

કરમકૂટ્યા અમે ખંડેરનાં પારેવડા સોનલ!
તમે મગરૂર મ્હેલોના કળામય મોરલા, સોનલ!

હશે કો' જન્મ નાખ્યા પાંચ છાણાં કોઈ ધૂણી, કે–
તમારે હાથ ત્રોકાયા અમે થૈ ગાજવા, સોનલ!

ઝળકિયા ટોડલે તોરણ, ઊઘડિયા ફૂલ ડેલીસા
હરખને જામ સડાણા તમારા માંડવા, સોનલ!

તમારી પાલખી એ જાય લીલા મોલમાં તરતી,
અમે લોચન લૂછી હાલ્યા સીમાડો ચારવા સોનલ

કરવતા એકધારું ગીમડીની ઝાડીએ લેલાં
કનડતા કેડીએ તે કેમ મૂંગા ગણવા, સોનલ!

રહ્યું મુજ પાણિયારું ઝગતું ટહુકા અમીજળના
ન આવ્યો કોઈ કંકણ–રવ બુઝારા માંજવા, સોનલ!

સમીસાંજે ઊભીને બારસાખે, જોઉં જોજન દૂર
તમારા ઘર ઉપર ટોળે વળ્યા કંઈ તારલા, સોનલ!

## ગઝલ □ રતિલાલ 'અનિલ'

સળગતી શિલાઓમાં અંકુર પણ છે
કે મજબૂરમાં એક મગરૂર પણ છે.

ઊડે ધૂળ જેવો ચહેરો ધરાનો
ઊછળતું ખળકતું હૃદે પૂર પણ છે.

ફરકતી ધજાઓ નકારો ભણે છે
અને ગર્ભગૃહમાં તો 'મંજૂર' પણ છે!

અજાણ્યું જ સમજે છે એકાંત ઘરનું
વિહરતી હવામાં તે મશહૂર પણ છે!

દળે છે, પીડે છે અકળ મૌન મીંઢું
મળે છે એ શબ્દો વળી ક્રૂર પણ છે!

સૂરજની અદબમાં બુઝાયેલ દીવા
છુપાવેલ જ્યોતિથી ભરપૂર પણ છે

ચલું છું ક્ષિતિજોના પહેરાઓ વચ્ચે
વળી મારા ભયથી બહુ દૂર પણ છે

ટહૂકાઓ માળે ઢબૂરાઈ સૂતા,
સૂરજની પ્રતિક્ષાએ આતુર પણ છે!

હૃદય આજ ધબકે છે નક્ષત્ર જેવું
શમા જાય સમજી, બીજું નૂર પણ છે

## ત્રિપદી ▢ 'અમૃત' ઘાયલ

બસ ફરી પાછો ઘેર આવું છું,
દ્વાર મારું જ ખટખટાવું છું,
બીજું તો શું બહારથી લાવું—
ઊચકી હું મને જ લાવું છું

## ગઝલ ▢ 'અમૃત' ઘાયલ

આ કાળને ય આમ તો ઓળંગી જાઉં હું
મરવા પડ્યો છું તેમ છતાં જીવી જાઉં હું

'સમજું તો સારું-ખૂબ મઝાની છે વાત, પણ
હમણાં તો લાગતું નથી કે સમજી જાઉં હું

ત્રિલચશ્પી દાખવો તો પ્રગટ થાઉં ઠામ ઠામ
ચાવી વગર તો કેમ કરી ખૂલી જાઉં હું !

આ આમ ઓગળ્યા જ કરું ક્યાં સુધી અહીં
આજે તો ચાલ જીવ કરી થીજી જાઉં હું

એવી ગજબની આજ તો લાગી છે પ્યાસ કે
દરિયો મળે જો વાટમાં દરિયો પી જાઉં હું

ભૂલકણો છું જરૂર, નથી કિન્તુ એટલો
કે તેં કરેલા પાડ બધા ભૂલી જાઉં હું

'ઘાયલ', નથી જ લાગતી આ આંખ, શું કરું
ઇચ્છું છું હું ય ખુદ કે ઘડી ઊંઘી જાઉં હું

બે ગઝલ □ રજની શેઠ

આવતા આવતા કોઈ અટકી ગયું
રાહ ગુમરાહ બનતા જ ભટકી ગયું

શું થયું, શું થયું, સૌ પૂછે છે દિશા
સ્વપ્ન-મહેમાનની જેમ છટકી ગયું

કોઈ મુખ શું હતું કે બની વાદળી
બિન્દુએ બિન્દુએ સાવ બટકી ગયું

કેટલી છે તિરાડો પ્રતિબિમ્બમાં
કોઈ દર્પણમાં ચ્હેરાને પટકી ગયું . .



લ્યો જીવન વાચવા બેઠા ઇતિહાસમાં
એ ન જોઈ શકયા સાવ અજવાસમાં

જીવની એક અદૃશ્ય કેડી બની
કોઈ આવ્યા કરે છે બધા શ્વાસમાં

હા ચહેરા, ચહેરા, ચહેરા મળ્યા
હોય અસ્તિત્વ જાણે કે આભાસમાં !

એક મારા જ હોવાની શંકા મને
એમ તો છે બધું યે નિકટ, પાસમાં

આપમેળે જ જીવન વણાતું ગયું
શ્વાસ-ઉચ્છ્વાસમાં, શ્વાસ-ઉચ્છ્વાસમાં

## ગહન કૂપ

કોસ્તા ઓગનિમ □ અનુ પ્રસાદ બ્રહ્મભટ્ટ

જાણે કૂવા (ના થાળા) પર લળીને
પથરો ફેંકતો હોઉં
તેમ ઓળંગીને મારી જાત
હું પહોંચ્યું છું તેના અંધારા તળ સુધી
અને ફેંકું છું મારો અવાજ
પણ પડતો નથી એકે, પડઘો
માત્ર મૌન અને રિક્તતાએ
ત્યાં જમાવ્યું છે આસન,
જાણે કે કૂપના વિશાળ અંધકારમાં
પાણીનો પ્રવાહ
ઘણા સમય પૂર્વે સૂકાઈ ગયો ન હોય!

## રાતી ગઝલ □ હર્ષદ ત્રિવેદી

રાતા શબ્દો, રાતા કાગળ,
રાતા ફૂલો, રાતું ઝાકળ,
રાતી શ્યામ હરણને લાગે,
રાતું રણ ને રાતાં મૃગજળ,
રાતું આભ, સિતારા રાતા,
આકાશે પણ રાતી અટકળ,
રાતું યૌવન, રાતા વસ્ત્રો,
આંખો રાતી, રાતું કાજળ
જંગલ રાતું, રાતા ઝરણાં,
કુદરતની પણ રાતી સાંકળ,
નજર પડે ત્યાં રાતેરાતું-
રાતું છે બસ રાતું ચોકળ

## બારી ▢ રજની રા.વ

મારા પ્રત્યેક કર્મોના સાક્ષી એવા સૂર્યને
મે જોયો છે કે કેટલીયે વાર
ઊગતો ને આથમતો
આ બારીએથી
વટવૃક્ષની ડાળડાળને
જોઈ છે અન્ધકાર ફ્ફોસતી
કે એકાંત રાત્રિઓમાં
મારા અસબાબનો
જીર્ણોદ્ધાર કરીને ઊડી જતી
ચકલી પણ આવે છે વારવાર
આ જ બારીએથી
હા,
મને હવે સંપૂર્ણ ખાતરી થઈ ગઈ છે કે—
તે આવશે
તો આવશે માત્ર આ જ બારીએથી

## બે શે'ર ▱ રતિલાલ 'અનિલ'

કળણ તો આ રહ્યુ, સરસિજ ક્યા છે?
ફુટીએ કોળતુ તે બીજ ક્યા છે?



સમ્બન્ધો છે મજનુના પ્હેરણ સમા
સદીઓ પછી પણ રફુગર નથી ..



## ભારતી દલાલ

ઘડિયાળમા જોયુ તો સાત થઈ ગયા હતા હુ અકળાઈ ગઈ. જતી વખતે જ ઘરમા કઈ ને કઈ કામ નીકળે ઉપરથી બાપુજી બૂમ પાડે, 'દીકરાબહુ, જરા અહીં આવ તો' કામ ત્યારે કર્યુ હોય નહિ ત્રણ દિવસ પહેલા ટપાલમા નાખવા આપેલા કાગળનુ શુ થયુ તે જાણવુ હોય, આ બાજુથી માને દેવદર્શને જવા માટે કોઈ સગાથ નહિ મળતો હોય એટલે મને કહે, 'વહુ જો તો, પડોશના શારદાકાકી છે કે ગયા?'

આમ તો કોઈ કેટલી જગ્યાએ જવાનુ હતુ મુબઈથી પરાગ આવ્યો હતો અમે ભણતા ત્યારે મારો વર્ગ છોડાવીને મારી સાથે ખૂબ ખૂબ વાતો કરતો ભણવામા હોશિયાર, પણ થોડો વેવલો મને પ્રેરણામૂર્તિ ને એવુ તેવુ કહે ત્યારે મુગ્ધાવસ્થામા એવુ કોઈ કહે તે મને ગમતુ એની લાબી લાબી વાતો દરમ્યાન હુ વચ્ચે વચ્ચે બેધ્યાન થઈ જતી, કોઈ વાર અકળામણ છૂપાવી પણ નહોતી શકતી, છતા એને ટાળવાની દૃઢતા હુ કરી નહોતી શકતી, પરાગ ભાવનાથી તરવરતો જુવાન, ચીન સાથે યુદ્ધ ચાલતુ હતુ ત્યારે સરહદ પર જઈને લડવાની વાતો કરતો, 'ઈન્ટેલેક્ચ્યુઅલ્સ મીટ' નામની નાની મડળી પણ જમાવેલી એમા મને પરાણે ખેચી જતો એ હમણા પાચેક વર્ષે મુબઈથી આવ્યો છે ખાસ્સો ફાટ્યો છે, પૈસા અને ઐશ્વર્યની જ વાતો કરે છે સાથે અકાળે સ્થૂળ થઈ ગયેલી એની પત્ની છે મને સદેશો કહેવડાવ્યો છે, 'સરુ, તુ સાત સવાસાતે આવી જાય પછી આપણે 'ડાર્ક કોર્નર'મા જમીશુ હસાની ખૂબ ઇચ્છા છે'

પણ હવે પરાગ સાથે વાત કરવાની કશી ભૂમિકા રહી નથી જૂની ટેવ પ્રત્યેની વફાદારી ખાતર જ જવાનો મને ઉત્સાહ નથી હમણા મહિનાએકથી કાશ્મીરા સ્ટેઈટસથી આવી છે, કાશ્મીરા, મનોજ, અતુલ અને હુ અમારી જૂની ચડાળચોકડી કાશ્મીરાએ ખૂબ આગ્રહ કર્યો છે ને કહેવડાવ્યુ છે. 'સરુ, આજે તો તુ વહેલી જ આવી જા આપણે ચાર ઘણે દિવસે ગપસપ લડાવીશુ કાશ્મીરાને ગપસપનો ભારે શોખ, હમણાની પાકી વૈષ્ણવ થઈ ગઈ છે. મને મથુરા વૃન્દાવન ખેચી જતી હતી તે મે માડ ટાળ્યુ કોઈ વરવહુ ઝગડયા હોય તો કાશ્મીરા સમાધાન કરાવવા દોડી જાય, પહેલા તો સાથે વાચતા, વિચારતા, હવે તો સુટકેસ ખોલીને જાતજાતના કૉસ્મેટિકસ બનાવે, વળી મનોજ અને અતુલ બન્નેમા પુરુષોની બધી જ પામરતા, સુવાળો સહચાર શોધવાની વૃત્તિ બગાળીઓ કહે છે તેમ બન્ને મૃગયાપટુ પણ કશી સમાન દૃઢ ભૂમિકા વિનાના આવા સમ્બન્ધો મને રુચતા નથી હુ નહિ જાઉ તેથી એ ત્રણેયને મારી કશી ખોટ નથી લાગવાની તેય હુ જાણુ છુ.

શ્રીમતી શ્રીદેવી દેસાઈ સાથેનો પરિચય તો હજી હમણાનો જ છે મને ખબર નથી કે એમને મારે માટે કેમ આટલી બધી લાગણી છે. મનના બહુ ઉદાર સગીતની મહેફિલ એમને ઘરે જામે, કોઈ કવિ આવ્યા હોય તો કાવ્યપાઠ પણ થાય સાથે ભોજન તો ખરુ જ પણ બધુ ભારે ફૉર્મલ સ્વાભાવિક રીતે વર્તવાનુ નહિ, શિષ્ટાચાર જાળવવાનો વળી એમનાથી નીચેના સામાજિક સ્તરના લોકો પ્રત્યે અતડા રહે આમ તો મારા પર વારી જાય, પણ એમના ભદ્રસમાજમા હોય ત્યારે જાણે આપણને ઓળખ્યા જ નહિ હોય એમ વર્તે. સારા કૉન્ટેકટસ કેળવવા, એમ કરતા વળી કોઈ સારુ પાત્ર નજરે ચઢે તો એને ઝડપી લેવુ—આવી બધી એમની વ્યૂહરચના પણ ખરી પણ એ બધા પ્રત્યે તો હુ ક્યારની ય ઉદાસીન થઈ ચૂકી હતી મારી ઉદાસીનતા એમને સમજાતી નહોતી

મે સાભળ્યુ હતુ કે કુણાલ જર્મનીથી આવ્યો છે મને હજી ૭ વર્ષ પહેલાની એ સાજ યાદ છે એણે ખાસ આગ્રહ કરીને મને મળવા બોલાવી હતી ત્યારે હુ મનથી સાવ એને વશ થઈ ચૂકી હતી. ભાવિ સહજીવનના એ રમ્ય ચિત્રો આલેખી બતાવતો હતો તે દિવસે એ કાઈ અસ્વસ્થ હતો, એની આખમા આવી ભીરુતા મે કદી જોઈ નહોતી મારુ હૃદય શકાથી ફફડી ઊઠયુ હતુ મે એને પુછ્યુ, 'કેમ, આવો હાફળોફાફળો થઈ ગયો છે?' મારા પ્રશ્નનો એણે જવાબ ન આપ્યો એ એની ભયત્રસ્ત આખે મારી સામે મીટ માડીને જોઈ રહ્યો. મને એની વહારે ધાવાનુ મન થઈ ગયુ એ બોલ્યો, ચાલો નાસીને પરણી જોઈએ' મે કહ્યુ, 'પણ કેમ, એવી શી ઉતાવળ છે? અને નાસીભાગીને મારે પરણવુ નથી એ કહે, મારે ત્યા તો આજે ચાદલા કરવાની વાત ચાલે છે કન્યાને હાજર કરી દીધી છે એનામા કશી ખોડ કાઢી શકાય એમ નથી' મે હસીને કહ્યુ, 'તો કહી દે ને હા' એણે મારો હાથ ઝાલી લીધો એને શરીરે પરસેવો વળ્યો હતો એ ઉદ્ગાર કાઢતો હોય તેમ બોલ્યો, 'સરુ સરુ '

બસ તે દિવસ પછી મે તેને જોયો નથી જે કાઈ જાણુ છુ તે લોકવાયકા સાભળીને આ ૭ વર્ષ દરમ્યાન એણે એકાદ પત્રસરખો લખ્યો નથી, મારા સુખદુ ખ જાણવાની ચિન્તા કરી નથી છતા હજી ય એનુ નામ સાભળતા મૂરખ હૃદય એ તરફ દોટ મૂકે છે એ અહીં આવ્યો છે એ જાણીને એને મળવાની ઉત્સુકતા મને વિહ્વળ કરી મૂકે છે પણ રહ્યાસહ્યા અહકારને ઉશ્કેરીને હુ મારી જાતને જતા રોકી રહી છુ.

હુ તૈયાર થઈને ઊભી હતી, ઉમ્બર ઓળગ્યો હતો અને બારણુ અધખુલ્લુ રાખીને ઊભી જ રહી ગઈ હતી. એકાએક મને લાગ્યુ કે જાણે મારી સામેની દિશાઓ ભૂસાઈ ગઈ હતી ચરણ ચાલવાને ઉત્સુક હતા, પણ મન દિશા શોધી શકતુ નહોતુ. પડોશના કેશવલાલકાકાની

દીકરી માધવીનું આરંગેત્રમ, પ્રોફેસર કાર્તિકેય શુકલની વર્તમાનસદર્શ વિશેની યુનિવર્સિટીમાં સાંજે ચાલતી વ્યાખ્યાનશ્રેણી, અમારી મંડળીના જ એક રમ્ય અનાદિનું નાટક નગરગૃહમાં ભજવાનું હતું તે આમ જો જવું જ હોય તો ઘણા સ્થાનો હતા, ને છતાં જાણે ક્યાંય સ્થાન નહોતું

મને થયું કે પગથિયાં તો ઊતરું. કશો નિર્ણય કર્યા વિના ચાલ્યે રાખ્યું, ચરણ જ્યાં લઈ જાય ત્યાં પહોંચું રસ્તા પર આવીને જોયું તો લોકારણ્ય પણ બધા જ સાવ અજાણ્યા થિયેટર પર નિયોન લાઈટ-ના ઝબકારા. મોટાં મોટાં પોષ્ટરો, રંગબેરંગી પ્રકાશમાં ઊડતી ફુવારાની જળધારા, વાહનોનો ઘોંઘાટ—આ બધાં વચ્ચે હું હડસેલાતીધકેલાતી ચાલ્યે જ ગઈ મારી દૃષ્ટિ સમેનું બધું જ ભૂંસાઈ ગયું મોટા મેળામાં ભૂલા પડેલા નાના શિશુની જેમ હું બાવરી બની ગઈ હું અસહાય થઈ ગઈ. મારા હાથ આધાર શોધવા લાગ્યા. મે એક મકાનની ભીંતનો આધાર લીધો ને ઊભી રહી ગઈ સાંજવેળાના સહેલાણીઓના આનન્દ કિલ્લોલ વચ્ચે હું મારી આંખને અણિયાળે ધસી આવેલા અશ્રુને ખાળતી જોતી છતાં કશું ન જોતી ઊભી રહી. મારું મન રવીન્દ્રનાથની કાવ્ય-પંક્તિ ગણગણવા લાગ્યું :

હેરિ અહરહ તોમારિ વિરહ
પરણે પરણે બાજે રે

છાતીમાં ડૂમો ભરાઈ આવ્યો મન દૃઢ કરીને પાછી વળી મારા ઘર પાસે તો ટેવને વશ થઈને પહોંચી ગઈ, પણ પહોંચ્યા પછી એ રોજનું ચિરપરિચિત ઘર મને અજાણ્યું લાગવા માંડ્યું. હું બારણા આગળ ખંચકાઈને ઊભી રહી ગઈ એક ક્ષણમાં જાણે એક મન્વન્તર જેટલે દૂર જઈ પડી. ચોરપગલે બારણું ખોલીને દાખલ થઈ. ઉપર યશ આરામખુરશીમાં બેઠો બેઠો ફિલ્મમેગેઝિનના પાના ઉથલાવતો

( અનુસંધાન પાના નં. ૨૬ પર )

## જાદુગરની વાતો



### વિજય શાસ્ત્રી

'ભાઈઓ અને બહેનો, આજે હુ આપને કદી ન જોયેલો છતા હમેશા જોવા મળતો એવો અદ્ભુત ખેલ બતાવીશ હુ તમને "જીવતો મરેલો" માણસ બતાવીશ તમે એને મરતો-મરેલો-જોશો છતા તમે તો એમ જ કહેશો કે 'આ તો જીવતો છે!' એટલે કે દોસ્તો, મર્યો છતા જીવતો કહેવાય અને જીવતો છતા મરેલો કહેવાય એવા માણસનો અદ્ભુત જાદુ આપ જોશો'

એકાએક જાદુગર પોતાના સાથીદારને જે પુખ્ત વયનો માનવી છે તેને પાચ વરસના બાળકમા પલટી નાખે છે પ્રેક્ષકો કાયાકલ્પના આ અદ્ભુત પ્રયોગને મુગ્ધ થઈ ભયવિસ્ફારિત આખે જોયા કરે છે

'દોસ્તો, આ છોકરાને જુઓ બરાબર જુઓ ધ્યાનથી જુઓ એ છોકરો હવે રેલવેટ્રેનમા બેસવાનો છે. પણ તે પહેલા તને તેના ઘરમા તેની મમ્મી સાથે વાત કરતો જોઈ લ્યો'.

'મમ્મી, મમ્મી આપણે ભકછૂકમા જવાના ?'

'હા'

'હુ બાલી પાસે બેસીશ હ, મમ્મી'

'આખમા કાકરી ઊડે, બેટા'

'ના' કહી એ બાળક જીદમા હાથપગ પછાડે છે.

'સારુ, સારુ બેસજે, હ'

બાળક હરખાઈને ચાલી જાય છે. એટલા પર આવે છે ને ટીનુને શોધી કાઢે છે ને કહે છે.

'આજે તો ભકછૂકમા બાલી પાસે બેઠવાનો.' ટીનુ તેને અહોભાવથી જોઈ રહે છે.

'મિત્રો, હવે આ છોકરો તેના મમ્મીપપ્પા સાથે સ્ટેશને પહોચે છે'

મમ્મી, આ કઈ ગાડી ?'

'ગુડઝટ્રેન કહેવાય, બેટા'

'એ કા જાય છે ?'

'મુંબઈ'

દોસ્તો, હવે આ બાળકની ગાડી આવે છે. બાળકને લઈને તેના મમ્મીપપ્પા તેમા બેસે છે. આ જુઓ, તે કેવો બારી પાસે ગોઠવાઈ ગયો આ જુઓ ગાડી ઊપડી આ જુઓ પાટા બદલતી ટ્રેનને બારીની બહાર ઝૂકી કેવો જુએ છે એ ? કેટલો રસ છે એને ? કેટલી મઝા પડે છે એને ? જો કે, તમને કદાચ એના મમ્મીપપ્પાની જેમ, આ બધામા કંટાળો જ આવશે'

'મમ્મી, મમ્મી, સિગ્નલ આવ્યો'

'મમ્મી મમ્મી, ઝાડ પાછળ ચાલ્યા'.

'મમ્મી, આ'.

'મમ્મી તે.'

'મમ્મી'.

'ચૂપ'.

'મ '

'હવે જુઓ મિત્રો, આ જાદુગર લાકડી ફેરવે છે.' ગાડીમા, ઝાડમા પાટામા, સિગ્નલમા રસ લેતો પેલો બાળક ફરીથી પુખ્ત વયનો માનવી બની જાય છે. પ્રેક્ષકો ડઘાઈને જોઈ રહે છે

'પણ આમા મરવાનુ તો આવ્યુ નહિ ?' એક ચબરાક પ્રેક્ષક જાદુગરને પડકારની ભાષામા પૂછે છે

'આવે છે, આવે છે, મહેરબાનો. જરાક ધીરજ રાખો. હવે, હમણા મરવાનુ જ આવે છે. ગાડીમાં હવે એ બાળકની જગ્યાએ એક પુખ્ત વયનો માનવી બેઠો છે, કેમ કે ગાડી ઘણા વરસો દોડતી રહી છે એ

બાળક, સોરી, પુખ્તવયી માણસને જુઓ. શું દેખાય છે એના અહેંગે મિત્રો ?

'કંટાળો.'

'શાબાશ.'

'એ ક્યાં બેઠો છે ?'

'સામાન મૂકવાના પાટિયા પર'

'શું કરે છે ?'

'ઊંઘે છે'

'બારી પાસે બેઠો છે ?'

'ના જી'

'બહાર જુએ છે ?'

'ના જી'

'ઝાડ ગણે છે ?'

'ના જી'

'પાટામાં રસ છે તેને ?'

'જરાકકે નહિ.'

'શું બારી નથી ?'

'છે.'

'શું ઝાડ નથી ?'

'છે સ્તો.'

'શું ગાડી પાટા નથી બદલતી ?'

'બદલે છે જ સ્તો'

'શું સિગ્નલના થાભલા નથી આવતા ?'

'આવે છે ને !'

'પેલો પુખ્ત બનેલો (બાળક) એમાંનું કંઈ પણ જોવા ટળવળે છે ?'

'મિત્રો, હવે આ છોકરો તેના મમ્મીપપ્પા સાથે સ્ટેશને પહોચ્યે છે '

'મમ્મી, આ કઈ ગાડી ?'

'ગુડઝટ્રેન કહેવાય, બેટા'.

'એ કા જાય છે ?'

'મુબઈ'

દોસ્તો, હવે આ બાળકની ગાડી આવે છે. બાળકને લઈને તેના મમ્મીપપ્પા તેમા બેસે છે. આ જુઓ, તે કેવો બારી પાસે ગોઠવાઈ ગયો આ જુઓ ગાડી ઊપડી. આ જુઓ પાટા બદલતી ટ્રેનને બારીની બહાર ઝૂકી કેવો જુએ છે એ ? કેટલો રસ છે એને ? કેટલી મજા પડે છે એને ? જો કે, તમને કદાચ એના મમ્મીપપ્પાની જેમ, આ બધામા કટાળો જ આવશે '

'મમ્મી, મમ્મી, સિગ્નલ આવ્યો'

'મમ્મી મમ્મી, ઝાડ પાછળ ચાલ્યા'.

'મમ્મી, આ'.

'મમ્મી તે.'

'મમ્મી'

'ચૂપ'.

'મ '

'હવે જુઓ મિત્રો, આ જાદુગર લાકડી ફેરવે છે.' ગાડીમા, ઝાડમા પાટામા, સિગ્નલમા રસ લેતો પેલો બાળક ફરીથી પુખ્ત વયનો માનવી બની જાય છે. પ્રેક્ષકો કઘાઈને જોઈ રહે છે

'પણ આમા મરવાનુ તો આવ્યુ નહિ ?' એક ચબરાક પ્રેક્ષક જાદુગરને પડકારની ભાષામા પૂછે છે

'આવે છે, આવે છે, મહેરબાનો. જરાક ધીરજ રાખો. હવે, હમણા મરવાનુ જ આવે છે. ગાડીમા હવે એ બાળકની જગ્યાએ એક પ્રુખ્ત વયનો માનવી બેઠો છે, કેમ કે ગાડી ઘણા વરસો દોડતી રહી છે એ

બાળક, સોરી, પુખ્તવયી માણસને જુઓ. શુ દેખાય છે એના ચહેરે મિત્રો ?

'કંટાળો.'

'શાબાશ.

'એ ક્યા બેઠો છે ?'

'સામાન મૂકવાના પાટિયા પર '

'શુ કરે છે ?'

'ઊંઘે છે '

'બારી પાસે બેઠો છે ?'

'ના જી'

'બહાર જુએ છે ?'

'ના જી'

'ઝાડ ગણે છે ?'

'ના જી'

'પાટામા રસ છે તેને ?'

'જરાકે નહિ '

'શુ બારી નથી ?'

'છે '

'શુ ઝાડ નથી ?'

'છે સ્તો.'

'શુ ગાડી પાટા નથી બદલતી ?'

'બદલે છે જ સ્તો '

'શુ સિગ્નલના થાભલા નથી આવતા ?'

'આવે છે ને !'

'પેલો પુખ્ત બનેલો (બાળક) એમાનુ કઈ પણ જોવા રળવળે છે ?'

'ના જી.'

'બસ તો ખેલ ખતમ મહેરબાનો'

'પણ મરવાનુ?'

'અરે યાર, ના જોયુ મરણ? ઝાડને માટે, બારીને માટે, સિગ્નલને માટે પેલો જીવતો બાળક જોયેલો તે હવે દેખાય છે?'

'ના જી'

'તો પછી કયા ગયો?'

'એ રહ્યો સામાન મૂકવાના પાટિયે બેઠો ઝોલા ખાય'

'જીવતો છે કે મરેલો?'

'જીવતો'

'છે ને જીવતો? એ જીવતો હોવા છતા એનામા રહેલો બાળક જીવતો રહ્યો છે?'

'ના જી'

'તો એ કયા ગયો?'

'મરી ગયો. મરી ગયો.'

'જોયોને **જીવતા મરેલાનો** જાદુ?'

બધા સમતિમા ડોકા ધુણાવે ને ધીરે ધીરે વિખેરાઈ જાય છે

જાદુગર પોતાનો આસબાબ ઉઠાવી બીજી શેરીમા જાય છે ફરી પ્રસ્તાવના શરૂ કરે છે. આ વખતે તે, પહેલી શેરીમા કરી બતાવ્યો એનાથી ઊલટો ખેલ **'મરેલી જીવતી'** નો બતાવવાનો છે

'યે દેખો કયા હૈ?'

'લડકી હૈ'

'હા, શાહબાશ, લડકી હૈ ઔર વો ભી શાદીશુદા'

'અરે ઓય, ગુજરાતીમા બોલો!'

'હા બાબા, લો બસ, ગુજરાતીમે બોલુ છુ હા તો આ છોકરીનુ લગન થઈ ગયેલુ છે હવે બોલો એ જીવતી હૈ કે મરેલી?'

'મગેલી લાગે છે !'

'બરાબર એ નથી હાલતી, નથી ચાલતી. નથી હસતી, નથી રડતી એના ચહેરે છે વિષાદ યે જિન્દા મુર્દા લગતી હૈ કી નહીં ?'

'અરે ઓય, ફિર હિન્દી ?'

'સોરી બાગા, સોરી. તો એ જીવતુ મુડદુ દેખાય છે હાલે છે, ચાલે છે, ખાય છે પીએ છે પણ મશીનકી માફીક'

'બરાબર'

'ઈસકા કારન માલૂમ હૈ ?'

લોકો નકારમા ડોકા ધુણાવે

'ઈસકા કારન હૈ વો અપને પ્રેમીસે બિછુડ ગયેલી હૈ ઉસકો અપને મરદકે સાથે કુછ ગમતા નહીં વો મુર્દા હૈ અંદર મે મગેના ફિર ભી વો ચલતી હૈ, ફિરતી હૈ, પાર્ટીમે જાતી હૈ, સિનેમા દેખતી હૈ લેકિન સબ કામ મશીન કી માફિક ! જિન્દા મુરદા જેસી'

'લેકિન અબ તુમ્હે ઈસકી સચ્ચી જિન્દાઈ બતાઉગા વો સોતી હૈ આરામ સે નિંદમે ડૂબ જાતી હૈ એકાએક ઉસકી નિંદ સંયગાત કો તૂટ જાતી હૈ, વો જગ જાતી હૈ અપના પડખા ફિરાતી હૈ ઔર (થોડુ થભીને) પડખા ફિરાતે વક્ત ઉસે કિસીકો યાદ આ જાતી હૈ

ઔર ઔર

ઉસકે કલેજેમે યાનિ કી કાલજેમે, યનિ કી રિદયમે એક દર્દકી સનસનાહટ ઊભર કર ઠબ્બ હો જાતી હૈ'

"અચ્છા ભઈ દરદનો સણકો આવીને શમી જાય."

'હા, દરદકા છોટા સા, ઝીણા સા, લેકીન જોરકા સણકા આ જાતા હૈ ! બોલો કિસી મુરદે કો દરદકી છટપટહટ હો સકતી હૈ ? બોલો કિસી મુરદે કો સણકા આ સકતા હૈ ?'

બધા નકારસૂચક ડોકુ ધુણાવે છે.

"તો યે થી 'મુર્દાજિન્દા' કી યાનિ ગુઝરાતીમે બોલું તો 'જીવતી મરેલી' કી જાદુગરી.

'બસ તો ખેલખતમ સબ જાઓ.'

બધા ધીરે ધીરે વિખરાઈ જાય છે. છેક છેલ્લે ત્યાંથી એક વ્યકિત પોતાની આખમા આવી ગયેલા પાણીને લૂછતી મદ પગનાં ઉપાડતી જાય છે-જાદુગરે કદાચ એની જ વાત કરી છે માટે. ☐

૨૦ ઑગસ્ટ '૭૯

---

( અનુસધાન પાના ન ૨૦ નુ ચાલુ )

હતો; કોઈ એનુ કબાટ ખોલીને સાડીઓ ગોઠવતી હતી. ભાઈ હિસાબનો ચોપડો લઈને બેઠા હતા મા પૂજાના ઓરડામાં માળા ફેરવતી હતી ત્યા મે જોયુ તો બાપુજી સાજવેળાના અન્ધકારમા આસરે ડગ ભરતા નીચે આવવા માટે દાદર આગળ આવી ઊભા હતા એમણે 'બેટા યશ' કહ્યુ પણ યશ તો મશગૂલ હતો એણે સાભળ્યુ નહિ. ભીતને હાથ દઈને એને આસરે આમરે એઓ આગળ વધ્યા હુ આ બધુ જોતી ચિત્રવત્ ઊભી જ રહી ગઈ હતી. ત્યા મે જોયુ તો બાપુજી પહેલુ પગથિયુ ચૂકી ગયા, એમનો આધાર છૂટી ગયો એમના મોઢામાથી બૂમ સરી પડી, સરુ, સરુ. હુ પવનવેગે દોડી ગઈ ને એમને ઝાલી લીધા મને જિન્દગીભર આધાર આપનાર બાપુજીનો હુ આધાર બની ગઈ. ☐

પથ્થરનો ઘોડો



ચંપૂ વ્યાસ

ભૂખરી દીવાલ પર એક જૂની તસવીર મો ચહેરો ખુલ્લું, ચહેરાની એકેએક રેખા પર તરતીળતર લાલાશ, ઉલ્લાસસૂચક સ્મિત અને નીચે ગીતપંક્તિનું એક ચરણ—મેરે તો ગિરિધર ગોપાલ ગીત-પંક્તિની નીચે દિવસોનો ગઠ્ઠો ને એમા લખ્યું છે મહા સુદ પાચમ ને રવિવાર—

રસ્તા પર ચાર ચરણનો ઘોડો હાંફતો હતો એ હશે, ત્યારે ઊચી ઓલાદ શોભાવતો ખૂબ લાગતો હશે, પણ છે ત્યારે ત્રાટા ચરણ વડે ચાર જણનો ભાર ખેંચે છે. ભારેનો ચઢાવ છે ને નીચેથી ઉપર ચઢતા જવાનું છે છે પાછળ ચાર જણ છે ને વધારાના લાકડાના બે પગ છે ઘોડો ભાર ખેંચે છે—

અસ્સલ મેવાડની ઓલાદ જાણીજાણીને ઝેર પીવે એવી ક્રિયાનો કોઈ કોલાહલ નહિ પીવાનું, પચાવવાનું ને ઝેરઝેર થઈ જવાનું. શ્વાસ લેવાનો, ગીત ગાયા વગર ગાયા જેવું મોઢું રાખવાનું. હરિ કરે તે મમ હિતનું એમ મનોમન બોલ્યા કરવાનું ને જે કાઈ જ્યારે કાઈ થાય એનો ઉલ્લાસ દેખાડયા કરવાનો સ્મિત દ્વારા સહેજ પણ દુઃખ દેખાડવાનું નહિ, ચહેરો ઊતરી ગયેલો ના દેખાય એની સભાનતા રાખવાની સતત—

ઘોડાગાડીમાથી ચાર જણ ઊતરી જાય છે ઘોડો ઘાસ ખાય છે વળી બીજા ચાર જણ ચઢી જાય છે ઘોડો ઘાસમાથી મો કાઢી લઈ યથાશક્તિ પૂછડું હલાવે છે ગાડીનો ચલાવનારો ને ઘોડાનો સાનિ-વાસનો કટલો એકઠો કરી ઘોડાગાડીના આગળના ભાગમા નાખતો કને

બેઠા ડચ, ડચ,.. ચિચૂડ ચિચૂડ ચિચૂડ ચિચૂડ—

ઢોળાવ ઊતરીને જોયુ તો શુ જોયુ પેલી ખોબડી તસવીરે ?
તેર તરી ઓગણચાલીસ તળાવનુ તેલ જોયુ કશી દેખી મથુરા દેખી દેખે તીરથ સારે સવા રૂપિયો ને શ્રીફળ મૂકયા તીર્થસ્થાને. દેવ મળ્યો (કે દાનવ મળ્યો) માગ્યા કર્યો પવન, પાલવ પાથરીને બસ માગ્યા કર્યો પવન પવનકુમાર એટલે પવનકુમારને પને કાઈ નહિ પ, વને કાઈ નહિ વ નને કાઈ નહિ–

એ જ ઢોળાવ પાછો ચઢવાનો ઘોડો બચ્ચારો મહેનતનો જીવ બની ગયો પાછળ ચારને સ્થાને સાત ચઢી બેઠા છે બધા ઢોલત્રાસા વગાડે છે વધારામા લાઉડસ્પીકર ગોઠવ્યુ છે ઘોડાગાડીને માથે અદર માઈકમા એક ત્રેણ છોકરો ગાયા કરે છે ને બીજો લાલપીળા કાગળિયા ઉછાળ્યા કરે છે જે પાછળ દોડતુ લોક હોશભેર ઝીલે છે ને વાચે છે વચ્ચે વચ્ચે તાનમા આવી જઈ પેલો ત્રેણ છોકરો માથે રગીન રૂમાન ઓઢી નાચવા મડી પડે છે ઘોડો હાનકડોતક થઈ જાય છે આ ચરણ અને આ ચઢાણ—

ભારે છે આ જિદગી સફેદ સફેદ તાકામા લપેટાઈ ગયેલી જિદગી ઝેરઝેર થયા કરવાનુ ને ગિરિધર ગિરિધર કર્યા કરવાનુ છાપેલુ વાચવાનુ બસ. તેય કશા અવાજ વગર. શબ્દો પણ છાપેલા હોય ને વચાતા હોય એ રીતે જ બોલવાના એટલે કે બોલ્યા વગર બોલવાના છાપ પડી એટલે છાપ પડી ? પણ બોલાય નહિ એટલે મૂરખ સમજીશ નહિ કાયર છે તુ કવિતા લખી લખી કિરિયારો હાકતો હતો તે ઊવમાથી જાગ હવે, જડબાતોડ જવાબ આપ હવે આખુ શબ્દપારાયણ માડતો હતો તે સમજાવ હવે લીલાનુ વ્યાકરણ–

લીલુ લીલુ ધાન મળ્યુ છે ખાવા. આખુ આકાશ ગયુ ને મેદાન મળ્યુ છે મારી જવા લીના ચશ્મા ચઢાવો અને અશ્વશક્તિની અલ્પતમ માત્રામા થઈ શકે એટલી પ્રવૃત્તિ આદરો પવનકુમાર પછી પવનવેગી હોવાનો અદાજ લઈ ને ઊડયા કરો અદર અદર. રેખા પાડવાનુ ઠેકાણુ નહિ ને મોટા ચીતરામણ ચીતર્યા કરો. અદર અદર શબ્દ હવે ઢૂકશે

ફરે પવનકુમા—

પ વ ન તને પ વ ન ને બોબડી તસવીરને બોલતા
આવડયુ ગીતય નહિ અને ગદ્ય પણ નહિ કેવળ ગણગણાટ લયની
લાલચે ખરબચડ ખરબચડ ચાવ ચાવ કર્યા કરવાનો ગણગણાટ. તોય
બોબડી તસવીર બોલતી થઈ એમ કહેવાનો હરખ હૈયે માય નહિ
હરખ હરખ ચાલુ રહયો ને બોલવા તો વધી પડી બોલીબોલીને મુખ
ગોપાયુ ને ધોળુ ધોળુ ફક થઈ ગયુ મોઢુ મુખની રતાશ રસ્તો કરતી
ગઇ ને આઆઆ એક બે ને ત્રણ સીધી એ થામા પહોચી ગઈ કાળામ-
મ્મર પહાડો વચ્ચે લોહી નદી ખળળ ખળળ વહેવા લાગી ડળક ડળક
ખળળ ડળક ખળળ ખળળ—કાળમીઢ પથ્થર જેવા છે બધ્ધા જ—
ગીત ગાયા પથ્થરોને, પેલા ત્રણ છોકરાએ ફૂદી ફૂદી તાબોટા
પાડીને ગાવા માડયું ગીતનો અવાજ ગૌણ થઈ ગયો તાબોટાની ધમ્મા-
ચકડી મચી ગઇ રાતા ચરણથી ચાલતો ઘોડો અંદર બહાર હાલી
ઊઠયો. બેસુ બેસુ થઈ ગયેલા એના જીવનને ચાબખા વીંઝાતા
ટાઢક વળી. હવે ઊભુ રહેવુ જ પડે. હવે તો ચાલવુ જ પડે ઊભા
ઊભ ચાલ ચાલા ચાલી—
ઘોડો ચાલવા લાગ્યો—
રાતાચોળ રસ્તે—
કાળમીંઢ પથ્થરોની વચ્ચે—
ઘોડો પથ્થરનો થઈ ગયો—
લીલા ચશ્મા પહેરી નથી શકતો ઘોડો, લીલુ ઘાસ ખાઈ નથી
શકતો ઘોડો, હેપા કરી નથી શકતો ઘોડો, પવન નડી નથી શકતો
ઘોડાને, ઘોડો અડી નથી શકતો પવનને—
ઘોડાનો પવન નીકળી ગયો બધો—
પવન રાતે રસ્તે રેલાઈ રહ્યો છે—
રાતો રસ્તો આખો ખેચી રહ્યો છે
ઘોડો—
દિવસોના ગઢાને ચાવી ગયો છે ઘોડો—



# વિદેહીઓની વચ્ચેનો માણસ



## કનુ સુણાવકર

તમે બહેરા હો તો જુઓ અને આંધળા હો તો સાંભળો આ એક છેલ્લી વાર્તા સૂરજ પ્રતાપશંકર મહારાજની છેલ્લી અવતારકથા. લખચોરાશીમાં આ કથામાં આગળની સર્વ કથાઓ સમાઈ જાય છે, તો સુણો અને અથવા દેખો અને/અથવા કલ્પો અને/અથવા અનુભવો અને જીવો હું હવેથી આપ સૂરજપ્રતાપશંકર મહારાજને 'એ..ય' કહીને ઓળખીશું કેમકે એમના શ્રીમતી મંગળાગૌરી એમને 'એ ય' કહેતા હતાં–કહે છે, તેથી

શ્રીમતી મંગળાગૌરીનું "એ. ય હવે ઊઠો પાછું મોડું થશે, કથા કરવા જવાનું, સાંભળ્યું ?" રોજનું હતું

અને 'એ . ય ઊઠયા ચોકમાં આવી સૂરજ સામે જોઈ, છીંક ખાધી, આંખો ટમટમાવી, બગાસું ખાઈને અંદર રસોડામાં આવ્યા હજી એ ય પૂરા જાગૃતિમાં આવ્યા નહોતા અર્ધનિદ્રામાં જાતે પોતે હાથે ચા બનાવી પરથમ પહેલા સ્વહસ્તે સૌ મંગળાગૌરીને પિવડાવી તત્પશ્ચાત જાતે પોતે પણ પીધી પછી એઓ પટીમૂકી ભાનમાં આવ્યા પછી એમને ખબર પડી ને ખ્યાલ આવ્યો કે એ શી અંશને 'ડાટખૂણે' મળતી દીવાલોવાળા એક ખૂણાની ગંધાતી ડાચબાકાર ગોદડીમાં, જાગતી પડેલી પોતાના પહેલા ખોળાની એક ની એક આંધળી દીકરા–જેને તેઓ અને સૌ મંગળા છેલ્લા સાતેક વર્ષથી 'રાડ' કહેતા હતા ને ચા પિવરાવવાની તો રહી જ ગઈ છે ! 'રાડ રહી ગઈ' કહેતાકને એ ય ચૂલામાં લેમડાબાવળિયા આબાના છોડિયા પટકીને, કા..ળી ધબ્બ ચાની પતેલી ચૂલે ચડાવી. જાતે પોતે 'રામહરિ રામહરિ' બોલવા લાગ્યા વચ્ચે વચ્ચે ગાળો સાથેનો ગળફો ચૂલાની રાખમાં થૂંકી નાખ્યો, પછી પતેલીમાં પાવળું દૂધ રેડયું, પછી લોટો પાણી સગાવ્યું, પછી મૂઠી મોરસ નાખી અને, પછી ચપટી ચા પણ ભભરાવી સળેખડું

નાખીને ચા જાણે કે વલોવી પછી સાણસી શોધવા રસોડા આખામ શોધ આદરી, સાણસી પ્રાપ્ત થઈ ત્યારે અડધી ચા તપેલીમા રહી હતી આખો અવતાર એળે ગયાનો વલોપાત કરતે કરતે ચા ગાળી, કામાના વાટકામા આધળી દીકરીને દીધી

"એ—ય હવે જલ્દી જલ્દી શાકભાજી લઈ આવો ને પછી કથા કરવા જવાનુ છે ને ભૂલતા નહી પાછા " અને ઘરમા અડધુ પચિયુ માગેમેલુ અધૂરિયુ પહેરીને આદિકાળમા ફરના 'એ યે' કાળુ ધોળુ છતા એક દરે કાળુ છતા એક દરે ધોળુ ધોતિયુ પહેરીને અર્વાચીનકાળમા આવ્યા અને ભવિષ્યકાળમા જતા હોય તેમ, ગણપતિના ખોખલામાથી પાઈ–પૈસો પાવલી વીણીવીણીને પોણા રૂપિયાનુ પરચૂરણ લઈને શાકબજારમા પ્રવેશ્યા .

બજાર ધમધોકકકાર ધમધમતુ હતુ પૂર્વ પશ્ચિમ ઉતર દક્ષિણ જતા આવતા આડાઅવળા રસ્તાઓ પર વિદેહીઓ જતા આવતા અથડાતા-કૂટાતા-દોડતા હતા એ ય ઊર્ફે સૂરજ પ્રતાપશકર મહારાજ જાતે પોતે પણ એ દેકારિયા સગ્વમિયા મકરિયા વહેણ-વમળોમા ભળી ગયા, વણાતા વણાતા છતા કાછિયાની દુકાન પ્રતિ જતા જણાતા એય છેવટે પહોચ્યા ખરા, છપ્પન જાતોના શાક એમણે એક પલકમા જોઈ લીવા. સો ગ્રામ સૂરણનો ઑર્ડર આપ્યો કાછિયાએ માળિયેથી શાક ઉતારવા ચડેલી કાછિયણને કહ્યુ 'એ ય પેલો છરો જરા નાખ, જો." 'એ . ય' સામળીને એ . ય ચમકયા ચમક ઓછી થાય તે પહેલા તો સૂરણનુ નાનકુ કોડવુ કપાઈ પડતુ હોય તેમ સૂરજ પ્રતાપશકર મહારાજનુ નાક છેદીને સમગ્ર ધડ અને ચહેરાથી અલગ કરી દઈને છરો 'એ ય'ના પગે પડયો. સૂરણનુ કોડવુ લેતા હોય એવી સહજ રીતે અમણે 'નાક' લઈ લીધુ, મૂઠી વાળી લીધી બાધી મૂઠી લઈને, સાથે સાથે સો ગ્રામ સૂરણ પણ લઈને એ ય ઘેર આવ્યા રસ્તામા જટા ગોરનો છોકરો કેશવ, કુમારશાળાના માસ્તર જોષી, ઘીવાળા તનકચદ વાસણવાળા પિત્તળિયા સામા મળ્યા

એ..ય નાકવિહોણે વિચારવા લાગ્યા, હમણા કોઈ પૂછશે 'નાકનુ શુ થયુ ? નાક ક્યા ગયુ ? કેમ કરતા થયુ ? કોણે કર્યુ ?" તો શો જવાબ દઈશ આ લોકોને ? સારુ થયુ કે કોઈએ એ યને કઈ/કશુ પૂછ્યુ જ નહી નહી તો એમની પાસે કશો જવાબ નહોતો આ તો થતા થઈ ગયુ હતુ જે હતુ તે હતુ–ન–હતુ થઈ ગયુ એમા તે શો હરખશોક ? થનાર વસ્તુ થયા કરે. પાન ખર્યા કરે, સરિતાઓ સર્યા કરે, ક્ષિતિજ ફર્યા કરે, ફુદા બધા તર્યા કરે, મર્યા કરે ચાલ્યા કરે એ તો. સાડાત્રણ મણની કાયા સલામત તો બહોત નાક હી નાક જ છે ! પણ, અરે ! આ સામેથી પરસોતમદાસ વીમાવાળા આવે છે, તે સત્યનારાયણની કથા કહેવા મારુ જ બોલાવવા/શોધવા આવ્યા લાગે છે 'એ ય'ને અમૂઝણ ઊપડી પરશોત્તમદાસ—"મહારાજ જાવા જલ્દી જલ્દી ચાલો. કથા પતાવીને મારે મુબઈ જવાનુ છે જલ્દી" કહીને વહી ગયા એ યને થયુ 'હા શ'.

એટલામા જમનાશકર દેખાયા હાથમા ત્રાબાની ઝારી, કપાળમા ત્રિપુડ, પૂછ્યા વિના નહીં રહે કે "નાક ક્યા, મહારાજ ? કોણ કેમ કરતા શી રીતે કર્યુ ને શુ કેમ થયુ ?" એ.ય થર થર ધ્રૂજવા લાગ્યા. પણ સારુ થયુ કે જમનાશકર મુહૂર્ત ચૂકી ન જવાની ઉતાવળમા દોડતા જતા હતા

—એટલામા એ..ય ઘેર આવી ગયા સૌ મગળાગૌરી ધૂવાફૂવા થતા જતા હતા, "લાવો હેઠો મૂકો શાકમા પૂળો ને જાવ જલ્દી કથા કરવા. પરમોત્તમદાસ ત્રણત્રણ આટા ખાઈ ગ્યા આખો અવતાર પૂરો કર્યો શાક લીધામા તો!"

ઘરને છાપરે એક કાગડો "કા. કા કા " કરતો ઊડતો આવીને બેઠો કા કા કા ? કા ?. અને શ્રી સૂરજ પ્રતાપશકર માહારાજે બધ મૂઠીમા સાચવી રાખેલુ નાક "એ..ય આ લ્યે !" કહીને છાપરે નાખી દીધુ .. 

સાહસ



મૂ. લે. હેન્રી બ્ચોલ

અનુ · પ્રમોદકુમાર પટેલ

ફ્રિક ધીમે પગલે દેવળના પડખેના પ્રવેશદ્વાર તરફ આગળ વધ્યો. એસ્કાલટની પગદંડીમાં ઠેર ઠેર તિરાડો પડી ગઈ હતી. તેની બંને બાજુએ આવેલા બગીચાઓમાં ત્રિકોણ આકારના નાના નાના ક્યારાઓ લોખંડની કાળી રેલિંગોથી મઢી લેવામાં આવ્યા હતા. ભૂખારી કાળી માટીમાંથી એક જાતની ખાટી વાસ આવ્યા કરતી હતી અને ત્યાં બે બૉક્સમાં ચીવટ લાગતા સૂકા પાંદડાઓવાળા છોડ ઊછરી રહ્યા હતા. ભૂરા પેંડથી મઢેલા બારણાને, ઝૂકીને તેણે ઉઘાડયું અને જુએ છે તો બીજા એવા જ પેંડથી મઢેલા બારણા આગળ તે ઊભો હતો! અવાવરુ વાસી હવાની વાસ એને વળગી રહી હતી. આ બારણું તેણે પોતાની મુઠ્ઠીના બળથી જ હડસેલી નાખ્યું. દેવળના અંદરના ખંડમાં પ્રવેશતાં પ્લાયવુડના નોટિસબૉર્ડ પર તેની નજર પડી. 'સંત ફ્રાન્સિસ વર્ડ ઑર્ડર જાહેરનામું.'

બિલકુલ ઝાંખો લીલો ઉજાસ દેવળમાં પથરાઈ રહ્યો હતો. ત્યાં વિચિત્ર ઝાયવાળી દીવાલ પર ફ્રિકે જોયું તો સફેદ પ્લેકાર્ડમાં કાળા રંગની હસ્તાકૃતિ દોરવામાં આવી હતી. એ સીધી નીચેના ખંડ તરફ સંકેત બતાવી રહી હતી. એમાં ઉપરની સખ્ત, લાંબી, અત્યંત લાંબી આંગળીના છેડા પર શબ્દો હતા. 'પાપનો એકરાર ચાહતા અપરાધીઓ અર્થે ઘંટડી.' એની નીચેના ભાગમાં ભૂરા હોલ્ડરમાં ઘંટડી માટે સીસમિયા રંગનું બટન હતું. બાજુમાં નામનું સાઈનબૉર્ડ હતું. પણ ફ્રિકે એમાં નામ વાંચવાની દરકાર સુદ્ધાં કરી નહિ. તેણે અમસ્તુ જ એક બટન દબાવ્યું. તેને એમ લાગ્યું

કે પોતાના આ કૃત્યમા કશુક કોઈક અ તિમ અને અક્ર તત્ત્વ પ્રગટ થઈ રહ્યુ છે તે કાન સરવા કરીને ઊભો રહ્યો, પણ તેને કશુ સ ભળાયુ નહિ.

શ ખલાના આકારના ગુલાબી પ્લાસ્ટરવાળા પાત્રમા તેણે પોતાની આગળી ઝ ઓળી જોઈ. અત્ય ત ઝાખા ઉજાસમા એનો ઘાટ વિચિત્ર રીતે બિહામણો લાગી રહ્યો હતો જાણે એક વિશાળ બનાવટી જડબુ હોય, અને તેના કેટલાક ભાગો અહી તહી ખરી પડયા હોય. હળવેકથી તેણે પોતાના હાથથી ક્રોસની મુદ્રા રચી અને તે વચ્ચેના ખ ડમા દાખલ થયો તેણે પોતાની બ ને બાજુએ પાપના એકરાર માટે બ ધાયેલી અ ધારભરી બબ્બે ઓરડીઓને જોઈ. લાલ પરદાઓ છેક નીચે સુધી લટકી રહ્યા હતા હમણા જ તેના ધ્યાનમા આવ્યુ કે ગૉથિક શૈલીના સ્થ ભો વચ્ચેનુ સુશોભિત છત બૉમ્બમારાના કારણે તૂટી પડયુ હતુ, અને તેમાથી નીચેની પીળચટી ઈંટાનુ વરવુ રૂપ છતુ થઈ ગયુ હતુ આ દૃશ્ય જોતા કોણ જાણે કેમ, તેને પ્રાચીન સમયના જાહેર સ્નાનાગારનુ સ્મરણ થઈ આવ્યુ તેણે જોયુ કે પહેલાનુ મુખ્ય દ્વાર તો ખરબચડા પથ્થરો ચણીને બ ધ કરી દેવામા આવ્યુ છે. અને તેની વચ્ચે દબાઈને ચપટાઈ ગઈ હોય તેવી એક જીર્ણ બારી બેસાડેલી હતી. એના પરનુ સફેદ પ્લાસ્ટર ઊખડી ગયુ હતુ.

વચલા ખ ડમાં દાખલ થતા ફિક વાકો વળ્યો. પ્રાર્થનામા મન લગાડવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ પોતાના જોડાયેલા હાથો ઉપરથી તેની નજર તો પેલી ચાર ઓરડીઓ તરફ જ મ ડાયેલી રહી. ઝાખા ઝાખા ઉજાસને વીધી જવાનો પ્રયત્ન કરતી એ નજરમા એવો ભાવ તરવરતો હતો કે ક્યાકથી પણ એકાએક જ કોઈ ધર્મપાદરી દેખા દે તો તેણે એ ક્ષણ ચૂકવાની નથી તેને એમ થતુ હતુ કે ઘણુ-ખરુ તેઓ ત્યા પેલા ઊ ચેના ભ ડારિયા ખ ડથી જ સીધા ઊતરી આવશે. ઝાખા ઝાખા અ ધારામા પણ ફિકે જોયુ કે પેલી નિર તર જલતી જ્યોતની પાસે પિત્તળની ઘ ટડી વેલ્વેટની રાતી દોરીથી ઝૂલી રહી છે.

દેવળના વચલા ખડમા કઇક વધુ ઉજાસ લાગતો હતો. ત્યા તેની દૃષ્ટિ પડી તો દેખાયુ કે વચ્ચેના ભાગની મરામત કરાવવામા આવી હતી. જીર્ણ તરડાયેલી દીવાલો પર જૂના ખખડી ગયેલા બિમો પર કામચલાઉ પાતળી કમાનો ઊભી કરવામા આવી હતી ફરશના વાર્નિસને કારણે કેટલાક પાટિયા કાળા પડી ગયા હતા અને પેલા સ્થભો આગળ ઊભી કરેલી મનોજ્ઞ પ્રતિમાઓના મસ્તક ખડિત થઈ જતા, માત્ર તેના ધડ જ રહી ગયા હતા મસ્તકવિહોણી પ્લાસ્ટીકની વિચિત્ર લાગતી એ પ્રતિમાઓ જાણે કરુણઅસહાય દશામા મૂકાઈ ગયેલી લાગતી હતી તેમના મુદ્રાલેખે થી તેમને વિચ્છેદી નાખવામા આની હોય, અને વિષણ્ણતામા ડૂબી ગયેલી કેવલ ધડરૂપ એ આકૃતિઓ પોતાના ખડિત હાથો લબાવીને જાણે આજીજી કરી રહી હોય એમ લાગતુ હતુ

ફિ કે પોતાના અતરમા પ્રાયશ્ચિત્ત અને દૈન્યની લાગણી જગાવવાનો પ્રયત્ન કર્યો, પણ એમા તેને સફળતા મળી નહિ. કેમે કરી પોતાના મનને તે એકધ્યાન કરી શકયો જ નહિ તેના અતરમાથી અથડાતી આવતી હોય તેમ, તૂટક તૂટક રૂપમા આર્જવભરી પ્રાર્થના બહાર આવતી રહી, તે સાથે પોતાના સ્મરણોની ભૂતાવળો પણ તેમા ભળી જતી લાગી આ બધુ જલદી જલદી ખતમ થઈ જાય, અને આ શહેરમાથી પોતે વહેલામા વહેલી તકે છૂટી જાય, એવી ઇચ્છા પણ તેમા ભળી જતી હતી.

તને બરાબર સમજાઈ ગયુ જે અપરાધનો તે એકરાર કરવા માગતો હતો તે તેના અતરમા સ્મૃતિરૂપ બની રહી હતી, અને તેની ઈચ્છા તેમા ઘૂટાઈ જતી હતી. પોતાને ખબરે ન પડે એ રીતે જીવનની રોજિદી ઘટમાળમાથી એ પ્રગટ થઈ રહી હતી નજીકના ભાવિમા એક દિવસ કેઈક રીતે તે આનાથી પર થઈ જશે, અને એના પર પોતે

ઊચાઈથી દૃષ્ટિ કે કરશે, એમ તેને લાગ્યુ. એક ગમ્ય પાપ સમુ સાહસ-વાસ્તવમા-તેને સમજાઈ ચૂકયુ હતુ કેવળ નમ્રતાને ખાતર તેણે તો માત્ર પોતાની રમતના નિયમોનુ પાલન જ કર્યું હતુ પણ એ રમતના નિયમો એવા તો હતાશાપ્રેરક અને પ્રાસ ગિક હતા, કે તે પોતે ભયભીત બની ગયો હતો. આવુ કશુક બની જાય તે પહેલા જ તેના મનમાં ભયકર ઘૃણાભાવ જાગી ઊઠયો હતો પણ તે રમતમા જોડાઈ ચૂકયો હતો. પોતાના મનમા ને મનમા તેણે એવુ સમાધાન શોધવાનો પ્રયત્ન કર્યો કે છેવટ આ બધાનો કઈ જ અર્થ નથી આ તો સાવ યાત્રિક કાર્ય માત્ર છે. અને બધુ પ્રકૃતિના પ્રભાવ હેઠળ ચાલ્યા કરે છે પણ તેના અ તરના ઊંડાણમા તેને એવી પ્રતીતિ થઈ ગઈ હતી કે ધનુષ્યની દોરી પર ગોઠવાયેલુ એ બાણ કપી ઊઠયુ હતુ, ક્ષણ બે ક્ષણમા એ ત્યાથી છૂટવાનુ હતુ અને આત્મા સિવાય જેને માટે બીજુ કશુ નામ આપવાનુ તેને સૂઝયુ નહિ, તેવા કશાકમા નિશ્ચિતપણે તે ઘા કરી રહેશે જ

તેણે એક નિસાસો નાખ્યો, અને તે સાથે જ તેના અ તરમા એક ન સમજાય તેવી બેચેની જાગી પડી તેના મનોચક્ષુ સમક્ષ પેલી પ્રતિમાઓ તરી રહી ધીમે ધીમે સોનેરી રેખાઓથી એ મઢાઈ રહી હતી. સાવ વાસ્તવિક લાગતી એ ઘટના હતી એ પ્રતિમાઓ તેની આજુબાજુ, એકબીજાની ઉપર, નીચે, કયારેક એકબીજામા ભળી જતી તરવરતી હતી, અને ત્યા વેદનાગ્રસ્ત તેની દૃષ્ટિ પેલા સ્થભો આગળની સ તોની મસ્તકવિહોણી પ્રતિમાઓને વીધીને પેલા ઘટને બાધેલી વેલ્વેટની લાલ દોરી આગળ દોડી ગઈ. તેને એમ થઈ આવ્યુ કે, આ ઘટ સભવત વાગશે જ નહિ અને, જે ધર્મપાદરીનુ નામ વાચવાની સુધ્ધા તેણે દરકાર કરી નહોતી તે ત્યા હોય જ નહિ તે આ જાતના એક જમાનામા આવા વિધિની તેમણે શુ મજાક નહોતી

ઉડાવી ? તે ઊભો થઈ પેલી ઘટડીના બટન તરફ જવા જાય છે ત્યા દેવળના શૂન્ય ખાલી અવકાશ વચ્ચે ભંડારિયા ખડમાથી એક કાળી છાયા બહાર આવતી જોઈ દેવળના ઉપાસનાસ્થાન આગળ એ ઘૂંટણિયે પડી અને પછી મંદ પગલે જમણી બાજુની એકરારની ઓરડી તરફ તે ચાલતી થઈ તેની નિશ્ચલ દૃષ્ટિ પેલા મનની પાછળ પાછળ ગઈ ને ઘણો ઊંચો અને એકવડા બાધાનો લાગતો હતો હજામત પછીના ગેપ વાળની કાળી ઘટા રવરુ લાગતી હતી

ફિરે અત્યંત ત્વરિત વેગે ફરી એક વાર પ્રાયશ્ચિત્ત અને દૈન્યની લાગણી પોતાના મનમા જગાડી જોવાનો પ્રયત્ન કર્યો પોતાને ઉગે વીસ વીસ વરસ સવર્ગા રાખેના નિયમોને મૂગો મૂગો તે ગણગણી રહ્યો અને પછી તે ઊભો થઈ ગયો દેવળની પાખવાળા ભાગમા જવા તે પગ ઉપાડતો હતો ત્યા તેને આચકાનો અનુભવ થયો કમળોની રમ્ય ભાતવાળા ગાતા અને મંદ પથ્થરોની ફરશમા ક્યાક ખાડો હતો એમ તેને સમજાયુ બાજુમા પડેલી પ્રાર્થનાની ડેસ્કને પકડી પોતાને સ્થિર કરવા તે મથી રહ્યો. ત્યા તેણે પેલા ધર્મપાદરીની ઓરડીમાં ઝીણી બત્તીની સ્વીચનો અને સાથે જ ખસતા પરદાનો અવાજ સાભળ્યો. હવા વિનાની અંધારછાઈ રુધામણ કરતી નાનકડી જગ્યામા તે ઘૂંટણિયે પડ્યા જાળીના પાછળના ઝાખા સ્વરને તેણે ઓળખી લીધો જાણે પોતાનુ હૈયુ ગળામા આવીને ધડકી રહ્યુ હોય એમ તેને લાગ્યુ તે અંદરથી એટલો તો હચમચી ઊઠયો હતો કે તે કશુ જ બોલી શકયો નહિ.

"પ્રભુ ઈશુનો મહિમા ગાઈએ "એક રંગહીન તટસ્થ સાદ આવ્યો.

"સદાય એમ જ હો " તે પ્રયત્નપૂર્વક બોલી ગયો, અને પછી ખામોશ રહી ગયો તેની પીઠ પર પરસેવાના રેલા ઊતરી રહ્યા હતા તેનુ ખમીસ વાસા પર એક દમસજ્જડ રીતે ચોટી જવા આવ્યુ હતુ એમ લાગે કે પાણીથી તેને ભીંજવી નાખ્યુ હોય ને ! શ્વાસ લેવા

જેટલી મોકળાશ તેને કયાય દેખાઈ નહિ. ધર્મપાદરીએ પોતાનુ ગળુ ખોખાર્યુ.

"મે વ્યભિચાર કર્યો છે." થોથવાતી જીભે ફિકે કહ્યુ. તેને એમ લાગ્યુ કે પોતે જે કઈ કહેવા સમર્થ હતો, તે બધુ જ તેણે કહી નાખ્યું હતુ.

"તમે પરણ્યા છો ?"

"ના"

"પેલી સ્ત્રી પરણેલી છે ?"

"હા"

"કેટલી વાર વ્યભિચાર કર્યો ?"–આ પ્રશ્ન સાભળતા તેનુ ભાન એકદમ જાગૃત થઈ ઊઠ્યુ પોતના દૃષ્ટિપથમા કેટકેટલુ પ્રત્યક્ષ થઈ રહ્યુ હતુ સામે ગૌર વર્ણનો મોટો કાન અત્યાર તેને અતિ વિશાળ કદનો લાગી રહ્યો હતો. અને સામેની જાળી 'એપલપાઈ' પરની નકશી જેવી ચિત્રવિચિત્ર ભૂખરીરમ્ય એવી આકૃતિ આ બધુ તેની દૃષ્ટિમા જાણે તગતગી ઊઠ્યુ. એની વાસ્તવિકતાનો પૂરેપૂરો ખ્યાલ તેને આવી ગયો પેલા ધર્મપાદરીના ઊચે લબાયેલા હાથની ઝૂલતી બાધના પોલાણમા તેની દૃષ્ટિ પહોચી ગઈ સંતના હાથની એ યત્રવત્ મુદ્રા અને પેલી નિસ્તેજ ત્વચા વચ્ચે આછી આછી રુવાટી ફરફરી રહી હતી.

"એક જ વાર" અજાણતામા જ તેનાથી ઊડો નિશ્વાસ નખાઈ ગયો

"ક્યારે ?" દાક્તર પોતાના દર્દીની તપાસ કરતા પૂછે તેવા ટૂકા ત્વરિત પણ ભાવહીન પ્રશ્નો આવતા ગયા

"આજે જ" તેણે કહ્યુ ખરેખર તો એ બધુ તેને માટે દૂર ભૂતકાળમા ઠેલાઈ ચૂક્યુ હતુ પણ આ શબ્દો ઉચ્ચારતા તેની દૃષ્ટિ સમક્ષ એ આખુ દૃશ્ય ઝળુબી રહ્યુ. જાણે કોઈ કૅમેરા પોતાના

પદાર્થનું હમેશ માટે ગ્રહણ કરવા નિકટ ને નિકટ મૂકી ગયો હોયને? વ્યક્તિ જેને નિકટતાથી જોવા ઇચ્છતી નહોતી, તેને જ નિકટતાથી જોવાની તેને ફરજ પડી રહી હતી

"એ સ્ત્રીને જોવાનો પ્રસગ ટાળો"

ફ્રિકને હવે પહેલી જ વાર ભાન થયુ કે તે તેને ફરીથી મળવાનો છે તેની દૃષ્ટિ સમક્ષ એ નાજુકનમણી ગૃહિણીની આકૃતિ તરી રહી કેવી ટટ્ટાર એની ગરદન, રાતા કોટમા મઢી એની કાયા, અને આખો ખોજિલ અને વિષાદમગ્ન એ આકૃતિને એવી ઉત્કટ આસક્તિથી તે નિહાળી રહ્યો કે ધર્મપાદરીનો પ્રશ્ન તેને સભળાયો નહિ

"તમે તેને ચાહો છો?"

તે ના પાડી શક્યો નહિ, પણ હા કહેવાનુ તો તેથી યે વધુ ભયકર લાગ્યુ આ વિષે મનોમન તે વિચારી રહ્યો તેની ભ્રમરો પર આ ક્ષણે ઊનો પરસેવો રેલાઈ રહ્યો હતો.

"ના," ઉતાવળે જ બોલી ગયો. અને ઉમેર્યું "તેને નજરમાથી ટાળવાનુ અત્યત મુશ્કેલ બનશે"

ધર્મપાદરી મૌન બની રહ્યા ક્ષણેકમા ફ્રિકે જોઈ લીધુ કે તેની અત્યત શાત ભૂખરી આખોમા નીચેની પાપણો ફરકયા કરતી હતી

"તૈયાર સ્લેબ્સમાથી મકાન ગણનારી પેઢીમા હુ એક સેલ્સમેન તરીકે કામ કરુ છુ," તેણે કહ્યુ, "અને એ સ્ત્રીએ અમારી પેઢી પાસે પોતાના મકાનનો ઓર્ડર મૂકેલો છે"

"અને તમે એ વિસ્તારમા નીમાયા છો?"

"હા," અમારે એની જોડે કેટલો વ્યવહાર કરવો પડશે નકશાઓ રજૂ કરવા પડશે, અદાજની વાત કરવી પડશે, તેને લગતી બીજી ઘણી

ઝીણી ઝીણી બાબતો ચર્ચવી પડશે. આવી બધી અસખ્યા વાતો લક્ષમા લઈએ, તો તો મહિનાઓ સુધીનો આ પ્રશ્ન બની રહે છે"

"તમારે સ્થળ બદલી કાઢવુ જોઈએ"

ફ્રિક મૌન ધારણ કરી રહ્યો

પેલો સાદ વધુ બળવાન બનતો ગયો "એ સ્ત્રીને ફરીથી જોવા જ ન પામો એ માટે તમારે તમારાથી શકય તેટલુ બધુ જ કરી છૂટવુ જોઈએ. માણસની પ્રકૃતિ ઘણી બળવાન વસ્તુ છે. એ સ્ત્રીને તમે ફરી જોવા ન પામો તે માટે સાચી તમન્ના અને સકલ્પબળ તમારી પાસે છે ખરા?"

"હા" ફ્રિક એકદમ બોલી ઊઠયો. તેને લાગ્યુ કે પહેલી વાર તે સત્ય ઉચ્ચારી રહ્યો હતો.

"તો પ્રયત્ન કરો. તમારી શક્તિ હોય તે બધુ જ કરી છૂટો બાઈબલનો આદેશ યાદ કરો. તમારો ડાબો હાથ જો પાપ કરે તો એને છેદી જ નાખો. દુન્યવી ખોટની શકયતા સ્વીકારો" ક્ષણભર તે અવાક્ રહી ગયો. "મને ખબર છે કે આ કામ લગીરે સહેલુ નથી આપણે માટે નરકને કારણે વસ્તુઓ સહેલી રહી નથી"

"આ સિવાય બીજુ કાઈ?" તેના સાદમાથી વ્યક્તિતાનો રણકો ફરીથી વિરમી ગયો હતો.

ફ્રિક ચમકી પડયો આ રીતે પાપનો એકરાર કરવાની રીતથી તે પરિચિત નહોતો. જો કે આ બધી ક્ષણોમા તેને એટલુ તો સમજાઈ ચૂકયું હતુ કે પોતાના કુટુબમા દર ત્રણ મહિને ધર્મપાદરીઓના આદેશ અનુસાર નિયમિત પાપવિચોચનની જે બધી યત્રવત્ વિધિઓમાથી પસાર થતો હતો તેના કરતા આ ઘણી ગભીર, અતિગભીર એવી પ્રવૃત્તિ હતી.

"આ સિવાય બીજું કાંઈ ?" અસહિષ્ણુ બની જતો સાદ આવ્યો. 'તમારા પાપનો છેલ્લો એકરાર તમે ક્યારે કર્યો હતો ?"

'બે મહિના પહેલાં ?"

"અને તમે પ્રાર્થનામાં જાઓ છો ?"

"ચાર વખત"

એકવિધ ગંભીર સાદે ધર્મપાદરી બાઈબલના આદેશો ઉચ્ચારતા જ ગયા જે લોકો ધર્મની આજ્ઞાઓ ભાગ્યે જ સમજતા હતા, 'અમારા પિતા' અને 'મધર મેરી' એટલા શબ્દો જ જેમની ધર્મભાવનામાં પડયા હતા, એવા પ્રાયશ્ચિતાર્થીઓની જોડે વર્તવાને તેઓ જે રીતે ટેવાયા હતા તે જ રીતે તેઓ વર્તતા ગયા ફ્રિકની અસ્વસ્થતા વધી ગઈ અહીંથી તે દૂર ભાગી નીકળવા ઇચ્છતો હતો

"નહિ, નહિ," પહેલી પાંચ આજ્ઞાઓ ચાલી ત્યાં સુધી દરેક વેળા શાનસાને તે ના પાડતો જ ગયો. ધર્મપાદરીએ છઠ્ઠી આજ્ઞા જતી કરી

"ચોરીનું કૃત્ય !" ભાવશૂન્ય સાદે ધર્મપાદરીએ પૂછ્યું. "જૂઠું બોલવું – સાતમી ને આઠમી આજ્ઞા " ફ્રિકને લાગ્યું કે પોતે અંદરથી ચમકી ઊઠયો છે. તેના કર્ણ સામે ગરમ ગરમ ઝારા વહી આવતા હોય એમ લાગ્યું પ્રભુનો પાડ માનો કે તેણે કદી ચોરી કરી નથી

"તમે ક્યારેય જૂઠું બોલ્યા છો ?"

ફ્રિકે કંઈ ઉત્તર વાળ્યો નહિ. પોતે ક્યારેય કોઈ વાર જૂઠું બોલ્યો છે કે નહિ એ વિશે તેને કોઈએ આજ સુધી પૂછ્યું નહોતું ગમે તે હો તેને એમ લાગ્યું કે આ પૂર્વે તેણે કદીય આ વાતનો એકરાર કર્યો નહતો આ બધા અણઘડ નિયમો તેને

માથામા ઘણની જેમ ઘા કરતા હોય એમ લાગ્યુ. જ્યાં તેને આ વિચાર ફરકી ગયો ત્યા એક એક તે બબડી ગયો . "ઠીક છે તો આ મકાનો અમે ચણેલા મકાનો–એ નકશાઓમા દેખાય છે તેવા બિલકુલ હોતા જ નથી. મારી મતલબ એમ કે લોકો જ્યારે ખરેખર એ મકાનો જોવા પામે છે, ત્યારે ઘણી વાર તેમણે નિરાશ બની જાય છે"

"ઓહો" ધર્મપાદરીથી બોલાઈ ગયુ તેમણે કહ્યુ "આપણે એવી બાબતમા યે પ્રામાણિક બનવુ જોઈએ, જો કે" ..અને તેઓ શબ્દની મોજ કરવા લાગ્યા 'જો કે એ અશક્ય જ લાગશે. પણ વ્યક્તિને જો કોઈ વસ્તુની કિમત વિશે ખાતરી જ ન થતી હોય તો તેને તેવી વસ્તુ આપવી એ પણ વચના છે, સત્યનો દ્રોહ છે." તેમણે ફરીથી પોતાનુ ગળુ ખોખાર્યુ ફ્રિક જોતો જ રહ્યો કે, પેલો ધર્મપાદરી જ્યા કઈક ગણગણવા જાય છે ત્યા તેનો ઊચો થયેલો હાથ ઝૂકીને બેસી જાય છે.

"હવે આપણે આ બધી વસ્તુઓને એકસામટી લઈએ, અને આપણા પ્રભુ ઈશુ ખ્રિસ્તને તેઓ ક્ષમા આપે તે માટે આર્જવભરી પ્રાર્થના. કરીએ આપણને આપણા પાપોથી મુક્ત કરવાને તેણે ક્રૉસ પર આરોહણ કર્યુ હતુ આપણુ એકે એક પાપી કૃત્ય તેને ક્રૉસ પર વધુ ને વધુ ખીલાથી જડી રહ્યુ છે તમારા અતરમા તમે પ્રાયશ્ચિત્ત અને દૈન્યની લાગણી જગાડો. અને તિતિક્ષાની ભાવનાથી 'સૉરોફુલ મિસ્ટરી'નુ પઠન કરો"

ઓરડીની મધ્યમા ધર્મપાદરી એકદમ ટટ્ટાર થઈને બેઠા. પાપણો ઢાળીને કશુક ગણગણતા રહ્યા, અને પછી એકાએક ફ્રિક તરફ પોતાનુ મો કરીને સ્પષ્ટ રીતે ક્ષમાના શબ્દો ઉચ્ચાર્યા, અને હાથથી ક્રૉસની મુદ્રા રચી.

"પ્રભુ ઈશુનો મહિમા ગાઈએ."

"સદાય એમ જ હો" ફ્રિકે કહ્યું આ બધી ક્ષણો દરમ્યાન તે અક્કડ બની રહ્યા તેને લાગ્યું કે કલાકોના કલાક ઝડપથી વીતી રહ્યા છે તે એક 'પ્યૂ'મા બેસી ગયો અને તેણે પોતનો રૂમાલ બહાર કાઢ્યો અને પોતાના પરસેવાને તે સૂકવતો જતો હતો, ત્યા પેલા ધર્મપાદરીને પોતાના ભંડારિયામા અદશ્ય થઈ જતા જોયા

ફ્રિક સાવ થાકી ગયો હતો પ્રાર્થના કરવાને તેણે પ્રયત્ન કરી જોયો પણ તેના અંતરના ખાલીખમ અવકાશમા શબ્દો મોટી ભેખડોની જેમ અંદર ધસી પડતા લાગ્યા તે નિદ્રાની સામે ઝઝૂમી રહ્યો હતો, ત્યારે પોતાના અર્ધનિમિલિત નેત્રોમાથી તેણે જોયુ તો પ્રવેશદ્વારની પાસેના અંધારા ખૂણામા ઈશુની જનનીના પૂજાસ્થાન આગળ હવે મીણબત્તીઓ જલી રહી હતી અને પેરાફીનની સસ્તી મશાલોનો પ્રકાશ અક્ષુબ્ધ બનીને કંપી ઊઠતો હતો—જ્વરપીડિત ત્વચાથી પોતાનુ આત્મવિલોપન કરી રહી હોયને એમ તેની થરથરતી જ્યોત, દેવળના મધ્યસ્થ ખંડની દીવાલ પર વૃદ્ધ પણ નાનકડી કાયાવાળી સ્ત્રીની કાળી છાયા એની વિશાળ હિમરેખાઓમા આમતેમ ઝૂલાવી રહી હતી. તેના કપાળ પર છવાઈ જતા ઝુલ્ફા દીવાલ પર વધુ સખ્ત અને શ્યામ લાગતા હતા ગિદ્ધમડળ જેવુ નાક અને થકાવટથી શિથિલ લાગતા ઓષ્ઠો પણ નીરવપણે ઝૂલતા રહેતા હતા એક ક્ષણજીવી સ્મારક શી આકૃતિ પ્લાસ્ટરની પેલી મસ્તક વિહોણી પ્રતિમાઓ ઉપર ઊંચે ને ઊંચે વિસ્તરી રહી છે અને છતની કિનારેથી તેની પાર હવે ફૂટી નીકળને, એવો એક ભાસ તેને થયો. ☐

# અવસરનું તોરણ



## રતિલાલ 'અનિલ'

દિવાળીના દિવસો પછી એકલો બેઠો હોઉં અને ક્ષણોની થપ્પીને ગડ ઉકેલતો હોઉં અને પવન આવે કે તરત દિવાળીએ ટાંડેલે બંધાયેલા આસોપાલવના તોરણના સૂકા પાંદડાનો વૃદ્ધના હાસ્ય જેવો અવાજ દિવાળીને સંભારી આપે છે

'મંગળ દિવસો આસોપાલવને લૂંટવાના દિવસો હોય છે પવિત્ર હોવું એ હવે લૂંટાવાનું અને નામશેષ થવાનું કારણ બને છે'

તોરણના સૂકાં પાંદડાં ખખડે છે અને પાંદડેપાંદડે હું ભૂતકાળના પ્રસંગો જાણે વાંચવા માંડું છું. પેલો લીલો પ્રસંગ ને આ પાંદડું, સુકાયું છે છતાં **ખરી નથી પડયું**! વૃક્ષ કરતાં તોરણ સૂકાં પાંદડાંને વધારે આધાર આપે છે. જીવનથી કેટકેટલા પ્રસંગો સ

છૂટી ગયા છે, પણ સ્મૃતિનુ તોરણ બનાવીને એ સૌને મે ગૂથી લીધા છે પવનનુ અડપલુ દિવાળીના તોરણને ખખડાવે છે એમ મનમા કશીક લેરખી આવે છે અને પેલુ સ્મૃતિનુ તોરણ ખખડી ઊઠે છે જીવનથી ખરી પડેલાને સ્મૃતિના તોરણમા ગૂથી લઈએ તો એ સૂકી અવસ્થામા પણ કયારેક ખખડીને પોતાની હાજરીનો સકેત કરે છે

આસોપાલવને લૂટીને બારણાને શણગારવાની સસ્કૃતિને અનુસરીને કોઈના ચૂટવી લીધેલા લીલા અવસરને બે દિવસ લીલી અવસ્થામા માણ્યા કરીએ છીએ અને પછી તો કયારેક એ જ અનાયાસે સમયની લેરખીથી ખખડી ઊઠે છે બાળી દિવાળીએ તોરણ બાધવા આવે ત્યારે ગઈ દિવાળીએ બાધેલા તોરણનો તાર પાદડાની દીડટીને ઝુલાવતો અડબવ હોય છે તે પર ધ્યાન જાય તો તેને દૂર કરે, નહીંતર એને એમ જ રાખીને બીજુ તોરણ બાધી જાય!

સમયના દોરે ચૂટી લીધેલા લીલા પ્રસગો બાધી તોરણ રચીએ છીએ અને જીવતર રળિયામણુ થઈ ગયુ એવુ માની લઈએ છીએ, પણ એ ઉપક્રમ પછી સમયનો તાપ એમને સૂકવતો જાય છે એનીયે ખબર રહેતી નથી, ક્યારેક ખખડાટ થાય છે અને સૂકા પાનનો કોઈ ભાગ તૂટીને આખમા કસ્તર બને ત્યારે સૂકા પાનની વેદના સમજાય છે સમયમા ઊગેલુ કે સાસ્કારિક કાર્યક્રમો યોજીને ઊગાડેલુ ઘણુ ખરુ જીવનથી છૂટુ પડી જાય છે અને એક પ્રકારની દરિદ્રતા સતાડવા માટે આનબમના તોરણમા છબીઓ ટાગી દઈએ છીએ એમા આકાર તો જળવાઈ રહે છે, પણ એ બરડ બની ગયેલો હોય છે **બરફને માત્ર શબને તાજુ રાખવાનુ જ આવડે છે.** સૂર્ય બાળી કોલસો કરેલુ એ જાળવી રાખે પાચહજાર વર્ષના પૂર્વજે રોટલો શેકવા સળગાવેલો અગારો કજળી ગયેલો તેને ધરતી અકબધ

જાળવી રાખે છે, એને કાટ લાગતો નથી એટલે તો આપણે ત્યાં કોલસાના અખલખ ભંડાર છે (અને જીવનની ધરતીમાએ એનો ક્યા અભાવ છે ?)

ચૂંટેલા લીલાં પાનને ફ્રિઝમા મૂકવાને બદલે તોરણ ગૂંથી બારણે બાંધીએ છીએ અને સૂર્ય એને સૂકવી નાખે છે અને મરણ ખખડયા કરે છે.

આપણાં આલબમો અને ડાયરીની નોંધોમા મૃત્યુ વેરવિખેર પડેલુ છે આપણે જીવનને જવા દઈએ છીએ અને મરણને સંઘરીએ છીએ, મરણના ખખડાટથી જીવનનો અનુભવ કરીએ છે. મરણને સમયના પ્રવાહમા વહેતું મૂકી દેવાની ઉદારતા આપણામા નથી, એને મોક્ષ ન મળે તે માટે આલબમો, નોંધપોથીઓ અને કેટલાક દસ્તાવેજોની કબરમા છૂટુંછવાયુ સંઘરી રાખીએ છીએ સ્મૃતિનુ અમૃતજળ એને પેલી પરીકથામા આવે છે એમ છાંટીએ અને બધુ જીવતુ થઈ જાય છે એવુ માની લેવાનુ ગમે છે

સૂકા પાંદડા નાજુક ટેરવાનો સ્પર્શ પણ ખમી શકતા નથી, જીવનનો સ્પર્શ મરણને કંપાવી મૂકે છે, કણેકણમા વેરવિખર પણ કરી શકે છે. પાંદડાને જીવનવૃક્ષ પરથી જ પવનની સાથે દોસ્તી બાંધીને ખરવા દો અને વિહરતા વિહરતાં મોક્ષ મેળવે તો મેળવવા દો.

અવસર તો જીવનમા આવ્યા કરે છે, અને કાઠિયાવાડીઓ પણ આવતા રહે છે એટલે આપણે એને 'લીલા અવસર' કહીએ છીએ. પણ એ તૂટી પડે તે વહેલા એને ફ્રેમમા મઢી લઈએ છીએ. જીવનમા ભળી જઈને ખાતરનુ કાર્ય કરી જીવાતા જીવનને લીલુછમ રાખે અને આપણે લીલા પાંદડાની જેમ સમયની લેરખીએ ફરકતા રહીએ એટલુ બસ નથી ?



એક પ્રતિક્રિયા—



**ચિન્મય જોષી**

થોડા સમય પહેલા સુરત શહેરમા લિયો-લાયન્સ ક્લબ તરફથી યોજવામા આવેલ સાપ્તાહિક કાર્યક્રમના બીજા દિવસે "યુવાજગત" નામક કાર્યક્રમ હતો, જેના વિશે મારે કઈંક કહેવાનુ પ્રાપ્ત થાય છે.

"યુવા-જગત" કાર્યક્રમના પ્રારભમા વક્તાઓનો પરિચયવિધિ કરાવવામા આવ્યો એ પરિચયવિધિમા જ્યારે શહેરના સ્વનામધન્ય વિદ્વાન (?) શ્રી ગુણવત શાહનો પરિચય આપતા લિયોના નાદાન સચાલકે જે ઘોર અતિવ્યાપ્તિદોષ આચર્યો છે, તેના વિશે હું સમસ્ત સાહિત્યરસિકોનુ ધ્યાન ખેચવા માગુ છુ

સચાલકે પરિચયવિધિમા શ્રી ગુણવત શાહના ગદ્યનો ઉલ્લેખ કરતા એવા અર્થનુ કહ્યુ, "પહેલા જ્યારે ગદ્યની વાત થતી ત્યારે એમ કહેવાતુ કે, 'ગદ્ય તો સુરેશ જોષીનુ જ, પરતુ આજે કહેવુ હોય તો એમ કહી શકાય કે ગદ્ય તો શ્રી ગુણવત શાહનુ જ !" આવા અર્થનુ શબ્દછળ પરિચય આપનાર સચાલકે કર્યુ હતુ

—તો જે પ્રશ્ન મને બેચેન કરે છે તે એ કે શ્રી સુરેશ જોષી અને ગુણવત શાહની સરખામણી કયા ધોરણે કરી હશે ? સરખામણીનો પ્રશ્ન ગૌણ ગણીએ તો પણ એ પ્રશ્ન તો રહે જ છે કે સુરેશ જોષી અને ગુણવંત શાહ વચ્ચે જે ઉચ્ચાવચ્ચતાનો ગુણ કહ્યો તે કયા ધોરણે ? સચાન-

કને કદાચ અતિ ઉત્સાહમા આવીને આવી ધૃષ્ટતા કરવાની ચાનક ચઢી હશે ?

મુદ્દો જે ઉપસ્થિત કરવા માગુ છુ તે એ કે સુરેશ જોષી અને ગુણવત શાહની સરખામણી કોઈ પણ ધોરણે શકય જ નથી. સુરેશ જોષી જે સ્વરૂપના નિબધ લખે છે એ લલિત નિબધના નામે ઓળખી શકાય એ પ્રકારના હોય છે (આમા હુ 'જનાન્તિકે' અને ત્યાર પછીના જે કઈ લલિત નિબધ લખાયા હોય તેનો ઉલ્લેખ કરુ છુ) જ્યારે ગુણવત શાહ જે સ્વરૂપના નિબધો લખે છે તે લલિત નિબધ તો નથી જ નથી એનુ સ્વરૂપ માત્ર વિચારપ્રધાન લેખોથી વિશેષ કશુ જ નથી એ માત્ર સામાન્ય કોટિના વૈચારિક લેખો જ છે લલિત નિબધ લખનાર અને લેખો લખનાર વચ્ચે જે અતર હોય છે તે સુરેશ જોષી અને ગુણવત શાહ વિશે સમજવુ. લલિત નિબધ વિશે સુજ્ઞ વાચકો ખૂબ જ સારી રીતે જાણે છે તે વિશે વધુ વિસ્તાર કરવાની જરૂર જોતો નથી મારે જે કહેવુ છે તે ગુણવત શાહ વિશે કહેવુ છે —

છેલ્લા બેઅઢી વરસથી ગુણવત શાહ પોતાના લેખોસરખા લખાણોને લલિત નિબધના નામે ખપાવી રહ્યા છે અને હાસ્યાસ્પદ સ્થિતિ તો ત્યારે ઊભી થાય છે કે ગુજરાતી સાહિત્યના પ્રખર વિદ્વાન (?) વિવેચકો એને લલિત નિબધના નામે પુરસ્કારોને જયજયકાર કરે છે, જે કૃતિઓ નિબધના અભિધાનને જરા પણ ઉપયુકત નથી અને નિતાત સામાન્ય કોટિના લખાણોથી એક ડગલુ યે આગળ જતી નથી ગુજરાતી સાહિત્યનુ દુર્ભાગ્ય અથવા ગરીબી કહો આવુ કશા યે અવરોધ વિના નભાવી લેવાય છે. તો આ મહાન (?) નિબધલેખક વિશે અને એની રોલી વિશે હુ પ્રગટ રીતે થોડુક કહેવાની મ ગા રોકી શકતો નથી.

લેખક ગુણવત શાહના 'કાર્ડિયોગ્રામ' કે 'રણ તો લીલાછમ'નુ કોઈ પણ પૃષ્ઠ ખોલીને વાચો. આચકો આપે એવો પ્રારભ, અતીતના

જે સાહિત્યસ્વરૂપ વિશે સાહિત્યનો કક્કો યે ન જાણનાર, આ કે તે કલબ અથવા સંસ્થાના સભ્યો સહેલાઈથી વદતોવ્યાઘાતદોષમા સરી પડે છે

સુરેશ જોષી વિશે મને અનુરાગ છે અને ગુણવંત શાહ માટે પૂર્વગ્રહ છે એવા કશાયે ગૃહીતમા હુ માનતો નથી. પ્રશ્ન સર્જકની સર્જનાત્મક અભિવ્યક્તિ વિશે ઉઠવવામા આવે અને પ્રમાણભાન વિના સમર્થ સર્જકની ચતુરાઈથી ઉપેક્ષા કરવામા આવે તેના આઘાતનો છે સુરેશ જોષી આપણા મૂર્ધન્ય સર્જક છે અને એમના પ્રદાન વિશે કોઈ પણ જાતની માહિતી ન હોય અને માત્ર ઘરના માણસને વખાણ-વાના અતિઉત્સાહમા, એક સમર્થ સર્જકના સાહિત્યિક વારસાને ભૂલ્યાનો રંજ મને તથા અન્ય મિત્રોને વિશેષ થયો

છેલ્લે-ગદ્ય કેવુ હોય એ જાણવાની કોઈ પણ જિજ્ઞાસુને ઇચ્છા હોય તેને સુરેશ જોષીના 'જનાન્તિકે,' 'ઇદમસ્મર્વમ્,' અહો બત કિમ્ આશ્ચર્યમ્' વાચવાની ભલામણ કરુ છુ. જેમા લલિત નિબધ અને ચિંતનપ્રધાન નિબધોનુ આકાશ વિસ્તરેલુ અનુભવાશે.

ગદ્ય તો આ જ અથવા ગદ્ય તો ફલાણાનુ જ, એવી તરખડમા પડવા કરતા, શ્રોતાઓને, જે યુવા-જગત કાર્યક્રમમા હાજર રહયા હતા તેમને ગેરરસ્તે દોરવા કરતા, સમ્યક્ રીતે કહેવામા આવ્યુ હોત કે તેઓ (ગુણવંત શાહ) પણ સારા ગદ્યકાર છે, તો પૂરતુ હતુ. પરતુ ઉત્તમ સાહિત્યના સર્જકોની સાથે સરખામણી કરવાથી, સાહિત્યના ધોરણો જોખમાય છે, અને ખોટા ગૃહીતથી દોરવાઈને સાહિત્યનો ઊછરતો ભાવક સાહિત્યને કાઠે તરસે મરે છે.

આ એક પ્રતિભાવ વ્યકત કર્યો છે. કયારેક સવિગત લખવા ધારુ છુ



# એક ટીકાત્મક પત્ર



ડૉ. જયન્ત વ્યાસ

સુ શ્રી રઘુવીર ચૌધરી,

**આદાબ અર્જ** પહેલી જ વાર સાહિત્યિક પત્રમૈત્રીમા મળુ છુ. વાત કરવાની છે લોકભારતી (સણોસરા) પાસે યોજાઈ ગયેલ વાચન શિબિરમા સુરેશ જોષી ઉપર આપે કરેલા પૂર્વયોજિત સાહિત્યકીય હુમલા વિષે કાઈક અને મનુભાઈ પચોળીએ પણ સાથ આપેલો એ જાણી રંજ થયેલો હુ રૂબરૂ હાજરી આપી ન શકયો એનો મને અંગત રીતે ખેદ છે કે મે આપને તે વખતે જ ખિન્ન કરવાની તક ખોઈ પણ હવે 'એ કાર્ય' એ વખતના મળેલા પ્રામાણિક અહેવાલને આધારે પત્ર દ્વારા કરવા ઇચ્છુ છુ ભૂલચૂક લેવીદેવી

ખાસ કરીને, 'અમૃતા' વિષે સુ જો ના જાણીતા પ્રતિભાવોથી ઉશ્કેરાઈને આપ ભૂગર્ભમાથી જ ઘણી તૈયારી સાથે આવેલા અને વિશ્વ-સાહિત્ય મા બે પુરુષ અને એક સ્ત્રીવાળી કેટલી કથાઓ રચાઈ છે એની યાદી બનાવી લાવેલા. શ્રમ સારો ઉઠાવ્યો હતો ધન્યવાદ ટાગોરની 'ઘરેબાહિરે' પણ એ સંદર્ભમા યાદ કરવામા આવેલ અને આપે જાણે જડબાતોડ પ્રશ્ન મૂકેલો કે આ બધી કૃતિઓમા પ્રણયત્રિકોણ છે તો એની નકલ નહિ? આપની દરખાસ્ત રોમાચક હતી પણ સુ જો એ તો આપે મુખ્યત્વે જેની નકલ કરેલી છે તેની જ વાત કરેલી અને હવે તો એ સિદ્ધ-પ્રસિદ્ધ ઘટના છે કે 'અમૃતા' ઉપર 'नदी के द्विप' ની એટલી અસર છે, જેટલી મુનશી ઉપર એલેકઝાન્ડર દુમાની હતી આપે નમ્રતાથી ઋણસ્વીકાર કરી લેવો ઘટતો હતો, એને બદલે ચોર કોટવાળ દંડે એ ન્યાયના આપ પક્ષપાતી હોવાથી સુ જો ની સાહિત્યસૂઝ ઉપર વળતો હુમલો કરવા તાકયુ. આપની

ધૃષ્ટતા અને ધીટતાથી ઘણા સ્તબ્ધ થઈ ગયા હતા

ગમે તેમ, સાહિત્ય અને કવિતાની સમજ અંગે બુચ સાથે વિરાટનો ભીતરો! આપ ઊજળી નાચી ગયા કે એમની સાથે એક તખ્તા પર એક જ સપાટીએ ઊભા રહીને વાત કરતા દેખાયા! ભલેને ગુણ, માત્રા અને કક્ષા પરત્વે પાયાનો તફાવત હોય!

આપ કાઈક (હમેશની જેમ) વધુ પડતા ચિડાઈ ગયા હતા અને બુચને નીચુ જોવરાવવા મથતે ચડ્યા હતા એમ નજરે જોનારાઓને લાગેલુ. અમસ્તુ યે ચૌધરીઓનુ એવુ જ હોય એમ ભારતના નકશામા પણ દિલ્હી તરફ નજર કરતા દેખાય છે આપનુ 'લૉજિક' નબળુ અને મિસલૉજિક (કુતર્કશક્તિ) બળવાન છે, એની પ્રતીતિ આપે 'એકલવ્ય'થી જ કરાવવા માડી હતી. આપ 'કુતર્ક'ના માનવી છો અને જાત વિષે બહુ ગલત અદાજ ધરાવો છો, એવુ બહુ પહેલેથી મારુ માનવુ છે-નિરીક્ષણોને આધારે 'ક્ષિતિજ'મા આપે વર્ષો પહેલા ચદ્રકાન્ત બક્ષીને મધુ રાયની 'બાશી' વિષે એવો જ ગલત અદાજમા પત્ર લખેલો એ વાચ્યો ત્યારથી જ હુ આપને એક 'તમીજ-રહિત' માનવી તરીકે ઓળખુ છુ, (મારા આ વાક્યમા પણ બહુ તમીજ નથી એ હુ જાણુ છુ, પણ કોઈકે તો આપને સાચુ કહેવા અને પડકારવા બહાર નીકળવુ પડે ને? હુ એ જ છુ એમ માની લો) આ પ્રત્યાક્રમણ કરવામા મારી પ્રવૃત્તિ પણ આપને મળતી જ છે, પણ મને કુતર્ક અને તમીજરહિતતા ગમતી નથી આપદ્ધર્મ-થી ક્યારેક કરી લઉ છુ ખરો આપ તો તેવી વૃત્તિને અને મિજાજને કોઈક શાયરાના ઢબે પોષતા રહ્યા છો અને એ બદલ ખુશ છો એવુ મનાય છે

હાલ મારી સમક્ષ આપના '૭૬ મા પ્રગટ થયેલા બે વિવેચન-સગ્રહો છે 'વાર્તા વિશેષ અને અદ્યતન કવિતા' તેને આધારે મારે ઉપરોક્ત અણગમતી નકારવાચી ફરજ બજાવવાની ઇચ્છા છે. 'અણગમતી' એટલા માટે કે ખરેખર આપના આ સગ્રહો કોઈ 'ખાસ' 'વિશેષ'

પ્રગટ કર્યા સિવાયના હોવા છતાં એની નોંધ લેવાની અને તેને આધારે આપને મુશ્કેલીમાં મૂકવાની મારી અપેક્ષા છે

બન્ને સંગ્રહોમાં આપ જે ગતિ પ્રવર્ત્યા છો તેમાં આપનો દુરાગ્રહી સ્વભાવ, ચીડિયાપણું, અભિનિવેશપૂર્ણ સ્થાપનાઓ કે ઉત્થાપનાઓ અને હેત્વાભાસી અભિગમ કળાઈ જાય છે. એ માટે બાલિશ પુરાવાઓ અને આધારો મૂકીને દલીલો કરવા કરતાં સંખ્યાવૃદ્ધિ તરફ આપેલું ધ્યાન પણ દેખાઈ આવે છે તે આપને તટસ્થ ન્યાયાધીશને બદલે પક્ષકાર વકીલ તરીકે ઓળખાવી દે છે. જો કે આપે મહોરું તો ન્યાયાધીશનું જ ગાપ્યું છે

'વાર્તાવિશેષ'માં આપે સ્વ જયન્તિ દલાલને 'આધુનિક વાર્તા'માં સીમાચિહ્ન અથવા નવપ્રસ્થાન તરીકે સ્થાપવા જબ્બર યત્ન કરેલ છે, પણ તેમાં ઘણી ખામીઓ રહી જવા પામેલ છે બીજા નંબરના લેખ 'ટૂંકી વાર્તામાં ઘટનાતત્ત્વ'માં પાન નં ૧૮ થી આ ગેરસમજ ભર્યો પુરુષાર્થ ચાલુ થયો છે આ પ્રમાણે આપે કહ્યું છે–અક્ષરશ

—કેટલીક વાર્તાઓ આસ્વાદ્ય હોય છે, કેટલીક શ્રદ્ધેય પણ હોય છે આકારનિર્મિત હોય એટલે વાર્તા આસ્વાદ્ય તો બની ચૂકી પણ એ શ્રદ્ધેય ત્યારે બને કે જ્યારે વાર્તાના વણાટભેગું માનવજીવનનું કોઈ રહસ્ય વણાઈ ગયું હોય. કલા અને જીવન બન્નેની સત્તાઓનું સંમિલન આસ્વાદ્ય તેમ જ શ્રદ્ધેય હોય છે' આમ અહીં આસ્વાદ્ય અને શ્રદ્ધેય તેમ જ કલા અને જીવનનું કલ્પિત, કૃત્રિમ, દ્વંદ્વ આપે સરજ્યું છે કલાકૃતિમાં 'સાચું' જીવન હોય છે એવું આપ માનો છો? અથવા જીવન સાથે કલાકૃતિની સગોત્રતા આપ જેને 'શ્રદ્ધેય' કહો છો તેને કલાકૃતિ સાથે અથવા શુદ્ધ કલાની વિભાવના સાથે શી લેવાદેવા? આવો અર્ધ આધ્યાત્મિક/નૈતિક શબ્દ અહીં કેમ વચ્ચે લાવવો પડયો? ખરેખર તો આ આગળ લખવા ધારેલ વાતની પ્રસ્તાવનારૂપ લાગે છે સ્વ દલાલને"

સુ જોનેબદલે 'અદ્યતન નવલિકા'ના Pioneer બનાવવા અને કાંઈક વધુ ઊંચી કલા સિદ્ધ કરી છે એવું મનાવવા બહાર પડયા છો એની પૂર્વયોજનાના ભાગરૂપે આ પ્રસ્તાવના છે. આગળ લખો છો, 'સુરેશ જોષીની જે થોડીક વાર્તાઓમાં તપનું બળ પ્રવેશેલું છે તે અને એમના અગ્રજ જયન્તિ દલાલની વાર્તાઓ ટકશે. એમના તપની પ્રતીતિ થઈ ચૂકી છે શ્રી જયંતિ દલાલ એવા સર્જક છે જેમની વાર્તાઓ કલાકૃતિઓ તો છે જ સાથે સાથે એમાં માનવને ચાહવાની અદમ્ય ઉત્કંઠા ગોપિત છે' આ પછીયે ઘણાં ગજાઉપરવટ કરેલી પ્રશંસાનાં પુષ્પો છે એ બધાં અહીં નથી ચડાવતો પણ ઈરાદાપૂર્વકની ધૃષ્ટતાથી તો છક થઈ જવાયું! સુ જો સાથે સ્વ દલાલને મૂકયા એમાં જ પ્રથમ તો અણસમજનો આરંભ હતો. તેમાં આપે તો 'અગ્રજ' તથા 'એમના તપની પ્રતીતિ થઈ ચૂકી છે' એવા પ્રમાણપત્રોની લહાણી ઉદારદિલે કરવા માંડી! કોણે આપને ગુજરાતી સાહિત્ય અને વિવેચનમાં એવા મૂર્ધન્યપદે સ્થાપ્યા છે કે આપ એકાએક બંનેના વડીલ બની ગયા? ગાંધીજીએ જેમ જોડણી-કોશમાં 'મનમાની જોડણી કરવાનો કોઈને અધિકાર નથી' કહી અંતિમ વાક્ય કહી નાખ્યું હતું એવી જ ગાંધીચેષ્ટા અહીં—આપની છે! હિન્દી સાહિત્ય ભણાવતા ભણાવતા ગુજરાતી કાં ખોટું ભણાવવા માંડયા? બીજું કાંઈ નહિ, આપ અહીં ગુજરાતી સાહિત્યની નક્કર વાસ્તવિકતાને ચોકે જ કરી રહ્યા છો આપને ઉવેખવું પોષાય, પણ અમારા જેવા ગુજરાતી સાહિત્યના વિદ્યાર્થીને એ સત્ય વીસરવું પોષાય તેમ નથી કે સુ જો. જ ગુજરાતી કવિતા, વાર્તા અને વિવેચનના નવા વળાંક પર 'પ્રથમ વ્યક્તિ' તરીકે ઊભા છે અને સ્વાતંત્ર્યોત્તર ગુજરાતી સાહિત્યમાં જે કાંઈ નવા સંચાર જન્મ્યા તે તેમને આભારી છે કારણ અમે સાક્ષાત્ ગુજરાતી સાહિત્ય સાથે પનારા પાડી બેઠા છીએ! એમ તો સુન્દરમે વર્ષોપૂર્વે પ્રગતિશીલ સાહિત્યના ઊમળકામાં 'ખોતકી અને

નાગરિકા' લખી હતી, તેને શા માટે આધુનિક વાર્તાનો એક નોંધપાત્ર બનાવ નથી કહેતા? અને સુન્દરમે એ આગ્રહ રદ કર્યો (જે ભૂલ હતી એવું મને લાગે છે) તે ઘટના પછી ગુનાશોધક ક્રોકરની મનોવૈજ્ઞાનિક લઢણે ચાલતી વાર્તાઓ અને ત્યાર બાદ ડૉ. જયન્ત ખત્રીની વાર્તાઓ (બકુલેશ અને રતન મુનશી પણ ખરા) શા માટે આધુનિક વાર્તાના નોંધપાત્ર સ્થાને નહિ અને જયન્તિ દલાલ જ? જયન્તિ દલાલ સામે મને કોઈ પૂર્વગ્રહ કે પ્રતિગ્રહ નથી, પણ તેમનો દાવો ન જ ટકે એમ મારું નમ્રતાથી માનવું છે. આપનું અમદાવાદી માનસ (આખું જૂથ સંકળાયેલું છે ને?!) 'આધુનિકતા'નો જે છીછરો, અલ્પબુદ્ધિક અર્થ ધરાવે છે તે અમને માન્ય નથી. આ અણસમજ મને તો ઇરાદાપ્રેરિત લાગે છે. જો પ્રામાણિક રીતે આવું માનતા હો તો થોડું ગુજરાતી સાહિત્ય વધુ અને સારી રીતે વાંચવાથી અણસમજ દૂર થશે. પાન ૧૮થી શરૂ થયેલ આ સમજ પાન ૨૧ સુધી પ્રસરેલી છે—લેખ પૂરો થતાં સુધી એ વાચન હાસ્યરસ માટે ઉત્તમ મસાલો બની રહે છે. એવું જ ચોથા નંબરના લેખ વાર્તા, 'આજના વાર્તાકારોમાં ૧૯૬૬'માં પાન ૨૭થી કરી એ જ જયન્તિ દલાલ-સ્થાપનાનો ઉપક્રમ સુ.જો.ના સંદર્ભમાં કર્યો છે. (કેમ આપ ભૂલ્યા વિના સુ.જો.ને પણ યાદ કર્યા કરો છો?! હિરણ્યકશિપુ જેવી આ વિરોધભક્તિ છે?) પાના ૩૦/૩૨ ઉપર ઉતાવળે આપ ઇનામ-વિતરણ સમારંભ ઉકેલી રહ્યા હો તેવું વાતાવરણ છે—"અત્યારે દસથી વધુ વાર્તાકારોના નામ યાદ આવે છે જેમણે છેલ્લાં ચારપાંચ વર્ષોથી લખવું શરૂ કર્યું છે. એમાંથી તુરત ('તરત' લખાય) યાદ આવે એમને વિષે એક-એક વાક્ય લખું. મધુ રાય વાર્તામાં કીક મારતા હતા. હમણાં હમણાં એ 'હાર્મોનિકા' જેવું નામ પાડીને ફડાફડ કરવા લાગ્યા છે. નૃત્ય ન કરે ત્યાં સુધી એ અખતરા અને ખતરા બેઉમાં રહેવાના (ભાઈ લટૂને માનસ યાદ કે—જેવો નવનગમનો રાક

અહીં સભળાય છે નવલરામનો જે ગભીરતા અને Professional Ethicsનો આગ્રહ હતો તેનો પાછો અહીં સસ્તી શબ્દાળુના અને શબ્દરમતમા ક્યાથી આગ્રહ રહે ? નલિન -ાવળ ચીપીચીપીને વાક્યો લખે છે, રાધેશ્યામ પાસે લખા છે (મિત્રધર્મની જય હો ! દોસ્ત હો તો ઐસા !) રાવજીની વાર્તાઓમા કોઈ કરામત નથી, અભિનિવેશ તો નથી જ. કેમ ગમે છે એની વાર્તાઓ ? અનુભૂતિ છે માટે ? (અહી આપ પ્રામ ણિક પ્રશ્નો જ પૂછો વિધાનો ના કરો. અમારા જેવાને ભાઈસાબ નકામુ હસવુ આવે !)

પુન પાચમા લખાણ 'જયતિ દલાલની વાર્તાઓ' મા વિવેચનને આભાસ કરાવતા આપે 'અડખેપડખે' અને યુધિષ્ઠિર ?' મા ભક્તિસપ્રદાય જ સ્વીકાર્યો હોવાથી આપના ભક્તહૃદયને ઠેસ પહોચા-ડવાની મરજી નથી આપ ગમે તે માનવા / સમજવા હક્કદાર છો એની 'ના' કેમ પડાય ? કેમ કે આપ રહ્યા 'વાસન્ત્રયી'ના સરકારી ઈનામદાર સર્જક ! થોડા ઈમાનદાર રહી શક્યા હોત તો સારુ હતુ ફરીથી 'પાચ વાર્તા, ચાર તબક્કા' (ન . ૭)મા આપ બીજા તબક્કામા ફરી ૫૭ મા પાના ઉપર સ્વ. દલાલને કબરમાથી શોધીને સીમાચિહ્નને સ્થાપવા કટિબદ્ધ થયા છો પાચ વાર્તાઓ જે આપે લીધી છે (બુદ્ધિવિજય, જગમોહન શુ જોવુ ?, કમાઉ દીકરો, થીગડુ અને તમે આવશો ?) તે બધી પણ જે તે લેખકોની ઉત્તમ અને પૂર્ણ પ્રતિનિધિત્વ કરતી વાર્તાઓ છે કે કેમ એ શકાસ્પદ છે જ તેમાયે સ્વ. દલાલની વાર્તા (ઉમાશકર, સુન્દરમ્ , પ્રોકર, ડો. ખત્રી કે પન્નાલાલને બદલે) અને તેયે નબળી વાર્તા, શા માટે આવી બાલિશ ચાલાકીથી ઘુસાડવાનો પ્રયત્ન ? રજૂઆત જ એવી બિનઅધિકૃત લાગે છે કે આપ પોતે અવઢવમા છો એવો સદેહ પણ જાગે ફરીથી પાના ૭૦/૭૧ ઉપર Summing up કરતા આપે ઘણાખરા મિત્રોના નમ નવા વાર્તાકારો તરીકે છપાવી નાખી મિત્રધર્મપ્રેરિત કરુણપ્રશસ્તિ સર્જી દીધી છે.

છેવટે, 'વાર્તાવિશેષ'ની લેખકસૂચિમાં આપે જ પાનાનબંગે નોંધી આપીને આપે કયા કયા દલાલપ્રશસ્તિ કરી છે એ જોવાની અગવડ કરી આપવા બદલ આભાર (ગાવળસાહેબે એક ઇન્ટરવ્યૂમાં મારી થિસિસમાં એવી 'સૂચિ' ન મૂકવાનું કારણ પૂછ્યું હતું અને ખરેખર આની સૂચિની ઉપયોગિતા માટે સંદેહ હતો (હવે નથી.) કોઈ ખરેખર 'સૂચિ' વાપરતું હશે કે કેમ એ અંગે મને અશ્રદ્ધા હતી. હવે એ અશ્રદ્ધા નિર્મૂળ કરી આપવા બદલ આપનો આભારી છું !



એવી જ રીતે 'અદ્યતન કવિતા'માં આપે સુ જો ને ઉથાપવા અને ઉમાશંકરાદિને પ્રસ્થાપવા માટે જે ભવ્ય પુરુષાર્થ કર્યો છે, એ મનુષ્યયત્ન જ ગુજરાતી કાવ્યસાહિત્યના અભ્યાસીને પેટ પકડીને હસાવવાનો અસ્થાને આભંગ થઈ પડે છે !

કેમ કે જે નક્કર હકીકત છે કે સુરેશ જોષીના આગમન સાથે અને પછી જ ('૫૫ પછી) કવિતાક્ષેત્રે પણ નવી આબોહવા રચાઈ ક્ષિતિજ, સામયિકે ઘણા ઘણા સર્જકો અને ભાવકોની કુંઠા દૂર કરી, સીમાઓ તોડી નાખી એના તો આપ પોતે પણ સાક્ષી હશો/છો સમસ્ત ગુજરાતી સાહિત્ય જે રીતે, ૫૫ બાદ વિકાસ પામ્યું -સહસા લાગે તેવી રીતે, એ ઘટના તો નરી આંખે જોઈ શકાય તેમ ઘટી હતી તો પણ અકળ કારણોસર આપ એ યશ સુ જો ને ઘરાર ન જ આપવા શા માટે ઉદ્યુક્ત છો તે સમજાતું નથી ! ગયા ભવમાં (કે આ ભવમાં ? !) સુ જો એ આપને દૂભવ્યા હશે એમ સમજાય છે ! છતાં ગુજરાતી માફ કરતા આપનો અમદાવાદી છાવણીનો મર્યાદાવેશ જે રીતે પ્રગટ થઈ જાય છે, વિવેચક તરીકે અને સજ્જન કે સદ્ગૃહસ્થ તરીકે પણ હીણું દેખાય છે કારણ કે જ્યાં જ્યાં સુ જો નો ઉલ્લેખ આપ કરો છો ત્યાં ત્યાં બૌદ્ધિક વિવેક તો ચૂકી જ જાઓ છો અને સાથે સૌજન્ય, તમીજ પણ

કોણ જાણે કેમ 'અદ્યતન કવિતા' (અને 'વાર્તાવિશેષ') તપાસતા-વાચતા મને પાને પાને (સુ જો ને શત્રુભાવે પણ યાદ કરતા જોઈને

ત્રણ જન્મે મોક્ષ અપતી વિરોધાભક્તિ યાદ આવી !) ..એક પ્રતિભા શાબ્દિક રૂપમા હૈયેથી હોઠે આવ્યા કર્યો ! તામીજરહિત આપ અવિવેકીપણે સુ જો નો ઉલ્લેખ કરો છો એ મારા જેવા સુ. જો ને સાહિત્યિક નૈકટ્યથી ચાહતા માણસને તો hurt કરે જ પુરાવાઓની જરૂર નથી, છતા નીચેના ફકરાઓ વાચો, તેમા વિરૂપ સ્થાપનાઓ અને નિમ્ન કોટિની ઉત્થાપનાઓ છે 'રાજેન્દ્ર શાહ ની કવિતા' પાનુ ૩૮, "શુદ્ધ કવિતા (જે રાજેન્દ્ર પહેલા શ્રીધરાણી અને પ્રહલાદમા છે એમનાથી પણ મોટા કવિઓ, સુન્દરમ્ ઉમાશકર મા છે તે) રાજેન્દ્રમા પણ છે પરન્તુ 'શુદ્ધકવિતા' ના આગ્રહી કેન્ચ કવિઓની જેમ રાજેન્દ્ર Word image Complex રચીને કવિએ ભાષાનો આવિષ્કાર કર્યો એવુ પ્રતીત કરાવતા નથી પણ કવિ જે પરીક્ષામા બેઠા જ નથી એમા એમને પાસ નાપાસ જાહેર કરવાથી એમની કે કવિતાના ઈતિહાસની મોટી સેવા થતી નથી (જો કે લોકો એવુ કરે છે ખરા–બુદ્ધદેવ ફ્રોઈડના માનસશાસ્ત્રને સામે રાખીને કાલિદાસના 'મેઘદૂત'નુ અર્થઘટન કરવા બેસે છે અને આપણે ત્યા સુરેશ જોષીને તો આ પદ્ધતિમા બેહદ દિલચસ્પી છે)

**Comment** . જે કાર્ય સુ જો એ કર્યું જ નથી તે બાબત અપ્રસ્તુત રીતે રાજેન્દ્ર શાહની કવિતામા ખેચી લાવવાનુ તદન અકારણ અને ગેરવાજબી છે 'પાસ-નપાસ'નો પ્રશ્ન મારતરી ભેજાની નીપજ ! છે વિવેચનનો ગભીર ખયાલ અને ઉચ્ચ ધોરણ આપ કયાય જાળવી શકતા નથી શા કારણે ? પહેલેથી આગ્રહ/પૂર્વગ્રહો ધારણ કરીને કોઈને પાસ કે નપાસ કરવાની પ્રતિજ્ઞાપૂર્વક આપ પેપર તપાસતા હો તેમ સર્જકો પ્રત્યે જુઓ છો ક્યારે સુધરશો ?

૧૬૯મા પાને ('કવિતાનુ કૃતિલક્ષી વિવેચન'મા) સુ જો ના 'ગુજરાતી કવિતાનો આસ્વાદ'નુ અછડતુ અવલોકન કરતા આપે નોધ્યુ છે એ પરસ્પર વિરોધી લાગે છે," કૃતિલક્ષી વિવેચનના વિકલ્પ તરીકે જોવા

જેવુ કે સુરેશ જોષી જેવા વિદગ્ધ ભાવકો હુએ બૌદ્ધિક કર્મની સયોજના સવેદનહીન બનાવી પોતાના લખાણને માર્મિક કરી શકે 'ગુજરાતી કવિતાનો આસ્વાદ' ના કેટલાક લેખોમા આવુ સુપરિણામ આવ્યુ છે '(અહીં સુધી પ્રશસાત્મક્યો) ત્યાર બાદ," પોતે સમજે છે એ સહુ કેટલાક કવિઓ માટે સમજવાનુ બાકી રહે એવી ભ્રમણાનો ભોગ બનીને એ વ્યક્તિગત સત્તાહનનના આપવાની અપ્રસ્તુત માત્રામા સરકાઈ જાય છે ઉમાશકર, નિરજન, પ્રિયકાન્ત આદિ કેટલા- કવિઓની રચનાઓના આસ્વાદોમા સુરેશ જોષી સાહિત્યેતર આનદ ઉપજાવે છે, સાથે સાથે એક કાવ્યનિમિત્તે સમગ્ર ગુજરાતી કવિતાના મૂલ્યાકનના પ્રશ્નો ઊભા કરે છે અન્યથા પ્રસ્તુત બની શકે તે અહી અપ્રસ્તુત બને છે" (No Comment) ૧૭૦મા પાના ઉપર આપ નોધો છો 'કવિતાની સમજ વધારવાની સભાન પ્રવૃત્તિથી બચવુ જ રહ્યુ સમજ અને આનદ એ બે એક પદાર્થ નથી" (એ જ લેખમા)

Without Comment આપના પ્રથમ લેખ 'ઉમાશકરની કવિતા' માથી નીચેના ઉદ્ગારો એના જ સદર્ભમા આપને જોઈ જવા અનુરોધ કરુ છુ (સદર્ભ બદલાવ્યા વગર જ વાક્યો લીધા છે સગવડપૂર્વક આપની જેમ ઊતરડીને નહિ) પાનુ ૧૮,

"વિસ્મયથી જગતુ સવેદન સમજમા–understandingમા પરિણમે છે કેટકેટલી કૃતિઓમા ઉમાશકર સમજના બિન્દુને આખરી બિન્દુ બનાવે છે। 'આત્માના ખડેર'મા એ પ્રક્રિયાનો આલેખ દશ્ય બન્યા છે કવિઓ પૃથ્વી અને અપાર્થિવને સાકળવા મથતા હોય છે કોઈ સહજ વેગે, વિસ્મયના લયમા એ સિદ્ધ કરતા હોય છે ઉમાશકર સમજ દ્વારા એ સિદ્ધ કરતા જણાય છે કવિતાને અતે તારણ સુધી આવવાનુ મૂળ તેમા જ છે. આજકાલ કવિતા લખનારાઓમાથી મોટાભાગનાનો શબ્દ સમજ-

કેન્દ્રિત નથી અને વિસ્મયકેન્દ્રિત પણ ભાગ્યે જ હોય છે તેથી એમની રચનાઓમા આરંભ અને અંત વચ્ચેનો સંબંધ જુદી જ રીતે રચાય છે ઉમાશંકર કેટના જુદા પડે છે!—જૂના પડે છે એમ ન કહેવુ (સમકોન્શ્યસ કેવુ કામ કરી જાય છે!)

એવુ જ પાના ૩ ઉપર 'એ જ લેખમા કરી બેઠા છો યુધિષ્ઠિર' કાવ્ય ઉમાશંકર જ લખે. જેના કવિ ઉમાશંકર ન હોય તેવા 'યુધિષ્ઠિર' કાવ્યનો સંભવ સ્વીકારી શકાતો નથી'—શુ કહેવા માગો છે આપ? 'સમજ'પૂર્વક જોશો તો આ વચિત્ર વાક્યનો અર્થ આપ જ સમજી શકશો નહિ આને વિવેચન ગણવુ કે (કરુણ) પ્રશસ્તિ? પાના નં પાચ ઉપર આપ આ રીતે બોલ્યા "ઉમાશંકર સમક્ષ પૃથ્વી જ નહિ, વિશ્વ છે આ વિનીત કવિએ વિશ્વ અને હૃદયને તથા એ એ બંનેની વચ્ચે જે અધિષ્ઠિત છે તે સઘળાને પામવા માટે જીવવા ઉપરાંત સર્જનાત્મક અને ચિન્તનાત્મક વાઙમયનો આશ્રય લીધો છે. આ કવિ તો જ્ઞાની છે કહીને થાક વ્યક્ત કરવા જેવુ આછકલુ વર્તન હવે કવિનાના વાચકને પાલવે તેમ નથી. જ્ઞાની કવિની અનુભૂતિ આછકલી ન હોય તત્ત્વસંપૃક્ત હોય"

આવુ ધડમાથુ ન પકડી શકાય તેવુ ભેદી વિવેચન આપને કદાચ તો 'આધુનિક' લાગતુ હશે અથવા જેમા તમારે સાચો અભિપ્રાય છુપાવવો છે પણ અસંપ્રજ્ઞાતપણે ડેશ કે ડૌસ દ્વારા ઊંડો ગુહ્ય અભિપ્રાય બહાર પડી જ જાય છે. એમા યે 'લખવા'ને આપ 'ખેલ' સમજો છો અને 'શબ્દરમત' વડે ઓડનુ ચોડ કરી બેસો છો ત્યારે બેખબર રીતે પકડાઈ જાઓ છો લખવાને ગંભીર જવાબદારી ક્યારે સમજશો? એ જ આપને પ્રાપ્ત થાઓ એવી શુભેચ્છા સહ, 

—જયન્ત વ્યાસ

'સંગોષ્ઠી'ની ૫/૮ ની બેઠક વડોદરા, સુરેશભાઈને ત્યાં મળી હતી જેમાં શ્રી અજિત ઠાકોર અને બકુલ ટેલર ઉપસ્થિત હતા 'સંગોષ્ઠી'ના અન્ય મિત્રો સંજોગોવશાત્ બેઠકમાં ઉપસ્થિત રહી શક્યા ન હતા

અગાઉથી નિયત કર્યા મુજબ સવારે ૯-૩૦ થી સાંજે ૩-૪૫ સુધીની બે બેઠકોમાં 'ભાષાવિજ્ઞાન અને સંરચનાવાદ'ની ચર્ચા થઈ હતી સવારની બેઠકમાં 'અરણ્યરુદન'ના આ વિષયના આનુષંગિક લેખ 'સંરચનાવાદ અને સાહિત્યવિવેચન'ના આધારે ચર્ચાની માંડણી થઈ હતી યાકોબ્સન, લેવી સ્ટ્રાઉસ, રોલાં બાર્થ, સોસ્યૂરના સંરચનાવાદી અભિગમમાં રહેલી મર્યાદાઓ અને અસંગતિ તેમના આ દિશાના પ્રયત્નોની તપાસ દ્વારા છતી કરાઈ હતી સંરચનાની વિભાવના સ્વીકારનારા પણ કોઈ સમાન સિદ્ધાંતના અળગ સૂત્રથી સંકળાયેલા જણાતા નથી સંરચનાવાદીઓ જે નિયમો શોધવાની દિશામાં અગ્રસર થયા છે તેનાથી કયા સાહિત્યની આગાહી કરી શકાશે ? અમુક વિશિષ્ટ સાહિત્યકૃતિના વર્ણનમાં અને સામાન્ય અર્થમાં જેને સાહિત્ય કહીએ છીએ તેના વર્ણનમાં જો તત્ત્વત ભેદ રહ્યો હોય તો પછી વૈજ્ઞાનિક દૃષ્ટિએ એવા વર્ણનની ચોકસાઈ શી રીતે થઈ શકશે ? જે પૂર્વનિયંત્રિત નથી, જેમાં અનેકવિધ અર્થઘટનોનો અવકાશ રહ્યો છે તેનું વિજ્ઞાન રચી આપવાનો પ્રયત્ન પોતે જ કંઈક મર્યાદિત સ્વરૂપનો લાગે છે સંરચનાવાદીઓ અર્થઘટનોની વિવિધતાનું જોખમ ખેડવા તત્પર હોતા નથી

સાહિત્યવિવેચનમાંની જાણીતી હકીકતને યાકોબ્સને ભાષાવિજ્ઞાનની પરિભાષા દ્વારા વ્યક્ત કરી છે વર્ણાનુપ્રાસ, યમક, અન્ત્યાનુપ્રાસ, છન્દ તે 'equivalence principle'ના દખીતા ઉદાહરણો છે યાકોબ્સન જે વ્યાકરણ રચી આપવાની વાત કરે છે તેની મર્યાદાઓ

તેમની એડગર એલન પોની પદ્યરચનાના કરેલા પૃથક્કરણમા ખુલ્લી પડી ગઈ છે. તેઓ જે વ્યાકરણ રચવાની વાત કરે છે તે તો કૃત્રિમ અને રસહીન કવિતા પૂરતુ જ ખપમા આવે. યાકોબ્સન આત્મલક્ષી વિવેચનને તિરસ્કારે છે, અને પોતની પદ્ધતિની વસ્તુલક્ષિતા અને શાસ્ત્રીયતા ઉપર ભાર મૂકે છે યાકોબ્સન અને લેવી સ્ટ્રાઉસે બોદલેરની 'બિલાડીઓ' નામની કવિતાનુ જે પૃથક્કરણ કર્યુ છે તે આ મર્યાદાઓ બરાબર ઊપસાવી આપે છે.

કલોદેલની કવિતામા અમુક કલ્પનોના પુનરાવર્તન દ્વારા સવેદનોના નવા નવા વિકલ્પો પ્રકટ થાય છે વાલેરીની કવિતામા પણ ધ્વનિઓના પુનરાવર્તનનો બહુ સૂક્ષ્મતાથી વિનિયોગ થયો છે યાકોબ્સને ગૃહીતરૂપે સ્વીકારી છે તે ધ્વનિ અને અર્થ વચ્ચેની અનિવાર્ય એવી સમાન્તરતા વાલેરીની કવિતામા ઝટ દઈને ગ્રહી લઈ શકાય કે એનુ કોષ્ટક તૈયાર કરી શકાય એવી રીતે યોજાઈ હોતી નથી 'Myth' પરત્વે પણ સરચનાવાદી પૃથક્કરણપદ્ધતિની મર્યાદા ઊપસી આવી છે સરચનાવાદી પૃથક્કરણ આપણા જમાનાની અનુભૂતિના ક્ષેત્રની નહીં એવી 'Myth' અને કથાઓ પરત્વે જ વધુ કાર્યકર નીવડી શકે માનવીય અભિવ્યક્તિના કેન્દ્રસ્થાને હમેશા 'માનવ' રહ્યો છે એવો ખ્યાલ પણ તેઓના મતે મરી પરવાર્યો છે તેઓના વલણમા વિતડાનુ ઝનૂન અને કલેશકર આગ્રહ દેખાય છે આ વિશે યોજાયેલા સવિવાદોમા તેની મર્યાદા ચીંધી આપવના પ્રયત્નો પશ્ચિમમા થયા જ છે

બપોરની બેઠકમા હેન્રી જેમ્સની 'ધ ફીગર્સ ઈન ધ કાર્પેટ'ની સરચનાવાદી પૃથક્કરણપદ્ધતિએ તોદોરોવ દ્વારા કરાયેલ સમીક્ષાનુ વાચન થયુ હતુ આ પ્રમાણેની સમીક્ષાના અભ્યાસ દ્વારા સરચનાવાદ વિશેની સમજ વિકસાવી શકાય અને આપણે ત્યા પ્રવર્તતી આ પધ્ધતિની ગેરસમજ દૂર કરી શકાય —બકુલ ટેલર

ગુજરાતીના અધ્યાપકસઘનુ સમેલન તા ૨૭, ૨૮ અને ૨૯મી ઑકટોબરે કવિશ્રી ઉશનસ્‌ના પ્રમુખપદે અમદાવાદ ખાતે મળશે

# ગ્રામ વિકાસ અને અંત્યોદય જનતા સરકારના બે મુખ્ય અંગો

રાજયની વાર્ષિક યોજનાની ૭૦ ટકા જેટલી રકમ ગામડાના સર્વાંગીઉત્કર્ષ માટે ફાળવીને અમલમા મૂકાયા છે આ કાર્યક્રમો–

- સંકલિત ગ્રામવિકાસ
- ખેતી અને સંલગ્ન કાર્યક્રમો
- ગ્રામોદ્યોગો અને ગ્રામમાર્ગોના વિકાસ
- ઝડપી ગ્રામ વીજળીકરણ
- ગ્રામપાણી પૂરવઠા યોજનાઓ
- ગ્રામ આરોગ્ય સેવાઓમા વૃદ્ધિ
- પ્રાથમિક શિક્ષણનુ વિસ્તરણ
- ગ્રામ રોજગારીમા વૃદ્ધિ
- વધુ જમીનને સિંચાઈ
- સ્થાનિક વિકાસ કાર્યોને પ્રોત્સાહન
- પૂરક વ્યવસાય માટે સહાય
- ગામડાને દત્તક લેવા પ્રોત્સાહન
- ગ્રામ વિકાસ સંસ્થાઓના કાર્યક્રમોનુ વિસ્તરણ
- રૂરલ ટેકનોલોજી ઈન્સ્ટિટયૂટ તથા માર્કેટીંગ ઈન્સ્ટિટયૂટની સ્થાપના
- કામના બદલામા અનાજની યોજનાનો અમલ

**ગુજરાતના**
**નવઘડતરમાં**
**નો ધબકાર**

## નવ ગ્રામનિર્માણ



માહિતી-ગુજ'૭૯

નવેમ્બર,
૧૯૭૯

# કૃતિ

### ભૂપત વડોદરિયાની
### નવલકથાઓ

પલ પલ વ્યાકુળ પ્રાણ ૧૯–૫૦

તારા હૈયે માગી પ્રીત ૧૯–૫૦

જપતપ જૂઠા, સાચી પ્રીત ૧૫–૫૦

ભવોભવની પ્રીત ૧૯–૫૦

મોતના પીંજરે

તરસ્યા પંખી ૧૫–૦૦

સ્વપ્નપંખી ૧૩–૦૦

એક નઠારી છોકરી ૧૩–૦૦

બીજું યૌવન ૧૨–૦૦

### શાળા-ઉપયોગી નાટકો

નાટકોની દુનિયા —યશવંત મહેતા

શાળા–ઉપયોગી નાટકો —રજની શેઠ

ભજવો નાટકો —બળદેવ મોલિયા

સહેલાં નાટકો —સુરેશ ગાવી

કિશોરોના નાટકો—પ્રા. હસિત બૂચ

(દરેકના રૂ અઢી, સેટના રૂ ૧૫)

### ભૂપત વડોદરિયાના
### ચિંતનલેખોનો સંગ્રહ

ઘરેબાહિરે ૧૨–૦૦

પંચગવ્ય ( ચિંતનલેખો )

મલાલ મજમુદાર ૮–૦૦

### કાવ્યસંગ્રહો

સૂર્યના ગોળાને ભેદવા

જતા – નાગરાજ ૩૦–૦૦

કાલિન્દી — જનક નાયક ૧૨-૦૦

ફૂલડાં — હેતલ મોદી ૨-૦૦

### ઇન્દિરા ગાંધીના કારનામાંઓની
### ધ્રુજાવનારી દાસ્તાન

ઑલ ધ આઇમિનિસ્ટર્સ મેન

રૂ ૩૫-૦૦

### ભજવવાલાયક નાટકો

નવા નવા નાટકો –પ્રા હસિત બૂચ

તખ્તાલાયક નાટકો –રજની શેઠ

નાટકો જ નાટકો –સુરેશ ગાવી

રંગલીલા –ચંચી મહેતા

હસાહસના નાટકો –હરીશ નાયક

(દરેકના રૂ ૫, સેટના રૂ ૩૦-૦૦)

### આયુર્વેદના પુસ્તકો

લાભશંકર ઠાકર ‘પુનર્વસુ’ ની બાર

રોગપુસ્તિકાઓ સેટના રૂ ૨૪-૦૦

ઘર ઘરનો વૈદ ૧૩–૫૦

ઘર ઘરના ઓષધો ૧૩–૫૦

અભિનવ કુદરતી ઉપચાર ૧૩-૫૦

યોગાસનો અને આરોગ્ય ૧૩–૫૦

**ગ્રંથ-સંગમ, બાવા સીદી, ગોપીપુરા, સૂરત–૧.**

# કંકાવટી

નવેમ્બર ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૨૦ : અંક ૨૪૮ : મૂલ્ય : દોઢ રૂપિયો

દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂા ૨૩; વિદેશ : શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન ઍજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામા–ટિકિટવાળું કવર અવશ્ય બીડવું કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી–મુદ્રક–પ્રકાશક

રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'

પ્રકાશનસ્થળ : ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન : અમરજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦૦૩.

ત્રણ કાવ્ય □ ઓક્તાવિયો પાઝ

અનુવાદક □ જયંત પારેખ

## ૧. પરોઢ

ઠંડા વેગીલા હાથ
ખોલે એક પછી એક
અંધકારના પાટા
હું ખોલું મારી આંખ
હજી યે
હું જીવું છું
હજી યે તાજા વ્રણના
કેન્દ્રમાં

## ૨. સ્પર્શ

મારા હાથ
ખોલે તારી હયાતીનો પડદો
પહેરાવે તને બીજી એક નગ્નતા
ઉતારે તારા શરીરના શરીર
મારા હાથ
શોધી કાઢે તારા શરીર માટે બીજું એક શરીર

## ૩. સંક્રમણ

હવાથી યે હળવું
પાણીથી યે હળવું
હોઠથી યે હળવું
અજવાળું અજવાળું
તારું શરીર પગલું તારા શરીરનું.

# દાંપત્ય

□ શ્રીમતી શૈલજા ઉડચણ
ઉર્દૂ પરથી અનુવાદ ગુલામ મોહમ્મદ શેખ

સોળહજાર સખીના વર કૃષ્ણ
પાચ પાડવની પત્ની કૃષ્ણા
આત્મા અહીં, પરમાત્મા ત્યા
દેહ અહીં, નેહ ત્યા
વિચારોદ્ભવ અહીં, વિચિત્ર સંતાપ વળી ત્યા
લપસવુ, ચડવુ, આનંદવુ ઢળવુ
કયા, કયા?
દેહમા? મનમા કે મનની પાર?

ભોજન સ્વગૃહે
મનભોજન કોઈ અન્ય ગૃહે.
વિવશતા, વ્યામોહમા લુપ્ત
અપાર સંસારી એષણા, પ્રલોભનો, પ્રબળ અનુભૂતિઓ.

ત્રણ કાવ્ય □ ઓક્તાવિયો પાઝ

અનુવાદક □ જયંત પારેખ

## ૧. પરોઢ

ઠંડા વેગીલા હાથ
ખોલે એક પછી એક
અંધકારના પાટા
હું ખોલું મારી આંખ
હજી યે
હું જીવું છુ
હજી યે તાજા વ્રણના
કેન્દ્રમા

## ૨. સ્પર્શ

મારા હાથ
ખોલે તારી હયાતીનો પડદો
પહેરાવે તને બીજી એક નગ્નતા
ઉતારે તારા શરીરના શરીર
મારા હાથ
શોધી કાઢે તારા શરીર માટે બીજુ એક શરીર

## ૩. સંક્રમણ

હવાથી યે હળવું
પાણીથી યે હળવુ
હોઠથી યે હળવુ
અજવાળું અજવાળું
તારુ શરીર પગલુ તારા શરીરનું



□ શ્રીમતી શૈલજા ઉડચણ

કન્નડ પરથી અનુવાદ • ગુલામ મોહમ્મદ ગો

સોળહજાર સખીના વર કૃષ્ણ
પાચ પાડવની પત્ની કૃષ્ણે
આત્મા અહીં, પરમાત્મા ત્યા
દેહ અહીં, નેહ ત્યા
વિચારોદ્‌ભવં અહીં, વિચિત્ર સંતાપ વળી ત્યા
લપસવુ, ચડવુ, આનંદવું ઢળવુ
ક્યા, ક્યા ?
દેહમા ? મનમા કે મનની પાસ ?

ભોજન સ્વગૃહે
મનભોજન કોઈ અન્ય ગૃહે.
વિવશતા, વ્યામોહમા લુપ્ત
અપાર સંસારી એષણા, પ્રલોભનો, પ્રબળ અનુભૂતિઓ

ત્યા, અહી, ક્યા ? અહીં ને વળી ત્યાં ?
રસિકના સંગમા સંવાદ, બંધન મહી મૌન.
આમ –
રોજ ધરવો પાચાલીવેશ
રોજ બનવું પુરુષોત્તમ
અમર હું
બનું અમર હું
દૂધમા ભળુ દૂધ થૈ, જળમા થળ.
બનીશ હું છીપ, સ્વાતિ બનીશ
સમુદ્ર હુ બનીશ સમગ્ર હુ.

કડલા ખાતર કરીશ પગ નગ્ન
હાથ બગડી ખાતર ધરીશ
અગ્નિથી પેટવુ દીવો
હવામા ખીલવી દઉં પુષ્પ
અમર હુ બનુ અમર હું
કેમ કે હુ પુરુષ
તુ સ્રી
આપણે અવતાર દીધો દેવ સાથે દાનવોને
ટીપામા જેમ સમુદ્ર
હથેળીમા આકાશ કે છલના માત્ર ?
આપણા અનુભવની કેડીએ
મળી આ ચેતના.
સાતથી અનંત બિન્દુ લગી સમુદ્ર આ ખળભળે, વિસ્તરે
દાંપત્ય અન્યલોકમા
લગ્ન માત્ર મર્ત્યલોકે.



૭ કાવ્યો ☐ ઉંગારેત્તી

☐ અનુ અજિત ઠાકોર

## નિર્મળ રાત્રિ

આજની આ રાતે કયું ગાન જાગી ઊઠયું છે
હૃદયના સ્ફટીક પડઘાને
તારકો સાથે ગૂંથવા

ઉલ્લસિત ઉરેથી
કયું પર્વ જાગી ઊઠયું છે

હું તો રહ્યો
અંધારાનો સેતુ

સ્તનાદીંટડીએ વળગેલા શિશુની જેમ
હું બટકું ભરું
અવકાશને

ને હવે તો હું આકંઠ તૃપ્ત
અખિલાઈથી.

## સંઘર્ષ

મારી વૃકોદર ભૂખને લીધે
મેં ખેંચી પાડી
મારી લવારાની કાયા

હું જ જાણું
અસહાય હોડી
હું જ જાણું
તાણી જતો દરિયો

## સૂર્યાસ્ત

આકાશનું ઊમળકાભર્યું મુખ
રણદ્વીપોને જગાડી રહ્યુ છે
કેમકે, પ્રેમ એટલે નોમાડ

## એક ઓર રાતે

આ અધારામા
ઠરડાયેલા હાથે
હું ઘડુ મારો ચહેરો
હું જોઈ રહું મને
અનત અવકાશમા
ઘસડાતો જતો.

## શાશ્વત

એક ફૂલ ચૂંટાય અને બીજું ભેટ ધરાય
એ એની વચમા હોય છે
એક અકથ્ય ન હોવાપણુ

## તન્દ્રાવસ્થા

આ ખૂધી ટેકરીઓ
ખોળોના અધારામા
પોઢી ગઈ છે

ને હવે કશુય પહોચતુ નથી મારા સુધી
ને કશુય જણાતુ નથી
બસ ફક્ત તમરાનો ત્રમત્રમ અવાજ

મારા રુધાયેલા વિચારો સાથે
ડગ માડતો.

## એક કાવ્ય



પ્રફુલ ટેલર

યાદ આવે છે બધું
જાણે અર્ધી રાત્રે નિંદલ આંખે સૂતા છે
ને ચઢી આવ્યું છે હેલારતુંક પૂર (શું એનું રૂપ)
છાતી વચ્ચોવચ્ચથી નીકળી પડ્યું છે કશુંક ધડેડાટ
આખું ય શરીર જાણે એ ય તારીની ફાટફાટ
જે હમણાં સુધી, અંધારું ઓઢી સૂતાં હતાં વૃક્ષો
સડાક દેતાકને થઈ ગયાં બેઠાં ને કૂંપળ ગગ્ગે હવે
ચાંચલ આંખે તાકવા મંડી સીમ
પણેથી નદી ચરવા આવી કાન સુધી ખળળળળ
જાણે મણિ મૂકી ચરવા નીકળ્યો મણિધર સળળળળ .
હમુની હથેળી જેવું ઝૂકી ગયું આકાશ
મન કરે કે ચાલ દોસ્ત,
'દરિયાની હથેળીમાં નાખી હથેળી નીકળીએ સંગાથ'
ત્યાંથી હું મચકતો રહ્યો છું ત્યાં
જ્યાં આપણે પહોંચવાનું છે ત્યાં
લીલા લીલા ઘાસનું વન બળે છે ભડભડ ભડભડ
આ આસોની સાંજે જાણે કોઈ ચિતાને જોઉં છું બળતી
ઓહ! રોકો આ બધું
કોઈ પીંજી રહ્યું છે મને
કોઈ પશુ એની ભીંસમાં લઈ રહ્યું છે પ્રચંડ શ્વાસોથી મને
કોઈ દોડો રે ભાઈ દોડો રે    ઓહ!
જાણે પાણી વચ્ચેના પોલાણોમાં સરક્યા કરે છે શબ 

## વિદ્રોહ □ મંગળ રાઠોડ

૧

આ
કોણ છે
જે
મારી પસંદગીના
પુષ્પને
ચૂંટતાં અટકાવે છે મને
પુષ્પથી ય વધુ
કોમળ બનાવીને ?
હવે હું
તારો કાંટો જ કાઢી નાખીશ.
અને પછી
રહી જશે તેનો
હૃદયમાં કોઈ ડંખ
તો હે હૃદય મારા
હું તને પણ કચડી નાખીશ !

૨

મને
ઝુકાવવાના
એના
તમામ પ્રયત્નો છતાં
હું ઝૂક્યો ન હોતો
જેની સામે
તે હું
ઝૂકી ગયો'તો એ ઘડી
તારા પ્રેમ–
અને સૌંદર્ય આગળ !
એ પણ તેનો
પ્રપંચ હશે કદાચ
હવે
માથું ઊંચકું છું
અને દેખાય છે તું તું !

# નિરર્થકતાની વિસ્તરતી ત્રિજ્યાઓ



**સુરેશ હ. જોષી**

કોઈક વાર મને લાગે છે કે ઘણું ઘણું કહેવાનો સમય મળ્યો નહિ. આ જગત મને સમૃદ્ધિથી અચિન લાગે છે કોઈ વાર એ સમૃદ્ધિના ભારથી મારા ખભા ઝૂકી જાય છે અને ખૂણખૂણ કહી નાખવાનું મન થાય છે. કોઈ વાર એ બધુ સભળાવવા માટે કોઈને રોકુ છુ સાંભળનારા સાભળતા સાભળતા અન્યમનસ્ક થઈ જાય છે, તે જોઈને બોલતો બધ થઈ જાઉ છુ. આથી આખરે મે મારી સાથેનો સવાદ શરૂ કર્યો છે હુ બોલતો બધ થઈ જાઉ પછીય એના રણકાર મનમા શમી જતા નથી

આ કઈ હુ બોલુ છુ તેનો અહકાર નથી અને મને બરાબર સમજાઈ ગયું છે કે હુ તો નિમિત્ત જ છુ જગત જ આ બધુ બોલતુ હોય છે મને એવો અનુભવ થયો છે કે આ વાણીમા હુ મારો વિક્ષેપ ખડો નથી કરતો ત્યારે એની અસ્ખલિત ધારાઓ વહ્યે જવાનો નાદ મન સમ્મોહિત કરી દે છે પછી એ વાણી ને અર્થની ભૂમિકાથી ક્યાક ઉપર જતા રહી શકાય છે આ સ્થિતિને કશીક આધ્યાત્મિકતા સાથે સાંકળવાનો મને લોભ નથી લોભનો દાબ ભારે હોય છે. એનાથી હૃદયનુ ઘણુ ઘણુ કુણુ સંતાઈ જાય છે.

જીવનની આ આસક્તિ કશા અગત લાભને અકે કરવાની લાલસા વિનાની હોય છે ત્યારે સાધારણ અસાધારણનુ વિભાજન કરનારી વ્યાવર્તક રેખા એનાથી પરિપ્લાવિત થઈને ભૂસાઈ જાય છે મારી સામેના રસ્તા પર થઈને ચાલ્યા જતા માનવીઓના પગલાની સકેતલિપિ ઉકેલવી એ પણ એટલુ જ મહત્ત્વનુ બની રહે છે વળગણી પર સૂકવેલુ ભીનુ વસ્ત્ર પવન સાથે ધીમે ધીમે ભેજને ત્યજી દે

છે કે પાણીમાથી બહાર કાઢતા એ જે રીતે નીતરી રહે છે. તે જોવાનુ પણ એક મહત્ત્વનુ કાર્ય બની રહે છે. વૃક્ષોની શાખાઓનુ આંદોલન જોઈને મન પણ ઝૂમી ઊઠે છે. આકાશમાના વાદળોની અનસમ વગ ગતિ સાથે હુ પણ જાણે જન્મજન્માતરની જાત્રાએ ચાલી નીકળુ છુ. પવનમા હાલતા કરોળિયાના જાળાના પારદર્શક પડની પારના જગતને એમા ઝિલાયેલા જળબિન્દુમા થઈને જોવાનુ કેવુ તો અદમ્ય કુતૂહલ થતુ હોય છે ! આકાશમા સેલારા મારતી સમડી સાથે હુ પણ નરી નિરર્થકતાની ત્રિજ્યાઓ વિસ્તારતો જાઉ છુ.

ગુહ્ય અને વિરોધાભાસી વાતો કરવાની મને ટેવ નથી. પણ આવા બધા અનુભવોથી એવુ લાગે છે કે મારા આસક્તિના પાત્રમા અનાસક્તિ છનકાઈ ઊઠી છે. મે મને પોતાને અહંથી હાલોડાલો કરી નાખ્યો છે. મારે આજ સુધી બહાર રહી ગયેલુ જગતમારામા પ્રવેશીને છનકાઈ ઊઠ્યુ છે હુ આ છનકાવાના ધ્વનિથી જ સભર છુ, કઈ કેટલુય દૃઢ પકડથી ઝીલવા મથેલા મારા હાથને મે ખાલી કરી નાખ્યા છે, ત્યારે પહેલી વાર મને મારી જ હથેલીના પહોળાઈ તથા ઊડા-પણાનો સાચો ખ્યાલ આવ્યો છે.

હવે જો મારુ કોઈ વ્રત હોય તો તે આગ્રહોને છોડવાનુ વ્રત છે 'હુ'નો ગાગડો ગાઢે બાધ્યો હતો ત્યા સુધી 'મારે તો આ જોઈશે જ' જેવી ભાષા બોલવાથી જ અસ્મિતા જળવાતી હતી. હવે 'હુ'ને વિખેરવા દઉ છુ, અથવા સાચી રીતે કહુ તો વિખેરાઈ જવાની દશાને પણ કેવળ સાક્ષીભાવે જોઈ રહ્યો છુ ત્યારે કશી ઇચ્છાને વળ ચઢાવીને આગ્રહમા ફેરવી નાખવાનો ઉદ્યમ માડી બેસવાનુ મને મન થતુ નથી મનોદશાના પરિવર્તન સાથે ગુણઅવગુણના કોઠાઓ પણ બદલાતા રહે છે તે હુ જાણુ છુ. કોઈ એક મનોદશાને દૃઢ રાખવાનો આગ્રહ પણ મને સેવવા જેવો લાગતો નથી એક સમય એવો હતો જ્યારે જગત સાથેના મનના સઘર્ષથી જ મારા વ્યક્તિત્વના આગવા-

પણાનુ ઉગ્ર ભાન થતુ એને માટે હમેશા ઝુઝ્યા કરવુ પડતુ એ વીર રસના પ્રાગટ્યનો સમય હતો હવે નિર્વેદ નથી. પણ અધંકારમા રહેતા મૂળની જેમ નેપથ્યમા સરી જઈને, મારાથી નિરપેક્ષપણે શાખા પલ્લવને વિકસવા દેવાની વૃત્તિ છે

હુ પરિવર્તનપ્રક્રિયાને શરણે થયો છુ એવુ પણ નથી મારામા હજી મારાપણુ ટકાવી રાખવાની વૃત્તિ છે પણ એ મારાપણુ જીવવાની ક્રિયા દરમિયાન જગતથી અભિન્ન બનતુ જાય છે એવુ લાગે તો હુ છળી મરતો નથી હુ મારે વિશે અહેવાલ આપવા બેઠો છુ, એનો અર્થ જ એ કે હજી મારે વિશેની મારી શોધ પૂરી થઈ નથી એ જ શોધ ચલાવવી એ જ કદાચ અહકારનુ સ્વરૂપ હોઈ શકે તેમ હુ નકારી કાઢતો નથી

બધાના વતી તો ઠીક, મારા વતી પણ બોલવાનો મારો દાવો નથી, કારણ કે બોલવાનુ શરૂ કર્યા પછી અધવચ્ચે થી જ આરોહવા એકાએક બદલાઈ જાય છે ને વાક્યના આરભમા જ કહેલુ તેનો પાછલા ભાગમા છેદ ઉડાડી દેવો પડે છે સગતિ અસગતિના ચોકઠા બહુ નાના પડે છે તર્કની જાળમાથી ગમતુ માછલુ કૂદીને બહાર સરી જાય છે. આવી સ્થિતિમા કયા વાક્યની જવાબદારી લેવી? કયા સત્યની વફાદારી સ્વીકારવી? મારા વિશે મારામા પ્રગટેલી આ નવી અવિશ્વસનીયતાથી હુ એટલો તો હળવો થઈ ગયો છુ કે ઉત્તરમાથી દક્ષિણમા જતા દક્ષિણાનિલની રાહ જોવાની પણ જરૂર રહી નથી

બોધપાઠ શીખવાશિખવવાના દિવસો દૂર દૂર સરી ગયા છે આત્મબોધ કરવા જેટલો આત્મા શોધવા માટે જગત આખામા ભમવુ પડે છે ઉક્તિવૈચિત્ર્યને ખાતર આ કહેતો નથી મારો ભાર મે ખૂબ વેઠ્યો છે હવે પોરો ખાવા બેઠો છુ ત્યારે મારો પડછાયો પાછળ છે કે નહિ તેની હુ ચિંતા કરતો નથી મારુ ઠાલુ પડી રહેલુ નામ કોઈ લઈ જશે તો હવે મને ચિંતા નથી પણ એવી આશા રાખવી એય અહકારનુ લક્ષણ નથી? 

# અપેક્ષામુક્તિ



## જયન્ત કોઠારી

મૈત્રેયીદેવીની એક અદ્દભુતસુંદર નવલકથા છે 'ન હન્યતે' એમાં એક માર્મિક વાક્ય વાંચવા મળ્યું "બધું જ આપી શકાતું નથી, પામી પણ શકાતું નથી." આમ તો આ સાદું વાક્ય છે, ધન, કીર્તિ, ભૌતિક સુખ વગેરેની પ્રાપ્તિ-અપ્રાપ્તિ સાથે આપણે એને જોડી દઈએ, પણ નવલકથામાં જે સંદર્ભમાં, જે અર્થમાં એ વાક્ય આવે છે. ત્યાં એ નવો પ્રકાશ આપનારું બની જાય છે કથાનાયિકા અમૃતાને એક વિદેશી યુવાન સાથે પ્રેમ થયેલો પણ પિતાને એ માન્ય નહોતું. અમૃતાને મોટી ઉંમરના, દૂર રહેતા એક અજાણ્યા પુરુષ સાથે પરણવું પડે છે પતિ સાલસ છે, ભલા છે, અમૃતા સ્વતંત્રતા અને સ્વમાનથી ત્યાં જીવી શકે છે, પતિની સાથે રહી એક સુંદર સંસાર એણે રચ્યો છે, છતાં અંતરના અંતરમાં ક્યાંક કશોક ખાલીપો એ અનુભવે છે. પતિને પોતે છેતરી રહી છે એવું પણ એ માને છે. એને આંગણે મહેમાન બનેલા રવીન્દ્રનાથ ટાગોર એને આશ્વાસન આપતાં કહે છે "શા માટે નકામી આત્મપીડન કરે છે? માણસ પોતાને જે આપી શકે છે તે દેશકાળપાત્રથી મર્યાદિત હોય છે. બધું જ આપી શકાતું નથી, પામી પણ શકાતું નથી'

ખરી વાત છે. ઘણી બધી પીડા તો આપણે માણસ તરીકેની આપણી મર્યાદા ભૂલી જઈને ઊભી કરીએ છીએ આપણે કોઈક દેશમાં, કોઈક સમયમાં, કોઈક સમાજમાં જીવતા હોઈએ છીએ, એટલું જ નહીં આપણામાં પણ એ દેશ, એ સમય, એ સમાજ જીવતાં હોય છે, આપણે માટે એનો ઇનકાર કરવો મુશ્કેલ હોય છે. એટલે આ બધું આપણા સુખને, આપણી પ્રાપ્તિને નિયત કરે છે. અમૃતા ભારતીય

નાગી હતી, આગ પ્રેમપ્રકરણમા સ્ત્રીએ કઈ ડગવાનુ હોય એ એની કલ્પનામા આવતુ નથી. એનો પ્રેમી મિર્ચા આ દેશમા વિદેશી હતો અને એ મર્યાદાને એ વટી શકે તેમ નહોતો પરિણામે જે બનવુ જોઈએ તે બન્યુ વાત સાચી છે કે મિર્ચા પ્રત્યેનો પ્રેમ અફળ બની અમૃતાના હૃદયના ઊંડાણમા કયાક વસી ગયો છે એથી અમૃતાએ એના પતિ સાથે મળી જે સુદર સંસાર રચ્યો છે એનો છેદ ઉડાડી ન શકાય જે નથી મળ્યુ એની અવગણના કરવી એ નર્યું આત્મપીડન નહીં તો શુ ? મિર્ચાના નવયૌવનની તાજગીભર્યા પ્રેમની સ્મૃતિ એ જો એક મૂલ્યવાન ધન છે તો આવા સાલસ નિર્મળ હૃદયના પતિનો સ્નેહભર્યો સાથ એ શુ કોઈ નકામી ચીજ છે ? અને ડવિગ કહે છે તે સાચુ છે કે "બધુ જ આપી શકાતુ નથી, પામી પણ શકાતુ નથી."

બે માણસ પરસ્પર સબધમા આવે છે ત્યારે આપણે કેટકેટલી અપેક્ષા રાખીએ છીએ ? સપૂર્ણ સમર્પણનો એક મુગ્ધ ખ્યાલ આપણે વહેતો મૂકીએ છીએ પ્રેમ, ભક્તિ, વાત્સલ્ય ત્યાગ ભાગ ક઼ર ઉઘરાવનારા પણ બની જાય છે, પોતાની એક સાકડી સીમા સ્થીસે જોહુકમી પણ બજાવતા થઈ જાય છે. લા મિઝરેબલનો નાયક જિન વાલજિન નાનકડી કોસેટ માટે કેટકેટલુ કરે છે। એને માટે જ જાણે જીવે છે એથી જ જયારે એ કોસેટ યુવતી બને છે અને એના જીવનમા એક યુવાન આવે ત્યારે એનાથી એ સહન થતુ નથી કયાય સુધી તો એને સમજાતુ નથી કે કોસેટને પોતે 'બધુ જ' આપી શકે તેમ નથી, યુવાન મેરિયસનો સ્નેહ પણ કોસેટના જીવનની એક અનિવાર્ય જરૂરિયાત છે,

એક માણસ બીજાને બધુ જ આપી શકતો નથી એક માણસ બીજા પાસેથી બધુ જ પામી શકતો પણ નથી અમૃતા રવીન્દ્રનાથને પ્રેમ કરે છે એ જાણીને મિર્ચા ઈર્ષ્યાથી બળે છે, પણ અમૃતાનો પતિ તો આ વાત અત્યત સહજ રીતે સ્વીકારી લે છે. એ જાણે

કે શ્રદ્ધા, ભક્તિનો જે અર્ધ્ય અમૃતા રવીન્દ્રનાથને આપી શકે તેથી પોતાને અમૃતા પાસેથી જે કંઈ મળ્યું છે તે નગણ્ય થઈ જતું નથી. એક માણસ બીજા માણસના જીવનના બધા અંશો સાથે સંબંધ ધરાવી શકે એવું તો ભાગ્યે જ બને. માણસના મન અને કર્મની એક વિશાળ દુનિયા છે એમાં એ અનેક વ્યક્તિઓ સાથે અનેક ભૂમિકાએ સંબંધ બાંધે, અનેક ભૂમિકાએ આપે અને અનેક ભૂમિકાએ પામે આ રીતે તો માનવજીવન સમૃદ્ધ થાય છે. આ વાત જો બરાબર સમજાય અને માણસ બધું જ આપી શકે અને બધું જ પામી શકે એ ખ્યાલમાંથી આપણે બહાર આવીએ તો આપણા ઘણા ઉદ્વેગો મટી જાય અને માનવસંબંધો સમધારણ બને.

પણ આગ્રહો અને અપેક્ષાઓમાંથી મુક્ત થવું એટલું સહેલું છે ખરું? 

તા. ૨૭-૯-'૭૯

[ 'આકાશવાણી' પર ૧ ઑક્ટોબર., '૭૯ના રોજ 'અમૃતધારા'માં રજૂ થયું. ]

## સાહિત્યવૃત્ત

**યેનુ શેથીનાં** કાવ્યોનો ગુજરાતી અનુવાદ રાજકોટની એક પ્રકાશનસંસ્થા તરફથી પ્રગટ થશે

**પ્રા. રમણલાલ પાઠકકૃત** 'રમણભ્રમણ' અને 'વાર્તાવિલોક' પુસ્તકો 'શબ્દલોક' પ્રકાશન તરફથી પ્રગટ થયાં છે.

**કુમકુમ પ્રકાશન** તરફથી 'સમ્પર્ક' નામે સાહિત્યિક માસિકપત્ર શરૂ કરવામાં આવ્યું છે

**'કંકાવટી'** લેખકપરિવારના એક મિત્ર **ડૉ. પ્રમોદકુમાર પટેલ** સરદાર પટેલ યુનિવર્સિટીમાં ગુજરાતીના રીડર તરીકે જોડાયા છે તેમને 'કંકાવટી' તરફથી શુભેચ્છાઓ.

## આધુનિક કવિતાનું કલેવર : પ્રતીક*



**ચન્દ્રકાન્ત ટોપીવાળા**

રોજિંદા ભાષાવ્યવહારમા આવતા આવા કેટલાક વાક્યોની આપણને જાણ છે. જેમકે

(૧) એક પ્લેટફોર્મ પરથી બીજા પ્લેટફોર્મ પર જવા માટે પુલનો ઉપયોગ કરવો, પાટા ઓળગવા નહીં

(૨) ટ્રેન પાટા પરથી ઊથલી પડી

(૩) આવતી ટ્રેન સામે એણે આપઘાત કરવા પાટા પર ઝપનાવ્યુ

(૪) પાટે પાટે ચાલ્યા કરો, સ્ટેશન આવી જશે.

આ વાક્યો વ્યવહારભાષામા વપરાતા લગભગ તૈયાર કહી શકાય એવા વાક્યસ્વરૂપો છે અહીં 'પાટા' અગેનો જે રૂઢિગત (Conventional) અર્થ છે તે પામી જતા સહેજ પણ વાર લાગતી નથી બોલનાર અને 'પાટા' વચ્ચેના સબધની અહીં સર્વથા બાહ્યગાકી છે પરન્તુ કવિ આવા રોજિંદા ભાષાવ્યવહારમા વપરાતા લગભગ તૈયાર વાક્યરૂપો દ્વારા પ્રત્યાયન કરતો નથી. કવિ વિશિષ્ટ રીતે અને વધુ સદિગ્ધ રીતે, દુર્ગમ રીતે, પ્રત્યાયન કરતો હોય છે જેમકે, આ વાક્યોની સામે કવિ સિતાશુ યશશ્ચન્દ્રની આ પક્તિઓ જુઓ

'રેબઝેબ મુઠ્ઠીવાળી, આધળી દોટ મૂકી
નાઠેલા પટાઓ,
જરાકમા તો ગોથા ખાઈ અથડાઈ ટીચાઈ ગૂચવાઈ જઈ
ભાગેલા નળાએ કણસતા કણસતા
ચોપાસ પડયા છે'

આગળના વાક્યોમા આવતો 'પાટા'નો અર્થ જેટલો સુગ્રાહ્ય હતો એટલો 'પાટા'નો અર્થ અહીં સુગ્રાહ્ય છે ખરો? અહીં 'પાટા'ઓમા

---

*આકાશવાણીના સૌજન્યથી (પ્રસારિત ૫-૬-૭૯-અમદાવાદ, વડોદરા)

પાટાઓનો અર્થ શ્વો છે ખરો ? અહી, પાટાઓ પાટાઓ રહ્યા છે ખરા ? એકબાજુ ભાગાભાગ કરતા કણસતા હતાશ ભાવોની આતરિક સ્થિતિ તરફ પાટાઓ ખેચી જાય છે તો બીજી બાજુ, નગરજીવન જીવતા, રેગ્યુલર સુટ્રીવાળી આધળી દેટ મૂકતા યત્રયુગના કણસતા માણસો તરફ પાટાઓ ખેચી જાય છે ત્રીજી બાજુ પોતાનુ સ્થિર રૂપ હોવા છતા પોતાના અકલ્પ્ય ગતિશીલ રૂપ તરફ પાટાઓ ખેચી જાય છે, તો ચોથી બાજુ પ્રશ્નોની અને સમસ્યાઓની ગૂચવાઈ ગયેલી કણસતી સંકુલ પરિસ્થિતિ તરફ પાટાઓ ખેચી જાય છે વ્યવહારભાષાના તૈયાર વાક્યસ્વરૂપોમા 'પાટા'નો અર્થ રૂઢિગત રીતે નિશ્ચિત હતો, જ્યારે સિતાશુની કાવ્યભાષાના સર્જનાત્મક વાક્યસ્વરૂપમા 'પાટા' નો અર્થ કવિકર્મવ્યાપાર દ્વારા અનિશ્ચિત છે, સદિગ્ધ છે સિતાશુના 'પાટા' અનેક અર્થને એકસાથે સમાવે છે બીજી રીતે કહીએ તો અર્થાન્તર કરે છે, અને એ જ સૂચકતા છે સાર્ત્ર ,અર્થ (meaning) અને સૂચકતા (significance) વચ્ચે ભેદ કરતા સમજાવે છે કે વસ્તુને, પ્રકૃતિગત કરી અર્થ હોય છે, પણ ચોક્કસ પ્રવિધિ દ્વારા જ એને સૂચકતા સાપડી શકે છે. કવિ, વ્યવહારભાષાના અર્થને પોતાની વિશેષ પ્રવિધિ દ્વારા સૂચકતા અર્પતો હોય છે. આવી અનેક વિધિઓમાથી એક પ્રમુખ પ્રવિધિ તે પ્રતીકયોજના

આમ તો ભાષાને સૂચકતા તરફ લઈ જવા માટે કવિ ધ્વનિ-સ્તરે છદ, લય, પ્રાસાનુપ્રાસ આદિનો જે રીતે વિનિયોગ કરે છે તે જ રીતે અર્થસ્તરે પ્રતીક, કલ્પન, અલકરણ આદિનો વિનિયોગ કરે છે આજે આપણે પ્રતીકયોજના અને ખાસ તો આધુનિક કવિતાના કલેવ-રમા પ્રતીકયોજના વિશે જોઈએ

પ્રતીકયોજના એ કોઈ કવિતાક્ષેત્રનો વિશેષ નથી અન્ય ક્ષેત્રોમા પણ પ્રતીકયોજનાનો આશ્રય લેવાય છે કવિતાના સદિગ્ધ અને તરલ પ્રતીકોને ગણિતના સ્થિર અને નિશ્ચિત પ્રતીકો સાથે વિરોધાવવાથી

( અનુસધાન પાના ન ૪૫ પર )

વિષાદ



રતિલાલ 'અનિલ'

**ઘેરાયેલાં** ઊંડા સ્થિર જળ જેવો કે આકાશમાં આછી ક્ષીણ ભીની વાદળી જેવો વિષાદ

પીળાશ પડતું મોતી જાણે અછુ તાન થઈ ગયું હોય, કોઈ ઝીણી ધૂળમાં પડી રહેલા ઝાંખા અજવાસ જેવો વિષાદ

વિષાદ અંધારી રાત નથી, એવી રાતનો એકાંતપ્રવાસ નથી– એ તો ઉનાળુ સાંજસમયના અવાવરુ મેદાન જેવો છે વિષાદ એક સપાટી પરની મૂંગી સ્થિરતા છે રૂપ કે એનું સૂક્ષ્મ પોત સ્પંદન અને એકસરખું છે ખીણના કોઈ ખૂણે પડેલા પડછાયા જેવો એકાંતિક અને એકલો છે આ વિષાદ પંખાની ઝાપટમાં આવી ગયી જઈને ખૂણે દબાયેલી ચકલીની આંખમાં શૂન્યતા નથી સ્તબ્ધતા છે. શૂન્યતા સજ્જડ જડાઈ જાય છે ત્યારે તે સ્તબ્ધતા હોય જે ઊડાઊડ કરતી ચકલી નિશ્ચલ બેઠી છે, જુએ છે અને નથી જોતી, બસ બેઠી છે–એવો છે આ વિષાદ. વિષાદ તટસ્થ લાગે છે પણ તે તટસ્થ નથી, આત્મલક્ષી છે–આત્મમય તટસ્થ છે, કારણ એ કશાનો પક્ષ નથી કરતો-માત્ર વ્યાપે છે, સ્થિરપણે વ્યાપક બને છે. ગતિ નહીં કરવા છતાં કોઈ પડછાયો વ્યાપ્યો હોય એવો વિષાદ ઉન્નિદ્ર લાગે છે, પણ હોય છે સજાગ કોઈ જૂના પડી રહેલા કાંટાના અણીને સ્પર્શો તો એ કેવો સજાગ અનુભવાય છે? વિષાદની સજાગતા એના સ્પર્શમાં છે. પણ તે સ્પર્શ ક્યાં રહે છે? એ તો અસ્તિત્વમાં વ્યાપી જાય છે અને અસ્તિત્વ જ બની જાય છે.

વિષાદ કરોળિયાની જાળ નથી. એ એક ભાત વિનાનું આર્દ્ર પોત છે. વાદળીનો ક્ષીણ ટુકડો છે પણ એને ભેદી શકાતો નથી. એનો

પોતની આરપાર સૂર્ય પોતાના પ્રકાશની આભાયે પહોચાડી શકતો નથી

વિષાદ એ પોતીકી એકલતા છે પોતા પ્રત્યેની અનુકમ્પાથી જ કોઈ આર્દ્ર થઈ ગયુ હોય એવો છે આ વિષાદ. એ એક શૂન્યતા છે? ના, એક સઘન માર્મિક અનુભૂતિ છે પણ એનો વ્યાપ શૂન્યતા જેવો જ છે.

વિષાદ રહસ્યમય છે, પણ એમા કશી શોધ ચાલતી નથી રહસ્યમય મૌન કરતા વિષાદ વધારે રહસ્યમય છે, પણ રહસ્યમયતા એના અનુભવમા છે એ તદ્દભવ છે, તે ઉદ્દભવે છે અને શિયાળુ સાંજના ધૂમર અધકારની જેમ ચેતનામા ચૂપચાપ વ્યાપી જાય છે વિષાદનુ આગમન ઇન્દ્રધનુષ્યને ય પોતામા ઓગાળી નાખે છે બધુ જ તીખુ, બરડ, બોલકુ, ઉગ્ર કે પ્રખર ઓગળી જાય છે લાલસાનો આતશ ચીતરેલા સિંદૂરિયા આકાર જેવો યે રહેતો નથી વિષાદ એક એવી સ્લેટ છે જેની સપાટી પર એકે અક્ષર દેખાતો નથી. વિષાદ એવો નિર્જન વિસ્તાર છે, જ્યા એક જણ છે, પણ તે જણ મટીને વિષાદ બની ગયો હોય છે હોવુ એટલે માણસનુ હોવુ એ કેવળ અફવા લાગે છે હા, માણસના ક્રોધનુ હોવુ, માણસના હાસ્યનું હોવુ, માણસના વિષાદનુ હોવું એમ કહો તો એમા તથ્ય છે કારણ કે એ વિવિધ સ્થિતિનુ હોવુ માણસ અનુભવે છે કોઈ ઈશુએ ભવ્ય એકલતા અનુભવી હશે, પણ કોઈ પહાડે ભવ્ય એકલતા અનુભવી છે? તો તો યુગોની ભવ્ય એકલતા પછી ભાગી પડયો હોત મેશની દાબડી ખોલીએ તો અધકાર ચમકતો લાગે છે. વિષાદ એક સપૂર્ણ આર્દ્ર તોયે સઘન પદાર્થ છે, એને ઢાંકણુ નથી, એ આદિમ પદાર્થ છે, એના પર કશુ આવરણ નથી, ઈનેમલ નથી જો કે વસ્ત્ર પરિધાન કરેલો, ચોક્કસ મુદ્રા ધારણ કરેલો વિષાદ ભદ્રસમાજમા

શોકપ્રસંગે જોવા મળે છે પણ આપણે આદિમ, મૂળ વિષાદની વાત કરીએ છીએ વિષાદ વાસ્તવમાં આદિમ નહીં, કોઈ બાળક કે કોઈ બાળકનો જીવ લેવા આવેલા દેવદૂત જેટલો જ નિર્દોષ અને પવિત્ર હોય છે હા દેવદૂતને તો ચહેરો હોય છે, વિષાદને નથી હોતો, પણ એ કોઈ ચહેરા પર દેખાય છે, છતાં હોય છે સમસ્ત ચેતનામાં 'આદિમ' શબ્દ સંસ્કૃતિ, સભ્યતા અને ભદ્રસમાજ આવ્યા પછી તેનો મૂળ અર્થ ખોઈ બેઠો છે શિવલિંગ પર પૂજ્યતા પથરાઈ ગઈ છે અને એ ટાઢા અર્થ પર નાહક જળધારી ટપકતા કરે છે અવાવરું સીમે આવેલા ખુલ્લા ધૂળિયા મંદિરના શિવલિંગના થાળામાં સાંજટાણે જોતાં વિષાદનું રૂપ કંઈક સમજાય છે મંદિરની ચીરા થઈને લટકતી રહેલી ધૂળિયા ધજામાંય વિષાદનું એક રૂપ દેખાય છે પણ સાચું એ છે કે વિષાદ ચહેરા હોય છે, પણ વિષાદનો કોઈ ચહેરો હોતો નથી વિષાદ આમ તો ઈશ્વર જેવો જ અસ્તિત્વવ્યાપી છે એ અનુભવાય છે, તેને, આકારો ઉપમાથી જોવાનો હોય નહીં

ઊંડા પાણીના તળનું સ્થિર જળ અંધકારમાં અને ઉપરના જળના બોજ નીચે ગભીર છે એવો લાગે છે આ વિષાદ

વિષાદની આગલી ક્ષણે ઊગેલું ઇન્દ્રધનુષ્ય તેના તમામ રંગો અને આકાશ સહિત ઓગળી જાય છે. વિષાદ એ જુદું આકાશ છે–એમાં કશાકનો વ્યાપ છે, પણ તેમાં પક્ષી કે વાદળીનો પ્રકાશ નથી, પ્રતાપી સૂર્યનો આથમેલો પ્રતાપ જ હોય છે વિષાદ એ માણસના તમામ આવેગોએ કરેલું શાંત સમર્પણ છે આકાશની જેમ વિષાદને ગતિ નથી–વ્યાપ્તિ છે. જે વ્યાપ્યું હોય તેમાં અન્યની ગતિ હોય વ્યાપને ગતિ શું ? અગતિ શું ? એ તો વાદળો આવે ઉડે અને ઉડે ગોળ હોય બધું એકરૂપ, એકરસ સમાન રંગનાનનું થઈ જાય છે ગતિ વિના વ્યાપવાનો ગુણ વિષાદમાં છે–એટલે ક્યારેક વિષાદ આકાશ જેવો અનુભવાય છે.

આખ દૃશ્ય જોતી નથી. ત્વચા વૃહેતા પવનથી અબોધ રહે છે, આસપાસ બનતી ઘટનાઓ માનવસંદર્ભે બનતી નથી. ઉપનિષદના બે પક્ષીમાના નીચેની ડાળે બેઠેલા, ફળો ચાખતા, ફેકતા ચચળ પક્ષી જેવી એ ઘટના હોવા છતા વૃક્ષની ઉપલી ડાળે બેઠેલા અનાસક્ત પક્ષી જેવો આ વિષાદ છે આ વિષાદમા જગત માયા નથી, લીલા નથી, જગત જ નથી, જગતે આપેલો વિષાદ જ હોય છે વિષાદ પ્રકૃતિ નથી, માનવપ્રકૃતિની ચેતનાને પોતાપણાનો અનુભવ કરાવતી અનુભૂતિ છે

યાદવાસ્થળી પછી નિરાશ ઊભેલા કૃષ્ણના ઉદાહરણની તાદૃશતા વિના પણ વિષાદનુ આગમન છે વિષાદ વિજ્ઞાન જેવો સ્પષ્ટ કારણ-વાદી નથી એટલે જ એ રહસ્યમય પણ છે બુદ્ધિએ સચિત કરેલા કેટલાક કારણો તથ્યોથી આવતો વિષાદ વિષાદ નહી, નિરાશા હોય છે આ તો માણસની ધાતુને આર્દ્ર અને ઘનીભૂત કરી દેતા બુદ્ધના કે ઈશુના લોચનોમા અતિમ દર્શનોમા દેખાતો વિષાદ છે બુદ્ધિ જે કઈ સચિત કરે છે, તેની પ્રતિક્રિયારૂપે આવતો ભાવ, કેટલાક પ્રતિમાર્ગો પડકારો અને પુરુષાર્થો પણ ચીંધે છે, ત્યારે નિરાશા અને ઉદાસીનતા ક્ષણિક બની રહે છે આવાત એ વિષાદ નથી કે કળ વળે કે ફરી વધારે બળથી ઊઠે વિષાદ તો તમામ કર્મકાણ્ડોથી પર એવી સ્થિર સઘન ચેતનામય અનુભૂતિ છે એમા કારણોના સમ્બન્ધવાચક નામો અને સરનામા ઓગળી જાય છે અને જે રહી જાય છે તે માત્ર વિષાદ હોય છે

પાપણ સહેજ ભારે થઈ જાય છે, ગળુ કશી તગ દશા અનુભવે છે, છાતી કશા ચ્લેટિયા પદાર્થથી સભર બની હોય છે, લોહીનો બોલાશ સભળાતો નથી, કારણ વિષાદ એક મૂગુ સાતત્ય બની રહે છે આખ સામેનુ બધુ સૂચકતા ખોઈ બેસે છે, પોતામાનુ ય બધુ જ ઓગળી જાય છે, પોતે જ રહે છે અને તેનુ નામ વિષાદ હોય છે

તરવાની કશી કળા કે સાધન વિના, તરવાના કશા પ્રયત્ન વિના ઊંડે ઊંડે ડૂબવું અને કોઈ અજાણ્યા તળનો અનુભવ કરવો, એની સ્થિર ભીંસ સાક્ષીભાવે અનુભવવી, સમસ્ત ચેતનામાં આખીયે વ્યાપવા દેવી, અનુભવ્યા કરવી તે વિષાદ.

વિષાદ દેખાતો નથી, અનુભવાય છે. સામેનો અરીસો માત્ર જોઈ શકે કે માણસની આંખ વિષાદની ડોકાબારી છે, એની ડોકાબારી, જેના પર ધૂસર છે કે ધુમ્મસ તે નિશ્ચિત કહી શકાતું નથી.

વિષાદ રેતીના કણોથી નહીં, ધુમ્મસ રચતા સૂક્ષ્મ કણો જેવા કણોથી રચાય છે અને એનું એક પોત બને છે.

શોક ક્યાં તો માણસની ઉપલી સપાટીને ઝંઝાવાતી બનાવી દે છે કે તેના પર બરફ પાથરી દે છે, પણ વિષાદ એક એવી સ્થિર સમગ્રતા છે જેમાં માત્ર વ્યાપ્તિ જ છે.

આવા વિષાદ વિના આપણે ક્યારેય આપણી અડોઅડ નજીક પહોંચી શકતા નથી. ઈશ્વરમય થવાની અવસ્થા વિષાદમય થવાની અવસ્થાથી ભિન્ન હોવાનો સંભવ નથી, ભેદમાત્ર કે ને અજાણ્યે આહ્‌વાન થયું છે કે કોણ અનાયાસ આગંતુક થયું છે તેનો જ રહે છે.

રોજરોજનો ચિત્રવિચિત્ર અને વિવિધ બોધ જાણે અનાયાસ જ લોહીમાં ભળ્યા કરે છે. એને પોતામય કરવા રુધિરાભિસરણની પ્રક્રિયા સતત ચાલ્યા કરે છે. એ પ્રક્રિયા એવા તબક્કે પહોંચે છે, જેમાંથી વિષાદનું રસાયણ નીપજે છે.

વિષાદ એ શાંત પ્રલય પછીનો ઈશ્વર હોય એવો લાગે છે.

કુરુક્ષેત્રે અર્જુનની આંખે ડોકાયલો વિષાદ બુદ્ધિજન્ય હતો, પણ પારધીના બાણે વીંધાયેલા કૃષ્ણના લોચનોમાં દેખાતો વિષાદ શાશ્વત કારુણ્ય હતો. વધસ્થંભે ચઢેલા ઈશુની આંખમાં યે હતો અને મ વનો

પ્રસાદ લીધા પછી મરણશૈયાએ પોઢેલા બુદ્ધના લોચનોમા પણ એ જ હતો.

વિષાદ શિખરજ્ઞાન છે જ્ઞાત થવુ અને માત્ર વિષાદથી જ્ઞાન થવુ, તમામ જ્ઞાનનુ એમા સમાઈ જવુ એવુ વિરાટ જ્ઞાન છે આ વિષાદ

વિષાદનુ પોત કોણ જાણે કેવાય કણોથી બધાય છે કે તે આસુ બનીને ઓગળતુ નથી પણ છેવટે પેના સૂક્ષ્મ કણો છૂટા બીજ થઈને અસ્તિત્વમાં ભળી જાય છે

અહ્મ ઘવાતા અવતો વિષાદ આક્રમક બને છે, પણ કરુણા, અનુકમ્પા અને સ્વભાવની ઋજુકોમળ આર્દ્રતા જે જે અનુભવો અનાયાસે જ સચિત કરે છે તેનાથી અનાયાસ અને સહજપણે આવતો વિષાદ અસ્તિત્વ એને જગતનો અવિસ્મરણીય અશબ્દ અર્થ આપી જાય છે

ખિન્નતા તો રુક્ષ હોય છે, આછા સ્પર્શે કર્કશ પણ લાગે આખો દિવસ તપીને સાજે રુક્ષ મ્લાન બનેલા આછા તપ્ત રણના ચહેરા જેવી ખિન્નતા. વિષાદમા આત્માના સૌન્દર્યની નાનકડી ઉપસ્થિતિ હોય છે એ મન, હૃદયનો ભાવ રહેતો નથી, એમા તરગો, વમળો, ધૂળ, રેતી કે ગીકરની ધમરોળ નથી

બીજા તમામ ભાવો અને લાગણીઓમા હુ મને ઉપરછલ્લો અનુભવુ છુ. એ બધા મને છાટી જાય, ભીસરાવી જાય, ઉઝરડા પાડી જાય, ધૂસર કે ક્ષણ ઉલ્લસિત કરી જાય, પણ વિષાદમા હુ મને સમગ્રે, સંપૂર્ણપણે, સ્થિર સાક્ષીસવે, દૃઢપણે, મૂગોમૂગો, સ્વીકાર–પ્રતિકારથી પર અનુભવુ છુ ○

# એન અને હું લોકોને ખુશ કરીએ છીએ



— ઍસ્ટ્રિડ લિન્ડગ્રેન

— અનુ સુરેશ સામાણી

એક દિવસ શાળામા મિસ જ્હોન્સને અમને શિખામણ આપી કે આપણે હમેશા બીજા માણસોને ખુશ કરવાના પ્રયત્નો કરવા જોઈએ તેણે એમ પણ કહ્યુ કે બીજાને દુ ખ થાય એવુ કોઈ કામ આપણે ન કરવુ જોઈએ. પછી તે જ દિવસે બપોરે એન અને હૂ અમારા પાછળના દાદર પર વાતો કરવા બેઠા તેમા અમે નક્કી કર્યું કે આપણે હવેથી બીજા માણસો ખુશ થાય તેવુ કઈક કામ કામ કરવુ.

પણ આમા મુશ્કેલી એ હતી કે કોઈને ખુશ કરવા માટે શુ કરવુ એની ગતાગમ અમને નહોતી અમે એગદાથી શરૂઆત કરવાનુ નક્કી કર્યું તેથી અમે રસોડામા ગયા ને ફરસ પર પોતુ કરતી હતી 'હમણા ભીનુ છે, પગલા ન કરશો,' તેણે ઉતાવળેથી કહ્યુ

'એગદા,' મે કહ્યુ, 'તુ મને કહે અમે તને ખુશ કઈ રીતે કરી શકીએ?'

'હમ્મ્, હુ જ્યારે પોતુ કરતી હોઉ ત્યારે તમે જો રસોડાની બહાર રહો તો મને ઘણી ખુશી થશે,' એગદાએ કહ્યુ.

અમે તો બહાર નીકળી ગયા આવી રીતે કોઈને ખુશ કરવાની કઈ મજા ન આવે. એ તો ઠીક, મને લાગે છે કે મિસ જ્હોન્સનને આવુ કઈ અભિપ્રેત નહિ હોય

મમ્મી ફળઝાડના બગીચામા સફરજન તોડી રહી હતી હુ ત્યા ગઈ અને કહ્યુ, 'મમ્મી, તુ કહે, અમે તને ખુશ કઈ રીતે કરી શકીએ?'

'હુ તો ખૂબ ખુશ છુ ' મમ્મીએ કહ્યુ. 'એ તો વણુ ખગ ! પણ હુ એમ કઈ થોડી માની જઉ ! મે કહ્યુ 'એવુ તો કઈક હશે ને જેથી તને વધુ ખુશ કરી શકાય?'

'તુ મારી નાનકડી દીકરી બની રહે એ સિવાય બીજુ કઈ તારે કરવાની જરૂર નથી,' મમ્મીએ કહ્યુ

એ પછી હુ એન પાસે ગઈ. મે એનને કહ્યુ કે મિસ જહોન્સનને કઈ ખબર લાગતી નથી કે કોઈને ખુશ કરવા એ કેટલી અઘરી વાત છે

'એમ કરીએ આપણે દાદાને ખુશ કરવાનો પ્રયત્ન કરી જોઈએ,' એને સૂચવ્યુ

અમે દાદા પાસે ગયા

'વાહ, મારા નાનકડા ભાઈબધો મને મળવા આવતા લાગે છે ! તમે મને મળવા આવો એટલે હુ ખૂબ ગજી થાઉ,' દાદાએ કહ્યુ

કેવી શરમજનક વાત ! હજી તો અમે માડ બારણામા પ્રવેશીએ છીએ ત્યા તો દાદા ગજી થઈ ગયા ! પછી તો અમારે કઈ કરવાનુ બાકી રહ્યુ જ નહિ

'દાદા, એમ ન કહો કે હુ ખુશ છુ અમે તો તમે ખુશ થાઓ એવુ કઈક કરવા માગીએ છીએ. અમે તમને ખુશ કરી શકીએ તે માટે તમે કઈક કહો. અમારી નિશાળના મિસ જહોન્સન પણ અમને શિખામણ આપે છે કે તમારે બીજા લોકો ખુશ થાય એવુ કઈક કરવુ જોઈએ' એને કહ્યુ

'એમ કરો, તમે મને છાપુ વાચી સભળાવો એનાથી મને વધુ ખુશી થશે,' દાદાએ જવાબ આપ્યો

'એ તો ઠીક, એ તો અમે ઘણી વાર કરીએ છીએ એમા કઈ

ઓચિંતી ઍન બોલી ઊઠી, 'દાદા, તમે તમારો ઓરડો ભાગ્યે જ છોડો છો. અમે તમને ફરવા લઈ જઈએ તો તમે રાજી થાવ કે નહિ?'

દાદાને જો કે આ સૂચન બહુ ગમ્યુ હોય એમ લાગ્યુ નહિ. તો પણ એ અમારી સાથે આવવા તૈયાર થયા.

એક તરફ ઍન અને બીજી બાજુ હુ દાદા સાથે વાતો કરતા કરતા બુલરબાયની ભાગોળે ફરતા હતા.

એટલામા જોરથી પવન ફૂકાવા લાગ્યો. થોડો વરસાદ પણ શરૂ થયો. અમને એની બિલકુલ પરવા નહોતી કારણ કે અમારે તો દાદાને કોઈ પણ ભોગે સુખી કરવા હતા

અમે આગળ ચાલતા હતા ત્યા દાદા કહે 'આપણે ખૂબ ફર્યા, નહિ? હવે તો મારો સૂવાનો સમય થયો હશે'

અમે દાદાને પાછા ઓરડામા મૂકી આવ્યા કપડા બદલીને એ તો પડ્યા સીધા પથારીમા હજી તો પૂરી રાત પણ નહોતી પડી એને દાદાના કપડાની ગડી વાળી તે થાકી ગયેલ જણાતા હતા

અમે બહાર નીકળીએ એ પહેલા ઍને પૂછ્યુ, 'દાદા, આજે આખા દિવસમા તમને કઈ બાબત સારી લાગી?'

અમને હતુ કે દાદા એમ કહેવાના કે ફરવાની ખૂબ મજા આવી. પણ દાદાએ કહ્યુ, 'આજે આખા દિવસમા મજાની વાત હોય તો -વારુ, એ મારી હૂફાળી પથારીમા આરામથી પડવાનુ ખરેખર હુ ઘણો થાકી ગયો છુ.'

પછી તો ઍનને અને મારે ગૃહકાર્ય કરવાનુ હતુ તેથી બીજા લોકોને ખુશ કરવાનો સમય રહ્યો નહોતો બીજા દિવસે પણ લોકોને ખુશ કઈ રીતે કરી શકાય તેની અમને ખબર નહોતી તેથી અમે આ બારામા મિસ જહોન્સનને પૂછવાનુ નક્કી કર્યુ

મિસ જ્હોન્સને અમને જણાવ્યું કે આ માટે ઘણી વખત તો નજીવા કાર્યની જ જરૂર હોય છે. તમે કોઈ માંદા કે એકલવાયા માણસ માટે સુંદર ગીત ગાઈ શકો અથવા તો તમે કોઈને એવા ફૂલ આપી શકો જે તેણે ક્યારે મેળવ્યા ન હોય કોઈ શરમાળ અને આત્મશ્રદ્ધા ગુમાવી બેઠેલ માણસ પાસે બે ઘડી વાત કરીએ તો પણ એ રાજી થાય

મે અને એને ફરી પ્રયત્ન કરવાનું નક્કી કર્યું. એ દિવસે બપોરે મે એગદાને મમ્મી સાથે વાત કરતી જોઈ. એ મમ્મીને એનગ્રિડની બિમારી વિષે કરી રહી હતી. તે ઝાડીના છેડે એક નાનકડા ઘરમા રહે છે હું તો ગીની એન પાસે દોડી ગઈ અને કહ્યું, 'આપણે કેવા નસીબદાર'. એનગ્રિડ બિમાર છે. ચાલ, આપણે ત્યા જઈએ અને તેના માટે ગાઈએ '

એનગ્રિડ અમને જોઈને રાજી થઈ હોય એમ લાગ્યું. પણ કદાચ તેને નવાઈ લાગી કે હમેશની જેમ આ વખતે અમારી સાથે ટોપલી કેમ નથી. કેમકે અમે જ્યારે તેને મળવા જઈએ ત્યારે કોઈક ને કોઈક વસ્તુ તેના માટે લઈ જઈએ.

'અમે તારા માટે ગાઈએ?' મે પૂછ્યું. 'ગાવાનું?' આશ્ચર્યચકિત થયેલ એનગ્રિડે પૂછ્યું', 'શા માટે?'

'તને રાજી કરવા માટે,' એને કહ્યું

'ઠીક, ગાઓ' એનગ્રિડે સંમતિ આપી.

અમે 'ઓહ, સુસ્નાહ' ગીતથી ગાવાનું શરૂ કર્યું. ત્યાર પછી અમે 'ધ ફાર્મર ઈન ધ ડેલ' ની કડીઓ પણ ગાઈ.

એનગ્રિડ એથી બહુ રાજી થઈ હોય એમ લાગ્યું નહિ. તેથી અમે 'લિટલ મિસ મફેટ' અને 'ધ ઓલ્ડ વુમન હૂ લિવ્ડ ઈન એ

શૂ' તથા 'મેરી હેડ એ લિટલ લેમ્' જેવા બીજા કેટલાય ગીતો ગાયા. પરતુ એનગ્રિડ જરા પણ આનદિત થઈ હોય એમ લાગ્યું નહિ.

અમારો અવાજ ઘોઘરો થવા લાગ્યો હતો. તો પણ અમે જ્યા સુધી તેને ગમ્મી ન કરીએ ત્યા સુધી અટકવાના નહોતા.

અમે હજી તો લિટલ બો-પીપ શરૂ કરીએ એ પહેલા તો એનગ્રિડ પથારીમાથી બહાર કૂદી પડીને બોલી, 'તમે જ્યા સુધી ઈચ્છો ત્યા સુધી તમે અહીં રહીને ગાઈ શકો છો, પણ હુ તો થોડી વાર માટે બહાર ફરવા જઈશ'

મે અને એને ત્યા વધુ સમય રોકાવાનુ ઉચિત ન માન્યુ તેથી અમે એનગ્રિડને શુભેચ્છા પાઠવી ત્યાથી વિદાય લીધી.

'એમ કરીએ, આપણે કોઈને એવા ફૂલ આપીએ કે જેણે તે ક્યારેય મેળવ્યા ન હોય,' એને સૂચવ્યુ.

અમે આનો વિચાર કરતા હતા ત્યા અમે ઓસ્કારને જોયો એ ખેડૂત હતો એ નીરણ રાખવાના કોઠારમા જઈ રહ્યો હતો. અમે તેની પાછળ દોડયા અને કહ્યુ, 'ઓસ્કાર, તને કોઈએ ફૂલ આપેલા કે'

'મારે એ બાબત વિચારવી જ ન જોઈએ હુ હજી કઈ મરી નથી ગયો તમને શુ લાગે છે?' ઓસ્કારે પૂછ્યુ

કેવુ દુખદ! એને તો એમ જ હશે કે માણસ મરી જાય ત્યારે જ ફૂલ અર્પણ કરવામા આવે એને મારી સામે સૂચક રીતે જોયુ કારણ કે અમને એવો માણસ મળી ગયો કે જેણે ક્યારેય ફૂલ મેળવ્યા નથી ત્યાથી અમે સીધા ઉત્તરમા આવેલ ખેતરના ચરિયાણમા દોડયા, નાની ઝાડીમાથી ફૂલ ચૂટયા, અને કોઠારમા લાવ્યા. ઓસ્કાર પૈડાવાળી હાથગાડી ખેચતો હતો. તેમા છાણિયુ ખાતર ભરીને એ કોઠારની પાછળના ઢગલામા નાખવા જતો હતો

'ઓસ્કાર, અમે તારા માટે ફૂલનો ગજરો લાવ્યા છીએ.' અમે તેને ફૂલનો ગજરો આપતા કહ્યુ

ઓસ્કારને પહેલા થયુ કે અમે તેની મશ્કરી કરીએ છીએ જો અમે તેને એ લેવા માટે દબાણ કર્યું ન હોત તો કદાચ એણે એ ન લીધો હોત થોડી વાર પછી હુ અને ઍન, પાંજરામાથી બહાર નીકળી ગયેલ સસલાને પકડવા માટે તેની પાછળ દોડતા દોડતા ખાતરના ઢગલા પાસે આવ્યા ત્યા, ઍને ઓસ્કારને ભેટ આપેલ ફૂલનો ગજરો પડેલ હતો!

'મને લાગે છે કે મિસ જ્હોન્સન ખોટા છે,' ઍને કહ્યુ અમે બન્નેએ લોકોને ખુશ કરવાના પ્રયાસો બધ કરવાનુ નક્કી કર્યું

પણ બપોર પછી થોડી વારે હુ અને ઍન રસોડામા ગયા. ત્યા અમે એક માણસને બેઠેલો જોયો. તેનુ નામ સ્વીન્સન હતુ. તે સ્ટબી પોઈન્ટ પાસે રહેતો હતો પ્રથમ દૃષ્ટિએ જ માંદલો લાગતો હતો તે અમારી પાસેથી એક કૂકર ખરીદવા ઇચ્છતો હતો મારો ભાઈ પપ્પાને બોલાવવા ખેતરે ગયો હતો શ્રી સ્વીન્સન તેની રાહ જોતા રસોડામા બેઠા હતા.

ઍને તેની સામે જોયુ અને પછી મને એક ખૂણામા ઘસડીને લઈ ગઈ એણે મને કાનમા કહ્યુ, 'તને આ માણસ શરમાળ અને ત્રસ્ત નથી લાગતો? આપણે ફરીથી પ્રયત્ન શા માટે ન કરવો? આપણે મિસ જ્હોન્સનના કહ્યા મુજબ તેની સાથે મીઠી મીઠી વાતો કરીએ.'

અમે આનો અમલ કરવાનુ નક્કી કર્યું સામાન્ય રીતે તો ઍન અને હુ વાતોના તડાકા મારવામા પાછા ન પડીએ, પણ અમારે તો શ્રી સ્વીન્સન સાથે મીઠી વાતો કરવાની હતી અને વળી પાછુ એ

ગજી થાય એમ કરવાનુ હતુ પરન્તુ તેની સાથે શુ વાત કરવી એ અગે અમે એક પણ શબ્દ વિચારી શકયા નહિ

આખરે બહુ વિચાર્યા પછી મે કહ્યુ, 'આજે અદ્ભુત દિવસ લાગે છે, નહિ ?'

શ્રી સ્વીન્સને કોઈ જવાબ ન આપ્યો તેથી મે તેથી સાથે બોલવા ફરી પ્રયાસ કર્યો

'આજે સુદર દિવસ છે, નહિ ?'

'ઉહ્,' શ્રી સ્વીન્સને કહ્યુ

મે એન સામે જોયુ. મને હતુ કે એન આમા કઈ થોડી મદદ કરશે

એને કહ્યુ, 'આવતી કાલ પણ સુદર જ હશે'

'ઉહ્ શ્રી સ્વીન્સને ફરીથી કહ્યુ,

ત્યા તો પપ્પા આગણામા પ્રવેશતા દેખાતા શ્રી સ્વીન્સન પપ્પાને મળવા માટે ઊભા થયા હજુ એ બારણામાથી પૂરા બહાર નીકળે એ પહેલા એણે માથુ પાછળ ફેરવ્યુ અને દાતિયા કરીને પૂછયુ, 'અને ગઈ કાલના દિવસ પહેલાના દિવસે વાતાવરણ કેવુ હતુ ?'

'ગમે એમ, આપણે તેને થોડોઘણો પણ ખુશ કર્યો છે,' એને પાછળથી કહ્યુ

'કદાચ,' મે જવાબ વાળ્યો 'પણ હવે હુ વધુ માણસોને ખુશ કરવા નથી માગતી.'

પણ એટલેથી અમે ન અટકયા. બીજા દિવસે મિસ જહોન્સને અમને કહ્યુ કે અમારા વર્ગની માર્થા નામની છોકરી ઘણા સમયથી

આવતી નહોતી તે ઘણી જ બિમાર છે, અને મહિનાઓથી પથારીવશ છે

એ રાત્રે, સૂતા પહેલા મે માર્થા વિષે વિચાર્યું. આખરે મે તેને મારી પ્રિય ઢીંગલી–બેલા–આપી દેવાનું નક્કી કર્યું. હુ જાણીતી હતી કે ગરીબ બિચારી માર્થા પાસે એક પણ રમકડુ નહોતુ.

સવારે મે એનને કહ્યુ કે હુ માર્થાને મારી ઢીંગલી આપીશ. એને પોતાની સુદર મજાની વાર્તાની ચોપડી આપવાનુ નક્કી કર્યું. શાળા છૂટયા પછી અમે માર્થાને ઘરે ગયા. તે પથારીમા સૂતી હતી તે ઘણી ફિક્કી લાગતી હતી મે બેલા અને વાર્તાની ચોપડીને તેના ઓશિકાની બાજુમા મૂકી કે માર્થા એટલી બધી રાજી થઈ કે મે કયારેય કોઈને એટલા આનદિત જોયા નથી મે તેને કહ્યુ કે આ બેઉ વસ્તુ તારા માટે છે. ઓહ ભગવાન, એ કેટલી બધી રાજી થઈ! તેણે બેલા અને વાર્તાની ચોપડીને છાતીસરસી ચાપી. તે હસ્યા કરી, હસ્યા જ કરી તેણે એની મમ્મીને બોલાવી અને પોતાને મળેલી ભેટ બતાવી.

જ્યારે અમે તેના ઘરની બહાર આવ્યા ત્યારે મે એનને કહ્યુ, 'કેવી મજાની વાત, આપણે કોઈને ખુશ કરી શકયા છીએ તેના માટે આપણે બહુ પ્રયત્ન પણ કરવો પડયો નથી'

એન આશ્ચર્યચકિત થઈ ગઈ હતી એ બોલી, 'તુ સાચું કહે આપણે કોઈને રાજી કરી શકયા છીએ' પછી તેણે કહ્યુ, 'સારુ' કે આપણે માર્થા માટે ગાવાનુ શરૂ ન કર્યું મને લાગે છે કે તેમો ઢીંગલીઓ અને વાર્તાની ચોપડીઓથી વધુ આનદ અનુભવે

# વિદાયવેળાએ

□ લે હેન્રી બ્યોલ

□ અનુ. વિજય શાસ્ત્રી

જર્મન વાર્તા

તમે એકબીજાને 'આવજો' કહી દીધુ હોય, છતા ગાડી ઊપડી ન હોવાને કારણે છૂટા ન પડયા હો ત્યારે જે ઉદાસી અને ગમગીનીના ભાવ અનુભવો એવી મનોદશામા અમે હતા સ્ટેશન બીજા સ્ટેશનોના જેવુ જ કમાનદાર છત, ધુમ્મસભર્યા પ્રકાશ, મુસાફરો અને ડબાઓના ઘોઘાટથી ભરેલુ, ગદું હતુ

શાર્લોટ લાબી કોરીડોરની બારી પાસે ઊભી હતી પાછળથી આવતાજતા મુસાફરોના હડદોલા અને ધક્કા ખાતી, તેમની પર શાપ વરસાવતી તે ઊભી હતી પણ અમારી આ છેલ્લી કીમતી ક્ષણોમા અમને ભરચક ગિરદીવાળા ડબામા માત્ર રૂમાલ ફરકાવી વિદાય આપવા-લેવા કરતા કશાક વધુની તીવ્ર જરૂર હતી

'તે ઘણું સારુ કર્યું' મે ત્રીજી વાર કહ્યુ 'તે ખરેખર સારુ કર્યું કે તે આ સ્ટેશને મળવાનુ રાખ્યુ '

'ગાડા જેવી વાત ન કર જો આપણા પરિચયને કેટલા વર્ષો થયા ? પદર વર્ષ '

એ ખરુ. આપણને અત્યારે ત્રીસ થયા, હજી .જો કે તારે આમ તકલીફ લેવી જરૂરી નહોતી.'

'બસ કર હવે. હા. આપણને ત્રીસ થયા આપણી ઉંમર રશિયનક્રાંતિ જેવડી થઈ.'

'ગંદકી અને ભૂખમરા જેવડી જ'

'તેનાથી થોડીક ઓછી.'

'તારી વાત સાચી છે આપણે ભયંકર રીતે નાદાન છીએ'

તે હસી

'તે કંઈ કહ્યું ?' તેણે ભાગી પડતા અવાજે, પાછળથી આવતી એક ભારેખમ સૂટકેસનો ધક્કો ખાતા, પૂછ્યું.

'ના એ તો મારો પગ હતો'

'તારે એનો કંઈ ઉપાય કરવો જોઈએ'

'ખરી વાત મારે એનું કશું કરવું જ પડશે. એ સાલો બહુ વાતો કરે છે.'

'તું આટલો બધો વખત ઊભો રહી શકે છે?'

'હા ' અને ખરેખર તો હું એને એમ કહેવા માગતો હતો કે હું એને ચાહું છું મેં એને ચાહી છે પણ મને શબ્દો જડયા નહિ પંદર વર્ષોમાંયે શબ્દો જડયા નહોતા

'આપણે શી વાત કરતા હતા ?'

'કંઈ નહીં સ્વીડનની, તું ત્યારે સ્વીડન જવાનો કેમ ?'

'હા, મને જરા શરમાવા જેવું લાગે છે આ બધું આપણા વનના અંગરૂપ બની ગયું છે. આ ગંદકી, આ કચરો, આ તારાજી

એનાથી હુ શરમ અનુભવુ છું મને, મારી ફરજ ચૂકતો હોઉ એવુ લાગે છે.'

'નોનસેન્સ, તારુ વતન છે સ્વીડન અને ઊલટુ ત્યા જવાનો તો તને ઉત્સાહ હોવો જોઈએ '

'ક્યારેક ઉત્સાહ આવે છે ત્યા, તુ તો જાણે છે ને કે ખોરાક સરસ, કોઈ જાતનો ત્રાસ નહીં, તારાજી નહી. એના પત્રોયે એવા લલચામણા આવે છે ને કે '

એટલામા નજીકના પ્લૅટફૉર્મ પર ટ્રેન છૂટવાની જાહેરાતનો અવાજ સભળાયો અને મારો શ્વાસ રૂધાઈ ગયો, પણ એ જાહેરાત અમારી ગાડીની નહોતી. એ તો શેટરરડામથી બાસિલ જતી ટ્રેનને માટે હતી અને મે શાર્લોટના નાનકડા નાજુક મુખ પર દૃષ્ટિ ઠેરવી મે ત્યા સાબુ અને કૉફીની વાસ અનુભવી અને હુ અત્યત દુખી બની ગયો.

એક ક્ષણે તો આવળો આવેશ માગમા દોડી વળ્યો કે એની નાનકડી કાયાને બહાર ખેચી કાઢુ ને અહીજ રાખી દઉ કેમ કે એ મારી હતી મે એને ચાહી હતી

'શુ થયુ ?'

'કઈ નહી' મે કહ્યુ 'તને સ્વીડન જતો જોઈ આનદ થાય છે'

'હુ ખુશ જ છુ એની કાર્યશકિત અદ્દભુત છે તુ શુ માને છે ? રશિયામા વરસો સુધી તે કેદી તરીકે રહ્યો હતો. પછી પેલા રોમાચક ભાગી છૂટવાના સાહસ દ્વારા ભાગી છૂટ્યો અને હવે સ્વીડનમા સ્થિર થઈ રૂબેન્સ ઉપર પ્રવચનો આપે છે'

'અદ્દભુત, ખરેખર.'

'તારે પણ હવે કોઈ કામમા જોડાઈ જવુ જોઈએ. છેવટે કઈ કઈ નહી તો એકાદ ડિગ્રી તો લઈ જ લેવી જોઈએ'

'તું તારા પગ જોડે વાત કરે છે?'

'હા.'

'એ શું કહે છે?'

'સાંભળ.'

અમે તદ્દન મૂંગા થઈ ઊભા એકબીજાની આંખોમાં જોયું, હસ્યા અને એક પણ શબ્દની મદદ વગર અમે એકમેકને કહ્યું.

તે મારા તરફ હસી 'તું સમજ્યો? હવે બધું બરાબર છે ને?'

'હા હા'

'સાચે જ?'

'હા હા.'

'જો' તે ધીમેથી બોલી 'સાથે હોવું, સાથે રહેવું એ જ કંઈ અગત્યનું નથી ખરી વસ્તુ કંઈ સાથે રહેવામાં નથી આવી જતી, કેમ ખરું ને?'

ટ્રેનના ઊપડવાની જાહેરાતનો અવાજ હવે બરાબર મારા માથા પર જ સંભળાયો. સત્તાપૂર્ણ, જુદો અને મેં તરફડાટ અનુભવ્યો. કમાનદાર છતમાંથી જાણે કોઈ ભૂખરો, બિનગત ચાબૂક વીઝાતો ને વાગતો હોય એવી પીડા ઊપડી.

'આવજે'

'આવજે.'

એક ધીમા આંચકા ટ્રેન સાથે ખસવા લાગી. પ્લૅટફૉર્મની વિશાળ છતની નીચે ફેલાયેલા અંધકારમાં તે સરકવા લાગી ☐

૨૭ સપ્ટેમ્બર, '૭૬ [Heinrich Boll-કૃત 'Parting' નો અનુવાદ]

આપણાં દર્દો

□ ઓમપ્રકાશ ભટનાગર

અનુસર્જન નૈમિષ મિત્ર

આશાઓ આપણી
હતાશા નામક રોગ સામે મધુર ઔષધ—
આપણા સ્વપ્નો
મારી હઠાવે વાસ્તવિકતા નામક ભયંકર રોગને—
સૌથી ખતરનાક બીમારી – સત્ય – થી બચવા
આપણે સૌ આઘા જ ભાગીએ—
જીવન નામે હઠીલી માંદગી સામે
અસરકારક પ્રતિકાર—
કલા !



નૈમિષ મિત્ર

## NOT TO DIE OF LIFE

**We hope**
**Not to die of frustrations,**
**Dream**
**Not to die of realities;**
**To die of truth**
**We have no heart,**
**In order not to die of life**
**We have art.**

— *O. P. Bhatnagar*

જૂન ૧૯૭૭ પ્રસ્તુત અંગ્રેજી કાવ્યનો શબ્દશ અનુવાદ મારા હાથે ચઢયો એ અનુવાદનો આરંભ આવો હતો—

**આપણે આશા રાખીએ**
**કે જેથી હતાશાથી ના મરીએ .**

મને થયુ કે માત્ર શબ્દશ અનુવાદ કરવો એટલે પ્રાણતત્ત્વ વગરનુ ખોળિયુ રજૂ કરવુ કાવ્યાનુવાદની પ્રક્રિયામા જે તે ભાષાના idiomનુ મહત્ત્વ એક સંસ્કૃતિમાથી બીજીમાથી પ્રવેશવાના પ્રશ્ન જેટલુ જ હોય છે.

ઘણી વાર કવિએ પોતે જ તેના કાવ્યમા ક્યાક મૂકેલા બારણા વાટે પ્રવેશીને આપણે કવિના જગત અને દર્શનને પામી શકીએ છીએ. મારા હાથમાં આવી પડેલો અનુવાદ વાચી મને થયું કે અનુવાદક મૂળ અંગ્રેજી કાવ્યફરતી પ્રદક્ષિણા જ માત્ર કરી શકેલા—કાવ્યમા રહેલુ બારણું તેમને જડયુ ન હતુ આધુનિક સ્થાપત્યવાળા મકાનોની બાબતમા બને છે તેમ કેટલીક વાર કાવ્યનુ દ્વાર શોધવામા પણ પ્રયત્ન કરવો પડે છે

આપણાં દર્દો

□ ઓમપ્રકાશ ભટનાગર

અનુસર્જન નૈમિષ મિત્ર

આશાઓ આપણી
હતાશા નામક રોગ સામે મધુર ઔષધ—
આપણાં સ્વપ્નો
મારી હઠાવે વાસ્તવિકતા નામક ભયંકર રોગને—
સૌથી ખતરનાક બીમારી – સત્ય – થી બચવા
આપણે સૌ આઘા જ ભાગીએ—
જીવન નામે હઠીલી માંદગી સામે
અસરકારક પ્રતિકાર—
કલા !



નૈમિષ મિત્ર

# NOT TO DIE OF LIFE

**We hope**
**Not to die of frustrations,**
**Dream**
**Not to die of realities,**
**To die of truth**
**We have no heart;**
**In order not to die of life**
**We have art.**

— *O. P. Bhatnagar*

જૂન ૧૯૭૭. પ્રસ્તુત અંગ્રેજી કાવ્યનો શબ્દશ. અનુવાદ મારા હાથે ચઢયો એ અનુવાદનો આરંભ આવો હતો–

**આપણે આશા રાખીએ**
**કે જેથી હતાશાથી ના મરીએ.**

મને થયું કે માત્ર શબ્દશ અનુવાદ કરવો એટલે પ્રાણતત્ત્વ વગરનું ખોળિયું રજૂ કરવું. કાવ્યાનુવાદની પ્રક્રિયામાં જે તે ભાષાના idiomનું મહત્ત્વ એક સંસ્કૃતિમાંથી બીજીમાંથી પ્રવેશવાના પ્રશ્ન જેટલું જ હોય છે.

ઘણી વાર કવિએ પોતે જ તેના કાવ્યમાં કયાંક મૂકેલા બારણા વાટે પ્રવેશીને આપણે કવિના જગત અને દર્શનને પામી શકીએ છીએ મારા હાથમાં આવી પડેલો અનુવાદ વાચી મને થયું કે અનુવાદક મૂળ અંગ્રેજી કાવ્યફરતી પ્રદક્ષિણા જ માત્ર કરી શકેલા–કાવ્યમાં રહેલું બારણું તેમને જડયું ન હતું આધુનિક સ્થાપત્યવાળા મકાનોની બાબતમાં બને છે તેમ કેટલીક વાર કાવ્યનું દ્વાર શોધવામાં પણ પ્રયત્ન કરવો પડે છે

શ્રી ઓમ પ્રકાશ ભટનાગરના અત્યંત સરળ જણાતા ટચુકડા કાવ્યના હૃદય સુધી પહોંચવાનો માર્ગ non-content શબ્દ "of' થી શરૂ થાય છે અંગ્રેજી ભાષાના idiom થી સુપરિચિત વાચકને તરત જ ખ્યાલ આવી જશે કે 'to die of' અને "to die from" વચ્ચે ખાસ અર્થભેદ રહેલો છે. જ્યારે કોઈ રોગથી થતા મૃત્યુનું સૂચન હોય ત્યારે 'to die of", અને અકસ્માત કે એવા કોઈ કારણે થતા મૃત્યુ માટે "to die from"નો ઉપયોગ કરવામાં આવે છે

ક્રિયાપદ "to die" ને નામયોગી અવ્યય 'of" સાથે રૂઢિગત અર્થમાં પ્રયોજીને શ્રી ભટનાગરે તેના કાવ્યમાં ચાર સમીકરણો રચ્યા છે. "હતાશા" અને "વાસ્તવિકતા"ની રોગ જેવી મારકશક્તિનો તો આપણે સહુ કોઈને ખ્યાલ હોય જ પરંતુ "સત્ય"ની રોગ સાથે થયેલ સરખામણીથી પ્રસ્તુત કાવ્યમાં એક વક્રોક્તિમય વળાંક સધાયો છે. આજે સર્વવ્યાપી બનેલા સાંસ્કૃતિક મૂલ્યોના હ્રાસ સામે શ્રી ભટનાગર તેના એક અન્ય કાવ્ય-THE TRAGIC HERO-માં કંઈક આવો જ વક્રોક્તિમય કટાક્ષ કરે છે—"A lover of values these days/Is a diseased man/Put away in an isolation ward." સત્યના ઉપાસકો આજે 'આઈસોલેશન વોર્ડ'માં જ જોવા મળે! સત્ય જેવી ખતરનાક બીમારીથી આપણે જેટલા દૂર રહીએ તેટલું વધુ સારું! અને છેવટે, ખુદ "જીવન" સુદ્ધા એક હઠીલી માંદગી છે—જીવનાર માનવીને યુદ્ધો, પ્લેગ જેવા રોગચાળા, પૂરહોનારતો, દુષ્કાળ, અન્યાય અને સરમુખત્યારશાહી જેવા કેટકેટલા દુરિતોની સામે ઝઝૂમવું પડે છે— એવી વક્રોક્તિ કાવ્યમાં ઉમેરાય છે.

આ અંકમાં અન્યત્ર છપાયેલ મારું ગુજરાતી અનુસર્જન મૂળ કૃતિની સરખામણીમાં ફિક્કું અને શબ્દાળુ જણાશે. પરંતુ આ રસાસ્વાદનો હેતુ મૂળ કૃતિની આગવી લાક્ષણિકતાઓ પ્રત્યે ઇશારો કરી,

ની કૃતિઓના અનુવાદ-અનુસર્જનની પ્રક્રિયામા રહેલી મર્યાદાઓ સૂચવવાનો પણ છે.

પ્રસ્તુત કાવ્યમા પ્રયોજાયેલા સમીકરણોની કૌશલપૂર્ણ રજૂઆત એક પ્રકારની ઊર્ધ્વગામી ગતિશીલતા (tempo અને crescendo) સર્જે છે માનવજીવનની સમસ્યાઓનુ નર્યું આલેખન કરવામા કવિને રસ નથી રોગજન્ય ગણી શકાય તેવી તમામ પરિસ્થિતિઓના પ્રતિકાર માટે કલા-જીવનપ્રમત્ત રોગ મૃત્યુથી બચવા સારુ કલા-આવુ positive વલણ દાખવી, શ્રી ભટનાગર તેના કાવ્યનુ અસરકારક સમાપન (rounding off) સાધી શક્યા છે વિસવાદિતાઓથી ભરપૂર જીવનમા સવાદિતા તેમ જ સાથ અને સહકારથી સધાયેલ અર્થપૂર્ણ કાર્ય શક્ય છે તેનુ કવિનુ આશાવાદી દષ્ટિબિંદુ મૂળ કૃતિના અતમા અનાયાસે રચાયેલ heart અને artના પ્રાસમા ગર્ભિત હોય તેમ અનુભવી શકાય છે.

આજે સર્વવ્યાપી જણાતા રોગ સાહિત્યિક અને સાસ્કૃતિક શૂન્યવાદ-સામે પડકાર કે કરતા આ કાવ્યનુ શિલ્પ-વિધાન (structure) અને પોત (texture) ખાસ ધ્યાન ખચે તેવા છે. બર્ગસોં (Bergson) દ્વારા કરાયેલ rolling snowball ની expansivenessનુ સૂચન આ કાવ્યમા ક્રમિક રીતે સધાતા અર્થવ્યાપની બાબતમા ઘણુ સુસગત લાગે છે "To die of"ના અર્થહીન જણાતા પુનરાવર્તનોની સાથે અનુક્રમે "હતાશા", "વાસ્તવિકતા", "સત્ય" અને "જીવન" વિશેના નિષેધાત્મક સૂચનો કરતા વિધાનો જોડીને શ્રી ભટનાગરે કાવ્યના અતમા તો અર્થઘનતાના વ્યાપને તેમ જ હકારાત્મક વલણને જ સૌથી વિશેષ મહત્ત્વ આપ્યુ છે

વિષય અને પ્રસ્તુતીકરણની બાબતમા સ્પર્શી જાય તેવુ આ કાવ્ય છે એમ કહેવામા અતિશયોક્તિ નહીં ગણાય. □

પત્રચર્ચા



## બકુલ ટેલર

તંત્રીશ્રી 'કુકાવટી'

સપ્ટે '૭૯ના 'પરબ'મા પ્રકાશિત મણિલાલ હ પટેલના 'ગઝલના મિજાજની આસ્વાદ ઝલક' લેખે પત્ર લખવા પ્રેર્યો છે. આપણા સુષ્કુ અને પપલગારા વિવેચનની પરંપરામાથી ઊતરી આવેલા એ લખાણની શૈલી, ભાષા અને હેતુ વિશે હુ લખીશ. અને એ સંદર્ભે જે કાઈ ઊથાતુ આવશે એ સ્પષ્ટ કરતો જઈશ.

શીર્ષક વાચતાં જ પહેલી છાપ એ પડે છે કે એના લેખક પોતાના ભાગે આવેલી ગમ્ભીર જવાબદારી ટાળવા ઇચ્છે છે આખા લેખમા ગઝલના મિજાજની આસ્વાદ ઝલક કરતા, કૃતિ કરતાયે વધુ કર્તાને ભારપૂર્વક સ્વીકારતા અને મિત્રશત્રુને સ્થાપતા ઉથાપતા જતા એમના મિજાજની ઝલક જોવા મળે છે આ જ કારણે આખા લેખમા કયાય ભાષાઅભિવ્યક્તિમાં એકવાકયતા જળવાઈ નથી. વિવેચનનુ તાટસ્થ્ય ખોઈને તેઓ વારેવારે સ્વર બદલે છે થોડા વાકયો લઈ તેનો નિર્દેશ કરવા ધાર્યો છે

પહેલા ફકરામાં તેઓ છેલ્લા દાયકાની સમગ્ર ગઝલપ્રવૃત્તિની ઊભડક નોધ લેતા અઢડતા વિધાનો કરે છે. જેવા કે 'આ કાવ્યસ્વરૂપને નવાજૂના ઘણા કવિઓએ વિપુલ પ્રમાણમા અને કંઈક વિશેષ ધ્યાનથી ખેડયુ છે. ગઝલનુ 'ઉત્પાદન' 'જથ્થાબંધ' લાગે એવુ છે છતા ગઝલો સત્ત્વવાળી નથી જ લખાઈ એવુ નથી ' આ વાકયોમા મે નિર્દેશેલા ગુણો પ્રસ્તુત છે. આ દાયકાની આખી ગઝલપ્રવૃત્તિ વિશે તેઓ તોછડાશપૂર્વક નોધ લે છે 'ગઝલનુ 'ઉત્પાદન', 'જથ્થાબંધ' લાગે

એવુ છે' જેવુ વિધાન કોઈ સ્વસ્થ વિવેચકનુ ન હોય અને આ બે વાક્યોના ભારને 'છતા ગઝલો સત્ત્વવાળી નથી જ લખાઈ એવુ નથી' એવુ પપનગારુ વિધાન ઓછો કરી નાખે છે આવી અવલોકન-પદ્ધતિમા અપ્રતીતિકર વિધાનો કરવાની વધુ છૂટ રહે છે જેનો શ્રી પટેલે છુટ્ટે હાથે ઉપયોગ કર્યો છે વચ્ચે વચ્ચે તેઓ વળી હિન્દી ગઝલના વિવેચનની વાતે પણ ચડી જાય છે. પણ આવી ડોળાધાનુ વિદ્વત્તાની અનિવાર્યતા અહીં શા છે તે સમજાતુ નથી તેઓ આગળ કહે છે કે 'ત્યારે ગુજરાતી ગઝલની અને છેલ્લા બે-પાચ વર્ષથી થતા માઉેલા એના **વિવેચનની માતબરતા** ધ્યાનપાત્ર છે.' તેઓ આ માટે કયા વિવેચનોને નિર્દેશશે? આપણે ત્યા હજુ માતબર વિવેચન જ બહુ ઓછા જોવા મળે છે અને તેમાયે ગઝલનુ વિવેચન કહેવાય એવુ વિવેચન તો નહિવત જ છે આપણા વિવેચકોની મહત્ત્વની નબળાઈ એ છે કે તેઓ વાતો તો કરે છે કૃતનિષ્ઠ વિવેચનની પણ કૃતિ કરતા તેના કર્તા પર જ દૃષ્ટિ ચોટેલી હોય છે કૃતિનિષ્ઠ વિવેચનના નિદર્શનો માટે 'ક કાવટી'મા પ્રકટ થયેલી અજિત ઠાકોર (કિસન મોસાની ગઝલની શુદ્ધ કાવ્યસ્વરૂપ તરીકે ગઝલના ઉદાહરણ રૂપે થયેલી ચર્ચા) અને અનિલ'ની અનેક સમીક્ષાઓ આ વિષયના વિવેચનો તરીકે નિર્દેશી શકાય શ્રી ટોપીવાળાએ 'એતદ્'મા રમેશ પારેખની 'હસ્તાયણ' કૃતિની તપાસ કરી છે અહી પણ તેના ગઝલસ્વરૂપ વિશે અને કાવ્યતત્ત્વ વિશે પણ પૂરી શકા છે તેઓ પ્રસ્તુત કૃતિને કૃતિ બનાવતા પાસાઓ ઉપર ધ્યાન આપવા કરતા વધુ તો પોતે સરચનાવાદી વિવેચન કરી રહ્યા છે તે તરફ વધુ ધ્યાન રાખે છે, જે કારણે તેના અર્થઘટનોમા હાસ્યાસ્પદતા અને વિતણ્ડા પ્રવેશી ગયેલા જણાય છે આ સદર્ભે 'ઈર્શાદગઢ' (ચિનુ મોદી)ની પ્રસ્તાવનામા જે કૃતિની ચર્ચા થઈ છે તે જોવી રસપ્રદ થઈ પડશે

આ જ ફકરામા તેઓ 'ગઝલોના સકલનો અને સપાદનો હવે સાહિત્યિક ધોરણે અને વધારે જવાબદારીભરી નિષ્ઠાથી થવા લાગ્યા છે'

એવું નોંધે છે 'નખશિખ' અને 'ગમી તે ગઝલ' આ બંને સંપાદનોમા
આ બેઉ વસ્તુ ખૂટે છે આ બને સપાદનોની પ્રસ્તાવનામા જ
સાહિત્યિક ધોરણ અને વધારે જવાબદારીભરી નિષ્ઠાની ખોટ ભારોભાર
વર્તાય છે ચાલાકી, ચબરાકી, તોછડાશ અને ગઝલસ્વરૂપ અને તેની
પગ પગ વિશેનુ અજ્ઞાન આ પ્રસ્તાવનાના દેખીતા ગુણો છે તેઓ
'નખશિખ'ની ગઝલને પ્રયોગશીલ અને કાવ્યતત્ત્વવાળી જીવત ગઝલોનો
સગ્રહ લેખે છે પણ તેની પ્રતીતિ તેઓ આપી શક્યા નથી પ્રયોગ
તેઓ કોને કહે છે? કાવ્યતત્ત્વવાળી જીવત ગઝલો વિશેની શી સમજ
છે? આ પછી તેઓ શ્રી ટોપીવાળાની જેમ (જુઓ 'ઈન્ડીઅન લિટ-
રેચર'મા પ્રસિદ્ધ થયેલો લેખ) આ સગ્રહને ઐતિહાસિકતા બક્ષવા ગયા
છે આમ ભારપૂર્વક કહેવામાત્રથી સપાદન ઐતિહાસિક કે નોંધપાત્ર
ન બને એના માટે તો જે તે સપાદને જ પ્રતીતિ જન્માવી આપવી પડે

આ પછીના ત્રીજા ફકરામા તેઓ સપાદન વિશેની પોતાની
માન્યતાઓ રજૂ કરે છે, અને એ નિમિત્તે તેઓ 'નખશિખ' અને
'ગમી તે ગઝલ'ના સપાદકોને પડદા પાછળ રહીને સલાહ આપવાની
તક ઝડપી લે છે પણ તેઓ પ્રગટપણે કશુય કહેતા નથી શકા તો
એવી જાય છે કે પોતાને સપાદનોના અકારા ન થવુ પડે એ માટે
તેમણે આ રીતિ પ્રયોજી છે આ ત્રણ ફકરા થવા છતા હજુ ગઝલના
મિજાજની આસ્વાદ્ય ઝલક તો કયાય જોવા મળતી જ નથી।

પછીના ફકરામા તેઓ નોંધે છે, 'જાહેરનામામા સપાદકોએ
ગઝલ એ હસ્તઉદ્યોગ નહિ પણ હસ્તકળા છે' એમ કહ્યુ છે. અહીં
સપાદકોએ યોજેલી હસ્તઉદ્યોગ' અને 'હસ્તકળા' એ સજ્ઞા વિશે
શુ માનીશુ? સર્જનકલા એ શુ હસ્તકળા છે? વળી શ્રી પટેલ નોંધે
છે કે 'સગ્રહ જોતા એ મહદ્ અંગે સાચુ લાગે છે' અહીં તેઓ 'મહદ્-
અંશો' દ્વારા શુ સૂચવવા ધારે છે? મહદ્ અંગે એટલે કેટલા અંશે?
૨

---

એને તો પણ સંપાદકોના સાહિત્યિક ધોરણ અને વધારે જવાબદારીભરી નિષ્ઠાનું શું ? ત્યાર પછીનું વાક્ય તો આ વિધાનથી સાવ જ વિરોધમાં જાય છે, તેઓ તો કહે છે કે 'હસ્તઉદ્યોગના અને એનાય કાચા માલના નમૂના પણ અહીં સર્વથા ગેરહાજર નથી' એ પછી તેઓ સંપાદકોની સાહિત્યિક રુચિ તરફ પણ શંકા પ્રગટ કરે છે વળી છેવટે તો તેઓ એક જ વાક્યમાં જાહેરનામાને બળવાન જાહેરનામું કહ્યા બાદ બચાવનામું પણ કહે છે ! તો પ્રશ્ન એ છે કે એ બળવાન જાહેરનામું સંપાદકોના કયા બળને પ્રગટ કરે છે ? ત્યાર પછી પણ તેઓ કૃતિની વાત નથી કરતા પણ કયા કયા કર્તાઓ લેવાયા છે તેની નોંધ કરે છે રાવજી, પ્રિયકાન્ત, સુભાષ, માધવ, દ્વારકેશ, ચંદ્રકાન્ત, વગેરે વિશે મનફાવે એવા વિધાનો કર્યાં છે તેઓ કૃતિના ગુણદોષની ચર્ચા કરીને જ આવા વિધાનો કરી શકે. આખાય લેખ દરમ્યાન તેઓ પોતાના વિધાનો માટે પ્રતીતિ જન્માવી શક્યા નથી 'સંપાદકોએ કેટલીક વાર હાથે ચડી તે ગઝલ એવું કર્યાનું લાગે છે' આ વાક્યમાં વળી સાહિત્યિક ધોરણ અને વધારે નિષ્ઠાનો પ્રશ્ન થવાનો જ. વળી તેઓએ જે યાદી આપી છે એમાં ક્યાય રતિલાલ 'અનિલ', હેમંત ક્રિસ્ટી ડિમન મોસા, અજિત ઠાકોર જેવા ઉત્કૃષ્ટ, બળવાન ગઝલકારોના નામ પણ જોવા મળતા નથી બધા શ્રી પટેલના સાહિત્યેતર કારણોના ભોગ બનેલા જણાય છે તેઓ જો રમેશ, હેમંત, હરીશ વિશે સંપાદકોને પૂછી શકે તો પછી તેઓ તો આમ કરી જ કેમ શકે ? વળી 'અનિલ' જેવા મરીઝ, વાયલની પેઢીના સશક્ત ગઝલકારને ભૂલી જ કેમ શકાય ? મરીઝ, ઘાયલ અનિલની પેઢીના ગઝલકારોની અણસમજભરી વાત કરતા કરતા શ્રી પટેલે અનિલનો અનુલ્લેખેન મારણમની રીતે જે છેદ ઉડાડ્યો છે તેનું કારણ અનિલે થોડા સમય પહેલા 'કંકાવટી'માં તેમના 'કવિતાનું શિક્ષણ' પુસ્તકની નિર્ભીક અને વાજબી ટીકા કરી હતી તે લાગે છે સંપાદકોમાં નિષ્ઠાનો અભાવ ગમાઅણગમા અને રાગદ્વેષની ફરિયાદ કરતા

મણિલાલ એ ભૂલી ગયા લાગે છે કે વિવેચક માટે તો એ પ્રાથમિક શરત છે

તેઓએ કૃતિ વિશે જ્યા સહેજસાજ ચર્ચા છેડી છે ત્યા પણ ભગવતી વિશે અહોભાવયુક્ત બે વાકયો લખ્યા છે ને ચિનુ, આદિલ, મનહરની ગઝલો વિશે તે 'જોવા જેવી છે' એવુ લખે છે. અરે, જેના કારણે નવી ગઝલ ઓળખાવાઈ તે ગઝલોના કૃતિ-કર્તા વિશે આટલુ જ! અને ભગવતીકુમાર શર્મા જેમણે બીજાની છાપ ઝીલી સાવ કૃતક રચના કરી છે તેના વિશે બબ્બે વાકયો ! રઘુવીર વિશે તેઓ અહોભાવથી નોંધશે ! (જેઓ ગઝલકાર તરીકે નગણ્ય છે) ત્યા વળી સબધોને કામે લગાડવાની વૃત્તિ કામ કરતી હોય એવો અદેશો જાય છે. આ પછીના લેખના શેષભાગમા પણ ગઝલના મિજાજની કોઈ ઝલક જોવા મળતી નથી

આખા લેખમા અને તેની પદ્ધતિમા તટસ્થતા અને સ્વસ્થતા જેવા વિવેચનના ગુણોની ભારોભાર ખોટ વર્તાય છે. જાણે વિવેચન વિવેચન માટે નહિ પરતુ પોતાના ઉપયોગ માટે થતુ હોય એવુ લાગે છે. ક્રિટીસીઝમ ઇન વેક્યુમ ઇન્ડિપેન્ડન્સ (?) — ક્રિટીસીઝમ ઇન ડેન્ડશીપ'ના નારા પહેલા અને પછી પણ આપણા વિવેચકો દ્વારા આ જ પ્રવૃત્તિ ચાલી રહી છે એક વિવેચક જે કાઈ વિવેચન કરે તેમા પોતાની કૃતિ નામની નોધ લેવાય અને પછી તે વિવેચક જે કરે તેમા વળી આ વિવેચકનો પણ આ જ રીતે ઉદ્ધાર થાય સુ જો. ના આટઆટલા પ્રયાસ પછી પણ આપણા નિર્વીર્ય વિવેચકોને કશીય અસર થતી નથી. આખરે આ આખી પ્રવૃત્તિ કેટલા વિવેચકો અને સર્જકોનો ભોગ લઈ કયારે અટકશે તે કહેવુ મુશ્કેલ છે. □

( અનુસધાન પાના ન. ૧૬ નુ ચાલુ )

ણ તેના હેતુ અને કાર્યની ભિન્નતા સ્પષ્ટ જોઈ શકાય છે ગણિતમા
પ્રતીક, મૂલ્ય અને અર્થની નિશ્ચિતતા ઊભી કરવા ઉપરાત અર્થગ્રહણની
માર્ગને ટૂકાવવાનો તરીકો છે કવિતામા કવિ અસ્પષ્ટતામાથી સ્પષ્ટ
થવા અસ્પષ્ટતાનો લાબો માર્ગ એ રીત પસદ કરે છે કે અર્થગ્રહણના
સુગમતાને દૂર ઠેલી અર્થગ્રહણનો માર્ગ વિલબાય બીજી રીતે કહીએ તો
કાવ્યમા પ્રતીક અર્થગ્રહણના માર્ગને વિલબાવવાનો તરીકો છે ગણિતનુ
પ્રયોજન માહિતીને વધુ ને વધુ નક્કર કરી આપવાનુ છે, જ્યારે કવિતાનુ પ્રયો
જન માહિતીને વધુમા વધુ વિખેરી ઓગાળી નાખવાનુ છે ગણિતની ભાષામા
રહેલી માહિતીની નક્કરતાને કવિ કોઈ ને કોઈ રીતે વિખેરવા માગે છે
અને એમ કરવામા કવિ પાસે પ્રતીક એ હાથવગુ સાધન છે એકને
એકની અવેજીમા ગોઠવવાને બદલે એકને અનેકની અવેજીમા કવિ એ
રીતે ગોઠવે છે કે અર્થબોધની શકયતા કવિતામા અનિવાર્યપણે ઊભી
થાય કાવ્યપ્રતીક એ અર્થબોધની પ્રક્રિયાનુ કારણ છે

કવિતામા પ્રતીકની પ્રવિધિ કવિતા જેટલી જૂની છે ન તો પ્રાચીન
ન તો અર્વાચીન, ન તો આધુનિક કવિને પ્રતીક વગર ચાલ્યુ છે. કદાચ
પ્રતીકાયોજનમા માત્રાત્મક નહિ પરતુ કયારેક ગુણાત્મક લાગે એવો
ફેર જે આધુનિક કવિતમા વર્તાય છે એનુ કારણ પ્રક્રિયાની ઉત્કટતા
કે તીવ્રતા છે. આધુનિક કવિતાએ, પ્રાચીન કે અર્વાચીન કવિતાની
અપેક્ષાએ અર્થબોધની પ્રક્રિયાને અતિશય તીવ્રતાથી સિદ્ધ કરી છે.
જેમકે મીરાની મધ્યકાલીન રચના-

'દવ તો લાગેલ ડુગરમે કહો ને ઓધવજી
હવે કેમ કરીએ ?'

મા 'દવ' અને 'ડુગર'નુ અનુક્રમે 'પ્રેમ' અને 'હૃદય'મા તરત રૂપાન્તર
થઈ જઈ શકે છે. 'દવ' અને 'ડુગર'ના પ્રતીકને પ્રક્રિયામાથી પસાર
થવામા ઝાઝો વિલબ થતો નથી અને વિલબના અભાવમા પ્રક્રિયા
વિશેષપણે ઉત્કટ લાગતી નથી. તો અર્વાચીનમાથી રાજેન્દ્ર શાહની
પક્તિઓ જુઓ

'ખખડ થતી ને ખોડ ગાની જતી ડમણી જૂની
વિજન પથને ચીલે ચીલે તમિસ્ર મહીં ઘન'

નાયક સાથે 'ડમણી જૂની' નુ પ્રતીક સીધુ સ ડોવાઈ જાય છે ખરુ તેમ છતા, 'ખખડ થતી ને ખોડ ગાતી' દ્વાગ સૂચવાતી ઉભયપક્ષની જીર્ણતા દુર્બળતા, 'વિજન પથ' દ્વાગ એકી સાથે સકુલ રીતે સૂચવાતી પથની જનશૂન્યતા અને નાયકની સ્વજનશૂન્યતા, 'ચીલે ચીલે' મા એક છેડે આગળ વધતી ડમણી અને 'ચીલે ચીલે' ભૂતકાળમા પાછળ હટતો નાયક, 'તમિસ્ર મહીં ઘન' દ્વારા બહારનો તેમ જ ભીતરની અચેતન અર્ધચેતન વિસ્મૃતિનો સૂચવાતો અધકાર આ બધાને કારણે, મીરાની કવિતાના મધ્યકાલીન પ્રતીક કરતા અર્વાચીન પ્રતીક પ્રમાણમા વધુ ક્રિયાશીલ છે પરન્તુ અર્વાચીન પ્રતીક કરતાં પણ અતિશય ક્રિયાવેગી પ્રતીક આધુનિક કવિતાનુ છે ગુલામ મહોમ્મદ શેખની પક્તિ જોઈએ

રણને છેડે બેઠેલા બધા ઘર
મરેલા ઈંટોને કાધે નાખી ચાલી નીકળ્યા'

'રણ' 'ઘર' 'ઈંટ' ના પ્રતીકોને અર્થખેચની એવી અતિશય તીવ્ર પ્રક્રિયામાથી પસાર કર્યા છે કે અર્વાચીન કવિતા સુધી ક્વચિત જ જેવા મળેલુ ભાષાનુ વ્યાકરણ અહીં આધુનિક કવિતામા એકદમ જેખમાયેલુ જોઈ શકાય છે' **ઘર** ચાલી નીકળ્યા છે તેમ રણને છેડે **બેઠલાં** ઘર અને તેય **મરેલા ઈંટોને કાધે** નાખીને પાછા— 'દવ' અને 'ડુગર' તો ઝટ પ્રેમ અને હૃદયમા ઝલાયેલા, 'જૂની ડમણી'ને પણ વૃદ્ધ નાયક સાથે જેડતા બહુ વાર નહોતી લાગી પરન્તુ અહીં 'રણ' 'ઘર' અને 'મરેલા ઈંટો'ને શેની અવેજીમા મૂકયા છે ? એની અવેજી ન તો તરત મળે છે, અને મળે છે તો એક સાથે ઘણી બધી અવેજીઓ માટે મૂકાયેલા હોય એમ સૂચવાય છે આમ, આધુનિક કવિતામા પ્રતીકયોજના એ અર્થખેચની અતિશય તીવ્રતાનુ કારણ છે એ વાત નિ શક છે અને એ અતિશય તીવ્રતાની પ્રક્રિયાએ ભાષાને રૂઢિમાથી, સપૂર્ણપણે હલાવવાનુ જેખમ વહોર્યુ છે, તે પણ જોઈ શકાય છે 

## ગ્રામ વિકાસ અને અંત્યોદય નવા સરકારના બે ગુરુમંત્રો

# અભિનવ ગ્રામ નિર્માણ

રાજ્યની વાર્ષિક યોજનાની ૭૦ ટકા જેટલી રકમ ગામડાના સર્વાંગીઉત્કર્ષ માટે ફાળવીને અમલમા મૂકાયા છે આ કાર્યક્રમો—

- સંકલિત ગ્રામવિકાસ
- ખેતી અને સંલગ્ન કાર્યક્રમો
- ગ્રામોદ્યોગો અને ગ્રામમાર્ગોનો વિકાસ
- ઝડપી ગ્રામ વીજળીકરણ
- ગ્રામપાણી પૂરવઠા યોજનાઓ
- ગ્રામ આરોગ્ય સેવાઓમા વૃદ્ધિ
- પ્રાથમિક શિક્ષણનુ વિસ્તરણ
- ગ્રામ રોજગારીમા વૃદ્ધિ
- વધુ જમીનને સિંચાઈ
- સ્થાનિક વિકાસ કાર્યોને પ્રોત્સાહન
- પૂરક વ્યવસાય માટે સહાય
- ગામડાને દત્તક લેવા પ્રોત્સાહન
- ગ્રામ વિકાસ સંસ્થાઓના કાર્યક્રમોનુ વિસ્તરણ
- રુરલ ટેકનોલોજી ઇન્સ્ટિટ્યૂટ તથા માર્કેટીંગ ઇન્સ્ટિટ્યૂટની સ્થાપના
- કામના બદલામા અનાજની યોજનાનો અમલ



## ગુજરાતના ગ્રામજીવનમાં ચેતનાનો ધબકાર

# કંકાવટી

ડિસેમ્બર,
૧૯૭૯

# કંકાવટી

ડિસેમ્બર ૧૯૭૯

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

**વર્ષ ૨૦ : અંક ૨૪૯ : મૂલ્ય : દોઢ રૂપિયો**

દર માસની ૫ંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂપિયા ૧૨, બે વર્ષના રૂા. ૨૩; વિદેશ · શિલિંગ ૩૦ (દરિયાઈ ટપાલથી), પાંચ પાઉન્ડ (હવાઈ ટપાલથી), મૅગઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર રતિલાલ 'અનિલ', ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ કરવો.




'કંકાવટી' કવિતા, વાર્તા, ગદ્યખણ્ડ, નિબંધિકા, વિવેચન આદિ સાહિત્યિક ધોરણની કૃતિ સ્વીકારે છે, કૃતિ સાથે સરનામાં–ટિકિટવાળું કવર અવશ્ય બીડવું કૃતિ રતિલાલ 'અનિલ,' ૩, આનંદનગર, સગરામપુરા, સૂરત–૩૯૫ ૦૦૨ સરનામે જ મોકલવી.




તંત્રી–મુદ્રક–પ્રકાશક

**રતિલાલ મૂળચંદદાસ 'અનિલ'**

પ્રકાશનસ્થળ ૩, આનંદનગર, સગરામપરા, સૂરત–૩૯૫ ૦૦૨

મુદ્રણસ્થાન શ્રમજીવી મુદ્રણાલય, બાવાસીદી, ગોપીપુરા, સૂરત–૩૯૫ ૦

## પર્સનલ સેક્રટરી □ ચન્દ્રકાન્ત ટોપીવાળા

આ છે મારી પર્સનલ સેક્રેટરી મિસ મોના
રિન્કૂ કહો, લ્યૂસી કહો કે સોના
ખાનગીમા કોઈપણ નામ આપો તો
ધારણ કરવાની એનામા આવડત છે

ટેરવાઓ અને કીઝથી
અંદરની કેબિનમા
હરપળે એની હાજરી લાગ્યા કરે છે
વારવાર મારો કોલબેલ ફીશરોડની જેમ પહોચે છે
અને

ફાઈલ ખોલે તેમ ફ્લેપડોર ખોલી
એ ટેબલને સામે છેડે ગોઠવાય છે

ટાઇપ્ડ કરેલા અક્ષરો જેવુ
પિનઅપ કરેલું હોય છે એના ચહેરા પર સ્મિત
ને આખ પર હોય છે
છત્રીસ-ચોવીસ-છત્રીસની સાઈઝનુ મિરર્ડ ડ્રીમનુ પેપરવેટ

મારી અને એની વચ્ચે હમેશા હોય છે
મારી પાઈપમાથી નીકળેલો
સ્મોકસ્ક્રીન અને ઇમ્પાર્સનલ લૅટર્સ

મારુ લાબું ડિક્ટેશન
એના શૉર્ટહેન્ડને મળે
એ પહેલા કશુક હાઇજેક કરી જાય છે
વેનેશિયન બ્લાઇન્ડમાં થઈ નીચે પ્રકાશતો
સ્ટ્રીટનો ટ્રાફિક ઘોઘાટ

ઇન્વર્ડ અને આઉટવર્ડ સમયમાં ગોઠવાયેલા
આ, અમે બ ને,
આ હું અને આ મારી પર્સનલ સેક્રેટરી મિસ મોના

રહાય ☐ અજિત ઠાકોર

ફૂટાતા રસ્તાઓ
ઘળીભર
ઊના ઊના આંસુઓમાં
રુંધાઈ ગયા છે

કળળભૂસ થતા
તણચાર જણુ
ઉબળો ઓળંગી
ઓકળિયાળા ઓટલાના
પગથિયાની ધારે
જળાઈ ગયા છે

ઝળઝળિયાળા મોભે
ફૂહકા ભળતી
ર'ઇ સ'ઈ
ભીંતોના ખભે
માથું ઢાળી દીધું છે

છેક કાલ રાત લગી
દીપાવલીથી
અહુ અહુ થતું
ખોબા જેઉ આ ઉજમાળું ઘર
છેક કાલ ગરથી જ જાણે
ઉલેચાઈ ર'યુ છે ...

બે કાવ્યો ▢ વ્લાદીમીર હોલાન

પરંતુ /–
વરસો પહેલા
ગીત અને હાસ્યના દેવે
તેમની પાછળ
શાશ્વતીના દ્વારો
વાસી દીધા
ત્યારથી
માત્ર કોઈક વાર
એક મૃત થતી જતી સ્મૃતિ
આપણામા પડઘાયા કરે
અને ત્યારથી જ
કેવળ વેદના
કદીય જીવન જેવડી નથી રહી
એ હમેશા માણસ કરતા મોટી હોય છે
ને છતાં એને હૈયે જ વાસો કરે છે

હમેશાં /–
એવું નથી કે,
મને જીવવાનુ ગમતું નથી
પણ જિંદગી એવી તો જૂઠાબોલી છે કે,
હુ સાચો હોઉ
તે છતા
મારે સત્યને તો
મૃત્યુમા જ ખોળવું પડે..
અને હું એ જ કરી રહ્યો છું.

અનુ અજિત ઠાકોર

## ગઝલ ☐ કિસન સોસા

શૂન્યતાની શાલ નીચે પરપોટાની ખાલ હોય,
હાથમા પણ હાઈડ્રોજન બૉમ્બનો હવાલ હોય

કીણિયો લેબૂણ લોલમલોલ ઝુમ્યો ફાલ હોય,
એટલે એ ખુશ્શ, 'બચ્ચે લોગ' ખુશખુશાલ હોય

તોય ખપશે, છોને એના માલમા ના માલ હોય,
જ્યા ને ત્યા દુક્કાન એની, જ્યા ને ત્યાં દલ્લાલ હોય

પાડવોની જેમ આથડતા રહો લાક્ષાગૃહે,
બારણાઓ ચીતરી આવાસની દીવાલ હોય

બ્હાર નીકળવા હવે પૂછી જૂઓ 'સહદેવ'ને,
જેને માથે વાળ ધોળા હોય અથવા ટાલ હોય

વંધ્ય ખેતરમા ખડો ચકલા ઉડાડે ચાડિયો,
નામ એનુ હોય બીજુ શું ? "લગાગા...ગાલ" હોય

☐

કાગળ ઉપર સૂરજને અમથો ચીતર્યો હશે,
ન તડકો એની ટાલ પરથી નીતર્યો હશે

બે ડાબલા પછીને તગે આખ ચૂચળી,
ઉંદર સમી, એણે જ કાગળ કાતર્યો હશે

કાચિંડા, નોળિયા, ગરોળી, સર્પ શાહુડી .
કાંધે લઈને ગારૂડી ક્યા ક્યા ફર્યો હશે !

ગાયોના ખેતરે નિહાળી મોલ લીલોછમ,
ખસ્સી કર્યા વૃષભ સમો એ ગાગર્યો હશે

સૈકાઓ જૂના લોહીને કારણ, કુટેવવશ,
રણમા ય એનો ચાડિયો ઊભો કર્યો હશે

## 'ધ ફેરવેલ પાર્ટી'

ડૉ. સુરેશ હ. જોષી

આપણે ત્યાં મિલાન કુન્દેરાનું નામ જાણીતું નથી ચેકોસ્લોવાકિયામાં દુબચેકને હાંકી કાઢવામાં આવ્યો છે, રશિયન ટેન્ક ફરી ગઈ છે, દમનનો દોર ફરી વળ્યો છે, શહીદોની સંખ્યાનો આંકડો વધ્યો છે પણ વળી બધુ થાળે પડ્યુ છે 'કશુ હેમખેમ છે એવુ તો નથી, પણ સપાટી પરથી જોતા લાગે કે બધું શાન્ત થઈ ગયુ છે આ સમયનો નવલકથાકાર છે મિલાન કુન્દેરા એને આ કચડાયેલી પ્રજાની વાત કહેવાની છે પણ તે હસતા હસતા કહે છે સાર્ત્ર કે બીજા અસ્તિત્વવાદી નવલકથાકારોમા જે ગામ્ભીર્યથી ભારે ભારે વાતાવરણ હોય છે તેવુ એની કૃતિમા નથી. એનો ય વિષય તો માનવીનો આધુનિક સંદર્ભ જ છે

'ધ ફેરવેલ પાર્ટી' આમ તો પાચ દિવસની વાર્તા છે. ચેકોસ્લોવાકિયાના આરોગ્યધામ સ્વા'ના પ્રદેશમા આ પ્રસંગો બને છે. ત્યા સ્ત્રીઓ વન્ધ્યત્વમાંથી છૂટવા આવે છે ત્યારે ત્યા જ કામ કરતી નર્સની સમસ્યા કુંવારી અવસ્થામા રહેલા ગર્ભનુ શુ કરવુ તે છે કલીમા એ ખૂબ પ્રખ્યાત ટ્રમ્પેટ વગાડનારો છે. લોકો એની પાછળ ઘેલા છે સ્વા'મા ડૉક્ટર સ્ક્રેતા અને અમેરિકન લક્ષાધિપતિ બાર્ટલેફ તરફથી યોજાયેલા સંગીતસમારંભમા કલીમા અને રૂઝેના સંપર્કમા આવે છે એને પરિણામે રૂઝેનાને ગર્ભ રહે છે. જો કે આ પહેલા ફ્રાન્ટા નામના એક મિકેનિક જોડે એને સંબંધ હતો. રૂઝેના સાથે કલીમાને બે મહિના સુધી કશો સંપર્ક નથી, પણ ગર્ભાધાનનુ જાણ્યા પછી રૂઝેના કલીમાને ફોન કરીને આ વાત જણાવે છે. આથી કલીમા ગભરાઈ જાય છે એની પત્ની કામિલા ખૂબ સુંદર છે. પણ માંદલી છે અને આપઘાત કરવાનું વલણ ધરાવે છે એ પણ સારી સંગીતકાર છે જો આ સંબંધની

વાત એના જાણવામા આવે તો મોટી દુર્ઘટના થાય કલીમા આથી એમ ઈચ્છે છે કે ક્રૂઝેના ગર્ભપાત કરાવે ક્રૂઝેનાને પૂરી ખાતરી તો નથી જ કે આ ગર્ભ કલીમાથી જ રહ્યો છે પણ એના પ્રખ્યાત માણસ સાથેના સબધની એની સાથે કામ કરતી નર્સોને ઈર્ષ્યા આવે છે તે જોઈને કલીમાને જ ભાવિ સતાનનો પિતા ગણવા પ્રેરાય છે એની બહેનપણીઓ એને ગર્ભપાત કદી ન કરાવવાની સલાહ આપે છે ગર્ભપાત કરાવ્યા પછી તો પુરુષ પરની પકડ છૂટી જાય છે !

કલીમા ક્રૂઝેનાને વહેલી તકે મળવા દોડી જાય છે પત્ની આગળ ખોટુ બહાનુ કાઢે છે ક્રૂઝેનાને મળતા પહેલા એ બાર્ટલેફની સલાહ લે છે એ બાર્ટલેફને કહે છે, હુ મારી પત્નીને ચાહુ છુ મારા વર્તનને મારી પત્ની પણ સમજતી નથી' બીજી કોઈ સ્ત્રીમા રસ ન લેવો તે જ દઢ પ્રેમની નિશાની છે એવુ એ સમજે છે પણ એ વાત વાહિયાત છે કશુક ને કશુક મને બીજી સ્ત્રી તરફ ખેચી લઈ જાય છે, પણ એ સ્ત્રીને પામ્યા પછી હુ બમણા વેગથી મારી પત્ની તરફ ખેચાઈ જાઉ છુ હુ મારી પત્ની તરફ બમણા વેગથી જવા માટે જ બીજી સ્ત્રીઓને નિમિત્તરૂપ ગણતો હોઉ છુ આના જવાબમા બાર્ટલેફ કહે છે, 'તારા પત્ની પ્રત્યેનો ઉત્કટ પ્રેમ તે તારી હૃદયહીનતાને વાઢવી ઠરાવી જાય તેમ નથી, એ તો ઊલટુ એવુ કારણ છે. તારી પત્ની તારે મન સર્વસ્વ છે, માટે બીજી નારીઓ અકિંચિત્કર છે અથવા બીજી રીતે કહીએ તો તારુ મન તો એઓ વેગળા જ છે આ પ્રેમની ક્રૂર મશ્કરી છે વળી અણજન્મ્યા શિશુને મારવાનો કોઈને અધિકાર ખરો ? બાર્ટલેફ તો માને છે કે જીવનનો આપણે સમગ્રતયા સ્વીકાર કરવો જોઈએ, એમા જે કાઈ અનાગત છે તેનો સ્વીકાર પણ આવી જ જાય છે બાર્ટલેફ એને કહે છે, 'તુ તો છીછરા પાણીમા છબછબિયા કરે છે, જો તરવાની મજા લેવી હોય તો ઊડા પાણીમા આગળ વધવુ જોઈએ' આમ છતા એ ડોક્ટર સ્કેતાને સમજાવવાનુ માથે લે છે બાર્ટલેફ કહે છે કે એને પણ એક નારી જોડે આવો સબધ થયેલો

એણે નારીને સ્વીકારીને પિતૃત્વની જવાબદારી માથે લેવાનુ કબૂલ્યુ કે તગ્ત જ પેલી નારીએ એકરાર કર્યો કે એ ગર્ભ તો બીજા પુરુષથી રહ્યો હતો ' આમ છતા બાર્ટલેફ્રને અનુસરવાની હિમ્મત કલીમામા નથી

ડૉક્ટર સ્કેતા રૂઝેનાને ગર્ભ રહ્યાની વાતનુ સમર્થન કરે છે ગર્ભપાત કરવાની સમ્મતિ આપનાર સમિતિનો ડૉક્ટર સ્કેતા પ્રમુખ છે એ મદદ કરવાનુ કહે છે. ડૉક્ટર પોતે પણ સગીતનો રસિયો છે પડઘમ વગાડી જાણે છે બીજે સગીતસમારભ ગોઠવવાનુ એ કહે છે એ સમારભ જ 'ફેરવેલ પાર્ટી' બની રહે છે ' ડૉક્ટરનો મિત્ર યાકુબ દેશ છોડીને હમેશને માટે જતો રહે છે એને આખરે દેશ છોડવાની પરવાનગી મળી ગઈ છે ડૉક્ટરે એને જીવનનો અન્ત લાવવાની એકા એક જરૂર ઊભી થાય ત્યારે લેવાની ઝેરની ટીકડી આપી હતી તે એને પાછી આપી જાય છે રૂઝેના પણ જીવનથી આકસ્મિક રીતે વિદાય લે છે ડૉક્ટરનુ તો માનવુ છે કે જન્મ સાથે જ દરેક બાળકને જીવનનો અંત લાવવાની સગવડરૂપ ઝેરની ટીકડી આપવી જ જોઈએ

રૂઝેના સાથેની મુલાકાતમા કલીમા પ્રેમાતુર હોવાનો ઢોગ કરે છે રૂઝેના એને ઠપકો આપે છે ને એ બાળક તો એને જોઇએ જ છે એવુ દૃઢતાપૂર્વક કહે છે, આથી કલીમા ગભરાઈ જાય છે. રૂઝેના એને કહી દે છે, "હુ તને કશી કનડગત કરીશ એવુ માનતો નહી. તારે કશાની ચિન્તા કરવાની જરૂર નથી. આ પ્રશ્ન મારો છે ને તારે એ મારા પર જ છોડી દેવો હોય તો તુ સુખપૂર્વક એમ કરી શકે છે ' ને આ ઉપાલમ્ભ એને વીંધી જાય છે આ પછી એ ફરી ખુશામત અને પ્રેમાલાપ શરૂ કરે છે એને ચુબન કરે છે જે જીભ પહેલા કામાવેગને કારણે અગ્નિશિખા જેવી લાગી હતી, મોઢામાની જે ભીનાશ પહેલા માદક મદ્ય જેવી લાગી હતી તે હવે એ આવેગ શમી જતા દાત વચ્ચેની તિરાડોને કારણે, મુખની ભીનાશ કેવળ થૂક જ લાગવાને કારણે હવે જાદુ ઓસરી જવાથી માત્ર જીભ જેવી જીભ ને મુખ જેવુ મુખ માત્ર બની રહ્યુ આમ ચુબનનો વિધિ કઇક કટાળા સાથે એણે પૂરો કર્યો

રૂઝેના એને પૂછે છે, 'તને ત્રીસ ઉપર તો થયા, આજ સુધી તને સંતાનની ઈચ્છા જ થઈ નથી ?' રૂઝેનાની વાત તો સાચી હતી એમ ક્લીમાને લાગ્યુ રૂઝેનાને કહ્યુ, 'જે તને છ વર્ષના લગ્નજીવન પછી ય મળ્યુ નથી તે હુ તને આપી રહી છુ'. પણ એને ય સમજાઈ ગયુ હતુ કે કેવળ હઠીલા વલણને જોરે જ પુરુષહૃદય જીતી શકાતુ નથી. આ બધો વખત દરમ્યાન ફ્રાન્ટા તો રૂઝેનાનો પીછો પકડીને ફર્યા જ કરતો હોય છે

ડોક્ટર સ્ક્રેતા એના વિદાય લેતા મિત્ર યાકુબ સાથેની વાતમા દેશમા ગર્ભનિરોધના સાધનોને કારણે થતા જતા વસતિના ઘટાડા વિશે ચિંતા પ્રકટ કરે છે. એ પોતે તો વધ્યત્વ દૂર કરવા આવતી સ્ત્રીઓમા પોતાના વીર્યનો કૃત્રિમ રીતે પ્રવેશ કરાવીને ગર્ભાધાન કરાવે જ છે. આ પછી યાકુબે જોયેલા થોડા બાળકોમા ડોક્ટર સ્ક્રેતાનો ચહેરોમહોરો દેખાતા યાકુબ કહે છે 'દસેક વર્ષ પછી જો મારે અહી પાછા આવવાનુ થાય તો મને સ્ક્રેતાનો અનેકગણો ગુણાકાર થયેલો જોવા મળશે !' છેલ્લે સરહદ ઓળગીને જતા ચેકોસ્લોવાકિયાના ગામડામા કઈક લાગણીવશ બનીને એ આટો મારે છે ત્યારે બારોના સળિયા પાછળથી એના તરફ જોઈ રહેતા સ્ક્રેતા જેવા ચહેરાવાળા બાળકમા એને દેશની જ છબીનુ દર્શન થાય છે !

સ્ક્રેતા એલ્ગાની પણ વાત કરે છે ઓલ્ગા યાકુબના મિત્રની દીકરી છે પણ ઓલ્ગાના પિતાએ જ રાષ્ટ્ર પ્રત્યેની ફરજ મોટી છે એમ માનીને યાકુબને જેલમા ધકેલી દેવામા મદદ કરી હતી પાછળથી એનો વારો આવ્યો અને એની રાજકીય આરોપસર હત્યા કરવામા આવી, જતા જતા યાકુબ પાલક પિતાનો પાઠ ભજવવો છોડી દઈને ઓલ્ગા સાથે શરીરસબધ બાધે છે એને એમ હતુ કે ઓલ્ગા એને વિદાય આપતા દુ ખ અનુભવશે, ગળગળી થઈ જશે, પણ એવુ કશુ થતુ નથી ! આ દરમ્યાન ફ્રાન્ટા રૂઝેનાને રસ્તા વચ્ચે આતરીને કહે છે, 'જો આપણે પરણી જઈશુ તો બધુ સુખદ રીતે ફેરવાઇ જશે' રૂઝેના એને કહે છે, 'મારે પરણવુ નથી, મારે કુટુબવિસ્તાર જોઇતો નથી'

આમ છતા કાન્ટા તો 'હુ તને ચાહુ છુ'નુ ગાણુ ચાલુ જ રાખે છે આથી રૂઝેના એને કહી દે છે, 'તુ આખરે મને આપઘાત તરફ ઢસડી જશે અ મારા શબ્દો યાદ રાખજે આખરે મારે આપઘાત કરવાનો જ વારો આવશે'

આ દરમ્યાન યાકુબ રાજકારણ પર આકરા શબ્દોમા પ્રહાર કરે છે · "કલા અને વિજ્ઞાન જ ઈતિહાસના સાચા ક્ષેત્રો છે રાજકારણ તો બધમારણે ચાલતી પ્રયોગશાળા છે એ માનવીને જ ગીનીપીગ બનાવીને એના પર નવ નવા પ્રયોગો કર્યા કરે છે એ માનવીને સમામચ પર મૂકીને તાળીના ગડગડાટની વ્યવસ્થા કરે છે, એની આગળ ફાસીનો માચડો ઊભો કરીને એને ભયભીત કરે છે, એને દુષ્ટતાનો ભોગ બનાવીને વધારે દુષ્ટ બનાવે છે હુ એ પ્રયોગશાળાના જ ભાગરૂપ હતો હવે એમાથી છૂટયો છુ. પણ માનવીના સ્વભાવ વિશે હુ હવે ઊડી જાણકારી ધરાવુ છુ મને એક વાત પ્રત્યે સખત ઘણાની લાગણી થાય છે ક્રૂરતા, હીનતા અને સકુચિતતાની વૃત્તિઓ ઘણી વાર ભાવના અને ઊર્મિના છદ્મવેશે રજૂ થતા હોય છે. તમને મરવાને વાટ ઉતારનાર જ તમારે માટે ઊના આસુ સારવાનુ નાટક કરે છે એક સામાન્ય સ્ત્રીના પ્રેમને ખાતર તમે ફાસીને માચડે ચઢીને એમ માનો છો કે તમારી કરુણતા તો શેક્સપિયરની કલમ જ આલેખી શકે"

કલીમા પોતાની પત્નીને સગીતસમારોહમા જવાનુ છે એમ કહીને રૂઝેનાના ગર્ભપાતની વ્યવસ્થા કરવા માટે 'સ્પા' જવા નીકળે છે સ્કેતાએ સગીતસમારભ ગોઠવ્યો હતો એ વાત સાચી. છતા મુખ્ય હેતુ તો એની કોઈ પ્રિયતમા સાથે સુખદ સમય ગુજારવાનો જ હશે એવી શકા કામિલાને છે આથી એ પણ કલીમાને જાણ કર્યા વિના એ સગીતસમારભમા જાય છે. આ દરમ્યાન કલીમા સાથે વાત કરતા ઉશ્કેરાઈ જાય તો શાત થવા માટે રૂઝેનાની નર્સ બહેનપણીઓએ એને ટીકડીઓ આપી છે. યાકુબ રેસ્તોરામા કલીમા અને રૂઝેનાને ઉત્તેજિત થઈને વાતો કરતા જુએ છે રૂઝેના ટયુબ કાઢીને એમાથી એક ટીકડી ગળી જાય છે. પણ જતી વેળાએ એ ટયુબ ત્યા જ ભૂલી જાય છે!

ચાકુળ કુતૂહલથી એમાની ટીકડીને જુએ છે એનો આછો રંગ પોતાની સામેની ઝેરની ટીકડીના રંગને મળતો આવે છે એ ઝેરની ટીકડી સ્ટેલાએ તો પાછી લીધી નહિ તેથી રમતમાં એને આ ટીકડીઓ ભેગી ટ્યુબમાં ઉપર મૂકી દે છે ત્યાં રૂઝેનાને યાદ આવતાં એ આ ટ્યુબ લેવા પાછી આવે છે, ચાકુબ એને અટકાવવાનો વિચાર કરે છે ત્યાં એનો હાથ છોડાવીને એ ચાલી જાય છે. ચાકુબ એ ટીકડી પાછી મેળવવાના પ્રયત્ન કરે છે, પણ દર વખતે કંઈ ને કંઈ વિઘ્નો આવે જ છે. આખરે રૂઝેના ફ્રાન્ટા જોડેની તકરારમાં કંટાળીને મનને શાંત કરવા એ ટીકડી લઈ લે છે ને થોડી જ વારમાં મરણશરણ થાય છે ફ્રાન્ટા કહે છે, 'હું જ એનો ખૂની છું, મેં જ એને મારી નાખી છે મને પકડી લો.'

એ પહેલાં રૂઝેનાને જીવનને કૃતાર્થ કરે એવો અનુભવ બાર્ટલેફથી થાય છે કલીમાને મન તો ક્ષણિક વાસનાનું ભોજ્ય જ હતી, ફ્રાન્ટા એની માલિકી મેળવવા જ આતુર છે બાર્ટલેફ એના સાચા આતરિક સૌદર્યને પિછાને છે, એને જે પ્રેમ કદી નથી મળ્યો તે એને મળે છે એ રૂઝેનાના જીવનની છેલ્લી રાત છે. એ આમરણમયું પ્રેમપૂર્ણ સુખી લગ્નજીવન જીવવાના સ્વપ્નો જુએ છે હવે એને માટે કશી સમસ્યા નથી બાર્ટલેફ 'એના સંતાનને પણ આનંદપૂર્વક સ્વીકારવા તૈયાર છે હવે કલીમા વિષે એ વિચારતી નથી કામિના પણ રૂઝેના અને કલીમાને ભેગા જોતી નથી. એ કિસ્મતવાળા લોકો સાથે જિન્દગી કરતા કરના પ્રબનવશ થવાની અણી પર છે આથી કલીમા પર નૈતિક વર્ચસ જમાવવાનો એને અધિકાર રહ્યો નથી પણ સાચી વાત એ છે કે, જીવનાનંદદાસે કહ્યું છે તેમ, આ વ્યાઘ્રયુગ ચાલે છે એમાં હરિણીનો શિકાર થતો જ છે બાર્ટલેફ સિવાયના બધા જ રૂઝેનાની હત્યાના અપરાધી છે

આમ આ 'ફેરવલ પાર્ટી' પૂરી થાય છે આ તો આછોપાતળો કથાસાર જ છે કરુણને હાસ્ય અને વ્યંગથી સારી એવી સૂક્ષ્મતા અને વેધકતાથી નિરૂપવાની સર્જકતા કુન્દેરામાં છે. આપણા વ્યાઘ્રયુગનું નિરૂપણ કરવા ઇચ્છનાર સર્જકોએ આ કૃતિનું પરિશીલન કરવું જોઈએ ☐

'ધ લેસ્ટ હેન્ડેડ'

□

ડૉ. સુરેશ હ. જોષી

હું પુસ્તક ખોલીને બેઠો, પિટર હાન્ડકેની નવલકથા 'ધ લેસ્ટ હેન્ડેડ વુમન'ની નાયિકા મારી આગળ પ્રકટ થઈ. આશરે ત્રીસેક વર્ષની હશે, મેરીઅન એનુ નામ. આવી જ હડીભરી સવારે એ અગાસીમા ઝૂલતી ખુરશી પર બેઠી છે પણ એ ઝુલતી નથી પાસે એનો દીકરો ઊભો છે. એ મોઢુ ખુલ્લુ રાખીને એમાથી નીકળતી વરાળને જોઈ રહ્યો છે મેરીઅન દૂરતા તરફ મીટ માંડી રહી છે. એની પાછળની બારીના કાચમા પડતુ પાઈન વૃક્ષોનુ પ્રતિબિંબ એ ઘડીભર જોઈ રહી છે.

મેરીઅન પોતાની પરિસ્થિતિ વિશે કશુ ઝાઝુ કહેતી નથી. ભૂતકાળના સંસ્મરણો વાગોળતી નથી એને વિશે બીજા પાત્રો કહ્યા કરે છે, 'આનો કરુણ અંજામ આવશે' પણ એવુ શા માટે થશે તે તો એઓ પણ કહી શકતા નથી મનને આકર્ષવા માટેની અહીં કશી તદ્બીર હાન્ડકે વાપરતો નથી એનુ ગદ્ય પ્રાંજલ, ઊર્મિલતાના ભેજ વગરનુ અને જાણી જોઈને પાંખુ કરેલુ છે લેખકે જાણે ભાષામાથી બને તેટલી રોમાંચકતાને ભૂંસી નાખવાનો હઠાગ્રહપૂર્વક પ્રયત્ન કર્યો છ

ટેકરાઓની હારમાળામાની એક ટેકરીના દખણાદા ઢોળાવ પરની વસાહતમા એક બંગલામા મેરીઅન રહે છે. રાસાયણિક ધુમાડાઓવાળુ શહેર નીચુ રહી ગયુ છે ભૂખરી આંખો અને આછા સોનેરી વાળવાળી આ મેરીઅનને આપણે જોઈએ તો એની આંખ પર આપણી નજર સ્થિર થઈ જાય છે એ કોઈ તરફ જોતી નથી હોતી ત્યારે પણ એ આંખોમા એક ઝબકારો દેખાય છે. ત્યારે ય એના મુખ પરના ભાવ સહેજે ય બદલાતા નથી. ચીનાઈ માટીના વાસણોનો વેપાર કરનાર પેઢીના મેનેજરને એ પરણી છે એના પતિને વારે વારે,ધંધાર્થે

બહાર જવાનુ થાય છે. વાર્તા શરૂ થાય છે ત્યારે કેટલાક અઠવાડિયાથી સ્કેન્ડીનેવિયાની સફરે ગયો છે.

પેલી પરીકથામાની શાપને કારણે દીર્ઘકાળ સુધી નિદ્રામા પોઢેલી રાજકુવરી જેવી એ છે. આટલો સમય પતિ સાથે એણે વીતાવ્યો છે તે એના એકધારા સુખ અને સામાન્યતાને કારણે જાણે દીર્ઘકાળની નિદ્રામા જ પસાર થયો છે. આઠ વર્ષનો દીકરો પણ છે સા એ દીર્ઘનિદ્રામાથી સફાળી જાગી ઊઠે છે એનો આ સસાર એને સ્વપ્નમાના ઓથાર જેવો લાગે છે. આ અનિશ્ચનીય છતા આવી પડેલી સભાનતા એનામા ગાઢની જેમ વધતી જાય છે. હાન્ડકે એથી થતા ફેરફારો કોઈ નિષ્ણાત તબીબની જેમ તપાસીને વર્ણવે છે. મેરીઅન હવે સપ્રશ્ન દૃષ્ટિથી પોતાનુ જગત જુએ છે ભવિષ્યની સમ્ભવિતતાઓ ને તપાસે છે બધુ એના હાથમાથી સરી જાય છે ને ઉન્માદનુ રૂપ ધારણ કરતુ લાગે છે એ પતિને છોડી દે છે. આ એકલતામાથી ભાગી છૂટવાને બદલે એ કઇક સતોપથી આ એકલતામા સ્થિર થતી જાય છે એની આજુબાજુ વિસ્તરતા નિસ્તબ્ધતાના અવકાશને એ જોઇ રહે છે દીવાનખાનામાના દર્પણ આગળ ઊભી રહીને એ એના વાળ સરખા કરે છે, પોતાની આંખો સામે જુએ છે અને બોલે છે "તે તારી જાતને છતી કરી દીધી નથી, હવે કોઇ તારી અવમાનના નહિ કરી શકે" છૂટા પડયા પહેલા એના પતિ બ્રુનોએ કહ્યુ હતુ, "આ બધુ તુ મજાકમા લેતી લાગે છે આપણી વચ્ચે એક વાર ઘનિષ્ઠતા હતી. એ આપણે પતિપત્ની હતા એ કારણે કદાચ હશે, પણ એને અતિક્રમીને એ ખૂબ આગળ વધ્યો હતો એ શુ તને યાદ નથી આવતુ ?" મેરીઅન આનો કશો જવાબ આપતી નથી બારણુ વાસી દે છે અને બધ બારણા પાછળ ઊભી રહી જાય છે. બ્રુનોની કાર ચાલી જાય છે. એનો એ અવાજ સાભળે છે. બારણા પાછળના વોર્ડરોબ તરફ એ જાય છે અને એમાના વસ્ત્રોમા પોતાનુ મોઢુ છુપાવી દે છે. સાજ

ઢળતી જાય છે, પણ એ દીવા પ્રકટાવતી નથી. ટેલિવિઝનના સ્ક્રીનને જોતી બેસી રહે છે એ વસાહતના ક્રિડાગણને એ એમા જોઈ રહે છે. એમા એ પોતાના દીકરાને ઝાડના થડ પર સમતુલા જાળવીને ઊભા રહેવાનો પ્રયત્ન કરતો જુએ છે, એનો સ્થૂળકાય મિત્ર સમતુલા જાળવતો નથી ને વારે વારે પડી જાય છે એ બે સિવાય પટાગણમા બીજુ કોઈ દેખાતુ નથી. આ વેળાએ એ નારીની આખો આસુથી ચમકી ઊઠતી દેખાય છે.

આ લઘુ નવલ ભાગ્યે જ અઠ્યાસી પાનાની છે. પણ એની 'સ્પેસિફિક ગ્રેવીટી' મોટી છે તેનો વાચતા જ અનુભવ થાય છે ભાષાની મર્યાદાને ઓળખીને લેખક એની સાથે ભારે ખન્તથી અને અદબપૂર્વક વર્તે છે અને ભાષાને અતિક્રમીને જે રહ્યુ છે તેના તરફ ઈંગિત કરે છે. ભાષા વિશે હાન્ડકે વિટગેન્સ્ટાઈનની વિચારણાથી પ્રભાવિત છે. આ લઘુ નવલની ભાષામા એ પ્રભાવ વર્તાય છે માત્ર વિચાર પર જ નહિ શૈલી પર પણ. વિટગેન્સ્ટાઈને 'ટ્રેક્ટસ'મા કહ્યુ હતુ, 'જેને વિશે આપણે કશુ કહી શકતા નથી તેને વિશે મૌન સેવીએ તે જ ઉચિત.' હાન્ડકે વાસ્તવિકતાની દૃઢ રેખાઓ તરફ આગળી ચીંધતો હોવા છતા જેને વિશે આપણે બોલી શકતા નથી તેની છબિને ઉપસાવી આપવા તો મથે જ છે

આમા કાફકાની આદિમ આતન્કની અનુભૂતિ સાથે વિટગેન્સ્ટાઈનની ભાષાવિષયક અપરિગ્રહની ભાવનાનો સમન્વય સાધવાનો પ્રયત્ન થયો છે ચીસ પડાવી નાખે એવી પરિસ્થિતિ વચ્ચે જઈને ઊભા રહેવુ અને ભાષા પરત્વે અત્યન્ત સયમી રહેવુ આ અવગો પડકાર હાન્ડકેએ ઝીલ્યો છે. ઘટના લેખે એના વસ્તુનુ કશુ મહત્ત્વ નથી. એમ તો ઇબ્સનની નોરા બારણુ પછાડીને ઘર છોડીને બહાર નીકળી ગઈ જ હતી. છતા સદર્ભ રચવો એને અનુરૂપ વાતાવરણ ઊભુ કરવુ, વ્યક્તિત્વને આકાર કરવુ. ભાષાને

( અનુસધાન પાના ન. ૩૯ પર )

## કાચબો



લેખક–પિરાન્દેલો

અનુવાદ–**પ્રમોદકુમાર પટેલ**

**ત**મને વિચિત્ર જેવુ લાગશે કે કાચબો એ શુભ શુકનવતુ પ્રાણી છે એમ માનનારા લોકો અમેરિકામા યે મળી આવે છે. આ માન્યતા શી રીતે જન્મી તેનો ન્જ માત્ર ખ્યાલ કોઈને નથી છતા આ બાબતમા એટલુ નિશ્ચિત કહી શકાય કે આ પ્રાણી–હુ કાચબાની જ વાત કરુ છુ–પોતે કોઈ વિશિષ્ટ ક્ષમતા ધરાવે છે એવો અણસાર કયારે બતાવતુ નથી

મિ મિસ્કોને એક મિત્ર છે જે કાચબાની આ જાતની શક્તિમા દઢ આસ્થા ધરાવે છે દલાલ બજારમા સટ્ટો ખેલવાનો વ્યવસાય તે કરે છે અને રોજ સવારે દિવસભરની સટ્ટાની જહેમતભરી પ્રવૃત્તિ માટે તે ઉંબર બહાર નીકળે છે ત્યારે પોતાના કાચબાને પગથિયાની સરણી પર મૂકી દે છે તે વેળા તેની હિલચાલમા એવુ સમજાય કે ઉપરના પગથિયા પર તે ચઢવા માગે છે તો બજારમા તે જે શેરોની ખરીદી કરશે તેનુ મૂલ્ય વધવાનુ છે એની પ્રતીતિ તેના મનમા તરત જ બધાઈ જાય છે કાચબો પોતાનુ શીષ અંદર સંકોરી લે અને પોતાના પણ પગ ખેચી લે તો શેરના ભાવ સ્થિર જ રહેવાના, અને જો પાછો વળતો ને દૂર ખસવા મથતો લાગે તો ભાવ બેસી જશે ર– અને, આ રીતે પોતાના મનમા નિશ્ચય કરીને દલાલીમા વર્તવાનુ તે નક્કી કરી લે છે. આ બાબતમા તે કયારેય ખોટો પડ્યો નથી।

મિસ્કોનો મિત્ર તેને આટલુ કહીને કાચબાની દુકાનમા પ્રવેશે છે, અને ત્યાથી એક કાચબો ખરીદી મિસ્કોના હાથમા પકડાવી દે છે અને કહે છે 'તારુ ભાગ્ય હવે તુ અજમાવી જો'

મિ મિસ્કો તો જાણે લજામણીનો છોડ છે. કાચગાને પોતાના ધરે ઊંચકી જતાં તેને કંપારી આવી જાય છે. 'ઉ.। ઉ' તેના હૃષ્ટપુષ્ટ પણ ઠીંગણા ચંચળ દેહમા સર્વત્ર કંપ પ્રસરી ગયો છે એમ પણ હોય કે તેને જે હર્ષભર્યો રોમાચ થઈ રહ્યો હતો તેનો એ કંપ હોય કે પછી કોઈ ભીતિનો એ પ્રાદુર્ભાવ હોય। પોતે હાથમા કાચબાને ઊંચકી જઈ રહ્યો છે અને રસ્તા પર રાહદારીઓ પાછા વળી વળીને તેને જોઈ રહ્યા છે, પણ એ બાતનો તો તેને જરીકે રજ નથી ના ના, તેને જડ શીલા ધરી હોવાનું જે લાગી રહ્યું છે તે ખરેખર શીલા નથી, એવા કોઈ ખ્યાલે પણ તે કંપતો નથી ના એના અંતરિયાળમા પેલું એક રહસ્યસમું નાનું પ્રાણી વસી રહ્યું છે જે કોઈ પણ ક્ષણે પોતાનું નાનકડું કરચલિયાળું વૃદ્ધ સાધ્વીનું શીષ બહાર કાઢવાની અને ચાર બરછટ પંજાઓ પોતાના હાથ તરફ વિસ્તારવાની પૂરતી ક્ષમતા ધરાવે છે પણ આનું કશું જ તે કરશે નહિ, એવી આશા આપણે સેવીએ. ખરેખર શું બનવાનું છે તે તો વિભુ જાણે। એમ શા માટે, અંગેઅંગ કંપી રહેલો મિ. મિસ્કો પોતે જ એને નીચે ભોંય પર ફેંકી દે એમ પણ બને।

અને તે ધરે પહોચે છે. તો હેલન અને જ્હોન, તેના બે બાળકો એ કાચબાને જોતા વેંત જ આનંદઘેલા બની ગયા એમ તમે કહી શકો. જ્યારે તે ફૂલેલા કાંકરા રૂપ આખાય વિશ્વને તાકી રહ્યો હોય તેમ, કાચબાને દિવાનખંડની જાજમ પર મૂકે છે, ને નિહાળી રહે છે.

મિ. મિસ્કોની જે આંખોમા અસામાન્ય કોટિનો શિશુસહજ એવો ભાવ પ્રગટી રહ્યો હતો તેની તુલનામા તેના એ બે બાળકોની આંખો કેવી તો જૂનીપુરાણી લાગી રહી હતી તે કોઈના માન્યામા પણ ન આવે.

જાજમ પર ફૂલી ગયેલા કાંકરા શા કાચબા પર એ બાળકોની ચાર નજરની અસહ્ય બોજિલતા છવાઈ રહે છે. તેઓ પછીની ક્ષણે

પોતાના પિતાને તાકી રહે છે તેમને ઊડે ઊડે એવુ કઈક લાગી રહ્યુ છે કે દિવાનખડની જાજમ પર આ રીતે કાચબો ગોઠવવા જેવુ વિચિત્ર કૃત્ય તેમણે શા શા માટે કર્યું એવા કોઈ પ્રમાણે સતોષકારક ખુલાસો તેઓ આપી શકવાના નથી ખરુ બિચારા મિત્રોને પણ એકાએક કમકમા આવી જતા લાગે છે યાચનાના ભાવે તે પોતાના હાથ પ્રસારી રહે છે તેના અધખુલ્લા મો પર નિરર્થક સ્મિતની ઝનક પ્રસરે છે અને તે બોલી ઊઠે છે 'ઠીક, ઠીક, આ તો એક નિર્દોષ નાનો કાચબો છે. અને એમ કહુ કે તમને રમવાની ઈચ્છા હોય તો તમે એની જોડે રમી પણ શકો'

અને એ ભલા આદમીએ પોતે મોટી વયનો નિશાળિયો હોય એની જ કઈ લાગણી અનુભવી રહ્યો હશે-મારે એ બાળકોને બનાવી આપવુ પડશે એમ મનોમન સકલ્પ કરી લે છે. અને જાજમ પર પોતાના ઘૂટણ અને હાથ ટેકવતો તે અધૂકડો બેમી જાય છે અને ખૂબ સાવધાનપણે, ખૂબ વિચાર કરીને કાચબાના પાછળના અગને છેડી એ પોતાના પજાઓ બહાર કાઢી આમતેમ હરફર શરૂ કરે તે માટે પ્રેરવાને પ્રયત્નો કરે છે અરે ભગવાન! હાસ્તો! નાનકડા ઓ કાચબા, તારે હરફર તો કરવી જોઈએ ને! તુ જો, કે તને હુ અહીં કેવા સુખી અને વૈભવશાળી ઘરમા લઈ આવ્યો છુ અહી બધે કાચ ને અરીસાઓ મઢયા છે તે તો જો દરમ્યાન જહોન શુ કરી રહ્યો છે તેનો તેને જરીકે ખ્યાલ આવતો નથી પેલો કાચબો જડ શીલા સરખી દશામા જે પડયા રહેવાની જીદ કરતો હોય છે, ને તેને તેમાથી બહાર કાઢવાને એ છોકરો એકાએક અણઘડભરી પ્રવૃત્તિમા પડી જાય છે પોતાના જોડાની અણીથી તે તેને ઊધો કરી પીઠ પર ગોઠવે છે અને ત્યા આપણી દષ્ટિ સમક્ષ એ રક પ્રાણી મૂળ સ્થિતિમા આવવા વ્યવસ્થિતપણે પોતાના નાનકડા પજાઓ અને શીષ આમથી તેમ હલાવવા સક્રિય બનતુ દેખાય છે

દરમ્યાન આ બધી ક્રિયાઓ નિહાળતી જ રહે છે તેની પેલી આંખો હજીયે એવી જ જૂનીપુરાણી લાગ્યા કરતી હતી–અને રુંધાયેલા ભાવે તે હસી પડે છે, ઊંડા કૂવામાં ડોલ ઝડપથી નીચે ઊતરી રહી હોય અને તેની વસાઈ ગયેલી ગરગડીમાંથી થાય તેવો કોઈ અવાજ એ તેના હાસ્યમાં પડઘાતો હતો.

તમારા ધ્યાનમાં આવ્યું જ હશે કે કાચબાઓ તમારે માટે ભાગ્ય-વિધાતા બનતા હોય છે. છતાં બાળકોને તો એને માટે કશું આદરભાવ જેવું છે જ નહિ. બલ્કે, તેમણે આપણને સ્પષ્ટ કરી દીધું છે કે તેઓ કાચબાની અહીંની ઉપસ્થિતિને એક જ રીતે સહી લેવા તૈયાર છે જોડાની અણીથી એને આમતેમ ગડથોલિયાં ખવડાવવા દો અને એ રીતે સાવ બાપડાં રમકડા તરીકે રમવા દો આ બધું જોઈને મિ. મિસ્કોને ભારે વ્યગ્રતા જન્મે છે એકદમ ઝડપથી તે કાચબાને સવળો કરીને તેની મૂળની સ્થિતિમાં ગોઠવે છે. અને હવે તે એની શીલા શી મૂળ સ્થિતિમાં ફરીથી આવી જાય છે તે એકી ટશે નિહાળી રહે છે પછી પોતાના બાળકોની આંખોમાં તે પોતાની નજર નોંધી રહે છે. અને એ આંખોમાં પ્રત્યક્ષ થતી જરઠતાને જાજમ પરના પેલા પ્રાણીની શીલા શી જડતા જોડે કશોક રહસ્યમય સંબંધ હોવાનું ભાન તેનામાં જાગૃત થઈ ઊઠે છે અને તે સાથે જ તેના ચિત્તના ઊંડાણમાં એક ભયંકર સંક્ષોભ જાગી ઊઠે છે. તે એકદમ ગમગીન બની જાય છે. કેમ કે, આ પ્રકારના દૂર દૂરના અણધાર્યા સંબંધભાવને સમાવી લેતી મૃતતાના જે આટલા સ્પષ્ટ પુરાવાઓ આપી રહ્યું છે તે જગતમાં પોતે તો કોઈ અનોખા તારુણ્યને પામ્યો છે! તેને એ વખતની નિરાશા થાય છે કે આ બધું જે કંઈ બની રહ્યું છે તેની તેને કશી ગતાગમ પડતી નથી, અને જે કશુંક ફરી કદી ન બની શકે તેવા કશાકની પ્રતીક્ષામાં જ તેને જીવવાનો વારો આવવાનો છે. કેમ કે, હવે અહીં પૃથ્વીપટ પર બાળકો કાચબાની જેમ શતાયુ હોવાના!

તેના અધખુઆ મો પર ફરી એક વાર પણ નિરર્થક હાસ્ય પ્રસરી રહે છે-આ વેળા એ વધુ નિસ્તેજ લાગતું હતુ-અને પોતાના મિત્રે તેને આ કાચબાની જે કાગળે ભેટ આપી હતી તે ખીડાગવાની હિમત તે કેળવી શકતો નથી

મિ મિન્ડો જીવનની વિઘ્ન નિર્દોષિતામા મગ્ન છે તેના જીવનની વાત તો એટલી જ હોઈ શકે કે તેનુ જીવન ખરેખર તેને કયારેય સ્પર્શ્યુ બન્યુ જ નથી. તેમ તેના જ્ઞાનનો કોઈ ભાગે બોજ ખરેખર તેને માથે આવી પડયો હોવ એવુ યે દેખાતુ નથી એમ શુ કામ ? આ વસ્તુ બરોબર આ જ રીતે તેના જીવનમા યે બની શકે એમ છે હાસ્તો, એક ખુશનુમા પ્રભાતે સ્નાનગૃહમા દાખલ થવા જતા જેવો તે પોતાનો એક પગ ઊચકે છે ત્યા, એકાએક જ, તેને પોતાનુ નગ્ન શરીર નજરમા આવી જાય છે અને ત્યા જ તે એકદમ સ્તબ્ધ બનીને ઊભો રહી જાય છે, એ જ અવસ્થામા પોતાના નગ્ન શરીરના દર્શનથી કાઈ વિચિત્ર ભાવ તેના ચિત્તમા જાગી ઊઠયો છે કેમકે પૂરા બેતાળીશ વર્ષોની જિદગી દરમ્યાન તે આખાયે જગતને જોતો છતા જાણે કે પોતાના એ શરીર પર તો કયારેય પોતાની નજર પડી જ નહોતી અને આજે પહેલી વાર જ એ એની ખોજ કરી રહ્યો હોય ને ! અરે રામ, આ કઈ એવી ગોભાસ્પદ કાયા તો નથી જ છે ખરી ? આ આખીયે નગ્ન કાયા ! મારુ તાત્પર્ય તો એટલુ જ કે તમે પોતે જ એને નિહાળી રહ્યા હો પણ એના આખાય દેખાવથી તમે એકદમ લજ્જિત થઈ જગો આ વિશે તે પોતે કશુ ય જાણવા ઇચ્છતો નથી છતા આ શરીરને વાસ્તવિક લેખીને જ તો તે યશસ્વી નૃત્ય અને ગીતોની રચના કરે છે વળી વ્યક્તિ સામાન્ય રીતે જ્યા પોતાની નજર પણ ફેરવવા ન ચાહે એવા, શરીરના એક બે સ્થાનોના દેખાવ જેવો જ એનો આખો દેખાવ હોય-બેતાળીશ વર્ષથી તે આ દુનિયાનો નાગરિક બન્યો છે અને એ દરમ્યાન એણે પોતાના વસ્ત્રો અને જોડાના મોજા

નીચે એના આખા અંગને ઢાંકી રાખ્યુ છે જેના વિશિષ્ટ એવા એ શરીરના આશ્રયે જ તો તેણે પોતાનુ બધુ ચિંતન જારી રાખ્યુ છે! પોતાનુ આખુય જીવન તે આ શરીરમા વીતાવી રહ્યો હતો, એ હકીકત તેના માન્યામા આવતી નહોતી! ના, ના, એવુ ના હોય! પણ તો પછી, ક્યા રહ્યો હતો તુ અત્યાર સુધી? ભલા, જ્યા જીવનો હતો ત્યા જ તુ જીવ્યે રાખ, ક્યા જીવતો હતો તેની કશીયે તમા રાખ્યા વિના, તે છેક બાળક હતો ત્યારથી તેના ભાગ્યમા શરીરના જે બધા વાટા લખાયા હશે તેમાથી જ ઝાપટ કે વગણી કરીને એમાના એક શરીરથી બીજા સુધી બધો સમય તે કદાચ ઊચે ને ઊચે ઉડ્ડયન કરી રહ્યો હતો. કારણ કે ના, ના, તેને ચોક્કસ સમજાઈ ચૂક્યુ છે કે પોતાને મળેલુ આ શરીર હમેશા એનુ એ ક્યા રહ્યુ છે! પણ તો પછી બીજી ક્ષણોમા એ શરીર કયુ હતુ, તે તો ઈશ્વર જાણે! અને આ વિચારે તે એકદમ ગમગીન બની જાય છે. હા ને તો, એનુ જે શરીર છે તે અનિવાર્યતયા તેનુ પોતાનુ જ શરીર છે, બીજા કોઈનુ તો નથી જ, પણ એ વસ્તુનો કોઈ ખુલાસો તેને જડતો નથી, અને તેથી તેના મનમા એકદમ ઊંડો રંજ જાગી પડે છે પણ આવી વસ્તુનો વિચાર ન કરવો તે જ ઉત્તમ અને અહીં સ્નાનગૃહમા તેને હવે સહજ બની રહેલુ પેલુ નિરર્થક સ્મિત ફરી તેના મો પર વ્યાપી રહે છે અને, આ સ્નાનગૃહમા તેનો ખાસ્સો સમય વીતી ગયો છે એ વાતનુ તેને સ્મરણ પણ રહેવા પામતુ નથી અહો! પેલી વિશાળ બારીના કાચ આડે પેલા મખમલી પરદાઓ કેવા તો ફરફરી રહ્યા છે! જુઓ જુઓ, પ્રકાશને કેવી રીતે ઝીલી રહ્યા છે ને પરાવર્તિત કરી રહ્યા છે! અને પરદાના આધાર સમા પિત્તળી સળિયાની ઉપર ત્યા અવકાશમા વસતિના વાયુની ફરફર સાથે બગીચામાના વૃક્ષોની ટોચ પરની શાખાઓ કેવી તો હળુ હળુ લયાત્મક રીતે ડોલી રહી છે–તેને તે નિહાળી રહે છે. પોતાના વરવા શરીરને તે હવે મૂકતો ગયો છે! ઓહો, તો ખરેખર એનુ

અસ્તિત્વ છે ! છતાંય, તેને એટલુ તો સ્વીકારવુ જ પડયુ કે આ જીવન ખરે જ ખૂબ સુદર છે અને તેને સમગ્રતયા માણી લેવુ જોઈએ તેની અત્યત ખિલામણી એવી આ કાયા બાળપણ પછીના સમયમા પત્નિ–મિસિસ મિસ્કો જેવી અકળ નારી જોડે સૌથી ગહન રહસ્યમયતામા એ શી રીતે બધાઈ શકી હશે ? ભગવાન જાણે એ કેવી રીતે બન્યુ હશે.

નવ વર્ષ પર લગ્ન કર્યાં ત્યારથી મિસિસ મિસ્કો જોડે સાવ અસભવિત લાગે એવા કોઈ સબધના રહસ્યસભર એવા એક વિશ્વમા-પોતે કોઈક રીતે ઝીલાઈ રહ્યો હોય ને જાણે–એમ તે ઢબૂરાઈ રહ્યો છે, એમ તેને લાગે છે

સશયજન્ય વ્યથાનો ભોગ બન્યા વિના તે કયારેય કોઈ પગલુ ભરવાની હિંમત નહોતો કરી શકયો અને જો તેણે એક વાર પગનુ ભર્યું જ છે તો વળી બીજુ પગલુ ભરતા વળી પાછો તે એવી જ દ્વિધામા પડી જતો ! એટલે મિસિસ મિસ્કોએ તેને જે રીતે ખચકાતા પગલા ભરવા દીધા હતા તેને પરિણામે પોતે પોતાના આરભબિંદુ કરતા ઘણો દૂર નીકળી ગયો છે એમ તેણે જાણ્યુ ત્યારે તેના આખાયે દેહમા એક પ્રકારની સવેદનજન્ય ધ્રૂજારી ફરી વળી અને તેના આત્મામા એક જાતની ગમગીનતાનો તે અનુભવ કરી રહ્યો હતો એટલે પોતે આ પગલા ભરવા અધિકારી છે કે કેમ એ વિશે તેને પ્રશ્ન જાગી ઊઠયો

એટલે એક શુભ મગળ દિને, એમ બન્યુ કે, મિસિસ મિસ્કોનો પોતે પતિ બન્યો છે એવી નિશ્ચલ પ્રતીતિ જન્મે તે પહેલા જ, તે તેનો પતિ બની ચૂકયો હતો !

લગ્નને નવ વર્ષો થયા તે પછીય તે દરેક વસ્તુથી સાવ અળગી અને ઉદાસીન બની રહી, પોર્સિલિનની મૂર્તિ શા પોતાના જ સૌદર્યમા

તે એવી તો પરિબદ્ધ અને આવૃત્ત થઈને રહી, અને પોતે જ રચેના અભેદ્ય જીવનના કોટલામા ને જડાઈ રહી–તમને થાય કે આવા હૃષ્ટપુષ્ટ અને કામુક પુરુષ જોડે લગ્ન કરીને તે તેની જોડે આત્મીયતા સાધી શકે એ વસ્તુ જ માત્ર અસભવિત લાગ્યા કરે છે બીજી બાજુ, તેમના આ જાતના લગ્નસબધથી આ બે કૃશકાય સતાનો જન્મ્યા હોય એ બિલકુલ સમજાય તેવી વાત હતી. કદા પોતાની પત્નીએ પોતાના ઉદરમા એ સંતાનોને સેવ્યા તે કરતા મિ મિક્કોએ પોતે જ તેને પોતાના ઉદરમા સેવ્યા હોત તો તે આવા જન્મ્યા ન હોત, પણ હકીકતમા, મિસિસ મિક્કોએ જ તેમને બનેને પોતાના ઉદરમા ધારણ કરી રાખ્યા હતા, બનેને નવ નવ માસ સુધી જતન કરીને જાળવ્યા હતા. અને સગર્ભા બન્યા પછી, સભવ તો એવો લાગે છે કે, બૅાકસમા ખાડમિશ્રિત બદામ સચવાય તે રીતે, તેના ઉદરપટલ નીચે પૂરા અવધિ સુધી એ બનેને ત્યા જ બધાઈ રહેવુ પડયું હતુ ! એટલે તો, એ બાળકો જન્મ્યા તે પૂર્વે જ 'પુરાણ' યુગના બની ચૂકયા હતા !

એ તો સ્વાભાવિક છે કે લગ્નગ્રથિથી જોડાયા પછીના નવ નવ વર્ષ સતત ભયના ઓથાર નીચે તે જીવી રહ્યો હતો. મિસિસ મિક્કો રખેને તેના કોઈક અવિચારી દશામા બોલાયેલા શબ્દોને જ વળગી પડે કે તેના કોઈ અણછાજતા વર્તનને નોધી લે. અને છૂટાછેડાની માગણી કરવાને તેને એમા બહાનુ જેવુ મળી જાય. લગ્નની પ્રત્યક્ષ રાત તો વળી તેને માટે સૌથી ભયકર નીવડી હતી કેમ, તમે કલ્પી શકશો, મિસિસ મિક્કોના પતિ તરીકે પોતે સમર્થ રીતે પોતાને ઓળખાવી શકે તે પહેલા, પોતાને કેવી રીતે વર્તવાનુ છે તે વિશે મિસિસ મિક્કોને જાણ છે કે નહિ તેની કશીય ખેવના કર્યા વિના, તે વર્ત્યો હતો સદ્ભાગ્યે, તેને તો ખ્યાલ હતો જ. છતા મધુરજનિની એ રાત્રે સવનન કરતા અને તેનો અગીકાર કરતા મિ મિક્કોએ જે કાળજી રાખી

મને જે મુલાયમ ભાવ વ્યક્ત કર્યો તેની સ્મૃતિ મિસસ મિસ્કોને રહી ગઈ
હતી છતા મિ મિસ્કોને તેણે આ વાતનો રજમાત્ર અણસાર આવવા દીધો
નહોતો. મિસિસ મિસ્કોને જાણે કે પોતાને સ્મરણમા જાળવવા જેવી
કોઈ કોમળ લાગણી જ પ્રાપ્ત થઈ ન હોય અને મિ. મિસ્કો તેનો
અગીકાર કરે અને તેને પોતાને માટે એવી વસ્તુ શક્ય બને તેમા
પોતે તો કશુ અર્પણ કર્યું જ નહોતુ (એટલે કે કોઈ પણ જાતનો
વિધાયક ભાગ ભજવ્યો જ નહોતો) એમ જ એમાથી સૂચવાતુ હતુ અને
આમ છતા ય તેમના પ્રથમ સતાન હેલનનો જન્મ તો થઈ
ચૂક્યો અને ત પછી તેમના બીજા સતાન જહોનનો જન્મ પણ થયો
પણ મિસિસ મિસ્કોએ પોતાના અતરમા એ અગે કોમળ લાગણીનો
થડકો ક્યારેય અનુભવ્યો નહોતો પ્રસૂતિના બને પ્રસગે લાગણીનો
જરા જેટલોય અણસાર આપ્યા વિના તે પ્રસૂતિગૃહમા પહોચી ગઇ
હતી અને બને વાર દોઢેક માસના ગાળા પછી તે પોતાના ઘરમા
પાછી ફરી હતી, પહેલી વાર ગોદમા બાળકીને લઈને, બીજી વાર
બાળાને લઈને, તેનુ બીજુ સતાન તો વળી પહેલા કરતાયે વધુ 'પ્રૌઢ'
દેખાતુ હતુ। વિષાદમા ને વિષાદમા તમે તમારા હાથ ઊચા કરી દો
એ માટે આ હકીકત પૂરતી હતી. તેણે ખરેખર તો એ બને પ્રસગે
મિ મિસ્કોને પ્રસૂતિગૃહની મુલાકાતે આવવાની સદતર ના કહી દીધી
હતી. પોતાની પત્ની સગર્ભા બની છે તે અગે અને પછીથી પ્રસૂતિ-
કાળની વેદના અગે કોઈ પણ જાતની સમજ તે કેળવી શક્યો જ
નહોતો. પરિણામે પોતાના ઘરમા આવેલા બે બાળકોને, પ્રવાસેથી તમે
કુરકુરિયા ખરીદી લાવ્યા હો અને તેને નિહાળ્યા કરો કઈક એવી જ
રાતે તે તેને નિહાળતો રહ્યો પોતાની પત્નીના ઉદરમા જ એ બાળકો
પોષાયા હતા અને બને ય ખરેખર પોતાના જ સતાન હતા એ વિગ
જાણે કે તેના ચિત્તમા પૂરી પ્રતીતિ જ બધાવા પામી નહોતી।

માત્ર ગણ્યા નથી ખરેખર એ બે સંતાનેમા તેને સૌથી જૂનો અને કાલસિદ્ધ પુરાવો મળ્યો છે. બબ્બે વાર તેને તેની ખાતરી થઈ છે અને એથી વધારે બીજુ જોઈએ પણ શુ? આ બે બાળકોને આ જગતમા અવતારતા તેની જે કઈ કિંમત તેને ચૂકવવી પડી હશે તેની વેદનાનો જ પૂરતો બદલો તેને પોતાની જોડે જીવન જીવવામાથી પ્રાપ્ત થતો રહ્યો છે.

એટલે જ પોતાની પત્ની પોતાને ફાવે તે રીતે વર્તે છે ત્યારે તે પૂરેપૂરો દબાઈ જાય છે. મિસિસ મિસ્કોની મા હમણાં જ ન્યૂયોર્કમા આવી છે, ઈંગ્લેડ જતા પહેલા અહીંની કોઈક હોટલમા એક બે દિવસ વિરામ લેવા જ તે ઊતરી છે, અને મિસિસ મિસ્કો હમણા જ તેની મુલાકાત લઈને હોટેલ પરથી પાછી ફરી છે. પોતાના બે બાળકોના નિષ્ઠુર અને હીન ઉપહાસ વચ્ચે, દિવાનખડની જાજમ પર મિ. મિસ્કોને ઘૂટણિયે પડીને નમેલો જોયો ત્યારે તેણે પોતાના મુખથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી અથવા, વધુ સારી રીતે કહેવુ હોય તો, એકય શબ્દ ઉચ્ચાર્યા વિના, પતિ તરફ પીઠ કરી પાછી વળી જવામા અને જે હોટેલમા પોતાની મા ઊતરી છે ત્યા ઝડપથી પાછી ફરવામા આખી વાતનો બધો અર્થ આવી જાય છે. કલાકેક પછી તે ત્યાથી એક ચિઠ્ઠી જેવુ મોકલે છે એમા દૃઢપણે તેણે આદેશ આપ્યો છે કે–કા તો આ ઘરમાથી કાચબો દૂર થાય, કા તો પોતે જ આ ઘરનો ત્યાગ કરી જાય ત્રણેક દિવસ પછી હુ મારી મા જોડે ઈંગ્લૅન્ડ ચાલી જવાની છુ.

પોતે સ્પષ્ટપણે વિચારી શકે તેટલુ ભાન આવતા મિ. મિસ્કાને એકદમ સમજાઈ જાય છે કે કાચબો તો તેને માટે માત્ર બહાનુ જ છે. અને તેય કેટલુ ક્ષુલ્લક! અરે પ્રભુ! આ વાત પેલી વસ્તુ જોડે કેટલી સરળતાથી સકળાઈ જાય છે. એટલે જ કદાચ, પોતાની

પત્નીએ સહજીવન ગાળવા માટે જો એવી કોઈ શરત મૂકી હોત કે—તેણે પોતાનો આખો દેહ બદલી નાખવો જોઈએ કે એમ ન બની શકતું હોય તો તેણે પોતાના ચહેરા પરના નાકને દૂર કરીને તેની રસવૃત્તિને પસંદ આવે એવું બીજું વધુ ઘાટીલું નાક બેસાડવું જોઈએ—તો તેના કરતાંય આ તો કદાચ વધુ મુશ્કેલ વસ્તુ હતી

છતાં માત્ર પોતાને કારણે જ પોતાનું લગ્નજીવન હોમાઈ જાય તેવું તે ઇચ્છતો નહોતો પોતાની પત્નીને તે જવાબમાં લખી દે છે તારે માટે હવે ઘરે પાછા ફરવાનું સરળ બની ગયું છે કાચબાને પોતે ક્યાંક દૂર પધરાવી આવશે એ કાચબો હવે ઘરમાં રહે કે નહિ, તેની પોતાને લેશ માત્ર પરવા રહી નથી. એ લોકોએ તેને એમ સમજાવ્યું હતું કે કાચબાઓ શુકનિયાળ પ્રાણી હોય છે. અને એટલે જ તો તે તેને ઘરે લઈ આવ્યો હતો એય ઠીક વાત છે એના જેવી પત્ની અને બાળકો પોતાને મળ્યા હોય ત્યારે પોતે કેટલો સ્વસ્થ જીવે જીવી શકે તેને વળી આવા કોઈ શુકનિયાળ પ્રાણીની જરૂર જ શાને હોય ? અને આનાથી કયું મોટું સદ્ભાગ્ય તે વાંછી શકે ?

નાનકડા ગામના પાદર આ પ્રાણીને પોતાના ઘર કરતાં વધુ અનુકૂળ રહેઠાણ મળે એ વિચારે તેને ક્યાંય પધરાવવાને ફરી પાછો હાથમાં લઈને તે નીકળી પડે છે. સાંજ ઊતરી રહી છે અને આખીય પરિસ્થિતિનું ભાન તેને જાણે કે હમણાં જ જાગી પડ્યું છે એકાએક તે અચરજમાં ડૂબી જાય છે જે મહાનગરમાં તે જીવન જીવી રહ્યો છે તેના વિચિત્ર માયાની રૂપોથી તે હવે પરિચિત બની ચૂક્યો છે. અને છતાં પ્રત્યેક ક્ષણે તે તેને તાકી તાકીને નિહાળી રહે છે અને ત્યાં તેની વિરલ દૃષ્ટિમાં નવી તાજગીનો અનુભવ થાય છે. વિરાટ રાક્ષસી ઇમારતોનો તે વિચાર કરતો જાય છે અને, આ પૃથ્વીના પટ પર એ સૌ શાશ્વત સ્મારકો તરીકે ઊભા રહેવા માગતી હોય અને આ જગતે તેનો ઇન્કાર કર્યો

હાય એમ તેને લાગે છે એ ઇમારતો એ કોઈ વિરાટ માનવમેળામાં જોવા મળતી–તત્કાલ પ્રત્યક્ષ થતી લીલાઓ–ની માફક અહીં માત્ર ઊભી રહેવા જ નિર્માયેલી હોય એમ લાગે છે. દૂર દૂર રંગબેરંગી જાહેરાતોના ઝબકતા રહેતા સાઈનબોર્ડ અને વિષાદના અનંત વિશ્વની એ જાણે કે મંત્રનિર્મિત રચના હતી! આ બધાનો વિચાર કરતા તે હજી યે સ્તબ્ધ બની જાય છે (અને તેનું ચિત્ત ગ્લાનિમા ડૂબી જાય છે) અરે, બીજી પણ અનેક વસ્તુઓ એવી જ ત્રિશંકુ સ્થિતિમા ખડી છે, અને ક્ષણે ક્ષણે પોતાના માયાવી રૂપો બદલ્યા કરે છે–અને આ બધા વિચારે તે એકદમ ગમગીન બની જાય છે

રસ્તા પર ચાલી રહ્યો છે તે વેળા પોતાના હાથમા તે કાચબો પકડી રહ્યો છે એ વાતનું તેને લગીરે ભાન સુદ્ધા રહ્યું નથી એવામા તેને એની યાદ આવી જાય છે અને તેના ચિત્તમા એક એવો વિચાર ફરકી જાય છે કે પોતાના મકાનની બાજુમા આવેલા બગીચામા જ એને છોડી મૂક્યો હોત તો સારું હતું પણ એમ કરવાને બદલે તે તો જે દુકાનેથી ખરીદ્યો હતો તે દિશામા જ આગળ વધી રહ્યો છે તેનું સ્મરણ સાચું હોય તો તો ઓગણપચાસમી સ્ટ્રીટને તળિયે જ એ દુકાન આવી હેવી જોઈએ.

રાતનો સમય થઈ ગયો છે એટલે એ દુકાન બંધ થઈ ગઇ હશે એવી તેના મનમા પાકી ખાતરી થઇ ગઇ હોવા છતાય એ દિશામા જ તે અભાનપણે ચાલતો રહ્યો. કંઇક વિચિત્ર લાગે એવી વાત તો એ હતી કે પોતાના અંતરમા જે વિષાદ જાગી ઊઠ્યો તેને કારણે જ માત્ર નહિ, પણ તેને જે થાકનો અનુભવ થઇ રહ્યો હતો તે કારણે પણ મારે ત્યા સુધી જવું જ જોઇએ અને એના બંધ બારણા પર પણ માથું પટકવું જ જોઇએ, એવું કંઇક તેને થયા કર્યું.

તે દુકાન આગળ જઈ પહોચે છે તો તેના બારણા પર નજર નાખીને જ તે એકદમ ખડો રહી જાય છે. હાસ્તો, દુકાન સાચે જ બંધ

થઈ ગઈ હતી. એટલે પછી પોતાના હાથમા પકડેલા કાચબાને તે એકીટસે નિહાળી રહે છે હવે એનુ તેણે શુ કરવુ ? ત્યા દુકાનના પગથિયા પર છોડી આવવો ? એવામા એ સ્ટ્રીટમાથી ટેકસી આવતી સભળાય છે, અને તરત તે તેમા બેસી જાય છે થોડોક માર્ગ કાપ્યા પછી પોતે એ ટેક્સીમાથી ઊતરી પડશે અને કાચબાને એમા જ છોડી દેશે

આ પામર જીવ ! હજીયે એના કોચલામા એમ ને એમ પડયો રહ્યો છે. એની પાસે સમૃદ્ધ કલ્પનાશક્તિ જેવુ તો કઈ છે નહિ કેવી કરુણ વાત ! ન્યૂયોર્કની કોઈ એક સ્ટ્રીટમા રાતના સમયે એ કાચબો ટેક્સીમા એકલવાયો સફર કર્યા કરશે એ વિચાર તેને ગમ્યો

નહિ, નહિ, પોતે જે વિચાર કરી રહ્યો હતો તેમા કયાક અમાનુષિતા રહી છે એ ભાનથી મિ મિરકોને ભારે ખેદ થાય છે ટેકસીમાથી તે બહાર આવે છે રાતના આ સમયે પાર્ક એવેન્યુની બાજુમા મજબૂત રેલિંગોની અદરની બાજુએ ફૂલોની ક્યારીઓની એક લાબી હાર આગળ તે આવી ઊભે છે. અહીં કયાક ફૂલની કયારીમા જ કાચબાને છોડી જાઉ એવો તે વિચાર કરે છે અને પ્રાણીને હજી તો કયારીમા ભોય પર મૂકે ન મૂકે ત્યા વોલ્ડોર્ફ–એસ્ટોરિયાના તોતિંગ ટાવર નીચેની પચાસમી સ્ટ્રીટના જકશન આગળનો પોલિસ તેના પર ત્રાટકી પડે છે. અહીં ફૂલની કયારીમા ખરેખર તે શુ મૂકયુ તે તો કહે ? એવો પ્રશ્ન પોલિસ કરે છે. તો શુ એ કોઈ બોમ્બ હતો ? નહિ, નહિ, સાવ એમ તો ન કહેવાય અને મિ મિરકો તેના તરફ પોતાની પ્રામાણિકતાની ખાતરી કરાવતુ સ્મિત કરે છે, એવુ કોઈ ગેરકૃત્ય કરવાની પોતાનામા કોઈ શક્તિ જ નથી એમ સિદ્ધ કરી આપવા ચાહતો હોય ને ! ના, ના, એ તો છે એક કાચબો માત્ર ! પોલિસ તરત જ તેને એ કાચબાની ખોજ કરી ઉપાડી લેવા હુકમ

કરે છે : 'ફૂલની ક્યારીઓમા કોઈ પ્રાણીને પ્રવેશ મળશે નહિ . આદેશથી ' પણ. એ આદેશ આના જેવા પ્રાણી માટે લાગુ પાડી શકાય ખરો ? એ એવો કોઇ જીવ નથી, કેવળ જડ શીલા જેવી વસ્તુ છે, એમ મિ મિશ્કો પોતે જ પોતાને મનાવવાનો પ્રયત્ન કરી રહે છે. અને આ પ્રાણી કોઇને ય કોઇ જાતની હરકત ઊભી કરે એમ તો લાગતુ નથી વિશેષ તો, કુટુંબ જીવનના ગભીર સયોગોને લક્ષમા રાખીને જ તેણે તેને દૂર કરવાનો રહ્યો દરમ્યાન પોલિસને એમ લાગવા માડે છે કે મિશ્કો તેનો ગેરલાભ લઇ રહ્યો છે એટલે તે એકદમ રોષે ભરાય છે આ આખીય પરિસ્થિતિ કળી જતા મિ. મિશ્કો ફૂલની ક્યારીમાથી કાચબાને શોધીને ઉપાડી લે છે ખરેખર કાચબો ત્યાથી તસુભર ખસ્યો નહોતો

"એ લોકો મને એમ સમજાવી રહ્યા છે કે કાચબાઓ શુકનિયાળ હોય છે." અને પછી ઉમેરે છે . "એને લઈ જવાનુ તમને નહિ ગમે ? લો ત્યારે, એ તમારો જ છે ને !"

પોલિસ રોષમા રાતોપીળો બની જાય છે. હાથ ચીંધીને મિ. મિશ્કોને રોષથી બહાર નીકળી જવાનો હુકમ કરે છે

એટલે વળી પાછો મિ. મિશ્કો ભારે મૂઝવણ અનુભવતો હાથમા કાચબો પકડીને ઊભો રહે છે. રે ! આને ક્યાક તો ક્યાક રસ્તા વચ્ચે ય છોડી દઈ શકાતો હોત તો–પેલો પોલિસ તેના તરફ કરડી નજરે નિહાળી રહ્યો છે તેની નજર ચૂકાવીને પણ જો એને ક્યાક છોડી દઈ શકાતો હોત તો–અને એ તો સ્પષ્ટ છે કે કુટુંબજીવનના કોઈ ગભીર સયોગોને તે માનતો જ નહોતો. ત્યા એકાએક જ તેના ચિત્તમા એક વિચાર ચમકી જાય છે. હાસ્તો, કાચબાને લગતી આ આખી ય વાત પોતાની પત્નીને એક ચોક્કસ બહાનારૂપ જ છે. અને આ પ્રસગે જો તે પોતાને બચાવી લેશે તો વળી તરત બીજુ બહાનુ તે ઉપજાવી કાઢશે. પણ આના કરતા વધુ હાસ્યસ્પદ નિમિત્ત શોધી કાઢવાનુ

તેને માટે મુશ્કેલ બની રહેશે અને એ રીતે ન્યાયાધીશની અને આખીય દુનિયાની નજરે તેમ પોતાની પત્નીની નજરે ય ફરિયાદ માટે પૂરતું કારણ આપવાનો આ પ્રસંગ છે એટલે આ તક જવા દેવામા તો મૂરખામી જ ઠરશે અને ત્યા તત્ક્ષણ જ કાચબાને સાથે લઈ ઘરે પાછા ફરવાનો દૃઢ સંકલ્પ તે કરી લે છે

ઘરે પહોચતા જ જુએ છે કે દિવાનખંડમા તેની પત્ની બેઠી છે તેની સમક્ષ એકે ય શબ્દ ઉચ્ચાર્યા વિના તે વાંકો વળે છે અને પેલા કાચબાને તેની આગળ જાજમ પર ગોઠવી દે છે અત્યંત ફૂલેલા કાંકરા જેવો તે લાગતો હતો.

તેની પત્ની એકદમ ખડી થઈ જાય છે પોતાના શયનખંડમા ધસી જાય છે અને સાથે 'ઝંપ' મૂકી તે બહાર નીકળે છે

"ન્યાયાધીશને હુ એમ કહીશ કે તમે તમારી પત્ની કરતા એક કાચબાની સોબત વધુ પસંદ કરો છો."

અને તરત જ ઉતાવળી તે ઘરબહાર નીકળી જાય છે

તેણે જે શબ્દો ઉચ્ચાર્યા તેનો અર્થ જાણે કે જાજમ પરનો પેલો કાચબો બરોબર પામી ગયો હોય તેમ, તે જરીક સળવળાટ કરે છે એકાએક જ તે તેના ચાર નાના નાજુક પંજાઓ શીર્ષ અને પૂછ બહાર ફેલાવે છે અને પછી એ સર્વ અંગોને તે આમતેમ હલાવવા લાગે છે અને પછીની ક્ષણે તો તે દિવાનખંડમા આમતેમ વિહરવા લાગે છે, તમને એમ લાગે કે તે જાણે નર્તન કરી રહ્યો છે

મિ મિસ્કાના હૈયામા આનંદની ભરતી ન આવે તો જ આશ્ચર્ય ! પણ તે પૂરા જોમ સાથે નહિ અત્યંત શાંતભાવે તે કાચબાને જવાની રહે છે તેના તરફ તે એકીટસે તાકી રહે છે ત્યા એકાએક તેને એવી લાગણી થઈ આવે છે કે એ તેને કશોક સંકેત કરી રહ્યો છે માન તે જ     પણ ના, તેને એ વિશે પાકી ખાતરી નથી થઇ

'મારુ ભાગ્ય ફળ્યુ જ છે ! મારુ ભાગ્ય ફળ્યુ જ છે !' 

કાફિયાપરસ્ત મત્લો



રતિલાલ 'અનિલ'

ગઝલનું છંદ/પ્રાસ/રદીફનું તૈયાર માળખું એવું લોભામણું છે કે થોડા વ્યાયામે કોઈપણ ઉત્સાહીને કૃતક રચના માટે ઉશ્કેરે અને કવિપદ પામી ચૂકેલો પણ હથોટીએ ચઢી જાય તો એને પણ અકવિ ઠેરવે.

ક્યારેક ગઝલકારને કશોક લય મળે છે, અનાયાસ પંક્તિ બને છે, પછી શે'ર સુધી પહોંચે છે, એટલે હવે તો પૂરી ગઝલ થઈ જાય તો સારું એવો લોભ પણ થાય છે. એવી રચનામાં શરૂનો શે'ર તો ધ્યાનાકર્ષક હોય છે પણ પછીના શે'રમાં કવિનો આયાસ દેખાવા માંડે છે. નાનાની જ કવિતાના સંસ્કાર તો ક્યા કવિમાં નથી હોતા ? અને અભ્યાસ વિના તો કોઈ કવિ બનતો નથી, એટલે વાંચેલી સાંભળેલી કવિતાના સંસ્કાર હોય, છંદ આદિ પર હથોટી બેસી ગઈ હોય અને થોડો ઘણો વિચાર

અને કલ્પના કરવાની શક્તિ તો હોય જ એથી એક શે'ર ગૂર્યા પછી પણ રચના પૂરી તો કરી શકાય છે.

હરિન્દ્રભાઈ દવે તો આપણા અકાદમી વિજેતા સાહિત્યકાર છે ગઝલના એક દિવાનના 'સાહેબ' પણ છે એમની તાજી ગઝલના મત્લે છે,

મારો આરંભ નથી, અંત નથી,
ને છતા માનશો ? હું સંત નથી

પ્રથમ પંક્તિ કવિ કોઈ અદ્દ્ભુત વાત કહેવાના છે એવી અપેક્ષા જગાડે છે. કોઇ મૂકી ગઝલ વાચવા મળશે એવો વિશ્વાસ જગાડે છે ગઝલે એટલુ ઊચુ ઉડ્ડયન કરેલુ પણ છે માનવબુદ્ધિ આરંભ અને અંત વિનાના ઈશ્વરની કલ્પના કરી ચૂકેલી છે અને આખ સામેના ભૂરા આકાશના આરંભ અને અંત નથી એ પણ સ્વીકારી ચૂકેલી છે બ્રહ્માડ વિશે પણ ઘણી કલ્પના થઇ ચૂકી છે એવા પૂર્વજ્ઞાન સાથે વાચક બીજી પંક્તિ વાચવા જાય છે ત્યારે 'માનશો ?' પ્રશ્ન કરી એને ચોકાવવામા આવે છે આથી તો એની જિજ્ઞાસા વધારે તીવ્ર બને છે અને એની જિજ્ઞાસાને જવાબ મળે છે 'તે છતા, હું સંત નથી !' અને કોઇ બાળક 'બોલ, તને કઈ બતાવુ ?' એમ કહીને સામાની જિજ્ઞાસા અને આતુરતાને ચરમ કક્ષાએ પહોચાડી, પછી મુઠ્ઠી ખોલીને કોડી બતાવે અને મારથી બચવા ભાગી જાય એમ કવિ વાત પૂરી કરી દે છે અને ભાવક પોતાને હાસ્યાસ્પદપણે છેતરવામા આવ્યાની ગ્લાનિ અનુભવે છે

કૃતક રચનાનો પ્રથમ શે'ર મત્લો તો આશાસ્પદ હોઈ શકે છે પણ અહીં તો માત્ર પ્રથમ પંક્તિ જ ધ્યાન ખેચે છે અને બીજી જ પંક્તિમા ભાવક છેતરાયાનો પછડાટ અનુભવે છે. પ્રથમ પંક્તિનુ આભાસી ગાભીર્ય બીજી પંક્તિમા સાવ પોકળ પુરવાર થાય છે

સતના આરંભ અને અંત વિશે કશી લોકજિજ્ઞાસા છે ખરી ? વાલ્મીકિનો આરંભ આપણે ઉત્સુકપણે જાણીએ છીએ, પણ પછી તેમના અંત વિશે વિચાર આવે તે પણ કુતર્ક કહેવાય ! દેહાવસાનને સંતપણાનો અંત તો કોણ જ કહેશે ?

ઈશ્વર અને આકાશ જેવા કોઈ અદ્ભુત પદાર્થને જાણવાની જિજ્ઞાસા જાગ્યા પછી કવિ જ જે ચમત્કારનો અનુભવ કરાવી શકે તે વિશે ભાવક આતુર બને છે, પણ બીજી પંક્તિએ તે કવિની બાલીશ ચાલાકીનો ભોગ બને છે. પોતે છેતરાયો છે, મારુ અપમાન કરવામાં આવ્યું છે એવો આઘાત પણ એ અનુભવે છે

વાસ્તવમાં શે'રની બીજી પંક્તિ સાવ નિરર્થક છે પ્રથમ પંક્તિમાં ગાંભીર્યનો ધ્વનિ છે, તેનાથી ભાવકચિત્તમાં જે અપેક્ષા જાગે છે, તેને તરત જ બીજી પંક્તિ ભારે આઘાત આપે છે અગમનિગમની વાત કરનારો બીજી પળે કોઈની દાઢીમાંથી મસલું કાઢી બતાવે અને હસી પડનારા પણ છેતરાયાનો ક્ષોભ અનુભવે એવો ક્ષોભ બીજી પંક્તિએ ભાવક અનુભવે છે.

હરિન્દ્ર દવે આવી બાલીશ રમતમાં શી રીતે સરી પડ્યા ? ગઝલના સ્વરૂપ અને એના ઘટક તત્ત્વો વિશે જેમણે વિચાર્યું છે અને કવિને ક્યારે અકવિતાની લાલચ થાય છે એ જોઈ શકનાર તરત કહેશે કે કાફિયાપરસ્તીએ હરિન્દ્રભાઈ પાસે બીજી બાલીશ પંક્તિ લખાવી છે બીજી પંક્તિમાં 'સંત' અનિવાર્ય નથી, આરંભ અને અંતની કોઈ વાત સાથે સંતનો સંદર્ભ માનવસ્મૃતિમાં નથી તો કવિસ્મૃતિમાં પણ હોવો શક્ય નથી. પણ બીજી પંક્તિમાં પ્રાસ અનિવાર્ય છે એટલે બિચારા બનાવીને, સંત જેવા સંતને કવિ બેસાડી દે છે !

કવિની આવી કરુણ દશા કરનાર તત્ત્વ એ માલૂમ પડે છે એક તો પીઢ કવિ ગઝલમાં રોમાન્સનો ભાવ ન લાવે ત્યારે તેણે દાર્શનિક

બનવુ જોઈએ અને કોઈ પણ કુશળ કવિ એવો આભાસ તો રચી શકે. પીઢ કવિઓએ ઓઢી લીધેલી પ્રૌઢતા કહે છે કે તારે તો કશુ ક અદ્ભુત કે જે વિષયનુ ગૌરવ હોય, પ્રતિષ્ઠા હોય એવુ જ કહેવુ, એટલે તે દાર્શનિક કે ફિલ્સૂફનો સ્વાગ રચે છે, અને દાવકો હોય તો સ્વાગ નિભાવી જાણે છે. પણ ક્યાક ઉતાવળ થઈ જાય છે અને ગાભીર્ય, હાસ્યમા પરિણમે છે આ શે'રમા એવુ જ થયુ છે

સહજ અને સરળ રચના માટે કશુ શરમાવાનુ હોય નહી પ્રૌઢપણે પણ આપણે બીજાની હાજરીમા પાણી પીતા ક્ષોભ અનુભવતા નથી, એ સહજ ક્રિયા છે માટે, તો સહજ સાદી રચના માટે પણ ક્ષોભ ન અનુભવવો ઘટે ક્ષોભ હોય તો તે ગળી મૂકીએ, પણ પ્રાગટ્ય માટે આપવાની કૃતિ આસપાસ કશો ભવ્ય અસાધારણનો આભાસ હોવો જોઈએ એવુ મનાય તો તે કવિને હાસ્યાસ્પદ ઠેરવતી છેતરપિંડી બની રહે છે

અગમનીગમની ભાષા પરિભાષા તૈયાર પડી છે, લોકોમા અભણ ડોશી સુધી એ વિશેની સૂઝ છે, એ ટેકણલાકડીએ નગ ભજનો ય રચાતા જાય છે, તો સૂફી સત શાયરોએ ઈશ્કે હકીકી રંગમા પુષ્કળ લખ્યુ છે, તે ટેકણલાકડીએ એવી ગઝલો પણ ગુજરાતીમા રચાય છે જ. સસ્કારપ્રેરિતજનિત કવિતા એ નવી વાત નથી પણ ગઝલમા આભાસી રહસ્યમયતા અને આભાસી રોમેન્ટિકતા પણ આવી છે સીધા ઉદ્ગાર રૂપે આવે છે ત્યારે એક ઉદ્ગાર રૂપે એ સમજી શકાય છે, પરતુ કેટલાક ચાલાક કવિ પ્રથમદર્શી 'ગૂઢતા'નો આભાસ રચે છે, પણ પછી પોતાની રમતમા પોતે જ સપડાઈને હાસ્યાસ્પદ કરે છે. આ મત્લો એનુ ઉદાહરણ છે.

ગઝલમા કાફિયાપરસ્તી કવિને કેવો હાસ્યાસ્પદ ઠરવે છે તેનુ યે એ ઉદાહરણ છે 

એક વાલ્મીકિવધ !



સનત્ જોષી

—પૂર્વક

—ભગવતીકુમાર શર્મા

ન વિશ્વાસપૂર્વક, નહીં શ્વાસપૂર્વક,
જીવી જાઉં છુ માત્ર આભાસપૂર્વક.
નથી શીશ ઊંચુ પ્રલય-પળની સામે,
ટકી રહુ છું ઝૂકીને હું ઘાસપૂર્વક.
છતા કેમ અકબંધ છું કોણ જાણે !
હણુ છુ, ખૂટુ છુ સતત હ્રાસપૂર્વક.
તિગડોમા શૈશવ છે ખંડેરકેરું,
નથી અંકુરાતું કશું ચાસપૂર્વક
મહાભારતો ચાલતા ક્ષણભૂમિમા,
છતા શ્લોક સ્ફૂરતો નથી વ્યાસપૂર્વક

(કવિલોક)

અહીં એક પ્રયોગશીલ તરીકે ઓળખાતા ગઝલકારની એક કૃતિ તપાસવાનો ઉપક્રમ છે.

—પૂર્વક. લઘુરેખા પછી આવતો 'પૂર્વક' શબ્દ, આમ તો 'પૂર્વ'ને 'ક' લાગીને બનેલો પ્રત્યય છે, જે સમાસ બનાવે છે 'સહિત,' 'થી' જેવા અર્થો પ્રગટાવે છે, '—પૂર્વક' શીર્ષક વાચતા, હમણા હમણા 'મિથિકલ ગઝલ', 'એબ્સર્ડ નાટ્યગઝલ', કૉનેટિક ગઝલ, મોટા-મોર્ફોસિસ ગઝલ, સમ્ભોગસિમ્ફની ગઝલ, અમુક્તમુક્તની ગઝલ અને વસતતિલકા ગઝલ જેવા લેબલોવાળા શીર્ષકો આપવાનુ ચલણ જોર પકડતુ જાય છે તેની, સદ્ય યાદ અપાવે છે, 'અમે અભિનિવેશપૂર્વક કશુક અપૂર્વ સિદ્ધ કરી દેખાડયુ છે' તેવા ભાવો જન્માવે છે

કર્તા જ્યારે ગણતરીપૂર્વક કશુક સિદ્ધ કરવા બેઠા છે તો પ્રત્યેક શેરની શબ્દપસદગી, પ્રત્યેક શેરનુ સ્વતત્ર ભાવવિશ્વ અને બધા શેરો મળીને રચાતુ ભાવસાતત્ય તપાસવા જેવુ છે

પ્રથમ શેર જોઈએ

ન વિશ્વાસપૂર્વક, નહી શ્વાસપૂર્વક,<br>જીવી જાઉ છુ માત્ર આભાસપૂર્વક

ગઝલકાર, જીવને રચેલા આભાસની વાત કરે છે જીવવુ હવે આભાસી બની ગયુ છે. વાત કઇ નવી નથી. પણ ગઝલકાર એને નવીન સ્વરૂપે આપણી સમક્ષ રજૂ કરે તેમા જ કવિકર્મ છે પણ આપણી અપેક્ષા પ્રથમ ચરણમા જ વિફળ બની રહે છે કેવળ '—પૂર્વક' શીર્ષક સિદ્ધ કરી દેખાડવા માટે વિશ્વાસના અભાવની ચવાઇને લપટી પડી ગયેલી વાત વડે આરભે છે બીજા અર્ધા ચરણમા કર્તા 'પૂર્વક' સિદ્ધ કરવા પ્રાસપૂર્વક આગળ વધે છે વિશ્વાસમાથી 'વિ' બાદ કરો તો 'શ્વાસ' બચે અને 'ન' ના પર્યાય 'નહી' કરો તો છદ, કાફિયા, રદીફ અને આતરપ્રાસ જળવાઇ જાય. શ્વાસ વિના જીવવાની વાત એ રૂપાતર પામ્યા વિનાની વાસ્તવિકતાનુ સપાટ કથન છે, પ્રારભે જ કર્તા ઉન્મેષનો શ્વાસ રુધી નાખે છે બીજી પક્તિ ચીલાચાલુ છે.

પછીના બને શેરમા અસ્તિત્વની સકુલતા અને વૈફલ્ય પ્રગટ કરવા ધાર્યુ છે. 'શીશ ઊચુ' શબ્દપ્રયોગ ઉક્તિવૈચિત્ર્ય જન્માવે છે. જલ ફરી વળતા ધામ મૂળના આધારે ટકી રહે, પણ કર્તાના અસ્તિના મૂળ કઈ ભોયમાં રહ્યા છે, તેની પ્રતીતિ આપણી સમક્ષ અપ્રગટ કરના તો અસ્પષ્ટ જ વિશેષ રહે છે. 'યાસપૂર્વક' સિદ્ધ કરવાનો અસગ્ખો પડઘા જેવા ગેરને જન્માવે છે

ત્રીજો શેર 'ગ્લાસપૂર્વક' શબ્દથી આભાસી નાવીન્ય તથા રગીન શરબતી કે મદિરા જેવા જીવનનુ સાવ ચવાઈ ગયેલુ સમીકરણ મનમા જગાડે છે ગ્લાસ ઢળે ખરુ પણ ખૂટે પણ ખરુ ? કોણ ઢોળે, કોણ ખૂટાડે ? ગ્લાસ સતત ખૂટે ? આ શેરમા પણ પ્રતીતિની આપણી આશા ઠગારી નીવડે છે.

હવે આ ત્રીજા શેરના પ્રથમ ચરણનો એક શબ્દ 'અકબધ' કલેન જન્માવે છે. અકબધ તો અવાવરુ પણાના ભાવો જન્માવે છે. અસ્તિત્વ સતત કેવી રીતે અકબધ રહી શકે ? શબ્દપસદગી, અર્થચ્છાયઓ અસ્તિત્વ જેવા સકુલ વિષયને આવા સમીકરણો વગેરે કેરા તો વણમાડી મૂકે છે !

ચોથો શેર દુર્બોધતાનો આભાસ જન્માવે છે. ભાવક બધા પદો ફરી ફરી વાચીને કશોક અપૂર્વ અન્વય માણવાની અપેક્ષા રાખી બેઠા હોય પણ ત્યા તો તે એકાએક તિરાડો શોધતો ગઝલ ખડેરામા ભટકવા લાગે છે. પણ ભાવકશિશુએ અફસોસ ન કરવો ! શબ્દજળ ઝાઝુ ટકતુ નથી ચાસમા ત્યારે જ અકુર ફૂટે કે જ્યારે કાળી ભોય પ્રસ્વેદસિક્ત બને, કર્તા પાસે અસ્તિત્વની કાળી ભોય છે ? તેમને તો ખડેર પર ઊગતા કે તિરાડમાથી ડોકાતા ઘાસનો સરનો વિરોધ દર્શાવવો છે.

આટલી ગભીરતાપૂર્વક આગળ વધતા પાચમા શેર સુધી આવતા સુધીમા તો આપણી આખોના પડળ ખુલ્લા થઈ જાય છે શોકનુ

શ્લોકત્વમા રૂપાતર તો દ્વિપ-અયન કરવાથી કે વાલ્મીકપ્રવેશથી થયુ હતુ ગઝલકાર દ્વૈપાયન બનવા તૈયાર છે ?

એક ક્ષણમા અનેક મહાભારતો ચાલતા બતાવીને સઘર્ષની બહુલતા બતાવી છે, પણ એનો કશો આલેખ રજૂ થાય છે ખરો ? બિચારા વ્યાસ પણ શુ સમજે કે એમને આવુ 'પૂર્ણ'નુ તૂત વળગશે !

આભાસપૂર્વકનો અનુભવ કરાવતી આ રચનામા રદીફમા ચબરાકી સિદ્ધ કરી આપીને કાવ્યત્વ સિદ્ધ કરી દેખાડવાનો પ્રયોગ કૃતક નિવડ્યો છે પ્રથમ તથા અતિમ શેરની ચવાઈ ગયેલી સમીકરણાત્મક અભિવ્યક્તિ, બીજા અને ત્રીજા શેરમા પ્રતીતિનો અભાવ, ચોથા શેરની કૃતક દુર્બોધતા કટાળો જન્માવે છે

કવિને આભાસી અસ્તિત્વની અનુભૂતિ કાવ્યવિષય તરીકે અભિપ્રેત છે આ વિષયે બધાને જ મથી નાખ્યા છે પ્રાચીન સ્તોત્રકાર શકરાચાર્ય–

नलिनीदलगतजलमतितरलम्
तद्वत्जीवितमतिशयचपलम् ।

આ ગઝલની ભાષા ભિન્ન સ્થળ કાળ પરપરા સદર્ભો ધરાવતા ઘાસ ગ્લાસ, વ્યાસ જેવા શબ્દોને પરસ્પર ભટકાવીને ભાવકને ચકિત કરવાના ભાષાપ્રપચરૂપ છે. 'ગ્લાસ' અને 'વ્યાસ' શબ્દથી ભાવકચિત્તમા પ્રગટ થતી અર્થચ્છાયાઓના શભુમેળાનુ શુ ? શોખપૂર્વક ગઝલ લખતા આ ગઝલકારને શોકપૂર્વક જણાવવાનુ કે, વાલ્મીકિનો શોક શ્લોકત્વને પામ્યો હતો, વ્યાસનો નહીં કોઈક નિષાદે તો ક્રૌચવધ કર્યો હતો, પણ આ પ્રયોગખોર ગઝલકારે તો આદિકવિ વાલ્મીકિનો વધ જ કરી નાખ્યો છે !

અને સુરેશ જોષી—

"બાકી તો બૂટ ઠપકારતો, મારા પગલાના પડઘા ગણતો
હુ સૂની શેરીઓમા ઘણીવાર ચાલતો હોઉ છુ"

'૭૬, શબ્દાનુક્રમ, રૂપક દ્વારા શંકરાચાર્ય આખી કવિતા કેવી સિદ્ધ કરી આપે છે! તો વળી સુ જો. એ બોલચાલની ભાષા દ્વારા આધુનિક સંવેદનપટુ માનવની અનુભૂતિને મૂર્ત કરી છે. જે આ ગઝલમા પ્રત્યેક પૂર્વક પણ સિદ્ધ થઈ શકી નથી.

આથી આ કૃતિને તેમણે કવિલોકના પ્રયોગ વિશેષાંકમા પ્રગટ કરેલા શબ્દો પ્રતિપ્રશ્નો તરીકે પૂછવાનુ મન થાય છે

"આથી ગઝલના જે પ્રયોગ થાય તે ગઝલ તરીકેના તેના અસ્તિત્વને વધારે સમૃદ્ધ કરવા પ્રતિ તકાયેલા હોવા જોઈએ."

સમગ્ર ગઝલ વાચતા કેટલાક પાયાના પ્રશ્નો ઉદ્ભવે છે આ કવિ પાસે પોતીકુ અનુભવવિશ્વ છે? એને જ્યારે તેઓ શબ્દબદ્ધ કરે છે ત્યારે નવી બાની માટેની કોઈ મથામણ અનુભવાય છે? શબ્દના માધ્યમ દ્વારા આપણી પાસે જે અનુભૂતિવિશ્વ આકાર પામીને આવે છે, તેમા કશીક અંગતી સંરચના પ્રગટ થાય છે? શુ આવા ગંભીર પ્રશ્નો લઈને આવી કૃતિઓ પાસે જવાશે? નહીં તો પછી એક પ્રશ્ન ઉદ્ભવશે કે, આવી કૃતિ લખવા પાછળ પ્રવૃત્ત થતી ચેતનાની પ્રામાણિકતા વિશે શુ? આ એક જ કૃતિ વિશે નહીં, પણ આજે ગુજરાતી સામયિકોમા પ્રગટ થતી ઘણી ખરી કૃતિઓ જોતા આ પ્રશ્નો સતત ઉદ્ભવ્યા કરે છે.

( સંગોષ્ઠિની એપ્રિલ બેઠકમા વંચાયેલુ ) 

## સુધારો

કંકાવટીના ઑક્ટોબર અંકમા ૧૭ મા પાને પ્રગટ થયેલી શ્રી ભારતી દલાલની વાર્તા 'મનવન્તર'મા ત્રીજી લીટીમા 'દીકરા વહુ' છપાયુ છે ત્યા 'દીકરા મરુ' વાચવુ.

( અનુસંધાન પાના નં. ૧૪નું ચાલુ )
આ બધાને અનુકૂળ રીતે પલોટવી ટૂંકમાં સૃષ્ટિ રચવી એનો આનંદ જ આખરે તો સંતર્પક નીવડે છે

પાખું વસ્તુ લઈને કામ કરીએ તો કલાની શક્તિનો પરિચય કરાવવાની વધુ ગુંજાયશ રહે છે જેને આપણે માત્ર સામાન્ય કે રેઢિયાળ કહીએ છીએ તે જ જો દૃષ્ટિ હોય તો અસાધારણની મંજૂષા બની રહે છે ઘરમાં ઘડિયાળનું બંધ પડી જવું એ પણ છેક કાઢી નાખવા જેવી ઘટના નથી હાથમાં લઈને ચોળીએ છીએ તે સાબુનો સ્પર્શ પણ અનેક જાતના સ્પર્શસંવેદનોની હારમાળામાં પરિણમે છે આમ હું તો દરેક સામાન્ય કે રેઢિયાળને પણ ઉપેક્ષિત ગણવા તૈયાર નથી, આથી જ તો આપણું ઘણું ઉત્તમ સામાન્યના છદ્મવેશે આપણી આંગળીઓ વચ્ચેથી સરી જતું હોય છે. □

## સાભાર સ્વીકાર

**ઊંડા કૂવા ને ટૂંકાં દોરડા** (નવલકથા) લેખક શ્રી વજુ માતરી, મૂલ્ય ૧૮ રૂપિયા

**કાળ રાત્રિની ધ્રૂણતી ભૂતાવળ** (પંચમહાલના ધાડ પાડી જીવતા નાયકાઓની રોમાંચક કથા) લેખક શ્રી વજુ માતરી, મૂલ્ય રૂપિયા ૧૩-૫૦ પ્રકાશક બંનેના સાહિત્ય સંગમ, ગોપીપરા, સૂરત-૧

**આપ્તવાણી** (આધ્યાત્મિક વચનો અને પ્રશ્નોત્તરી) પ્રકાશક જય સચ્ચીદાનંદ સંઘ વતી, ખેતશી નરશી શાહ, ૨૦/૧૦, એન્જલલેન્ડ ૪થે માળે, નાયગામ, ક્રોસરોડ, વડાલા, મુંબઇ-૪૦૦૦૩૧

**તારી આંખો સુંદર છે** વાર્તાસંગ્રહ લેખક નગીન કા મોદી, મૂલ્ય ૮ રૂપિયા, પ્રકાશક સુવાસિત સાહિત્ય પ્રકાશન, ૧/૩૭૮૭ મોટી દેસાઈ પોળ, સુરત-૩

**ગુજરાત** (ગુજરાત સરકારના સામયિકનો દિવાળી અંક) મૂલ્ય ચાર રૂપિયા, માહિતી ખાતુ, ગુજરાત સરકાર, ગાંધીનગર ૩૮૨૦૧

સા. પ. દ્વારા સૂરતમાં યોજાયેલા
બે સ્થાનિક કવિઓના સન્માનસમારંભ વિશે–



અજિત ઠાકોર

તંત્રીશ્રી 'કંકાવટી'

૨૪મી નવેમ્બરે સાહિત્યપરિષદે સુરતમાં સ્થાનિક બે કવિઓ જયંત પાઠક અને ગનીનું તેમના જીવન–કવનનો પરિચય તથા કાવ્યવાચન–ગાનનો કાર્યક્રમ યોજી સન્માન કર્યું હતું એ વિશે થોડુંક કહેવાનું પ્રાપ્ત થાય છે.

આરંભે ભગવતીકુમારે ગની વિશે લખાણ વાંચ્યું. તેમાં જીવન ઘડતર અને કવિતાપ્રવૃત્તિ વિશે એકાદ વર્ષ પહેલાં યોજાઈ ગયેલા ગનીના અભિનંદનસમારોહપ્રસંગે થયેલા વક્તવ્યની જ પુનરુક્તિ હતી. તેમાં એક પણ નવો મુદ્દો જોવા ન મળ્યો. આખું વક્તવ્ય ગનીની કવિતાને યથાર્થ પરિપ્રેક્ષ્યમાં મૂકી આપવાની નિસ્બતવાળું ન હતું. "પ્રયોગમાં ગનીભાઈનું સ્થાન મોખરે છે," કે "ગનીભાઈ નખશિખ ગઝલકાર છે" કે "આકારને સંપન્ન ન કરે ત્યાં સુધી એમની ગઝલ જંપે નહીં"- જેવાં વિધાનો આધારો વિના થયાં. આનાથી કવિ કે કવિતા વિશેની આપણી સમજમાં શો ઉમેરો થાય? આમ વક્તા સજ્જ ન હતા તો કવિ ગની પણ પૂરા ગંભીર ન હતા. એમણે પોતાની જે કૃતિઓ રજૂ કરી તે પરથી તો એમના કવિ હોવા વિશે પણ ગંભીર શંકા ઊભી થઈ! આવા પ્રસંગે કવિ પોતાની કવિતાનું પ્રતિનિધિત્વ કરે તેવી રચનાઓ રજૂ કરે તે અપેક્ષિત છે.

એ પછી રવીન્દ્ર પારેખે જયંત પાઠકના જીવન તથા કાવ્યપ્રવૃત્તિનો પરિચય આપ્યો. ગની વિશેનું ભ. શા.નું લખાણ ગુણાનુરાગી

હતુ તો જયંત પાઠક વિશેનુ ૨ પા નુ લખાણ દોષદર્શી હતુ બ નેએ વિષય એવો મોટો પસંદ કર્યો હતો જેથી આધાર આપવાનુ ને ઊડા ઊતરવાનુ ટાળી શકાય રવીન્દ્રે જયંત પાઠકની કવિતાપ્રવૃત્તિનો દેખાદેખી **દેખી થયેલો આરંભ,** એમના પર બ ક ઠા-સુન્દરમ્-ઉમાશંકર-રાજેન્દ્ર-નિરંજનનો પ્રબળ પ્રભાવ એ મર્મર-વિસ્મયના કવિ નથી પણ સર્ગ જ એમની કવિતાનુ ગંગોત્રીશિખર છે, ગઝલ દેખાદેખીથી લખે છે એના સ્વરૂપ વિશે જ એમને શ્રદ્ધા ન હોવાથી પરિણામ સમજી શકાય તેમ છે, 'વ'ની પ્રીતિ વૃક્ષપ્રીતિ જાગ્યાય છે-એવુ બધુ કહ્યુ આમાનુ ઘણુ અનેક રીતે ચર્ચાસ્પદ છે જયંત પાઠકની પોતાની કેફિયતનો આધાર લઈ રવીન્દ્રે તેમના જીવન વિશે તોછડા લાગે તેવા ને છીછરા વિધાનો કર્યા જેમકે, તેમના બે ઉપનામો વિશે, તેમણે જયંતિલાલ નામના જયંત એવા કરેલા આધુનિકરણ વિશે, દેખાદેખીથી કવિતા લખવાનો પ્રારંભ કર્યો તે વિશે, સ્કાઉટ-કુમાર-બુદ્ધિપ્રકાશ-સંસ્કૃતિના કિસ્સા સર કર્યા તે વિશે કવિએ પોતાને વિશે કરેલા આ વિધાનોને તે જ રૂપે મૂકવામા વિવેક ચૂકાયો છે, કારણ, બ નેના વક્તવ્યનો સંદર્ભ તથા Tone ભિન્ન છે એ તો ઠીક, પણ કવિના જીવન વિશેની આ બધી ઉપરછલ્લી વિગતો તેમની કવિતાને સમજવામા શી મદદ કરે તે પણ વિચારવા જેવુ છે ! આ બધી ગૌણ વિગતોની પ્રચુરતામા જયંત પાઠકની કવિતાના ચહેરાનુ-એમની મૌલિકતાનુ કશુ પ્રતિપાદન ન થયુ, એને બદલે જયંતભાઈમા 'વ' પ્રીત જોવા મળે છે જેવા ચબરાકીભર્યા વિધાનો તથા વૃક્ષપ્રીતિ-વનપ્રીતિ-વતનપ્રીતિ જેવા ચર્ચાઈ-ચવાઈ-વગોવાઈ ગયેલા મુદ્દા આગળના અર્થઘટન-પ્રતિપાદન વિના મૂકાયા જયંતભાઈને આનાથી અન્યાય થયો છે રવીન્દ્રે એક મુદ્દો ઉપસ્થિત કર્યો કે, "એમની કવિતામા માળખા માટેની શોધ વર્તાય છે જ્યા આ માળખુ મળી જાય ત્યા કવિતા બને, જ્યા એવુ નથી ત્યા કવિતા બનતી નથી" રવીન્દ્ર આ "માળખા"

દ્વારા શું સૂચવવા માગે છે? એમણે ફૉર્મ-આકાર ના અર્થમા એ શબ્દ વાપર્યો છે? જો એવુ હોય તો સર્જકમાત્રની આ શોધ હોય છે તેમણે જયત પાઠકમા વર્તાતી માળખાની આ શોધ કઈ રીતે ચાલે છે તે સિદ્ધ થાય છે કે કેમ તેની ચર્ચા પણ કરવા જેવી હતી. જયંત પાઠકને સારો ચર્ચાનો લાભ ન મળ્યો. બને વક્તાઓને સાભળ્યા પછી એવી લાગણી થઈ કે, આપણા વક્તાઓએ, કશુ આગવુ પ્રતિપાદન કે આગવો અભિગમ ન હોય તે સજોગોમા મચ પર આવવાનો લોભ જતો કરવો જોઈએ.

જયત પાઠક આનાથી કઈક વ્યથિત થયાના અણસાર એમના હળવા પણ માર્મિક વિધાનોમાં વર્તાયા હતા "અત્યાર સુધી મે તત્રીઓના અજ્ઞાનનો લાભ લીધો છે" "મારા કવિતા મનોયત્નોથી વિશેષ કશુ નથી" "હુ મને સારો કવિ માનતો નથી." એમણે એમની કવિતા કરવા વિશેની રચનાઓ તથા ગીતગઝલ રજૂ કર્યા 'રણ' જેવી નીવડેલી કૃતિ તેમણે કેમ ન રજૂ કરી તેનું મને આશ્ચર્ય છે. કૃતિની પસંદગી વિશે તેઓ પણ પૂરતા ગભીર ન હતા તેમણે રજૂ કરેલી 'કવિતા કરવા વિશે'ની રચનાઓ નબળી હતી તો 'ભૈ માણસ છે!" ગઝલ રવીન્દ્રે કરેલી ટીકાના સબળ ઉત્તરરૂપ હતી.

અતે 'ઉશનસ્ પ્રમુખપદેથી બને કવિઓ વિશે (મુખ્યત્વે જ. પા વિશે) પ્રલાપી વિવેચનના નમૂના જેવુ બોલ્યા હતા. તેમની આ વિષય પર સહેજ પણ તૈયારી ન હતી; અને મનમા આવે તેનુ બોલ્યે જતા હતા મચ પરથી કશીક ચિઠ્ઠી આવતા જ. પા. વિશેનુ ચર્વિતચર્વણ એકદમ અટકાવી ગની વિશે થોડાક ઉભડક વિધાનો કરી બેસી ગયા હતા. એ પછી ગાયકવૃંદે બને કવિઓની રચનાઓનુ ગાન કર્યુ હતુ.

આ સમારભ પછી એક પ્રશ્ન થયો : સાહિત્યપરિષદે સૂરતના બે કવિઓને સન્માનવા માટે આ બે કવિઓને જ કેમ પસદ કર્યા?

( અનુસધાન પાના ન. ૪૭ પર )

## અનુવાદ અને અર્થનો કોયડો

સંપાદકશ્રી,

'કંકાવટી'ના નવેમ્બર, ૧૯૭૨ના અંકમાં શ્રી નૈમિષ મિત્રે ઓમપ્રકાશ ભટનાગરના એક અંગ્રેજી કાવ્યનો અનુવાદ આપ્યો છે અને એનો આસ્વાદ કરાવ્યો છે. એમાંથી ઊપસતો અનુવાદનો કોયડો થોડો ચર્ચવા જેવો લાગે છે.

શ્રી મિત્રે 'to die of' અને 'to die from'નો ભેદ અહીં આગળ ધર્યો છે એ કાવ્યના તાત્પર્યને સમજવા માટે કંઈક ઉપયોગી અવશ્ય છે. પણ અંગ્રેજી કોશ 'to die of' અને 'to die from' ઉપરાંત 'to die by' 'to die through' 'to die on' 'to die in' વગેરે અનેક જાતના પ્રયોગો નોંધે છે એમાં પરિસ્થિતિ, સાધન, દૂરનું કારણ, નજીકનું કારણ આવા ભેદો કરવાનું પ્રયોજન હશે, પણ કેટલુંક કેવળ રૂઢિગત લાગે છે. બીજી બાજુથી ગુજરાતીમાં 'થી' પ્રત્યય સાધન, કારણ વગેરે અનેક અર્થો વ્યક્ત કરી શકે છે, 'રોગ'ના સંબંધમાં પણ 'થી મરી જવું' એવો પ્રયોગ છે, તો અહીં 'થી'-થી ચલાવવું કે રોગનો અર્થ શબ્દોમાં સ્ફુટ કરવો એ વિચારવા જેવું છે. 'રોગ' એવું નામ પાડવાથી કાવ્યની ધારની તીક્ષ્ણતા ઓછી થઈ જતી નથી લાગતી? 'થી'-થી મૃત્યુનું કારણ તો સૂચવાય છે 'સત્ય' મૃત્યુનું કારણ બને છે એ વાક્યમાંથી પ્રગટ થતું હોય એ પૂરતું ન ગણાય? 'રોગ'ના અર્થનું સૂચન મૂકવું હોય તો પણ 'ને લીધે', 'ના ભોગ બનીને' એવા પ્રયોગો કામ આવે કે કેમ એ વિચારવા જેવું છે.

છતાં શ્રી મિત્રે કાવ્યના તાત્પર્યને-એમાં ગૃહીત રૂપકને પોતાના અનુવાદમાં ખુલ્લું કર્યું એ સ્વીકારી શકાય, પણ એમણે મૂળ વાક્યરચનાનો એક બીજો મર્મ જવા દીધો છે એ તરફ લક્ષ ખેંચવું જોઈએ. મૂળ અંગ્રેજીમાં 'hope' 'dream' 'have heart'

'have art' એ ક્રિયાપદો છે, શ્રી મિત્રે 'આશાઓ' 'સ્વપ્નો' વગેરે સીધા મૂકી નમીકરણો રચ્યા છે. કાવ્ય આપણી કેટલીક માનવપ્રવૃત્તિ પર એક કટાક્ષમય પ્રકાશ નાખે છે એ પ્રવૃત્તિને પ્રવૃત્તિ તરીકે જ વર્ણવવી જોઈએ. તો જ કાવ્યનો મર્મ યથાતથ જળવાય 'આપણી આશાઓ' નહીં પણ 'આપણે આશાઓ સેવીએ છીએ' એમ જ કહેવુ જોઈએ '(અસરકારક પ્રતિકાર) કલા' એમ નહીં, પણ 'આપણે કલાનો આશ્રય લઈએ છીએ' એમ જ અનુવાદ કરવો જોઈએ

શ્રી મિત્રે 'we have no heart'નો 'આપણે સૌ આધા જ ભાગીએ' એવો અનુવાદ કર્યો છે તે ખોટો છે અને મૂળના તીવ્ર કટાક્ષને એમાં સ્થાન રહેતુ નથી કાવ્યનો અત હકારાત્મક positive છે એવી એમની સમજૂતી પણ મને સાચી લાગતી નથી. જીવનની રોગ-જન્ય પરિસ્થિતિઓ સામે કલાની ઇષ્ટતા કવિ બતાવવા માગતા હોય એમ માની શકાય તેવુ નથી. છેલ્લી કડીમા કવિ પોતાનો સૂર કેવી રીતે બદલી શકે? 'સત્ય'ને રોગ ગણાવવામા કટાક્ષ છે, તેમ 'જીવન'ને રોગ ગણાવવામાં પણ કટાક્ષ છે એમ સમજવુ જોઈએ, અને જીવનમાથી છુટકારા લેખે થતી કલાની પ્રવૃત્તિ સામે એમનો વિરોધ છે એમ ઘટાવવું જોઈએ આગળ જે વાસ્તવિકતા અને જે સત્યની વાત હતી તે જીવનની વાસ્તવિકતા અને જીવનનુ સત્ય અને જે હતાશાની વાત હતી તે જીવનની વાસ્તવિકતામાથી જન્મતી હતાશાની વાત હતી. એમાથી છૂટવા જેમ આશાઓ, સ્વપ્નો સેવવાની અને હૃદયહીન થવાની વાત મૂકી હતી તેમ અહીં જીવનથી છૂટવા કલાનો આશ્રય લેવાની વાત છે. કવિ પોતે જીવન—એ જેવુ છે તેવુ-નો સામનો કરવાનુ સૂચવતા એમ જણાય છે

શ્રી મિત્રે પોતાનુ 'અનુસર્જન' 'ફિક્કુ' અને 'શબ્દાળુ' હોવાનો સભવ સ્વીકાર્યો જ છે. 'મધુર ઔષધ' 'ભયકર રોગ' 'ખતરનાક બીમારી' 'હઠીલી માંદગી' 'અસરકારક પ્રતિકાર' વગેરે શબ્દપ્રયોગો

બતાવે છે કે એમનું અનુસર્જન વધારે બોલકુ છે અને કાવ્યની વ્યંજનાને વણી હાનિ કરે છે.

મારી દષ્ટિએ કાવ્યનો અનુવાદ કંઈક આવો થાય (શ્રી મિત્રે વાંચેલો મૂળ અનુવાદ મે વાંચ્યો નથી)

આપણે આશાઓ સેવીએ છીએ
હતાશાઓથી આપણે મરી ન જઈએ એટલા માટે,
સ્વપ્ના સેવીએ છીએ
વાસ્તવિકતાઓથી આપણે મરી ન જઈએ એટના માટે,
સત્યથી મરી જઈશુ એ ભયથી
આપણે હૃદયહીન થઈ જઈએ છીએ,
જીવનના ભોગ બની મૃત્યુ ન પામીએ એટલા માટે
આપણે કલાનો આશ્રય લઈએ છીએ.

૬ ડિસેમ્બર, ૧૯૭૯ જયંત કોઠારી □

# સાહિત્યવૃત્ત

## કવયત્રી શ્રીમતી પ્રભજ્યોત કૌરને ઍવોર્ડ

દિલ્હીથી પ્રગટ થતા રાજકીય-સાંસ્કૃતિક, સાહિત્યિક માસિક પત્ર 'Byword'ના સહાયક તંત્રી શ્રીમતી પ્રભજ્યોત કૌરને 'ક્રિટીક સર્કલ ઑફ ઇન્ડિયા' સંસ્થા તરફથી 'વર્ષના શ્રેષ્ઠ કળાકાર'નુ બિરુદ મળ્યુ છે શ્રીમતી કૌરને પદ્મશ્રીનો ઇલકાબ આ અગાઉ મળી ચૂક્યો છે આ ઍવોર્ડ મેળવનાર અન્ય કલાકારોમા સ્મિતા પાટીલ (મહારાષ્ટ્ર) માણિક ચેટરજી (બંગાળ) મેન્ પ્રોધન (નેપાળ) દિનેશ ત્રિપાઠી (ઉત્તર પ્રદેશ) જતીન દાસ (દિલ્હી), રઘુનાથ પાણિગ્રહી (ઓરિસ્સા) અને જ્યોર્જ બારુઅર (આસામ)નો સમાવેશ થાય છે.

પ ત્ર ચ ર્ચા—



## આધુનિક કવિતાનું કલેવર : 'પ્રતીકો'

**શ્રી.** ચ દ્રકાન્ત ટોપીવાળાએ 'ક કાવટી' નવેમ્બર, ૧૯૭૯ના અ કમાં 'પ્રતીક'ને આધુનિક કવિતાનુ કલેવર કહી જે ચર્ચા કરી છે તે ઘણી દૃષ્ટિએ અશુદ્ધ માલૂમ પડે છે. સૌ પ્રથમ તો એ સવાલ જન્મે છે કે 'પ્રતીક'ને કવિતાનુ 'કલેવર' કહી શકાય ખરા ? કવિતામા કલેવર તરીકે આવે છે કે એની સુવાસ તરીકે ? સિતાંશુની પ ક્તિઓ રજૂ કરી એમા આવતા 'પાટા' શબ્દને કવિકર્મવ્યાપાર દ્વારા અનિશ્ચિત અને સ દિગ્ધ અર્થવાળા ગણાવે છે, ત્યારે પ્રતીકની સમજણ પણ અસ્પષ્ટ બની જતી અનુભવાય છે. વિશેષ હાસ્યાસ્પદ તો એ છે કે પ્રતીક અર્થાન્તર કરે છે એમ કહી એમા સૂચકતા છે એવુ ઉમેરી, 'સૂચકતા'ને સાર્ત્ર સાથે જોડે છે ! !

આપણા વિવેચનમા આ 'સાર્ત્ર' અને 'કામૂ' વગેરે શબ્દોએ એક ગ દો ઈતિહાસ ઊભો કર્યો છે. આપણો દરેક લેભાગુ વિવેચક પોતાના વિધાનની સાબિતી અર્થે સાર્ત્ર અને કામુ પાસે દોડી જાય છે। મને તો હવે એમ લાગે છે કે આપણો કોઈ વિવેચક કોઈ વિષયની ચર્ચા કરતા સાર્ત્ર કામુ આદિનો ઉલ્લેખ કરે ત્યારે સમજી જવુ કે એ બધુ ગોળગોળ વાળી દેવા માગે છે। એવા મિત્રને નથી હોતી પોતે હાથમા લીધેલા વિષયની સૂઝ કે નથી સાર્ત્ર કામુ આદિના કાર્યોની સમજણ।

શ્રી ટોપીવાળાએ રજૂ કરેલ મીરાની પ ક્તિ અને એમણે સમજાવેલા 'દવ' ડુ ગરના પ્રતીક તદન ગેરસમજણ ભરેલા છે.

'દવ તો લાગેલ ડુ ગરમે કહોને ઓધવજી

હવે કેમ કરીએ ? મા 'દવ' અને 'ડુ ગર', 'પ્રેમ' અને 'હૃદય'ના પ્રતીક તરીકે કયા છે ? અહી 'દવ' અને 'ડુગર' શબ્દગત

પ્રતીક નથી પરંતુ સમગ્ર ક્રિયાથી ઝંખનાનો અર્થ નિષ્પન્ન કરવાની વાત છે। ડુંગરમાં લાગેલો દવ જેમ ન બુઝાય તેમ આ ગોપીના પ્રેમની વાત છે। અહીં માત્ર સીધો સાદો અલંકાર છે, એમાં પ્રતીક જોઈને શ્રી ટોપીવાળાએ થાપ ખાધી છે. આવું જ ગુલામ મોહમ્મદ શેખની પંક્તિઓના પ્રતીકને સ્પષ્ટ નહિ કરી શકીને શ્રી ટોપીવાળાએ ગુલાટ ખાધી છે। શ્રી ટોપીવાળા કહે છે "રણ, ઘર અને મરેલા ઊંટોને શેની અવેજીમાં મૂકયા છે? એની અવેજી ન તો તરત મળે છે અને મળે છે તો એક સાથે ઘણી બધી અવેજીઓ માટે મૂકાયેલા હોય એમ સૂચવાય છે" અહીં આપણને પ્રશ્ન થાય છે કે 'ઘણી બધી અવેજીઓ'માંથી એકાદી તો અહીં સ્પષ્ટ કરો એટલે તમારી સમજણને અમે પ્રમાણી શકીએ। પરંતુ ના, શ્રી ટોપીવાળા પાસે કદીય કોઈ વિષયની સ્પષ્ટ પકડ ન હતી, ન છે! ☐

—નરોત્તમ પલાણ

( અનુસંધાન પાના નં. ૪૨ નું ચાલુ )

જયંત પાઠકની પસંદગી ઉચિત લાગે છે પણ ગનીના સમકાલીન એવા 'અનિલ'ની પસંદગી ન કરતા ગનીની પસંદગી કયા આધારે, કોની ભલામણથી થઈ? પરિષદે પસંદગીના કયા માપદંડો રાખ્યા છે તે જણાવવાની પરિષદની જવાબદારી છે, તો તે જાણવાનો સાહિત્યરસિકોને અધિકાર છે પરિષદે તેના પ્રમુખપદની પસંદગીથી માંડીને તમામ કાર્યો માટે (જેવા કે, પુસ્તકપ્રકાશન, સંપાદન, વિભાગીય અધ્યક્ષો મકાન વગેરે) પોતાની પ્રતીતિઓ પ્રજા સમક્ષ રજૂ કરવી જોઈએ, તે પછી જ પ્રજા સમક્ષ પરિષદના મકાન માટે ટહેલ નાખવા નીકળવાનો અધિકાર તેને પ્રાપ્ત થાય.

## ભૂપત વડોદરિયાની નવલકથાઓ

| | |
|---|---|
| પલ પલ વ્યાકુળ પ્રાણ | ૧૯–૫૦ |
| તાર એ મારી પ્રીત | ૧૯–૫૦ |
| જપતપ જૂઠ, સાચી પ્રીત | ૧૫–૫૦ |
| ભવોભવની પ્રીત | ૧૯–૫૦ |
| મોતના પીંજરે નગ્ગા પંખી | ૧૫–૦૦ |
| અમૃતભાગી | ૧૩–૦૦ |
| એક નઠારી છોકરી | ૧૩–૦૦ |
| બીજું જીવન | ૧૨–૦૦ |

## શાળા-ઉપયોગી નાટકો

નાટકોની દુનિયા — યશવંત 'મહેતા'
શાળા-ઉપયોગી નાટકો — રજની શેઠ
ભજવવા નાટકો — બળદેવ મોલિયા
ગમેલાં નાટકો — મુકેશ ગાવી
કિશોરોના નાટકો — પ્રા હસિત બૂચ
(દરેકના ૩ આઠી, સેટના રૂ ૧૫)

## ભૂપત વડોદરિયાના ચિંતનલેખોનો સંગ્રહ

| | |
|---|---|
| ઘરેબાહિરે | ૧૭ ૦૦ |
| પંચામૃત ( ચિંતનલેખો ) | |
| પ્રીતમલાલ મજમુદાર | ૮–૦૦ |

## કાવ્યસંગ્રહો

સૂર્યના ગોળાને ભેટવા

| | |
|---|---|
| જતા — નાગરાજ | ૩૦–૦૦ |
| કાલિન્દી — જનક નાયક | ૧૨–૦૦ |
| ફૂલડાં — હેતલ મોદી | ૨–૦૦ |

## ઇન્દિરા ગાંધીના કારનામાંઓની સ્ફોટક 'દાસ્તાન

ઓલ ધ પ્રાઇમિનિસ્ટર્સ મેન

રૂ ૩૫–૦૦

## ભજવવાલાયક નાટકો

નવા નવા નાટકો — પ્રા. હસિત બૂચ
તખ્તાલાયક નાટકો — રજની શેઠ
નાટકો જ નાટકો — મુકેશ ગાવી
રંગલીલા — યશવંત મહેતા
હમારુમના નાટકો — હરીશ નાયક
(દરેકના ૩ ૫, સેટના રૂ ૩૦–૦૦)

## આયુર્વેદનાં પુસ્તકો

લાભશંકર ઠાકર 'પુનર્વસુ' ની બાર

| | |
|---|---|
| રોગપુસ્તિકાઓ સેટના રૂ | ૨૪–૦૦ |
| ઘર ઘરનો વૈદ | ૧૩–૫૦ |
| ઘર ઘરના ઔષધો | ૧૩–૫૦ |
| અભિનવ કુદરતી ઉપચાર | ૧૩–૦૦ |

યોગાસનો અને આરોગ્ય

સાહિત્ય–સંગમ, બાવા સીદી, ગોપીપુરા, સૂરત

# પિંજરાં

વાસિલિસ વિટ્સાક્સિસ ▭ અનુ. વિજય શાસ્ત્રી

પ્રવચનો પૂર્ણ થયાં
સંગીતના સંવાદોયે શમી ગયા

દેવળના ઘણ્ટસ્તમ્ભ પાસે
બારીના ગોખલામાં
એકસામટાં ખુલ્લાં કરી દેવાયાં પિંજરાંઓ
—પરાપૂર્વથી ચાલી આવેલા રિવાજ મુજબ—
પાંખોના ઉન્માદી ફફડાટોમાં થઈ
બહાર ઊડી ગયાં પંખીઓ

કોઈકે મને પૂછ્યું :
'આ લોકો પંખીઓને આકાશમાં શા માટે પૂરી રાખે છે'
હું ચૂપચાપ ત્યાંથી સરકી ગયો

